॥ श्री गुरवे नमः ॥

सस्ती वार्तामाळा.

वर्ष ४थुं.

पुस्तक १०-११-१२.



# सती त्रिवेणी

(सती-पतिव्रता रमणीयोनी ऐतिहासिक वार्ताओ.)

लेखक–श्रीयुत रणछोडलाल हरिलाल भट्ट
अमदावाद.

पंदरसो पृष्ठनां पुस्तकोनुं
वार्षिक मूल्यः—

काचा जाडा पुठांना रु. २-८-०
पाका सुंदर पुठांना रु. ३-८-०
वी. पी. खर्च. रु. ०-१-०

चैत्र, वैशाख, ज्येष्ठ.

संवत. १९७३.
सन. १९१७.

मूल्य छुटक काचुं पुठुं रु. १-४-०
,, ,, पाकुं पुठुं रु. १-८-०

प्रथमावृत्ति. २६०० प्रत.

प्रकाशक
डाह्याभाई रामचंद्र महेता.
व्यवस्थापक–सस्ती वार्तामाळा.
अमदावाद.

| રજીસ્ટર નંબર | ગ્રાહકનું નામ વગેરે |
| --- | --- |
| | |

**પાંચમા નવા વર્ષમાં નીચલાં પુસ્તકો મળશે** પરંતુ એ સિવાય જો કોઇ અન્ય પુસ્તક સારૂં જણાશે તો નીચલાં પુસ્તકોમાં ફેરફાર કરી શકાશે:—

**૧. બંગ વીર મહારાજ પ્રતાપાદિત્ય અથવા એક સ્વદેશ પ્રેમી બંગાલી સંન્યાસી.**—લેખક—ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા—આ ઐતિહાસિક નવલકથામાં એક બંગાળી પ્રરાક્રમી રાજાનું વીરરસથી ભરેલું, સ્વદેશ પ્રેમ અને સ્વતંત્રતાના મહિમાનું ગુણગાન કરનારૂં વર્ણન છે. તે વાંચકના મનને આનંદ આપશે. જેમ મહારાષ્ટ્રમાં શિવાજી છત્રપતિ, મેવાડમાં પ્રતાપરાણો, બુંદેલખંડમાં રાજા છત્રસાલ, પંજાબમાં વીર રણજિતસિંહ થઇ ગયા છે તેજ પ્રમાણે બંગાલમાં વીર મહારાજ પ્રતાપાદિત્યે શહેનશાહ અકબરનો પરાજય કરી બંગાલને એકદમ પોતાના એક છત્રી રાજ્ય નીચે લીધું હતું. તેમના સ્વદેશ પ્રેમની તુલના થાય એમ નથી. સાધારણ રાજાનો પુત્ર જનની જન્મ ભૂમિને માટે પ્રાણાર્પણ કરવા તૈયાર થાય એ કાંઇ સામાન્ય વાત નથી. **છપાય છે. સત્વર પ્રકટ થશે. પૃષ્ઠ આશરે ૩૫૦.**

**૨. પ્રાણેશ્વરીનું પ્રેમ મંદિર અથવા સ્વરાજ્ય માટે સ્વાર્થ ત્યાગ !** લેખક—ડા. રા. મ્હેતા—આજે જ્યાં ત્યાં પુરૂષો સ્વરાજ્ય માટે ધામધુમ કરી રહ્યા છે. માત્ર એક યુરોપિયન વીર રમણી, **મહાદેવી એન્નિબિસંટ હોમરૂલ** અથવા ઇંગ્લંડના છત્ર નીચેનું **સ્વરાજ્ય મેળવવા અનેક પ્રયત્નો કરતાં** નજરકેદ ભોગવી રહ્યાં છે. તેવા સમયમાં **એક હિંદુ રમણી હોમરૂલ અથવા સ્વરાજ્ય નહિં મળવાથી** તેને મળવા માટે કેવો સ્વાર્થ ત્યાગ કરે છે, તેનું અપૂર્વ મનોહર—હૃદયદ્રાવક ચિત્ર આ સામાજિક નવલકથામાં દોરવામાં આવ્યું છે. સ્ત્રીઓને માટે હોમરૂલ—સ્વરાજ્યની ઇચ્છા થવી એ અતિ આનંદજનક વાર્તા છે. પ્રેમાળ પત્નીનો એજ ધર્મ છે. કરૂણા અને શૃંગાર રસનો પ્રવાહ વહે છે. **પૃષ્ઠ ૪૦૦.**

# અગત્યની સૂચના.

નવા વર્ષથી સર્વે ગ્રાહકોને માટે કાચા પૂઠાના રૂ. ૨-૮-૦ અને પાકા પૂઠાના રૂ. ૩-૮-૦ લવાજમ રાખ્યું છે.

જેઓ ગ્રાહકમાં રહેવા ખુશી ન હોય તેમણે તુર્તજ એક પોષ્ટકાર્ડથી અમને ખબર આપવી કે જેથી અમને વી. પી. ખર્ચનું નુકશાન થાય નહિ કારણ કે નવું પુસ્તક "મહારાજ પ્રતાપાદિત્ય" સર્વને વી. પી. થી મોકલવામાં આવશે. તે સ્વીકારી લેવા કૃપા કરવી.

નડીઆદ, ભરૂચ, સુરત અને કરાંચીની એજન્સીનાં ગ્રાહકોએ પ્રથમ (નવું) પુસ્તક મળે કે તુર્તજ લવાજમ એજન્ટોને આપી દેવું.

આફ્રિકાના ગ્રાહકોએ તુર્તજ પોષ્ટલ આર્ડરો મોકલવા.

મેનેજર-સસ્તી વાર્તામાળા—અમદાવાદ.

**૩. નૌકા ડુબી** અથવા **વહાણનું ડૂબવું**—જગતૅવંદ્ય યશસ્વી બંગ લેખક **સર રવીન્દ્રનાથ** ટાગોરના મનોવ્યાપારનું ઉજ્જવલ ચિત્ર પાડતી આ એક ઉત્તમ નવલકથા છે. આવી જાતના મનોવ્યાપારનું આલેખન કરનાર નવલકથા બંગાળી સાહિત્યમાં પ્રથમ શરૂ કરનાર સર રવીન્દ્રનાથ કહેવાય છે. આ નવલકથા લોકોમાં ઘણી આદર પામી છે. "ચોખેરવાલી" પછી બીજી યશસ્વી નવલકથા "**નૌકા ડુબી**" છે. આ બીજી નવલકથા બહુ ઉત્તમ છે. (ભાષાંતરકાર રા. હ. હ. ધ્રુવ.) **પૃષ્ઠ આશરે ૪૭૦.**

**૪. અંગ્રેજી રામરાજ્ય** અથવા **પિંડારાઓનો હૌરદમામ!** અંગ્રેજ સરકારના રાજ્ય પહેલાં ચાંચીયા, લુંટારા અને પિંડારાઓનું ભારત વર્ષમાં કેટલું જોર હતું, મોગલ—પેશ્વાઈના અસ્ત સમયે ભારત વર્ષમાં કેવી અવ્યવસ્થા થઇ હતી, પિંડારાઓ કેવા કેવા યુક્તિ પ્રપંચ કરી વન જંગલ અને ગિરિ ગુફામાં તેમજ નિર્જન ખેતરોમાં નિવાસ કરી પ્રજાનું ધન અને જાન—માલ કેવી આશ્ચર્યકારક રીતે હરણ કરી લેતા હતા તથા તેમનું જોર નરમ પાડવા—તેમને નિર્મુળ કરવા ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ગવર્નર જનરલ લૉર્ડ બેન્ટિક વગેરેએ ચતુર હિંદુ અમલદારોની સહાયથી તેમને કેવી રીતે જેર કર્યા તેનું વીર કરૂણારસિક વર્ણન આ નવલ કથામાં લખવામાં આવ્યું છે. **પૃષ્ઠ આશરે ૩૭૫.**

**વાર્ષિક મૂલ્ય**—સર્વ ગ્રાહકોને માટે **કાચા પૂઠાના રૂ. અઢી** અને **પાકા સુંદર પૂઠાના રૂ. સાડાત્રણ** રાખ્યા છે. આફ્રિકાના ગ્રાહક માટે **કાચા** પૂઠાના **રૂ.** ૩—૨—૦ અને **પાકા** પૂઠાના **રૂ.** ૪—૮—૦ નો પોષ્ટલ ઓર્ડર **આ પુસ્તક મળેથી તુર્તજ** મોકલવો. કારણકે ઢીલ કરવાથી વખતે તેમને પ્રથમ પુસ્તક ભાગ્યેજ મળશે.

☛ **કાગળોના ભાવ હમણા ચાર ગણાથી પણ વધારે થઇ ગયા છે,** પૂઠાનાં અને કપડાના ભાવ પણ વધી ગયા છે. તેથી ભવિષ્યમાં **વાર્તામાળાના** કાગળો, પૂઠા કે કદમાં સહજ ફેરફાર કરવો પડે તો થોડો વખત અમારા સુજ્ઞ ગ્રાહકો અમારી મુશીબત સમજી લઇ તેટલું ચલાવી લેશે. વળી પ્રત્યેક ગ્રાહકબંધુએ એક એક નવીન ગ્રાહક મેળવી મોકલવા તસ્દી લેવી.

**મેનેજર—સસ્તી વાર્તામાળા. અમદાવાદ.**

પ્રકાશક,
ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.(સર્વહક્ક સ્વાધીન)
ઠે. દાણાપીઠ, નવાવાસ.
અમદાવાદ.

અમદાવાદ. સલાપોસ રોડ.
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ
પ્રેસમાં પરીખ દેવીદાસ
છગનલાલે છાપ્યું.

# ॥ साध्वी (सती) लक्षण. ॥

मानिनी बनी प्रेमरक्त पियुथी प्राणे शी रीझावती,
आज्ञांकित बनी खरी निज पति मानी प्रभु पूजती.
देहार्पण पतिने करी विनय ने दाक्षिण्यथी भाखती,
विवेके गृहकार्यमां मन धरी हंकारने त्यागती.
शांतिथी बनी निर्मळी शुध मति धारी पतिने भजे,
वाचा कर्म अने कदी मनथी ए निज शुद्धता ना त्यजे.
पूज्योने दई मान लाज धरी सु–धार्मिक कर्मो करे,
**एवी नार सुलक्षणी जगतमां साध्वी सतीमां ठरे.**

---

विनय कुलिन वनितानां लक्षण अनुपम भूषण लाज कहे,
कहे आर्य नीतिकार सुज्ञ सती पतिपरायण नित्य रहे.
अहो! पूर्वे एवां स्त्री रत्नो भारतमां बहुए निपज्यां,
अधम दशा आवी हडहडती आज मळे नहि एक सज्यां.
सतीत्वनां संरक्षण अर्थे तन मन बळ अति योग्य गणाय,
पण कुळ केरा धर्म लोपथी थतो सर्व उच्छेद जणाय.
पतिपत्नी विण हेतु परस्पर कोप अवज्ञा कलह करे,
केवळ पशुवत् क्रीडामां कहो सत्य स्नेह क्यांथी ज ठरे.
विवेक हिण विधवाओ कंई मन गमता पति सुखे पूजे,
कंईक बिचारी सधवाओ सम अनाथनां दुःखमां झूजे.
स्वार्थवृत्ति आचार्यो सेवे दंभ वध्यो बहु दुनियामां,
पर ऊपदेशे पंडित सघळा स्वधर्मनां खोटां नामां!

वांसदा. 
१२–८–१७.

**रामचन्द्र अध्वर्यु.**
प्राईवेट सेक्रेटरी–टु हिझ हाईनेस–वांसदा.

॥ श्री गुरवे नमः ॥

सस्ती वार्तामाळा.

वर्ष ४थुं.



पुस्तक १०-११-१२.

# सती त्रिवेणी

(सती-पतिव्रता रमणीयोनी ऐतिहासिक वार्ताओ.)

लेखकः-श्रीयुत रणछोडलाल हरिलाल भट्ट
अमदावाद.

पंदरसो पृष्ठनां पुस्तकोनुं वार्षिक मूल्यः-

काचा जाडा पूठांना रु. २-८-०
पाका सुंदर पूठांना रु. ३-८-०
वी. पी. खर्च. रु. ०-१-०

चैत्र, वैशाख, ज्येष्ठ.

संवत. १९७३.
सन. १९१७.

मूल्य छूटक काचु पूठुं रु. १-४-०
,, ,, पाकु पूठुं रु. १-८-०

प्रथमावृत्ति. २६०० प्रत.

प्रकाशक
डाह्याभाई रामचंद्र म्हेता.
व्यवस्थापक-सस्ती वार्तामाळा.
अमदावाद.



# પ્રકાશકની પ્રસ્તાવના.

**સુસ્તી** **વાર્તામાળાના** ગ્રાહક બંધુઓના કરકમળમાં આજે ચોથા વર્ષનું ચોથું અને છેલ્લું પુસ્તક **"સતી ત્રિવેણી"** સાદર કરતાં અમને આનંદ થાય છે. પ્રસ્તુત પુસ્તકમાં ત્રણ સતીઓનો ઇતિહાસ–જીવનવ્રત–આપવાની ઇચ્છા હતી પરંતુ ગ્રાહકોને આપવાનાં પૃષ્ઠ ખૂટતાં હોવાથી બીજી પણ કેટલીક આદર્શ પતિવ્રતા–સતીયોનાં ચરિત્રો આપ્યાં છે. આ પુસ્તકની સાથેંજ લેખક બંધુની પ્રસ્તાવના અન્યત્ર પ્રકટ કરવામાં આવી છે, એટલે સતી મહિમા ઉપર અને સતીવ્રત–પતિવ્રત ઉપર વિશેષ વિવેચન કરવાની જરૂર રહેતી નથી, તેમ છતાં વાંચક બંધુઓ અને ભગિનીઓને એ શબ્દ કહેવાનો શિષ્ટાચાર યોગ્ય લાગે છે. આપણા દેશમાં પરદેશી જાતિનું રાજ્ય થયું ત્યારથી એટલે આશરે હજારેક વર્ષથી આર્ય જાતિમાં બાળલગ્નનો પ્રવેશ થયો. તેને પરિણામે આઠ દશ વર્ષની બાળાઓનાં લગ્ન થવા લાગ્યાં છે !* તેમ થવાથી બાળાઓ અને બાળકો દામ્પત્યધર્મ ભૂલ્યા છે ! ત્યારથી જ તેઓ દેહ ધર્મ ચૂકયા છે અને ત્યારથીજ તેઓનાં શરીર મન–નિર્બળ થઈ ગયાં છે ! તેમની વિચાર શક્તિ, અને વિદ્યા ક્ષીણ થઇ ગયાં છે ! ત્યારથીજ સ્ત્રીઓ પતિવ્રત ધર્મ પણ ભૂલી છે તે એટલે સુધી કે જે આર્ય-કન્યકાઓ એક દિવસ પતિને ઇશ્વર સમાન પૂજતી તેજ બાળાઓ આજે યુનિવર્સિટીની બી. એ. એમ. એ. ની ડીગ્રીઓ મેળવવા તલપાપડ થઇ રહી પતિને બદલે પુસ્તકોની પૂજા કરે છે ! અને પરદેશની નીતિ રીતિ ગ્રહણ કરવા એકે પગે થઇ રહી છે ! પતિ અને પત્નીના સમાન હક્ક છે એમ માની તે પ્રાપ્ત કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે ! પરંતુ એ દુઃખજનક વાર્તામાં હર્ષની વાત એ છે કે મુસલમાનોનું રાજ્ય ગયા પછી જ્યારથી

* કણબી જેવી જ્ઞાતિમાં તો એક બે માસની બાળકીઓને પણ પરણાવે છે !

બ્રીટિશ ગવર્નમેન્ટનું શાંતિમય રાજ્ય થયું અને આર્યોની ધર્મપ્રાણ કન્યાઓને મુસલમાન ધર્મમાં વટલાવાની ભીતિ જતી રહી ત્યારથી ઘણી હિંદુ જાતિયો પોતાની બાળકીઓને મ્હોટી વયે પરણાવતા થયા છે, પરંતુ હદ ઉપરાંત મ્હોટી વયે પરણાવવાથી કેટલીક અનીતિ પ્રવેશે છે, તેથી જ અમે અમારા એક પુસ્તક "પ્રેમકથા" માં લખ્યું છે તેજ અત્રે પુનઃ લખીએ છીએ કે: પતિ પત્નીના વયમાં ૯–૧૦ વર્ષનો તફાવત રહેવોજ જોઈએ. પછી ભલે આર્ય પ્રજા પોતાની કન્યાને ૧૩–૧૪ વર્ષથી ઉપરની વયે પરણાવે. કન્યાને તેના માતા પિતાએ ઘર કામનું અને નીતિ–ધર્મનું યોગ્ય શિક્ષણ આપવું જોઇએ. પોતાની બાળાને પ્રાચીન સતીઓનાં જીવન ચરિત્રો કહી સંભળાવી તે તેમના આચરણમાં ઉતરે એવો યત્ન કરવો જોઇએ. વળી પોતાની કન્યાને યોગ્ય પ્રમાણમાં ગુજરાતી, બાળબોધ વાંચતાં લખતાં શિખવવું જોઇએ અને બને તો થોડું ઘણું સંસ્કૃત–કેટલાક શ્લોકો તેના અર્થ સહિત શિખવવા જોઇએ. એ ઉપરાંત એક મુખ્ય નિયમ જાળવવા બહુજ લક્ષ્ય રાખવું જોઇએ કે: જ્યાં સુધી સ્વ–કન્યાને રજસ્વળા થયા પછી બે ત્રણ વર્ષ વ્યતીત ન થાય ત્યાં સુધી–ગમે તેમ થાય તો પણ–તેને સાસરે ગૃહસ્થાશ્રમ માટે મોકલવી જોઇએ નહિ. શરીરના સર્વ અવયવો પુષ્ટ થાય ત્યારેજ તે ગર્ભધારણ કરવા યોગ્ય બને છે. બાર–તેર–ચૌદ વર્ષમાં–કુમળા શરીર અવયવો હોય ત્યારે ગર્ભ ધારણ કરવાથી તે ગર્ભ જોઇએ તેવો હૃષ્ટ પુષ્ટ થતો નથી, માટેજ ઉપરોક્ત નિયમ પાળવો જોઇએ. એ નિયમ પાળવાથી તે વયે પતિપત્નીના વિચારોમાં ગંભીરતા અને ઠરેલપણું આવે છે તેથી ગર્ભમાંનું બાળક પણ સશક્ત જન્મે છે અને પરિણામે આર્ય શાસ્ત્રકારોએ ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવા માટેજ ગૃહસ્થાશ્રમની રચના કરી છે તે નિયમ જળવાઇ રહે છે. એ પ્રકારે જો ઉત્તમ સંતતિ ઉત્પન્ન થાય તો પછી કન્યાઓ પણ પતિવ્રતા થાય તેમાં આશ્ચર્ય નથી અને સ્ત્રીઓ પતિવ્રતા થાય તો ભારત વર્ષ કે જે અત્યારે દુઃખ ક્લેશમય જણાય છે, નિર્બળ–મરકટમય ઠીંગુજી, રોગિષ્ટ અને હીનવીર્ય પુરૂષોથી ભરાયેલું જણાય છે તેનું નશીબ ફરીજ જાય ! વાંચક બંધુઓ અને ભગિનીઓ ! આ નવલ

કથા પ્રકટ કરવાનો ઉદ્દેશ્ય એજ છે કે એમાં પ્રકટ થયલાં સતીઓનાં-પાતિવ્રતનાં દૃષ્ટાંતો વાંચી તેઓ પણ પતિવ્રત પાળતાં શીખે અને પતિને ઇશ્વર સમજી તેની આજ્ઞા પ્રમાણે વર્તી આલોક-પરલોકનું સાધન પ્રાપ્ત કરે! લેખકશ્રીના લખવા પ્રમાણે આ પુસ્તકમાં લખાયલાં ચરિત્રો જેવી વર્તણુક **સુધરેલી સીતાઓને** ન રૂચે એ સ્વાભાવિક છે પરંતુ તેવા વાંચકોએ પોતાની ઇચ્છાનુસાર વર્તવું-તેમને કોઇ આગ્રહ કરતું નથી! તેઓ સ્વતંત્રજ છે, પરંતુ જે સજ્જનો સનાતન આર્યનીતિ-ધર્મના ગ્રાહક છે તેમનેજ આ પુસ્તકમાં લખાયલાં ચરિત્રોમાંથી કંઇક બોધ લેવાની ભલામણ કરીએ તો તે અનુચિત ગણાશે નહિ. આશા છે કે સુજ્ઞ બંધુઓ અને બ્હેનો આ પુસ્તકમાંથી યોગ્યતા પ્રમાણે ગ્રહણ કરી આર્ય સંસારનું અને આર્ય માતાનું મુખ ઉજ્વળ કરશેજ.

*　　*　　*　　*　　*

## સસ્તી વાર્તામાળાનાં ચાર વર્ષ, જન્મ:—

"**સસ્તી વાર્તામાળા**" ને પ્રકટ થયે આજે ચાર વર્ષ પૂરાં થયાં છે અને હવે પછીનાં પુસ્તકથી તે પાંચમા વર્ષમાં પ્રવેશે છે એ આનંદની વાર્તા છે. એક બાળક જન્મે છે ત્યારથી તેને અનેક પ્રકારના વ્યાધિઓમાંથી પસાર થવું પડે છે, પરંતુ કુશળ જનક-જનની તેને સંભાળપૂર્વક ઉછેરે છે! "**વાર્તામાળા**" ના જન્મ પછીથી તેને પણ એ ત્રણ વિટંબણાઓમાંથી પસાર થવું પડયું છે, પરંતુ સચરાચર વ્યાપક પરમાત્માની પરમ દયાથી તે વિટંબણાઓ તેને યત્કિંચિત્કરજ જણાઇ છે! સત્ય સંકલ્પને નિભાવનાર અને બાંહ્યગ્રહ્યાની લજ્જા રાખનાર તે પરમદયાળુ, ભક્તવત્સલ ભગવાનજ છે. તે દીનબંધુએજ "**વાર્તામાળા**" ના જન્મ આપવાની પ્રેરણા કરી, અને તેજ તેની બાંહ્ય પકડી ચાર વર્ષ પર્યંત ચલાવી પાંચમા વર્ષમાં પ્રવેશ કરાવશે, અને ભવિષ્યમાં પણ તેજ ભક્તવત્સલ ભગવાન તેને શ્રેષ્ઠ મતિ-ગતિ અર્પશે એવું અમારૂં દ્રઢ માનવું છે. ૧૯૧૧ ના જૂનની ૧૬મી તારીખે અમારા "**ભારત જીવન**" પ્રેસ સંબંધી અમારા ભાગીદાર સાથે તકરાર ઉપસ્થિત થઇ તે વખતે અમે અમારા ભાગીદારને કેટલાક સજ્જન ગૃહસ્થો

રૂબરૂ ઘણી નમ્રતા ભરેલી વિનતિ કરી પ્રેસ અને માસિક પત્રમાં વિઘ્ન નહિ નાંખવા અને સારી વ્યવસ્થા કરવાની યોજના રજુ કરી પરંતુ સ્વાર્થી મનુષ્યને તે રૂચ્યું નહિ. તેની મહત્વાકાંક્ષાનો તો પારજ નહોતો! *એટલે અમે તે મોહ છોડી દીધો ! જે પરમ પરમાત્મ સત્તાએ તેની ઉત્પત્તિ કરી હતી તેણેજ તેને પુનઃ સમેટી લીધું માની નિર્મોહ થઇ કેટલોક વખત શરીરની અસ્વસ્થતા સુધાર્યા પછી અમદાવાદમાં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયમાં થતી સાહિત્ય સેવામાં કિંચિત્ ભાગ લેવાની ઇચ્છા ધારણ કરી.

## સસ્તા સાહિત્ય ખાતાં સાથે સ્વલ્પ સંબંધ:—

અમદાવાદનાં હવાપાણી શરીરને બહુજ અનુકૂળ થયાં."શ્રી શિવાજીછત્રપતિ" લખાયું. શ્રીરામકૃષ્ણ પરમહંસને આ સેવક ગુરૂરૂપ માનતો હોવાથી તેણે સંસ્થાના માલિકની ઇચ્છાથી "શ્રી રામકૃષ્ણ કથામૃત" લખવાની શરૂઆત કરી. સંસ્થાના માલિક સાથે વિશેષ સહવાસ થયો. તેમના સ્વભાવનો પરિચય થયો. કંઇક આનંદ પણ થયો–કંઇક ખેદ પણ થયો ! આ સેવક સારી પેઠે જાણે છે કે: જ્યાં ઇર્ષાગ્નિ, ક્રોધાગ્નિ, મોહાગ્નિ, લોભાગ્નિ અને મમતાગ્નિ જેવા પંચાગ્નિ પ્રજ્વળતા હોય ત્યાં શાન્તિ સુખની આશા કેવી ? જ્યાં અહંકારનું સામ્રાજ્ય પ્રવર્તતું હોય, જ્યાં લેખકોરૂપી મજૂરી કરનાર મજૂરોજ માત્ર શોધવામાં આવતા હોય, જ્યાં ગમે તેવા સારા લેખકોમાં પણ ખામીઓ શોધાતી હોય અને જ્યાં મૂર્ખ પંડિતોનું રાજ્ય હોય ત્યાં કદરની આશા આકાશ કુસુમવતજ ! જ્યાં એક તરફી–જૂઠો—ન્યાય થતો હોય ત્યાં સત્યની ઝાંખી પણ શેની ? જ્યાં મનમોજી ધોરણ પ્રવર્તતું હોય ત્યાં સત્યાસત્યની વાતજ શી ? આ સેવક એમ પણ જાણે છે કે: લેખકો રૂપી માતૃસ્તનમાંથી અમૃતમય પયપાન કરી ગીધ જેવી હૃષ્ટપુષ્ટ બનેલી સંસ્થાઓમાંની જુજ સંસ્થાઓ અને પુસ્તક પ્રકાશકોમાંના જુજ પ્રકાશકોજ ( બુકસેલરોજ ) પોતાના લેખકોની કદર કરી, તેમની સ્થીતિ જાણી તેમને સારી મદદ કરતા રહ્યા છે–કહો

---

* અમારા ભાગીદારે અમને જે વિશ્વાસઘાત કર્યો હતો તેના બદલામાં તેને દેવાળું કાઢી આપઘાત કરવાની ફરજ પડી ! અધર્મીઓનો ક્ષય એવીજ રીતે થાય છે. જો કે આ લેખક તેમ થવામાં રાજી નથી.

કે તેમના લેખનો સારો બદલો આપે છે. બાકી એક, બે કે બહુતો ત્રણ રૂપિયે ફૉર્મ લખાવી લઇ, બિચારા લેખકની ગરીબાઇનો–મુશીબતોનો, કંગાલીયતનો લાભ લઈ તેને ગમે તેવા હલકા શબ્દો કહી, તિરસ્કાર કરી, જુજ રકમ આપ્યા પછી તે પુસ્તક છપાવી પોતે સારો લાડવો ખાઇ જનારા ગ્રંથ પ્રકાશકો–ગીધડાંઓ–દ્વારા લેખકોનું કલ્યાણ થાય એ આશા વ્યર્થજ છે! વળી આ સેવકને એવો પણ અનુભવ થયો છે કેઃ મિથ્યાભિમાની પંડિતો ભરેલી સંસ્થાઓ–જેના પંડિતોને પરભાષાનું જ્ઞાન ન હોય છતાં લેખકોના લેખમાં સુધારો વધારો કરવાનું દોઢ ડહાપણ કરનાર–દોઢ ડાહ્યાઓ જ્યાં ભેગા થયા હોય અને જેને માત્ર પૈસા કેમ ભેગા થાય, પુસ્તકોના થોકડા બતાવી લોકોનાં મન કેમ આકર્ષી શકાય, તેમજ એક વખત છપાઇ ગયેલા ગ્રંથો ભલે તે ગ્રંથકારને નુકશાન થાય પણ માન–યશની આશાએ તેમજ પૈસા કમાવાના લોભે તેના તેજ ગ્રંથો ફરી છપાવી ભલા અને ભોળા લોકો સમક્ષ મોટા ભા થવાની મહત્વાકાંક્ષા રાખનાર, જગત્વંદ્ય સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે જેમ જગતમાં નામ કાઢયું તેવીજ કોઇ નામના કરી –જગતમાં અમર થવાની, પૂજાવાની ઇચ્છાથીજ જ્યાં કામ કરવામાં આવે ત્યાં પ્રજાને સારા સાહિત્યની કિંવા લેખકોને સારો બદલો મળવાની આશા હોયજ નહિ! એ ઉપરાંત બિચારા લેખકોને હલકી પંક્તિ ઉપર મૂકવા જેવી એક કથા લખતાં અમને દિલગીરીજ થાય છે. જે સંસ્થા અથવા પ્રકાશકો–લેખકોને લખાણના પૈસા આપતી વખતે “ **મહેનતાણાના** ” કિંવા એવાજ બીજા કોઇ હલકા શબ્દો વાપરતા હોય તો તેને કયા પ્રકારની નીચતા કહેવી? ખરૂં જોતાં તો તેવા લેખકોવડેજ તેમનાં હોજરામાં મિષ્ટાન્નો જાય છે ત્યારે બીચારા લેખકોને મહેનત કરનાર મજુર ગણવામાં આવે છે! વળી લેખકોના નામ આગળ લેખક, ભાષાંતર કરનાર કે સમ્પાદક જેવા સંસ્કારી શબ્દો મૂકવાને બદલે કોઇ પ્રકાશકો તરફથી “ **તૈયાર કરનાર** ” જેવો હલકો શબ્દ મૂકવામાં આવે તો તેવા હલકા વિચારના નિરક્ષર ભટ્ટાચાર્યોનાં નામ આગળ કયું વિશેષણ મૂકવું, તે અમે અમારા સાહિત્યાચાર્યોનેજ સોંપીએ છીએ.

**સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયના પથરાઃ—**

કેટલુંક જાણ્યા પછી પરિણામ એ આવ્યું કે; આ સેવકને " **ભારત જીવન** " પુનઃ પ્રકટવાની તીવ્ર ઇચ્છા થઇ પરંતુ એક સજ્જનના આગ્રહથી હાલ તુર્તને માટે એ કાર્ય મુલતવી રાખી નવલકથાઓ દ્વારા વાચક વર્ગને નીતિ, ધર્મ, ઇતિહાસ, સમાજ, સંસાર, વ્યવહાર, ઉદ્યોગ, સ્વદેશપ્રેમ, સ્વદેશભક્તિ આદિનું-વિવિધ પ્રકારનું જ્ઞાન આપી સાહિત્ય સેવા-દેશસેવા બજાવવાની પ્રેરણા થતાં " **સસ્તી વાર્તામાળા** " નો જન્મ થયો, અને તે પ્રેરણા અમારા મિત્ર પત્રકારોએ, માસિક પત્રકારોએ ટેકો આપી વધાવી લીધી. કેટલાક સારા લેખકોએ પોતાનાં પુસ્તકો મોકલી અમારા કાર્યમાં સહાયતા કરી. જો કે તેમ કરવામાં **સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલયે** પ્રથમ પુસ્તક પ્રમાદધનની પ્રભુતાની સમાલોચના કરતાં અમારાં કાર્ય સામે પથરા ફેંકવામાં, પોતાના ગ્રાહકોને આડકતરી રીતે "**વાર્તામાળા**"ના ગ્રાહક થતાં અટકાવવામાં અને તેમના મનમાં શંકા ઉત્પન્ન કરવામાં બાકી રાખ્યું નહિ ! પરંતુ મનુષ્યની ઇચ્છા ક્યારે ફળિભૂત થાય છે ? જો તેમ થતું હોય તો સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય કદાચ તમામ લેખકોને પોતાને આંગણે ઘાંચીના બળદની પેઠે બાંધી દેત ! પરંતુ હજી સારૂં છે કે પરમાત્માએ બહુ વિચાર કરીને પોતાની અસીમ સત્તા અને અકળ લીલા સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયના માલિક સાહેબને બક્ષિસ કરી દીધી નથી ! આ સ્થળે ક્ષમા પ્રાર્થના કરતાં કહેવું પડે છે કેઃ આ સેવકને એ સાહેબ ઉપર કે એ સંસ્થા ઉપર જરા પણ દ્વેષ નથી પણ સ્વભાવની વિચિત્રતા, અસત્ય અને અહંમમત્વનો અનુભવ આટલું લખાવે છે. આ સેવક તો એમજ જાણે છે કેઃ સાહિત્યમાં જે કાંઈ સારા ગ્રંથોનો વધારો થાય છે તે ગુર્જર વાંચકોનું કલ્યાણજ કરશે, અને ભૂલચૂક હશે તે ભવિષ્યમાં સુધારી શકાશે. મનુષ્ય માત્ર ભૂલના ભરેલાં છે. **निर्दोषो एको हरिः** " **સસ્તી વાર્તામાળા** "નો જન્મ થયો તેજ વર્ષમાં પ્રભુ કૃપાએ ૨૫૦૦) ગ્રાહકો થઇ ગયાં. બીજા વર્ષની શરૂવાતમાંજ પ્રથમ વર્ષનાં પુસ્તકો ખુટી પડયાં! આમ થવાથી ઇર્ષાખોરોને ઇર્ષા વધી ! તેમને પણ કંઇક ગ્રાહકોમાં નુકશાન થયું ! ત્યાર

પછીથી તે અત્યાર સુધી ગ્રાહકોની સંખ્યામાં ૨૦૦–૩૦૦ ઓછાંવત્તાં ચાલ્યાં કરે છે. જો હજી પણ જાહેર ખબરો વિશેષ પ્રમાણમાં ફેલાવવામાં આવે તો **વાર્તામાળાનાં** ગ્રાહકો વધવા પામે એવી અમારી ખાત્રી છે, પરંતુ કાગળના ભાવો તથા વર્ત્તમાનપત્રોમાં જાહેર ખબર છપાવવાના ભાવો એટલા બધા વધી પડયા છે કે તે જ્યાં સુધી ઓછા ન થાય ત્યાં સુધી એ સાહસ મુલ્તવી રાખવું પડયું છે. ભવિષ્યમાં જોઇ લેવાશે.

**એકલે હાથે વાર્તામાળા !**

**વાર્તામાળા** માટે પ્રથમ વર્ષમાં જાહેર ખબરોનો પુષ્કળ ખર્ચ થયો, અને બીજા વર્ષની શરૂવાતથી યુરોપમાં યુદ્ધ શરૂ થયું. કાગળ, પૂઠાં, સોનેરી, રૂપેરી વરખ વગેરે સામગ્રીના ભાવો દિનપર દિન ચઢવા લાગ્યા. આજે ભાવ ઉતરશે, કાલે ઉતરશે, એવી આશામાં ને આશામાં ત્રણ ત્રણ વર્ષનાં વહાણાં વાયાં પણ ભાવો તો ઉલટા ચઢતાજ ગયા ! આજે એક બે મહિનામાં તો તે એટલી હદે પહોંચ્યા છે કે ભવિષ્યમાં "**વાર્તામાળા**" માટે અમારે કદાચ કાગળો જરા હલકા અને સાદાં પૂઠાં વાપરવાં પડશે. જો કે તેમાં પણ અમને તો નુકશાનજ છે છતાં કાગળના ભાવો ન ઉતરે ત્યાં સુધી સાહિત્યની–જન સમાજની સેવા બજાવવા માટેજ નુકશાન સહન કરીને પણ "**વાર્તા-માળા**" પ્રકટ કરવાની ઇચ્છા છે પછી કાલની વાત ભગવાન જાણે ! જો "પારકે પૈસે પરમાનંદ" કરવો હોય, પરમાર્થનું–પરોપકારનું–ધર્મનું બહાનું બતાવી વગર વ્યાજે પૈસા મેળવી કાગળો વગેરેનો જથ્થો ભરી ગમે તેવી ઉથલ પાથલ કરવી હોય તો અમારા ઉપર પણ પરમાત્માની કૃપા છે પરંતુ તે અમને ઇષ્ટ જણાયું નથી. અમારામાં જેટલું બળ હોય તેટલુંજ કરવાનો હાલ તો વિચાર હોવાથી **કદાચ સહજ હલકા કાગળો વાપરીને પણ અમે સેવા બજાવીએ તો અમારાં ગ્રાહકો થોડો વખત ચલાવી લેવાની કૃપા કરશે એવી અમને આશા છે.**

**વાર્તામાળાએ ચાર વર્ષમાં શું કર્યું ?**

એક માણસ એકલી જાતે પુસ્તકો લખે, પ્રુફો વાંચે, વર્ષના ઘણા દિવસ પર્યંત રાતના બબ્બે ત્રણ ત્રણ વાગ્યા સુધી લખવા–વાંચવામાં ગુંથા-

ઈને પણ "વાર્તામાળા"ની સેવા બજાવે એ સંબંધી લખવું આ લેખકને આત્મશ્લાઘા જેવું જણાય છે, તેમ છતાં તે દોષ વ્હોરી લઇને પણ જણાવવું પડે છે કે અન્ય નોકરોની અન્ય કામમાં સહાય હોવા છતાં "વાર્તામાળા"નાં પુસ્તકો સંબંધી ઘણું કાર્ય એકલી જાતેજ કરવું પડે છે! એ ઉપરાંત લેખક બંધુઓ તરફથી લખાઇ આવેલાં પુસ્તકો બંગાળી, મરાઠી કે હિંદી મૂળ પ્રત સાથે મેળવી, તપાસી દુરસ્ત કરી છાપવા અપાય છે. તે તમામનાં પ્રૂફો આ સેવકજ વાંચે છે. એજન્ટો વગેરે સાથે પત્ર વ્યવહાર પણ ચલાવાય છે, તેથીજ આ સેવા–કાર્ય કરી શકાય છે, પણ હમેશાં એટલી સખ્ત મહેનત કરી શરીરને જલદી ઘસી નાંખવાની ઇચ્છા નથી. વાર્તામાળા સિવાય હજી બીજું એક મહત્વનું કામ કે જેને જગતમાં મ્હોટું દુઃખ માનવામાં આવે છે તે જન્મમરણનું દુઃખ ટાળવાની સેવકને ઇચ્છા છે. અધ્યાત્મ જ્ઞાનનો અભ્યાસ ચાલુ હોવાથી હવે દક્ષિણ, બંગાળા, અને મધ્યહિંદમાં ભ્રમણ કરી બંગાળી, મરાઠી કે હિંદી ભાષાનાં સારાં–બોધક–તત્વજ્ઞાનનાં પુસ્તકો શોધી લાવી ગુજરાતીમાં પ્રકટ કરવાની ઇચ્છા થઇ છે. હમણાં " **શ્રી રામકૃષ્ણ પરમહંસનું (સચિત્ર) જીવન વ્રત, ૭૫૦ ઉપદેશામૃત સહિત** ૬૦૦–૬૫૦ પૃષ્ટનું પુસ્તક છપાય છે. થોડા વખતમાં તે પ્રકટ થશે. એ પછી એવાંજ બીજાં અધ્યાત્મ જ્ઞાનનાં પુસ્તકો પણ "**વાર્તામાળા**" ની સેવા સાથે જુદાં પ્રકટ કરવાની ઇચ્છા છે. ભગવાન સદ્બુદ્ધિ આપે.

## વાર્તામાળાનાં પુસ્તકો:–

" **વાર્તામાળા** " એ ચાર વર્ષમાં નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ કર્યાં છે.

**પ્રથમ વર્ષ:—**

| અનુક્રમ. | પુસ્તકનું નામ. | પૃષ્ઠ. | સંખ્યા. |
|---|---|---|---|
| ૧. | **પ્રમાદધનની પ્રભુતા અથવા સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.** (સામાજિક). | ૪૦૦×૧૬ | ૨૬૦૦ |
| ૨. | ***રાજપૂત કથાકુંજ** ( ટુંકી ઐતિહાસિક વાર્તાઓ. ) ... ... ... ... | ૩૦૨× ૮ | ૨૬૦૦ |
| ૩. | **ચક્રવર્તિ બાપારાવ અથવા આર્ય-આદિત્ય.** ( ઐતિહાસિક ) ... ... | ૨૮૮×૧૬ | ૨૬૦૦ |

| | | |
|---|---|---|
| ૪. *બાદશાહી કથાકુંજ (બાદશાહોના વખતની ટુંકી ઐતિહાસિક વાર્તાઓ.)... | ૨૭૭× ૮ | ૨૬૦૦ |
| ૫. *મહારાણા પ્રતાપસિંહ અથવા સ્વદેશ પ્રેમી સન્યાસી. (ઐતિહાસિક.). | ૨૭૭×૧૮ | ૩૧૦૦ |
| કુલ્લે પૃષ્ઠ સંખ્યા... | ૧૫૪૪×૬૬ ૧૬૧૦ | કુલ્લે ૧૩૫૦૦ પુસ્તકો. |

બીજું વર્ષઃ—

| | | |
|---|---|---|
| ૬. અનુપકુમારી અથવા કાશ્મિરપર હલ્લો. (ઐતિહાસિક.)... ... ... | ૩૬૯×૧૦ | ૩૬૦૦ |
| ૭. *બ્રહ્મચારિણી અથવા સમાજસેવિકા. (સામાજિક—ધાર્મિક.) ... ... ... | ૩૮૩×૧૦ | ૩૬૦૦ |
| ૮. શહેનશાહ જહાંગીરનું જીવનવ્રત. (ઐતિહાસિક.) ... ... ... ... | ૨૦૭× ૮ | ૨૫૦૦ |
| ૯. મહારાષ્ટ્રીય કથાકુંજ. (મરાઠા અને પેશ્વા સરકારના વખતની ટુંકી ઐતિહાસિક વાર્તાઓ.).. ... ... ... | ૨૯૩× ૮ | ૨૫૦૦ |
| ૧૦. *ઉમાજી નાયક અથવા મહારાષ્ટ્રનો એક પ્રસિદ્ધ લુંટારો. (ઐતિહાસિક.) | ૨૫૫× ૯ | ૨૫૦૦ |
| | ૧૫૦૭×૪૫ | કુલ્લે ૧૪૭૦૦ |
| કુલ્લે પૃષ્ઠ | ૧૫૫૨ | પુસ્તકો. |

—

ત્રીજું વર્ષઃ—

| | | |
|---|---|---|
| ૧૧. *શાંતિનિકેતન અથવા સુખપ્રાપ્તીનો મહામંત્ર. (સામાજિક—ધાર્મિક.) ... | ૩૬૮× ૮ | ૨૬૦૦ |
| ૧૨. *રાજા છત્રસાલ અથવા બુંદેલખંડનો ભાગ્યરવિ! (ઐતિહાસિક.)... ... | ૪૭૨× ૮ | ૨૬૦૦ |
| ૧૩. યુરોપનો રણરંગ—યુરોપના યુદ્ધને લગતી ટુંકી વાર્તાઓ. ... ... ... | ૨૮૨× ૮ | ૨૬૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૪. | **સુધરેલી સીતા** અથવા **આ તે સુધારો કે કુધારો!** ( સામાજિક ) ... ... | ૪૦૨× ૮ | ૨૬૦૦ |
| | કુલ્લે પૃષ્ઠ સંખ્યા. | ૧૫૨૪×૩૨ ૧૫૫૬ | કુલ્લે ૧૦૪૦૦ પુસ્તકો |

**ચોથું વર્ષ:—**

| | | | |
|---|---|---|---|
| ૧૫. | ***આનંદમંદિર** અથવા **મોક્ષપ્રાપ્તીનો મહામંત્ર.** ( સામાજીક–ધાર્મિક.) ... | ૩૧૧×૧૦ | ૨૬૦૦ |
| ૧૬. | **છત્રપતિ રાજારામ** અથવા **મરાઠાઓનો આત્મયજ્ઞ.** ( ઐતિહાસિક.)... | ૩૬૭× ૮ | ૨૬૦૦ |
| ૧૭–૧૮. | **આદર્શ ગૃહસ્થ સાધુ** અને જાપાની જાસુસ. (સામાજિક.) (ડિટેકટીવ.) | ૩૫૧×૩૨ | ૨૬૦૦ |
| ૧૯. | **સતી ત્રિવેણી.** ( ઐતિહાસિક.) ... | ૩૫૧×૫૬ | ૨૬૦૦ |
| | કુલ્લે પૃષ્ઠ સંખ્યા. | ૧૩૮૦×૧૦૬ ૧૪૮૬ | કુલ્લે ૧૦૪૦૦ પુસ્તકો. |

ઉપરોક્ત લિસ્ટ ઉપરથી વાંચક બંધુઓ જોઇ શકશે કે **" સસ્તી-વાર્તામાળા "** એ પ્રથમ વર્ષમાં ૧૬૧૦ પૃષ્ઠનાં, બીજા વર્ષમાં મોંઘવારી છતાં ૧૫૫૨ પૃષ્ઠનાં, ત્રીજા વર્ષમાં ઘણી સખ્ત મોંઘવારી છતાં ૧૫૫૬ પૃષ્ઠનાં અને ચાલુ ચોથા વર્ષમાં પણ અતિ સખ્ત મોંઘવારી છતાં ૧૪૮૬ પૃષ્ઠનાં પુસ્તકો આપી યત્કિંચિત્ જન–સેવા બજાવી છે. એ ચાર વર્ષમાં કુલ્લે ૪૯૦૦૦ એટલે લગભગ **અર્ધો લાખ** પુસ્તકો પ્રકટ થયાં છે. એક એક નવલકથા દશ દશ માણસોના વાંચવામાં આવે છે એવું અનુમાન ચાલે છે, એ હિસાબે જોતાં **પચાશ લાખ** માણસોએ **વાર્તામાળા**નાં પુસ્તકો વાંચ્યાં હોવાં જોઇએ. જો કે અમને ખબર મળે છે તે પ્રમાણે તો કેટલાંક પુસ્તકો પચીસ–પચાસ માણસોના વાંચવામાં પણ આવ્યાં છે! **" વાર્તામાળા "** દ્વારા પ્રકટ થયેલી નવલકથાઓ સંબંધી થોડાક અભિપ્રાયો આ પુસ્તકમાં અન્યત્ર પ્રકટ થયા છે તે ઉપરથી પણ તેની લોકપ્રિયતા સંબંધી વાંચકો

* આ નિશાનીવાળાં પુસ્તકોના લખનાર ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા છે.

જાણી શકશે. તેમાં **બ્રહ્મચારિણી, શાંતિનિકેતન** અને **આનંદમંદિર,** આ ત્રણ નવલકથામાં સનાતન ધર્મનાં તત્વો સરલતાથી ગુંથવામાં આવ્યાં છે તે જનસમાજને બહુજ પ્રિય થઇ પડયાં છે. એ નવલકથાઓનું મૂળ બંગાલી નવલકથા છે ખરૂં પરંતુ આ સેવક મૂળ બંગાળી પુસ્તકો વાંચ્યા પછી અને તેના વિચારો જાણ્યા પછી તેને તદ્દન નવી ઢબથીજ લખે છે. **શાંતિનિકેતન** નવલકથા માટે ઘણે સ્થળેથી સંતોષ બતાવવામાં આવ્યો છે અને તે નવલકથા કેટલાક સજ્જનોના ગજવામાંજ રહેલી જણાય છે !

પ્રથમ વર્ષની પ્રથમ નવલકથા બંધુશ્રી ધીરજલાલ નરભેરામ દેસાઇ કૃત **પ્રમાદધનની પ્રભુતા** અથવા **સરસ્વતી ચંદ્રનો ઉપસંહાર** પ્રકટ થવાથી વાંચકોમાં આનંદ અને ઉત્સાહ પ્રવર્ત્યો અને તેણેજ ગ્રાહકો વધાર્યા. ત્યાર પછી **રાજપૂત કથાકુંજ, બાદશાહી કથાકુંજ, બાપારાવ અને ઉદયપુરાધિપતિ, મહારાણા પ્રતાપસિંહ** એ ઐતિહાસિક નવલકથાથી વાંચકની સંખ્યા વિશેષ વધવા લાગી. તે પછીના વર્ષમાં પણ અમે ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓ એવી સારી પ્રકટ કરી કે જેને પરિણામે "**વાર્તામાળા**" નો વાંચકવર્ગ અત્યારે જિજ્ઞાસુરૂપ થઈ રહ્યો છે. ત્રીજા અને ચોથા વર્ષમાં **રાજા છત્રસાલ** અને **છત્રપતિ રાજારામ** નામક બે ઐતિહાસિક નવલકથાઓ વાંચકોને બહુ પસંદ પડી છે. ડીટેકટીવ નવલકથાઓ વાંચનાર પણ એક સારો વર્ગ છે, જેથી તેમને પણ અમારે સંતોષવો જોઇએ. તે માટેજ ગપાષ્ટક ભરેલી ડિટેકટીવ નવલકથાઓ આપવા કરતાં સાચી બનેલી એવી ઐતિહાસિક વાર્તાઓ આપવાનું શરૂ કર્યું અને બીજા વર્ષમાં **ઉમાજી નાયક** અથવા મહારાષ્ટ્રના એક સુપ્રસિદ્ધ લુંટારાનું જીવનવૃત આપ્યું જે વાંચકોને પસંદ પડયું છે. ત્રીજા વર્ષમાં **યુરોપનો રણરંગ** પ્રકટ કરવાથી પણ ગ્રાહકોને આનંદ સાથે યુદ્ધ સંબંધી જ્ઞાન મળવા ઉપરાંત દુષ્ટ જર્મન–કૈયસરની રાક્ષસી મહત્વાકાંક્ષા જાણવામાં આવી છે ! ચોથા વર્ષમાં બીજી નવલકથાઓ ઉપરાંત **આદર્શ ગૃહસ્થ** અને **જાપાની જાસુસ** નવલકથાઓ પ્રકટ થઈ છે. આદર્શ ગૃહસ્થનું જીવન અમારા ગુર્જર પ્રાંતના શુષ્ક વેદાંતીઓ (ખેદાંતીઓ) ને કંઇક શિખામણ

આપે એવું જણાયું છે. જાપાની જાસુસમાં જાપાની ભાષામાં લખાયલી વાર્તાઓ કેવી હોય છે તેનો નમૂનો છે, અને તે વાંચકોને પસંદ પડ્યું છે. "**સતી ત્રિવેણી**" પુસ્તકમાં પ્રકટ થયલાં સતી–પતિવ્રતાનાં જીવન ચરિત્રોએ વાંચક બ્હેનોના મન ઉપર સારી છાપ પાડશે. એ અમારે માટે આનંદની વાર્તા છે. અમારાં કોઇ પણ નૉવેલમાં અમર્યાદિત શ્રૃંગાર કે અનીતિ ગુંથાઈ નથી તેથીજ તે લોકપ્રિય થઈ પડયાં છે. આશા છે કે સુજ્ઞ વાંચકો ભવિષ્યમાં પણ તેનો વિશેષ લાભ લેશે તો તેથી તેમનેજ લાભ છે.

## બુકસેલરો શું કરે છે ? તેમની અજબ લીલા !

"**સસ્તી વાર્તામાળા**"નાં ચાર વર્ષના કાર્યનું ઉપર દિગ્દર્શન કરાવ્યું છે, તે યત્કિંચિત્ છે. એક ક્ષુદ્ર લેખક ક્ષુદ્ર કાર્ય સિવાય વિશેષ શું કરી શકે ? સરસ્વતી મૈયાને મ્હારા જેવો ક્ષુદ્ર સેવક શું અર્પી શકે ? જ્યાં મ્હોટા મ્હોટા ધુરંધર ગ્રેજ્યુએટ લેખકો, શ્રીમંત પ્રકાશકો ત્યાં આ ક્ષુદ્રનું શું ગજું ? જે ક્ષુદ્ર છે તેનું કાર્ય પણ ક્ષુદ્રજ છે. તે માન, યશની આશા રાખ્યા વગર જગતને છઠ્ઠે ખુણે પડી રહી ક્ષુદ્ર કાર્ય કરે છે. ઉપલે નંબર આવવાની કે ગ્રંથોના થોકડા બતાવી લોકોને આંજી નાંખવાની ઇચ્છા નથી એવી મહત્વાકાંક્ષા નથી ! દ્રવ્યનો લોભ કે કોઇને પણ હરિફ કે દુશ્મન સમજ્યા વગર બનતું કરવું એટલીજ ઇચ્છા છે ! પ્રભુ તે પૂર્ણ કરે !

આ સ્થળે એક બે અન્ય બાબતોનો ઉલ્લેખ કરવાની ઇચ્છા થાય છે. તે એ કેઃ પુસ્તકો પ્રકટ કરવાના કાર્યમાં કેટલાક પુસ્તક પ્રકાશકો ( બુકસેલરો ) ઘણું કરી શકે એમ છે પણ અમારો વિશ વર્ષનો અનુભવ કહે છે કે કેટલાક સારા ગણાતા–પોતાને પ્રખ્યાત કહેવડાવનારા બુકસેલરો સારાં અને સસ્તાં પુસ્તકો જુજ કમીશને પ્રકટ કરવાનો શુભ ઉદ્દેસ્ય ધરાવતા હોય એમ જણાયું નથી ! તેમને તો ભરપટ્ટે કમીશન જોઇયે ! પછી પુસ્તક ભલે કચરાપટ્ટી હોય કે પ્રજામાં અનીતિ વધારે એવું હોય ! **જો તેમને પુષ્કળ કમીશન મળે તો ગમે તેવાં પુસ્તકની સારી પેઠે જાહેરખબરો આપી પોતાનું પેટ બરાબર ભરી લે છે !** કેટલાક તો

એક બીજાના તેજમાં અંજાઇને પણ અમુક પ્રકારનાં પુસ્તકો વેચવા તૈયાર થાય છે પછી ભલે તે ગમે તેવાં હોય ! આ પ્રમાણે લખી કોઈ અમુક બુકસેલરની નિંદા કરવાનો આશય નથી પણ સામાન્ય રીતેજ ઘણા બુક-સેલરોના સમાગમમાં આવતાં એવુંજ જોવામાં–અનુભવવામાં આવ્યું છે ! જો પુસ્તકો વેંગડ મૂક્યાં તો છ મહિને કે વર્ષે કે પછી બે ચાર વર્ષે પણ હિસાબ થાય ! પત્રો લખીને થાકે તો તેનો જવાબજ ભાગે ! રોકડેથી વેચવા ગયો તો તે ગ્રંથકાર વેચાઇજ ગયો સમજવું ! કદાચ લાગવગ લાગે કે અમુક સાક્ષરશ્રી ગણાતા લેખક હોય તો તેનું કંઇક માન રાખે ખરા ! તેવા બુકસેલરો લેખકોને બે કે ત્રણ રૂપિયા ફૉર્મે દીઠ આપતાં તો તેને દબાવીને અર્ધો કરી નાંખે ! લેખકોની આવી સ્થિતિ હોય ત્યાં સારા લેખકો કયાંથી ઉત્પન્ન થાય અને સારાં પુસ્તકો કયાંથી પ્રકટ થાય ? બિચારા લેખકોનાં તો દુર્ભાગ્યજ છે ! સારી નવલકથાઓના લેખકોને કંઇક સારો બદલો આપવા માટે હાલ તો આ સેવકના જાણવામાં માત્ર બેજ સંસ્થાઓ છે. ૧–" **ગુજરાતી** " પ્રેસ **મુંબઇ** અને ૨–**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર–અમદાવાદ.** ગુજરાતી પ્રેસ સંબંધી સર્વત્ર જાણીતું છે પરંતુ અમદાવાદના એક જૂના અને જાણીતા બુકસેલર શેઠ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે સંબંધી કંઇક લખવું ઉચિત જણાય છે. હાલ શેઠ મહાદેવ જાગુષ્ટે ત્રણેક વર્ષથી સ્વર્ગસ્થ થયા છે તેમની દુકાનનો સર્વ વહિવટ તેમના સુપુત્ર શેઠ ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટેના હાથમાં છે. થોડાં વર્ષ અગાઉ અમદાવાદની હલકી છાપ પડી ગઈ હતી, કારણ કે આ શહેર અને તેની આસપાસનો વર્ગ –પૈસા બચાવનાર–હલકી કિંમતનાં પુસ્તકો શોધનાર હોવાથી અમદાવાદના બુકસેલરો કેટલાંક પુસ્તકો હલકા કાગળ ઉપર છપાવી, સસ્તી કિંમતે વેચતા. તેઓ પુસ્તકો પાછળ વિશેષ પરિશ્રમ લેતા નહિ પણ કેટલાંક વર્ષથી શેઠ મહાદેવે અમદાવાદની હલકી છાપ ધીમે ધીમે ભૂંસી નાંખવા માટે કાગળો ઉંચા ગ્લેઝડ, પૂઠાં મજબૂત સુંદર, છાપમાં શુદ્ધતા સ્વચ્છતા અને પ્રુફો વાંચવામાં તથા ગ્રંથ સંશોધનમાં કાળજી રાખી સારાં પુસ્તકો પ્રકટ કરવા માંડયાં. તેમના સુપુત્રે એથી પણ આગળ વધીને નવલકથાઓને સારા શણગાર વડે વિભૂષિત કરી સચિત્ર પ્રકટ કરવા માંડી તેથી પુસ્તકો પણ વિશેષ ખપવા માંડયાં.

આજે એ દુકાને તો પ્રતિષ્ઠા વધારી સારી છાપ પાડી છે ! અમુક લેખકોને તો તેઓનો આશ્રયજ થઇ પડયો છે. લેખકોને " મહેનતાણાના " નહિં પણ " નવલકથા લખ્યાના " પૈસા મળે છે. લેખકોના પુસ્તક ઉપર "તૈયાર કરનાર" નહિં પણ " લેખક " નું વિશેષણ લખાય છે! અને એ રીતે લેખકોનું ગૌરવ કંઇક વધવા માંડયું છે. બંગાલામાં ત્રણસો લેખકો, સ્વતંત્ર લેખો–પુસ્તકો લખી પોતાનું સારી પેઠે ગુજરાન ચલાવે છે. જોકે ત્યાં ૧૫૦૦ ઉપરાંત લેખકો છે, અને તે સર્વનું પોષણ તો થાય છે પણ તેમાંના ઘણા-ખરા સાથે સાથે બીજો ઉદ્યોગ પણ કરે છે ! હિંદી ભાષામાં અને મરાઠી ભાષામાં પણ ઘણા લેખકો સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવે છે, પરંતુ ગુજરાતી ભાષામાં લેખન–વ્યવસાયમાંજ સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવવામાં સ્વ. નારાયણ હેમચંદ્ર અને તે પછી માત્ર લેખો લખી બુકસેલરોને આપી દેઇ ગુજરાન ચલાવનારાઓમાં રા. રા. નારાયણ વિસનજી ઠક્કુર એકજ જાણવામાં છે. જ્યારે એકલે હાથે લેખન વ્યવસાય ચલાવી પોતાના પુસ્તકો પોતેજ છપાવનાર જો કાંઇ પણ હોય તો તે **સસ્તી વાર્તામાળાના** વ્યવસ્થાપક–આ ક્ષુદ્ર લેખક–સેવક એકજ છે અને તે માટે પરમ કૃપાળુ પરમાત્માનો તે ઉપકારજ માને છે. હમણાં હમણાં ત્રણ ચાર નવીન લેખકો બંગાલી, મરાઠી, હિંદી ભાષા શીખી પુસ્તકો લખવા પ્રવૃત્ત થયા છે. પરમાત્મા તેમને યશ આપો અને ગીધડાં જેવા પુસ્તક પ્રકાશકોની જાળમાં સપડાતા બચો એજ પ્રાર્થના છે.

## એક સરખામણીઃ–

**સસ્તી વાર્તામાળાનો** જન્મ થયો તે વખતે પ્રકટ થતી અન્ય ગ્રંથમાળાઓ પ્રત્યે દ્રષ્ટિપાત કરવામાં આવ્યો હતો, પરંતુ કાગળ સારા હોય, સાઇઝ–કદ–સારૂં લાગે, તદ્દન ટુંકું–નઠારૂં–ન જણાય. પૂઠું પણ ટકાઉ–મજબૂત સુંદર થાય, વાર્તાઓની પસંદગી પણ સારી થાય, વગેરે વિષયો ઉપર પુખ્ત વિચાર કરવામાં આવ્યો હતો. સસ્તા સાહિત્ય વર્દ્ધક કાર્યાલય તરફથી પ્રકટ થતી ગ્રંથમાળાઓના કાગળ પૂઠાં વગેરે જોવામાં આવ્યાં હતાં–એ ગ્રંથમાળાના માલિક સાહેબે અમને હિસાબ પણ ગણી બતાવ્યો હતો તેના આંકડા હજી પણ આ સેવક પાસે તૈયાર છે. તેમાં વિવિધ ગ્રંથમાળામાં તો ઘણોજ સારો

નફો રહે છે! તેમ છતાં તેનાં કાચાં પૂઠાં સામાન્ય હલકા કાગળો ઉપર હોવાથી–તે જલદી નાશ પામે એવાં હોવાથી–" **સસ્તી વાર્તામાળા** " નાં કાચાં પૂઠાં જાડા–ટકાઉ કરાવ્યાં છે. સસ્તું સાહિત્ય જો નફામાંથી થોડો વધુ ખર્ચ કરી પૂઠાં સારાં કરવામાં વાપરે તો કામ સારૂં થાય પણ જ્યાં પૈસાનો લોભ હોય ત્યાં સારૂં કામ થતું નથી! જ્યારે પરોપકારજ કરવાની ઇચ્છા હોય ત્યારે લોભને સ્થાન બહુ જુજ હોવું જોઇએ. અનેક વિચારો કર્યા પછી અમે સસ્તી વાર્તામાળાનાં પુસ્તકો સંબંધી યોજના કરી છે. અલબત્ત તેમાં અનેક દોષો રહ્યા હશે પરંતુ હાલ તુર્ત તો ગ્રાહકોને તેવી કોઇ ફરીઆદનું કારણ મળ્યું નથી. " સસ્તી વાર્તામાળા " પ્રકટ થયા પછી થોડા અરસામાંજ સસ્તા સાહિત્ય વર્દ્ધક કાર્યાલયને કંઇક હરિફાઇ કરવાની ઇચ્છા થઇ તેથી તેણે એકદમ કૂદકો મારી–**સસ્તી વાર્તામાળાને** દબાવી દેવાની કે પછી કોણ જાણે શીયે ઇચ્છાથી–એક સાહસ કરી દીધું! સસ્તી વાર્તામાળા" એ રૂા. માં પંદરસો પૃષ્ઠ આવે છે, ત્યારે સસ્તા સાહિત્ય ખાતાંએ બે રૂા. માં બે હજાર પાનાં આપવાની યોજના કરી! છતાં પણ તેણે સસ્તી વાર્તામાળા જેવાં કાચાં પણ જાડાં પૂઠાં કર્યાં નહિ! માત્ર લોકોને લલચાવવા માટે **બે રૂા. માં બે હજાર** પાનાં આપવાની યોજના કરી તેમ છતાં પણ સસ્તી વાર્તામાળાનાં ગ્રાહકો ટૂટયાં નહિ પણ ઉલટું સસ્તા સાહિત્ય ખાતાનેજ કાગળોના નુકશાનમાં ઉતરવું પડયું અને તે સાથે વિવિધ ગ્રંથમાળાની હજાર કોપીઓ ઓછી પ્રકટ થવા માંડી અને એક બે વર્ષમાં ચરિત્ર માળાનાં ગ્રાહકો ઓછાં હોવાથી તે બંધ કરવાની તે ખાતાંને ફરજ પડી! એ વખતે અંગ્રેજીમાં એક કહેવત છે તેનું અમને સ્મરણ થયું. Hottest horse will oft be cool. જો કે અમે પારકી હવેલી જોઇને અમારી પર્ણકુટી તોડી નાખવાનું સાહસ કરતા નથી. ભલે પૈસાના તોરમાં તણુાતા અહંકારી સાહિત્ય સેવકો હરિફાઈ કરે અને પ્રજાને સસ્તુ ગમે તેવું આપે! પરદેશી આદર્શ જીવન ચરિત્રો આપી સસ્તું સાહિત્ય ખાતું અભિમાન કરતું હોય તો ભલે તે તેને મુબારક હો, અમે તો અમારા દેશના આદર્શ જીવનચરિત્રોને નવલકથાના રૂપમાં ગુંથી અમારી પ્રજા સમક્ષ

રજૂ કરવાનો અમારો ધર્મ સમજીએ છીએ અને તેવાં ચરિત્રો "વાર્તા-
માળા" ના ગ્રાહકોને અમે આપ્યાં છે તે વાંચકોને પ્રિયજ થઇ પડયાં છે.
આ "વાર્તામાળા" પ્રકટ થયા પછી બીજી ત્રણ ચાર માળાઓ પ્રકટ થઇ
પણ તે થોડા મહિનામાંજ બંધ થઇ ગઇ છે! હાલ નવીન એક બે ગ્રંથ
માળાઓ ચાલે છે પરંતુ તેઓ છુટક ભારે કિંમતે પુસ્તકો વેચે છે. વાર્ષિક
લવાજમથી માત્ર એજ ગ્રંથમાળાઓ છે. તેમાં સસ્તું સાહિત્ય વર્દ્ધક ખાતું
મહારાજાધિરાજ છે! આ સેવક ક્ષુદ્ર છે. તે પોતાથી બનથી યત્કિંચિત
સેવા બજાવ્યે જાય છે.

## સસ્તી વાર્તામાળાની કદરઃ-

"સસ્તી વાર્તામાળા" કેટલી બધી સસ્તી કિંમતે પ્રકટ થાય છે,
તેની વાર્તાઓ, કાગળો, પૂઠાં, બાઇન્ડીગ વગેરે કેવું મજબુત-સુંદર-ઉત્તમ
થાય છે તે જોવાથી વાંચકોની ખાત્રી થઇ છે. જે નવલકથા પૂર્વે દોઢ રૂપિયે
વેચાતી તે વાર્તામાળાદ્વારા ૦-૮-૦ અને ૦-૧૨-૦ માં મળે છે! અને એ
રીતે અઢી હજાર વાંચકોને હમેશનો ફાયદો થયો છે. જો કે "વાર્તામાળા"નું
સસ્તાપણું જોતાં અને ગુજરાતી વાંચકવર્ગ જોતાં તેનાં ઘણાં ગ્રાહકો થવાં
જોઇએ પરંતુ તેમ નહિ થવાનાં એક બે કારણો એ જણાય છે કેઃ ઘણા
ગૃહસ્થો શ્રીમંત હોવા છતાં તેઓ ઉત્તમ પ્રકારનાં-બોધક વાંચન તરફ બેદર-
કાર જણાય છે. જ્યારે કોઇ તેમને ખાસ આગ્રહ કરે કિંવા તેમની નજરે
પડે ત્યારેજ તેઓ તેવા વાંચનનો સંગ્રહ કરે છે. તેઓ પોતે સારાં વાંચ-
નનો શોધ કરતા હોય એવું જણાતું નથી એ બહુ આશ્ચર્યનીજ વાત છે!
બીજું કારણ એ છે કેઃ સાધારણ પ્રજા ઉપરાંત ઘણા **શ્રીમંતોને પણ
મફતનું વાંચવાની ટેવ પડી ગઈ છે** અને બીજા ઉડાઉ **ખર્ચોમાં**
તેમજ સ્થૂળ **શરીરના સુખને ખાતર**-ઈંદ્રિયોની તૃપ્તિને ખાતર-સેંકડો
રૂપિયા ખર્ચી નાંખે છે પરંતુ સારાં વાંચન માટે જુજ રકમ ખર્ચતાં તેમને
કંપારી છૂટે છે! તેમની એ શ્રીમંતાઇને કયા પ્રકારની શ્રીમંતાઇ કહેવી એ
અમને સમજણ પડતી નથી! યુરોપ, અમેરિકા અને જાપાન દેશમાં ગાડી
હાંકનારા-ગાડીવાળા અને ખાણમાં ખોદકામ કરનારા હલકા ગણાતા મજુરો

સુદ્ધાં વર્તમાનપત્ર અને પુસ્તકો વાંચે છે, પરંતુ આપણા દેશમાં ઘણા ધનવાનો તેના કરતાં પણ વાંચનમાં છેલ્લે નંબર જાય તેવા જણાય છે! **વાંચવા માટેજ જે શ્રીમંતો મફતનું શોધતા ફરે તે પૈસા ખર્ચીને** તો મંગાવેજ શેના? આ સ્થિતિ વચ્ચે રાજા રજવાડાઓ સંબંધી શું કહેવું તે અમને સુઝતું નથી! તેમને પોતાના રાજદ્વારી અને મોજમજાહનાં કામોમાંથીજ ફુરસદ ના મળતી હોય ત્યાં ગુજરાતી ગ્રંથો તો વાંચેજ કોણ? સુધરેલા દેશોના લક્ષાપતિ કે કરોડોપતિઓ જ્યારે સારા ગ્રંથો વાંચવામાં જીંદગીનું સાર્થક્ય સમજે છે અને સારા ગ્રંથકારોને ઉત્તેજન આપવામાંજ દેશનું મહદ્ કલ્યાણ સમજે છે ત્યારે અમારા દેશના દેશી રાજાઓ સારા ગ્રંથોને ઉત્તેજન આપવામાં મોળા જણાયા છે! હા, શ્રીમંત વડોદરા નરેશને તેમજ શ્રીમંત વાંસદા નરેશને એ ગણત્રીમાંથી બાતલ કરી શકાશે.

શ્રીમંત ગાયકવાડ મહારાજે સાહિત્યની ખીલવણી માટે ઘણું કર્યું છે, અને તે સ્તુતિપાત્ર છે. જ્યારે વાંસદા નરેશ સોલંકી કુળ ભૂષણ મહારાજા શ્રી ઇંદ્રસિંહજી સાહેબ પોતે સાહિત્ય વિલાસી અને સારાં સાહિત્યને ઉત્તેજન આપનાર જણાયા છે. સ્વ. નારાયણ હેમચંદ્ર પછી ભાવનગર નરેશની સાહિત્ય–ઉત્તેજક વૃત્તિ કંઇક શિથિલ થઇ જણાય છે કારણ કે સ્વ. નારાયણને તેમણે ઘણાં પુસ્તકોમાં મદદ કરી છે પણ હાલ તેવી મદદ જાણવામાં નથી! એ સિવાય બીજા દેશી રાજાઓ તરફથી સારા ગુર્જર ગ્રંથોને ઉત્તેજન મળેલું જાણવામાં નથી. દેશી રાજા રજવાડામાં હજારો–લાખ્ખો રૂપિયાનો ખર્ચ થઇ જાય છે પરંતુ સારા ગ્રંથોને ઉત્તેજન ન મળે એ દેશનુંજ દુર્ભાગ્ય છે! જ્યારે બંગાલામાં રાજા રજવાડાઓ અને શ્રીમંતો–જમીનદારો તરફથી ગ્રંથોને લેખકોને ઘણું સારૂં ઉત્તેજન મળે છે, તેથીજ ત્યાં સારા ગ્રંથોની વૃષ્ટિ થઇ રહી છે! અને ત્યાંના લેખકો ઉત્સાહથી ગ્રન્થો લખી સમાજને સમર્પણ કરે છે! જો કે બંગાળી પ્રજા પણ વાંચનપ્રિય છે, પરંતુ લેખકોને શ્રીમંતો તરફથી ઉત્તેજન મળતું રહે તો સારા લેખકો ઉત્પન્ન થઈ સારા ગ્રંથો લખે એ નિર્વિવાદ સિદ્ધજ છે. યુરોપ અમેરિકા જેવા દેશોમાં સારા અને સસ્તા ગ્રંથોની લાખ્ખો કોપીઓ વેચાઇ જાય છે પણ આ દેશમાં હજી તેમ

થતું નથી. અમારા વાંચકોને ભલામણ છે કે તેમણે બીજા ખર્ચો કરવા સાથે દરવર્ષે સારાં પુસ્તકો માટે પણ થોડો ખર્ચ કરવો, તેમાંજ તેમનું અને તેમની ભાવી પ્રજાનું કલ્યાણ છે.

## ઉપકારઃ—

આજે ચાર વર્ષે અમારી "સસ્તી વાર્તામાળા"ને અંગે અમારી સાથે કામ પાડનાર બંધુઓનો ઉપકાર ન માનીએ તો.અમે કૃતઘ્નજ કહેવાઈએ. આરંભમાંજ અમારે અમારા લેખક બંધુઓમાં **પ્રમાદધનની પ્રભુતા** અથવા **સરસ્વતીચંદ્રનો ઉપસંહાર**ના લેખક બંધુવર્ય શ્રીયુત ધીરજલાલ નરભેરામ દેસાઇનો ઉપકાર માનવો જોઇએ. તેઓ ભાઇએ પોતાનું એક સારૂ પુસ્તક સસ્તી વાર્તામાળાના ગ્રાહકો માટે નિઃસ્વાર્થ ભાવે આપી ઉદારતા દર્શાવી છે. જો તેમણે ધાર્યું હોત તો તેઓશ્રી એ પુસ્તક પોતે છપાવી સારી કમાણી કરી શકત પરંતુ અમારી માંગણી થતાં ઘણીજ ખુશીથી તે અમને સમર્પણ કર્યું. એ તેમની ઉદારતા માટે કયા શબ્દોમાં અમારે તેમનો ઉપકાર માનવો તે અમને સૂઝતું નથી. તે પછી બીજા ગૃહસ્થ **ચક્રવર્તિ બાપ્પારાવળ** અથવા "**આર્યોનો સૂર્ય**" એ ઐતિહાસિક નવલકથાના લેખક રા. રા. લલ્લુભાઇ ગોકળદાસ પટેલ જેઓએ ગુજરાતી શબ્દકોષ લખી ગુર્જર પ્રજા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે તે બંધુએ પણ "વાર્તામાળા"ની સેવા બજાવવા તદ્દન નિઃસ્વાર્થ ભાવેજ એ પુસ્તક અર્પણ કર્યું છે, અને હજી પણ "**સસ્તી વાર્તામાળા**" માટે એક સારૂં ઐતિહાસિક નવલકથા લખી રહ્યા છે. ત્યાર પછી "**અનુપકુમારી**" અથવા"**કાશ્મીર પર હલ્લો**" નામક ઐતિહાસિક નવલકથાના લેખક રા. રા. પુરૂષોત્તમદાસ લલ્લુભાઇ પટેલ કે જેમણે એ ઓરિજિનલ નવલકથાજ લખી છે તેમને અમે ભૂલીએ તેમ નથી. "ગુજરાતી" પત્રમાં કોઇ એક ચર્ચાપત્રીએ આ નવલકથા સંબંધી ચર્ચા ચલાવી હતી પરંતુ ચર્ચાપત્રીને બિચારાને લેખકની શી માહિતી? અમે ખાત્રીથી કહીએ છીએ કે એ પુસ્તક કોઇનો અનુવાદ નથી, પણ કેટલીક વખત અમુક પ્લૉટ સાથે બીજાં પુસ્તકોનું મળતાપણું આવે છે તેમ બન્યુ હોય તો તેથી લેખકને વગોવવા જેવું હલકું પગલું ઝટ ભરી

દેવું એ સારા ચર્ચાપત્રીને કદી પણ છાજતું નથી ! "ગુજરાતીને" ને મસ્કો લગાડવા માટે ગમે તેવાં બદનક્ષી ભર્યાં ચર્ચાપત્રો લખવાં અને તે "ગુજરાતી" પત્રે વિના વિચારે પ્રગટ કરવાં એ બન્નેને માટે યોગ્ય નથી, અને સાથે વળી એમ પણ કહેવું પડે છે કે તેજ ચર્ચાપત્રોનો જવાબ "ગુજરાતી" છાપે નહિં ત્યારે તે ચર્ચાને કેટલી કિંમતિ ગણવી? અમે તો કહીએ છીએ કે ભલે જેને નિંદા કરવાની ટેવ પડી હોય—જેને માખણ મસ્કો લગાડવાની ટેવ પડી હોય—તેણે "યાવત્ ચંદ્ર દિવાકરૌ" તેમ કર્યા કરવું. કોઇમાં છપાયલી વાર્તા જાણી જોઇને અમે કદી પણ પ્રકટ કરી નથી, અજાણતાં તેમ થયું હશે તો તે માટે લાચારજ છીએ, અને તેવા દોષો તો દોષ જોનારમાંથી પણ નીકળી શકશે. નિર્દોશ તો એક પરમાત્માજ છે. ચોથા લેખક રા. રા. ચિમનલાલ રતનલાલ દેસાઇ કે જેમણે "**શાહેનશાહ જહાંગીર**" અને "**સુધરેલી સીતા**" લખ્યાં છે તેમણે તથા "**સત્સંગ**" ના અધિપતિ સુરત નિવાસી રા. રા. છોટુભાઈ દાજીભાઇ દેસાઇએ મરાઠીમાંથી **મહારાષ્ટ્રીય કથાકુંજ** લખી આપી વાર્તામાળાની નિઃસ્વાર્થ સેવા બજાવી છે. પાંચમા લેખક બંધુશ્રી ગોવર્દ્ધનદાસ કહાનદાસ અમીન કે જેઓ સિનોર નિવાસી છે તેમણે "**યુરોપનો રણરંગ**" અને "**છત્રપતિ રાજારામ**" નામક બે પુસ્તકો નિઃસ્વાર્થ ભાવે લખી આપી અમારા ઉપર ઉપકાર કર્યો છે અને હજી પણ તેઓશ્રીએ નવા (પાંચમા) વર્ષ માટે "**મહારાજ શશાંક ગુપ્ત**" એક ઉત્તમ ઐતિહાસિક નવલકથા લખી મોકલી તેમજ ભવિષ્યમાં વાર્તામાળાની યથાશક્તિ સેવા બજાવવાનું આશ્વાસન આપી પોતાની કુલિનતા અને ઉદારતાનો સારો પરિચય આપ્યો છે. ભાઇ ગોવર્દ્ધનભાઈ સાહિત્ય પ્રેમી છે, અંગ્રેજી ઉપરાંત, હિંદી મરાઠી અને બંગાલી ભાષા જાણે છે. છઠ્ઠા લેખક ભરૂચ નિવાસી બંધુશ્રી મગનલાલ હરિકૃષ્ણ મહેતા જેમણે "**જાપાની જાસુસ**" નામક નવલકથા બંગાલીમાંથી લખી નિઃસ્વાર્થ ભાવે "વાર્તામાળા" ની સેવા બજાવી છે તેમને ધન્યવાદ ઘટે છે રા. રા. મહેતા અંગ્રેજી, હિંદી, બંગાલી, મરાઠી ભાષાઓ જાણે છે. તેમણે સસ્તા સાહિત્ય ખાતામાં "**ભક્તરાજ તુકારામ**" અને "ભગવતી દેવી" નામના બે ઉત્તમ ચરિત્રો બંગાલીમાંથી લખી

આપ્યાં છે, "**આદર્શ ગૃહસ્થ**"ના લેખક રા. રા. એમ. એમ. ભટ્ટને પણ અમે શા માટે ભૂલી જઇએ ? આ સર્વ લેખક બંધુઓના ઉપકારનો બદલો વળે તેમ નથી. પરમાત્મા તેમને બુદ્ધિ-બળ આપે અને "સસ્તી વાર્તામાળા"-ની-સાહિત્યની-સેવા બજાવી ઉપકાર કરે, એજ પ્રભુ પ્રાર્થના છે.

## વ્યાપારીઓનો ઉપકાર:—

અમને જેમ અમારા લેખક બંધુઓએ સહાય કરી અમારા અવગુણ સ્હામે નહિં જોતાં "સસ્તી વાર્તામાળા" ની સેવા બજાવી છે તેજ પ્રમાણે અત્રેના કેટલાક વ્યાપારી બંધુઓએ પણ અમને અમારા કાર્યમાં સહાયતા કરી છે. પ્રથમજ **અમદાવાદના** સુપ્રસિદ્ધ **ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસના** માલેક શેઠ દેવીદાસ છગનલાલ પરીખ તથા પ્રેસના મેનેજર શેઠ પોપટલાલ દેવીદાસ પરીખ એ બન્નેનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવાનું ભૂલી શકતા નથી. ચાર વર્ષ જેટલી લાંબી મુદ્દત સુધી "**સસ્તી-વાર્તામાળા**" નાં તમામ પુસ્તકો એજ વિશાળ છાપખાનામાં છપાયાં છે અને તે તેના માલિકોને માનભરેલું છે. ઘણીખરી ગ્રંથમાળાઓ અનેક પ્રેસોમાં જઇ ચૂકી છે છતાં "વાર્તામાળા" ડાયમંડ જ્યુ૦ પ્રેસમાંથીજ પ્રકટ થઇ છે. અમદાવાદમાં ડાયમંડ જ્યુ૦ પ્રેસ સ્ટીમ પ્રેસ છે. તેમાં પુષ્કળ અંગ્રેજી, ગુજરાતી, બાળબોધ અને ઉર્દુ ટાઇપો, તથા મશીનો છે. છાપ પણ સુંદર આવે છે. ગ્રાહકોને મન પસંદ વાયદાસર કામ મળે છે. ત્યાં કેટલાંક માસિકો અને પુસ્તકો છપાય છે. અમદાવાદનાં કેટલાંક હલકાં છાપખાનાંવાળાઓ ઉપર પોતાના ગ્રાહકોનો વિશ્વાસઘાત કરી વધારે પુસ્તકો છાપી લઇ તે સસ્તે વેચે છે એવો આરોપ મૂકવામાં આવે છે ! પરંતુ અમારો અનુભવ કહે છે કે ડાયમંડ જ્યુ૦ પ્રેસ અમને એ કામ માટે પ્રમાણિક જણાયું છે, એટલુંજ નહિં પણ નામદાર સરકારને પણ પ્રમાણિક જણાયું છે. તેનું દ્રષ્ટાંત એ છે કે અમદાવાદમાં મેટ્રીક્યુલેશન અને સ્કૂલ ફાઇનલ વગેરે યુનિવર્સિટીની પરીક્ષાઓ લેવાય છે તેનાં સવાલ-પત્રકો એજ પ્રેસમાં* છપાય છે. એ પ્રેસના માલિક વૈષ્ણવ છે. ધર્મપ્રિય છે. નમ્ર અને વિવેકી છે. અમે પુનઃ તે સજ્જનોનો ઉપકાર માનીએ છીએ.

---

* ઠે૦ સલાપોસ રોડ-અમદાવાદ.

અમારી સાથે કામ પાડનાર વ્યાપારીઓમાં અત્રેના કાગળના પ્રખ્યાત **વ્યાપારી શેઠ એસ. બી. પટવાની*** દુકાનના માલેક શેઠ શકરાભાઇ બકોરદાસ પણ છે. શરૂવાતમાં અમે મુંબઇથી કાગળો મંગાવ્યા પછી અત્રેના એક વ્યાપારી પાસેથી કાગળો લીધા હતા, પરંતુ તે પછી તુર્તજ શેઠ શકરાભાઈ પટવા પાસેથી લેવાનું શરૂ કર્યું. "**વાર્તામાળા**"ના ચાર વર્ષના (કોઇ પ્રસંગે જુજ કાગળો સિવાય) તમામ કાગળો પટવા શેઠ પાસેથી લેવામાં આવ્યા છે, અને તેમાં અમને પૂરતો સન્તોષ મળ્યો છે, ઠગાવાની કંઇ પણ ધાસ્તી લાગી નથી. અમારાથી પટવા શેઠની ઇચ્છાનુસાર વર્તવાનું કદાચ પ્રસંગોપાત નહિં બન્યું હોય છતાં પણ એ સજ્જન ગૃહસ્થે અમને નિભાવી લેવાની અને "સસ્તી વાર્તામાળા"ને સહાય કરવાની દ્રષ્ટિથીજ કામ પાડયું છે. વ્યાપારી નીતિમાં ઉદાર વૃત્તિ ભાગ્યેજ જોવામાં આવે છે, પણ અમે તેવી ઉચ્ચ વૃત્તિ પટવા શેઠમાં જોઇ છે. અમને તેમનાથી સંતોષ થયો છે. અમે તેમનો ઉપકાર કેમ ભૂલીએ ?

"સસ્તી વાર્તામાળા"નાં તમામ **પુસ્તકો બાંધવાનું** (બાઇન્ડીંગ) કામ અત્રેના સુપ્રસિદ્ધ બુકબાઇન્ડર યશવંતરાવ દૌલતરાવને§ સોંપવામાં આવ્યું છે. તેઓ ચાર વર્ષથી "વાર્તામાળા"નાં તમામ પુસ્તકો બાંધે છે. અમને તેમના કામથી સંતોષજ થયો છે. અમદાવાદમાં ઘણા બુકબાઇન્ડરો છે પરંતુ શરૂવાતથીજ અમારો પ્રારબ્ધ યોગ બાઇન્ડર યશવંતરાવ સાથે જોડાયો. અમારો તેમની સાથેનો અનુભવ કહે છે કે:-તેઓ ઘણી કાળજીથી પ્રમાણિકપણે પુસ્તકો બાંધે છે. ચાર વર્ષ થવા છતાં અમે એક પણ પુસ્તક બીજે ઠેકાણે બાંધવા આપ્યું નથી એ ઉપરથીજ વાંચકો વિચાર કરી શકશે કે તેઓમાં કેવી લાયકાત છે. તેમનું કામ સ્વચ્છ, સુંદર, મજબુત, નિષ્કપટી અને કાળજી ભર્યું જણાયું છે. અમે તેમનો પણ ઉપકારજ માનીએ છીએ. દિલગીરીની વાત છે કે એ દુકાનના માલેક રા. યશવંતરાવ એકાદ વર્ષથી સ્વર્ગવાસી થયા છે. હાલ તેમના ભાઇ પોતાની દુકાન સારી યોગ્યતાથી ચલાવે છે.

---

*ઠે૦ પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ. § ઠે. ઢાલગરવાડા—આલેટાઈનની હવેલી પાસે—અમદાવાદ.

અમારા સુજ્ઞ વાંચકો આશ્ચર્ય પામશે કેઃ અમે ચાર વર્ષમાં એકજ પ્રેસ, એકજ પેપરમર્ચંટ અને એકજ બાઇન્ડર પાસેથી "**વાર્તામાળા**"-નું સર્વ કામ લીધું છે. બીજા વ્યાપારીઓને એક વર્ષમાં એકવિશ વ્યાપા-રીઓ સાથે કામ પાડવાનો પ્રસંગ આવે છે પણ પરમાત્માની કૃપાથી અમને (જુજ કામ પ્રસંગ સિવાય) તેવો પ્રસંગ મળ્યો નથી. અમને ઉપલા ત્રણે પ્રમાણિક વ્યાપારીબંધુઓદ્વારા પૂરતો સંતોષ પ્રાપ્ત થયો છે. અમારા વાંચક બંધુઓને ઉપરોક્ત ત્રણે વ્યાપારીઓ સાથે એક વખત કામ પાડવાની ભલા-મણ છે. આશા છે કે તેમને સંતોષજ મળશે.

**એજન્ટ-બંધુઓનો ઉપકારઃ—**

આ સમયે અમારા સાહિત્ય-સેવાના પવિત્ર કાર્યમાં સહાય કરનાર એજન્ટ બંધુઓનો પણ ઉપકાર માનીએ છીએ. ચાર વર્ષ થયાં તેઓએ અમારી સાથે કામ પાડ્યું છે. તેમણે ગ્રાહકોને "વાર્તામાળા" ની માહિતી આપી ગ્રાહક થવા ભલામણ કરી છે અને તેમનું લવાજમ મેળવી અમને મોકલ્યું છે. "વાર્તામાળા" પ્રકટ થવામાં કેટલીક વખત વિલંબ થયો છે. તેવે સમયે ગ્રાહકો તરફથી અધિરાઇ બતાવી પુસ્તકો મેળવવા માટે તકાદો કરવામાં આવ્યો હશે અને વખતે બે કડવા મીઠા શબ્દો પણ તેમને સાંભળવા પડ્યા હશે તેમ છતાં તે સર્વ બંધુઓએ ગ્રાહકોના શબ્દો સહન કરીને પણ અમારા કાર્યમાં સહાય કરવા ધૈર્ય ધારણ કર્યું છે, તે માટે તેમનો ઉપકાર પણ કાંઈ ઓછો નથી. જો કે કેટલાક બુકસેલરો હજી અહંકારમાંજ રહ્યા છે! તેમણે "વાર્તામાળા" ના કાર્યમાં ભાગજ લીધો નથી અને તેનું કારણ તેમની ઇચ્છાનુસાર **અમે રાક્ષસી કમીશન આપ્યું નથી તે છે!** પરંતુ તેથી કાંઇ "વાર્તામાળા"ના કાર્યમાં અમે વિઘ્ન માનતા નથી. અમે પરમાત્માની પ્રેરણાથીજ આ કાર્ય ઉપાડયું છે. અમે ઉત્તમ જ્ઞાનનો પ્રચાર કરીએ છીએ. અમને અમારા કાર્ય ઉપર શ્રદ્ધા છે, તો પછી તે પરમાત્માજ પોતાના કાર્યની યોગ્ય ગતિ કરશે. કોઈ બુકસેલરને કાલાવાલા કરવા કે ન પરવડે એવું કમીશન આપવું ઇષ્ટ જણાયું નથી. જેને સારૂં જ્ઞાન પ્રાપ્ત કરવું હશે અને સારા જ્ઞાનનો પ્રચાર કરવો હશે તે બન્ને "વાર્તામાળા",

તરફ દૃષ્ટિ ફેરવશે. પરમાત્મા પોતાનું કામ કર્યેજ જાય છે પછી અમારે તેના ગ્રાહકો માટે ફિકર શી? અમને સહાય કરનારા સજ્જન એજન્ટ બંધુઓમાં સ્વ. ભાઇ રંગીલદાસ કાશીદાસ, રા. ભાઇ ઝીણાભાઇ કાશીદાસ **સુરત,** ભાઇ ગણપતરામ દુર્ગારામ દેસાઇ. મ્યુનિ. કમીશનર **ભરૂચ.** મી. મોહનલાલ મનસુખરામ બુકસેલર. **વડોદરા,** ભાઇ મણીલાલ લલ્લુભાઇ દેસાઇ તથા ભાઇ મગનલાલ દામોદરદાસ પંડયા **નડીઆદ.** રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર, જે. એન. વકીલ, રા. નંદલાલ ચુનીલાલ બોડીવાલા, રા. રા. રણછોડલાલ મોતીલાલ બુકસેલર, રા. રા. જીવનલાલ અમરસી મહેતા, રા. રા. અંબાલાલ શંકરલાલ દવે, ગુજરાત સ્વદેશી સ્ટોર્સ લીમીટેડ, ભાઈ રામનારાયણ કેશવલાલ દેસાઇ. રંગના વેપારી, **અમદાવાદ,*** રા. રા. લલ્લુભાઈ સોમાભાઇ **નાંદોદ.** ભાઇ છગનલાલ ત્રિભુવન દવે **કરાંચી.** ભાઇ ચાંદુમલ સુખાનંદ ભાટીયા **ઠઠ્ઠા** (સિંધ), રા. રા. અબ્દુલહુસેન આદમજી બુકસેલર **ભાવનગર,** ભાઇ સાકરચંદ માણેકચંદ ધડીઆળી, ભાઇ નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર, રા. રા. એલ. એમ. ઠક્કર. રા. રા. હરિલાલ જીવણલાલ બુકસેલર, મેઘજી હિરજી જૈન બુકસેલર, **મુંબઇ,** ભાઇ છોટાલાલ હરિપ્રસાદ દેસાઇ (હાલ) રાધનપુર, ઔદીચ્ય યુવક મંડળના સેક્રેટરી, બારડોલી, રા. રા. મગનલાલ ભાઇશંકર શાસ્ત્રી સ્કુલ માસ્તર, એ ઉપરાંત બીજા ઘણા સજ્જનોએ નિઃસ્વાર્થભાવે ગ્રાહકો કરી મોકલવાની ઉદારતા દર્શાવી છે. એજન્ટ બંધુઓમાં કેટલાક જીુજ કમીશનથી અને કેટલાક તદ્દન નિઃસ્વાર્થ ભાવે કામ કર્યા જાય છે. એ સર્વનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ. ઉત્તમ પ્રકારનાં વાંચનનો જેમ બહોળો ફેલાવો થાય તેમ વાંચકોના જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. ઉત્તમ પ્રકારનું વાંચન મિત્ર—સ્વજનને મે-

---

* પ્રથમ વર્ષમાં અમને અમદાવાદના ડી. રેયની કું. ના માલેક ભોળાનાથ મણીલાલ દવે ઠે. ખાડીયા શ્રીરામજીની શેરીના રહેનારે ગ્રાહકો મેળવવામાં કંઇક મદદ કરી હતી, પરંતુ બીજા વર્ષમાં ઉલટાં કેટલાંક ગ્રાહકોનાં લવાજમ ઉચાપત કરી—અમને વિશ્વાસઘાત કરી સાહિત્ય પ્રચારના અમારા પવિત્ર કાર્યમાં વિઘ્ન નાંખ્યું છે! આવા જુવાનીઆઓદ્વારા દેશસેવાની આશા રાખવી વ્યર્થ છે! સાહિત્ય સેવકોએ આવા જુવાનીયાઓથી સાવચેત રહેવું જોઇએ. **લેખક.**

ળવી આપવું એમાં પણ મહા પુણ્ય પ્રાપ્ત થાય છે, એમ સમજીનેજ સારૂં વાંચન જેઓ વિશેષ ફેલાવશે તેઓ તેમના પુણ્યના ભાગીદાર થશે એવું અમારૂં માનવું છે.

## ભારતજીવનનાં લવાજમ સંબંધી:—

"ભારતજીવન" માસિકપત્ર બંધ પડયા પછી શરીરની સ્વસ્થતા અને કાર્યની અનુકૂળતા થતાંજ તે પુનઃ પ્રકટ કરવાની ઇચ્છા હતી, પરંતુ દિન પર દિન અનુકૂળતાને બદલે પ્રતિકૂળતા વધતી ગઈ છે. એક તરફથી કાગળો, પૂઠાં વગેરે ચાર ગણાં થઇ ગયાં છે અને પ્રેસ એક્ટ જરા પણ મંદ થયો નથી. આ બન્ને કારણો જોતાં હજી પણ કાગળો સોંઘા ન થાય ત્યાં સુધી ભારતજીવન પુનઃ પ્રકટ કરવાનું મુલતવી રાખ્યા વિના છુટકો નથી. શરૂવાતમાં કેટલાંક ગ્રાહકોને તેમની માગણીથી અમે બાકી રહેલું અર્ધું લવાજમ પાછું આપ્યું છે, કેટલાકને વાર્તામાળામાં મજરે આપ્યું છે, પણ હજી જે ગ્રાહકોનું લવાજમ બાકી છે તેમને માટે ભવિષ્યમાં એક સારૂં પુસ્તક પ્રકટ કરવાની ઇચ્છા છે, અને તેવું પુસ્તક બનતી ઉતાવળે પ્રકટ કરીને ગ્રાહકો ઉપર મોકલવામાં આવશે પરંતુ જે ગ્રાહકોને આધરાઇ હોય તેમણે "સસ્તી વાર્તામાળા" ના નવા વર્ષમાં પોતાનું બાકી રહેલું લવાજમ મજરે ગણી લેવું અથવા અમને પત્ર લખવાથી તેટલી રકમ મનિઑર્ડરદ્વારા પાછી મોકલવામાં આવશે. ભારતજીવનના સર્વ ગ્રાહકોનો અમે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ.

## ત્રણ પત્રકારો:—

"વાર્તામાળા" નાં પુસ્તકોની સમાલોચના કરતી વખતે ત્રણ પત્રકારોએ સહજ વિરૂદ્ધ વિચારો દર્શાવ્યા છે તેમને યથામતિ ટુંક ઉત્તર આપવાનું ઉચિત જણાય છે. "**પ્રમાદધનની પ્રભુતા**" અભિપ્રાયાર્થે મોકલેલી તે વખતે સસ્તા સાહિત્યવર્દ્ધક કાર્યાલયે સમાલોચના કરવા જેટલા બુદ્ધિબળનો દુરૂપયોગ કરી "વાર્તામાળા" સ્હામે જે પથરા ફેંકેલા તે સંબંધી પ્રથમ લખાઇ ગયું છે. "વૈદ્ય કલ્પતરૂ" પત્રમાં એજ પુસ્તકનો અભિપ્રાય

તંત્રીને હાથે નહિ લખાતાં એક જુવાનીઆ બંધુએ એવી મતલબનું ટુંકમાં લખી માર્યું છે કે: "લેખકનો યત્ન સફળ થયો જણાતો નથી વગેરે." જો એ લેખકભાઇએ કારણો જણાવ્યાં હોત તો ઘણો ઉપકાર થાત. કેટલીક વખત અજાણ્યા સમાલોચકો કેવા છબરડો વાળે છે તે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે! **પ્રજાબંધુ**ના સમાલોચક એજ પુસ્તક માટે લખે છે કે: "* * જે જે ચિત્ર લેખકે આલેખવા ધાર્યું છે તે સંપૂર્ણ રીતે આલેખી બતાવ્યું છે, * * રા. ધીરજલાલનો આ પ્રયાસ અનેકગણો ચડીઆતો છે. વગેરે." રા. રા. કે. એલ. ઓઝા. એમ. એ. પ્રો. બહાઉદ્દીન કોલેજ—જુનાગઢ લખે છે કે: "* * દરેક સ્ત્રી પુરૂષ આ પુસ્તક વાંચશે તો તેને અવશ્ય વ્યવહારના વિકટ માર્ગમાં સરલતા પડવાનીજ. * *" સાક્ષરશ્રી ગો. મા. ત્રિપાઠીજીના પુત્ર રા. રા. રમણીયરામભાઇ લખે છે કે: " * * એકંદર પુસ્તક સારી રીતે લખાયું છે. * * આનન્દ આપે તેમ છે. એક સ્વતંત્ર પુસ્તકરૂપે તે વાંચવાથી લેખકની શક્તિ માટે સારૂં માન થાય તેમ છે. વગેરે" આ સિવાય બીજા ઘણા સારા અભિપ્રાયો મળ્યા છે. "વૈદ્ય કલ્પતરૂ" ના તે લેખક સાહેબ ભવિષ્યમાં અભિપ્રાયો આપતાં કંઇક અભ્યાસ કરશે તો લેખકો—પ્રકાશકોને ઇન્સાફ મળશે એવું અમારૂં માનવું છે.

"**બ્રહ્મચારિણી**" અથવા "**સમાજ સેવિકા**" પુસ્તક સંબંધી અભિપ્રાય આપતાં પુનેથી પ્રકટ થતું "**ગુજરાતી ચિત્રમય જગત્**" લખ્યું છે કે: "× × આજકાલ આપણી ગુજરાતી ભાષામાં અંગ્રેજી, બંગાલી તેમજ મરાઠી નવલકથાઓનાં ભાષાંતરો પ્રકટ કરવાનો પવન ફુંકાયો છે વગેરે." સમ્પાદક મહાશયનું આ વાક્ય વાંચી અમે તેઓશ્રીને એટલોજ પ્રશ્ન પૂછીએ છીએ કે: "આપના તંત્રીપણા નીચે પ્રકટ થતા ગુ. ચિત્રમય જગતમાં જે નવલકથાઓ પ્રકટ થાય છે તે તથા લેખો કેટલા સ્વતંત્ર લખાયા છે અને કેટલા ભાષાંતર છે? અમે જાણીએ છીએ ત્યાં સુધી કહેવાને હરકત નથી કે મરાઠીમાં પ્રકટ થયેલા લેખોનાં બારોબાર ભાષાંતરોથીજ "ચિત્રમય જગત્" ચિતરાય છે એટલુંજ નહિં પણ એક વિચિત્રતા એવી પણ જોવામાં આવે છે કે: જે મહારાષ્ટ્રીય ગૃહસ્થો ગુજ-

રાતીનું નામ નિશાન પણ જાણતા નથી તેમના લેખોનાં ગુજરાતી ભાષાંતર થયા પછી મથાળે તેમનાંજ નામો જોવામાં આવે છે ! જાણે તેજ તે લેખના લેખક ન હોય ! આ ક્યા પ્રકારનું સત્ય હશે તે તો સમ્પાદકજીજ જાણે ! તે ઉપરાંત એક બીજો પ્રશ્ન એ થાય છે કે સમ્પાદક મહાશયે કેટલા સ્વતંત્ર ગ્રન્થો લખ્યા છે તે જો જણાવશે તો ગુર્જર પ્રજા ઉપર ઉપકાર થશે. કાર્ય કરનારા ઉપર ટીકા કરવી–ગમે તેવા શબ્દપ્રહાર કરવા સ્હેલું છે પરંતુ કામ કરવું મુશ્કિલ છે ! અમારાં પુસ્તકો સિંહનાં કે શિયાળનાં બચ્ચાં છે તે ચિત્રમય જગત્ કહે તેના કરતાં ગુજરાતમાં સાહિત્યની સેવા બજાવી વાનપ્રસ્થ થયેલા સાક્ષરશ્રી છોટાલાલ ન. ભટ્ટ (માજી તંત્રી–કેળવણી. વડોદરા.) એ પુસ્તક માટે કહે તેને જ અમે તો વધુ વજનદાર ગણીએ છીએ. તેઓ લખે છે કે: "* * વાર્તાની સંકલના પણ ઉત્તમ રીતે ગોઠવી છે. વર્તમાનકાળના વ્યવહારનું ચિત્ર એમાં સારૂં આલેખાયલું હોવાથી પુસ્તક ધીરજથી વાંચી જવા જેવું છે." વળી રા. રા. કે. એલ. ઓઝા એમ. એ. સાહેબ લખે છે કે:—

* The latest book of the series is entitled "Brahma Charini" emanating from the facile Pen of Mr. Mehta himself. The book is adopted from a Bengali novel with considerable additions. How far the book has been improved by the change will be brought home to him who compares the two versions. The watch word of the book under notice is "Brahmacharya" and its heroin Kamalini reminds us of an ideal nun of Medieval Europe etc. " નવસારીથી પ્રકટ થતા **"ગુલશન"** માસિકના તંત્રી સાહેબ લખે છે કે, "× × વાર્તારૂપે લેખકે આર્યધર્મનો બચાવ કરી જે જે ઉમદા બોધ આપવાની યોજના કરી છે તે ખરેજ માનનીય છે. * * આ પુસ્તની ભાષા ઘણી શુદ્ધ છે અને વિષય જો કે ગહન છે છતાં હમો ધાર્યે છીએ કે હિંદુઓ ઉપરાંત પારસી વાંચકોને પણ તે વાંચે તો તેમાંથી કાંઇને કાંઈ લ્હાવો મેળવ્યા વિના રહેશેજ

નહિ. * *" "ચિત્રમય જગત્" ના તંત્રીજી માત્ર કાંઇ ને કાંઇ ઉપદેશ કરવાનીજ ધારણાથી ગુજરાતી ગ્રંથકારોને પોતાના મનગમતા ચાબખા મારવા તૈયાર* થયા હોય તો પ્રથમ તેમણે પોતે પોતાની પીઠજ ધરવી પડશે ! ગુર્જર ગ્રેજ્યુએટોએ અને સાહિત્ય–સેવકોએ કેટલી સ્વતંત્ર નવલકથાઓ (પુસ્તકો) લખી છે તે ક્યાં કોઇથી અજાણ્યું છે? જ્યાં સુધી એવા મહારથી અને અતિરથી ગણાતા સાક્ષરો સ્વતંત્ર નવલકથાઓ લખવા તૈયાર ન થાય ત્યાં સુધી સરસ્વતી માતાના ચરણમાં અમારા જેવા ક્ષુદ્ર સેવકો આમતેમથી સુંદર પુષ્પો લાવી અર્પણ કરીએ તેમાં ખોટું શું થાય છે તે અમે સમજી શકતા નથી ! આજકાલ કેટલાક સમાલોચકોને એવી ટેવજ પડી ગઈ છે કે "પોતાના ટોળા" નો કોઈ ગ્રંથકાર ન હોય તો તેના પુસ્તક ઉપર ગમે તેવી ટીકા કરી મારવી ! "**પ્રાતઃકાલ**" ના અધિપતિ સાહેબે "**બ્રહ્મચારિણી**" પુસ્તકનો અભિપ્રાય લેતાં એવું લખ્યું છે કેઃ " × × આ નવલકથામાં કમલિની નામની કન્યાને જીવનપર્યંત કુંવારી રાખી તેની પાસે બ્રહ્મચર્ય પળાવી સમાજસેવા કરાવવામાં આવે છે. વગેરે " અર્થાત્ કમલિનીને અમે બ્રહ્મચર્ય પળાવી સમાજસેવા કરતી ચિતરી છે તે "પ્રાતઃકાલ" ના સમાલોચકને રૂચ્યું નથી ! તેમની ઇચ્છા તો એમજ છે કેઃ સ્ત્રીઓએ પરણીનેજ સમાજ સેવા કરવી. ભલે, તેમના વિચાર તેમને ઇષ્ટ હો. જે મનુષ્યને જેવું સહવાસ સુખ મળ્યું હોય–જેવો અનુભવ થયો હોય તેવોજ તેનો અભિપ્રાય ! કાલે સવારે કદાચ તેઓ એમ પણ કહે કે પુરૂષે બ્રહ્મચર્ય નજ પાળવું અને પરણીનેજ સમાજસેવા કરવી તો તેમાં આશ્ચર્ય નથી ! પરંતુ અમારૂં એવુંજ માનવું છે કેઃ જો એક સ્ત્રી જીવનપર્યંત કુમારિકા રહે તો તેનું બ્રહ્મચર્ય જળવાઇ રહેવાને લીધે તેનામાં બળ, બુદ્ધિ, ઓજસ, તેજસ્વીતા વગેરે અધિક પ્રમાણમાં હોવાથી તે સમાજની સેવા બહુ સારી રીતે કરી શકે ! અમે નવલકથા લખીને અમારા દેશની બ્હેનોને બ્રહ્મચર્ય પાળી સમાજસેવા કરવાનો ઉપદેશ આપ્યો છે, અને તે સત્યજ છે. વિલાયતમાં મિસ ફ્લોરેન્સ નાઈટીંગલનું નામ કોણે સાંભળ્યું નથી ? તેણે જીવનપર્યંત કૌમાર્યવ્રત પાળી કેવી દેશસેવા બજાવી છે તે કોનાથી અજાણ્યું છે ? પરણીને

સમાજસેવા કરાવવાની હિમાયત કરનાર તંત્રીજી એમજ માને છે કે વિલાયતની સ્ત્રીઓજ જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળી શકે અને આ દેશની નહિ? અમે તો માનીએ છીએ કે આ દેશની સત્વગુણ પ્રધાન પ્રકૃતિની અબળાઓ બ્રહ્મચર્યવ્રત જેવું પવિત્ર વ્રત પાળી સમાજસેવા કરે તો તેનાથીજ સમાજનું-ગુર્જર બ્હેનોનું વિશેષ કલ્યાણ થશે. તેના પવિત્ર જીવનની અને તેના ઉપદેશની અનેક ગુર્જર બ્હેનોના અને ભાઇઓના મન ઉપર સજ્જડ છાપ પડશે! અમે એવી કેટલીક મ્હોટી વયની કુમારિકાઓ જોઇ છે કે જેઓ હજી સુધી પોતાનું કૌમાર્ય જીવન પવિત્રપણે ગાળી તપશ્ચર્યા કરી રહી છે અને તેનું આદર્શજીવન જોઇ કેટલીક બ્હેનોનાં મન પવિત્ર થઇ રહ્યાં છે. સત્ય છે કે એ બ્હેનોને એકાંતવાસ અને ઇશ્વર ભજનજ અનુકૂળ થઈ પડયાં છે એટલે તેઓ વિશેષ પ્રસિદ્ધિમાં આવી ઇશ્વિરભજન ચૂકવા ઇચ્છિતી નથી. "પ્રાતઃકાલ" ના લેખકબંધુ પરણવામાંજ ઇષ્ટ સિદ્ધિ માનનાર હોય તો ભલે તેઓ સર્વને પરણવાનીજ હિમાયત કરે! અને તેમ કરી સંતતિની વૃદ્ધિ કરાવે! પણ તેમણે એટલું તો યાદજ રાખવું પડશે કેઃ જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળનાર નર—નારીઓ જગતમાં ઘણુંજ કરી શકે છે. શંકર, બુદ્ધ, આદિ જે મહા શક્તિએ જગતમાં પરિવર્તન કર્યા છે તે બ્રહ્મચર્યનોજ પ્રતાપ! "વનિતાવિશ્રામ" નાં સ્થાપક માતાજી ગં. સ્વ. ન્હાની બ્હેન ગજ્જર અને ગં. સ્વ. બાજીગૌરી વગેરે ધર્મ—પ્રાણ માતાઓએ નારીજાતિની ઉન્નતિનો ભગીરથ પ્રયત્ન આદર્યો છે તે વિધવા થયા પછીજ! જો એવીજ કેટલીક નારીઓ દેશના કલ્યાણ માટે જીવનપર્યંત બ્રહ્મચર્યપાળી વિરાટ—સંતતિની સેવા બજાવે તો મહદ્ કલ્યાણકાર્ય થાય! પરણ્યા પછી પતિ અને સંતતિના રગડામાં પડવાથી જનકલ્યાણ સાધન ઓછું થાય છે. બ્રહ્મચર્ય પળાતું નહિ હોવાથી ગર્ભ ધારણાદિવડે શક્તિ ક્ષીણ થાય છે. આ બધું કંઈ "પ્રાતઃકાલ" ના લેખકબંધુથી અજાણ્યું નથી છતાં પરણવાની હિમાયત કરવી એ બહુ આશ્ચર્યકારક છે!

ગુજરાતમાં ઘણી કેળવાયલી સ્ત્રીઓ છે પરંતુ તેમણે દેશનું કયું કલ્યાણકારક કામ કર્યું છે? તેનો હિસાબ જો "પ્રાતઃકાલના" લેખક પ્રકટ

કરશે તો ઉપકાર થશે. "વનિતા–વિશ્રામ" નાં સ્થાપક વિધવા–બ્રહ્મચારિણી–સન્યાસિનીઓએ વિધવા થયા પછી બ્રહ્મચર્ય પાલન કરી જે મહદ્ કાર્ય કર્યું છે તેવું પરણેલી એક પણ સ્ત્રીએ કરેલું "પ્રાતઃકાલ" બતાવી શકશે ? મિસ ફ્લોરેન્સ નાઇટીંગેલના જેવુંજ હિંદુસ્થાનમાં–બંગાલામાં–કલકત્તામાં–સાચા વિશ્વબંધ સ્વામી વિવેકાનંદની શિષ્ય અમેરિકન કુમારિકા સિસ્ટર નિવેદિતાએ જેવું મહદ્ કાર્ય કર્યું છે તેવું કઇ પરણેલી હિંદુ નારીએ ગુજરાતમાં કર્યું છે ? સ્વામી વિવેકાનંદે સ્ત્રીઓને ઉપદેશ દેતાં કહ્યું છે કેઃ–"બ્રહ્મચર્ય નસેનસમાં જ્વલન્ત અગ્નિની પેઠે પ્રવાહિત થઈ રહેવું જોઇએ." સિસ્ટર નિવેદિતાએ કહ્યું છે કેઃ "કૌમાર્યાવ્રત ગ્રહણનો અર્થજ દેશના હિતને માટે સ્વહિત વિસર્જન કરવું તેજ છે." પરણ્યાં કે તુર્ત દમ્પતિને વિષયવાસના–સંતાન સંતતિની વાસના–અનેક પ્રકારના રંગરાગ ભોગ ભોગવવાની વાસના થયા વિના રહેતી નથી. તેને પતિની આજ્ઞા પણ માનવીજ જોઇએ ! તેની સેવામાંજ જ્યાં સમસ્ત દિવસ અને રાત્રિ વ્યતીત થાય ત્યાં પરહિત કરવાનો સ્ત્રીને અવકાશજ કયાં ? સિસ્ટર નિવેદિતાએ કહ્યું છે કેઃ "પ્રકૃત મહત્ત્વ પ્રાપ્ત કરવા માટે આત્માને દેહ ઉપરની પ્રવૃત્તિઓ ઉપર જય મેળવવોજ પડશે." "પણ સ્ત્રી પરણે છે એટલે તે પોતાનો દેહ પોતાના પતિનેજ અર્પણ કરે છે ત્યા પછી તે દેહ વડે અન્યનું કેટલું કાર્ય કરી શકે ?" "પ્રાતઃકાલ"ના લેખકશ્રી પરણેલી અને કુમારી જીંદગીનું મહત્ત્વ અને મહાત્મ્યથી અજાણ્યા તો નહિ હોય પણ માત્ર પોતાની આનુભવિક માન્યતાને જનસમાજ સમક્ષ રજૂ કરે તેને કોણ રોકી શકે એમ છે ? આ પ્રમાણે તો તેઓ વિધવાઓને પણ પુનઃ લગ્ન કર્યા પછી જનસેવા કરવાની સલાહ આપતા હોવા જોઇએ ! એક સનાતન ધર્મના પક્ષપાતી હિંદુ લેખક તેમ કરે ત્યારે હડહડતો કળિકાળ આવ્યો એમજ માનવું પડશે !

જ્યાં સુધી "કમલિની" જેવી બ્રહ્મચારિણીઓ ઉત્પન્ન નહિં થાય ત્યાં સુધી ગુજરાતની સ્ત્રીઓમાંથી આદર્શ રમણી રત્ન ઉત્પન્ન થશે નહિં એવું અમારૂં માનવું છે. ગુજરાતનો સ્ત્રી સમાજ બગડયો છે, તે પોતાનો દેહ–

ધર્મજ સમજતો નથી, ત્યાં પછી તેની સંતતિ તેવીજ ઉત્પન્ન થાય તેમાં આશ્ચર્ય શું ? ભેળંભેળની જાત્રા કરવામાં મોજ માણનારા ભલે તેવો અનુભવ દર્શાવે અને લગ્ન કરવાની હિમાયત કરે ! સ્ત્રી–પુરૂષની ભેળંભેળ યાત્રા થાય છે ત્યાં જગત્ ઉપર ઉપકાર કરવા જેવાં કામોની કેવી અધોગતિ થાય છે અને ત્યાં પરિણામે કેવો વ્યભિચાર પ્રસરે છે તે વિરક્ષેત્રને વડલે ચઢી જોનારાઓને પણ સુવિદિતજ છે ! અમે તો બંધુ ભાવેજ વિચારો દર્શાવ્યા છે.

**મ્લેચ્છ અને યવન શબ્દની ચર્ચાઃ—**

આ લેખકે સંખ્યાબંધ પુસ્તકો–લેખો લખ્યા છે અને તેમાં "મ્લેચ્છ" –"યવન." શબ્દો પણ વપરાયા હશે, છતાં અત્યાર સુધી કોઇએ તે સંબંધી વાંધો દર્શાવ્યો નથી, પરંતુ " વાર્તામાળા " ના ગયા પુસ્તક " **છત્રપતિ રાજારામ** " માં પાને ૪૭ મે " શંભાજી " મહારાજના મુખમાંથી " મ્લેચ્છ " શબ્દ પ્રયોગ થયો છે. તે સંબંધી અમદાવાદથી પ્રકટ થતા " **પોલીટીકલ ભોમિયો** " નામક ઇસ્લામી વર્તમાનપત્રમાં બે ચર્ચાપત્રીઓએ ચર્ચા કરી " કાગનો વાઘ " કરી મૂક્યો છે ! અમને બહુ આશ્ચર્ય તો એ લાગે છે કેઃ એ ચર્ચાપત્રીઓમાં એક ( રા. જીવરાજ નેમચંદ ) સાયલાકર જેવા હિંદુ–જૈન–કે જેઓ ઉપદેશક હોવાનો દાવો કરે છે તે પણ છે ! એક ચર્ચાપત્રી " ઇસ્લામી " છે. તેમણે તો વગર વિચારેજ ચર્ચાપત્ર ચીતરી મારી માત્ર મુસલમાનભાઇઓની નાહક ઉશ્કેરણીજ કરી છે, અને તે સાથે હિંદુ–મુસલમાનોમાં અથડામણ થાય–તેઓમાં કલેશ વધે એવોજ યત્ન કર્યો છે ! અમને વિશેષ આશ્ચર્ય તો એ થાય છે કેઃ મુસલમાનભાઇઓને ઉશ્કેરવા જેવો અને સુલેહનો ભંગ કરવા જેવો લેખ " પોલીટીકલ ભોમિયો " પત્રના અધિપતિ બંધુએ પ્રકટજ શા માટે કર્યો ? જો ઘટતા શબ્દોમાં ચર્ચા પ્રકટ થાય તો વાંધો નથી. વધારે સારૂં તો એ હતું કે તેવી ચર્ચા પ્રકટ થતાં પહેલાં એ બંધુએ અમને પૂછી ખુલાસો મેળવવો જોઇતો હતો. અમે ખાત્રીથી કહીએ છીએ કે " ઇસ્લામી " ચર્ચાપત્રીનો લેખ સુલેહનો ભંગ કરે તેવો છે. રા. સાયલાકર પોતે જૈન છે. તેમને સંસ્કૃત ભાષાની માહિતી હોય એમ જણાતું નથી. જો તેમણે એકાદ સંસ્કૃત ડીક્સનેરી ઉથલાવવાનો યત્ન કર્યો

હોત તો " મ્લેચ્છ " શબ્દનો અર્થ સહજે સમજી શક્યા હોત! પરંતુ જ્યાં ત્યાંથી " પ્રકાશ " માંજ આવવાની ઇચ્છા હોય અને વગર વિચાર્યે ચર્ચાપત્રો લખવાં હોય તો કોઇ હાથ પકડતું નથી! " મ્લેચ્છ " અને " યવન " શબ્દોના અર્થ ધી પ્રેકટીકલ સંસ્કૃત ઇંગ્લીશ ડિક્સનેરીમાં નીચે પ્રમાણે છેઃ—

**म्लेच्छः ( म्लेच्छ्–घञ् )** A NonAryan, One not speaking the Sanskrit language or not conforming to Hindus or Aryan Institutions. ( A Foreigner in General. **ग्राह्या म्लेच्छ प्रसिद्धिस्तु विरोधा दर्शने सति** J. N. V. **म्लेच्छान् मूर्च्छयते** or **म्लेच्छ निवह निधने कलयसि करवाले।** Git. I. 2 On out caste. (Baudhayan thus defines the word: **गोमांस खादको यस्तु विरुद्धं बहु भाषते । सर्वाचार विहिनश्च म्लेच्छ इत्यभिधियते ।** 4. Foreigner or barbarians speach. **म्लेच्छितं;** Foreign tongue. **यवनः ( यु युच्.)** A Greak, An I onian, 2 Any foreigner. etc.

પુના ફરગ્યુશન કૉલેજના પ્રૉફેસર શ્રીયુત આપ્ટે સાહેબના સંસ્કૃત કોષમાં મ્લેચ્છ અને યવન શબ્દની ઉપરોક્ત વ્યાખ્યા છે તે સંબંધી શામાટે કોઇએ કાંઇ વાંધો દર્શાવ્યો નથી ? કેટલાક—જુજ—મુસલમાન ભાઇઓ એ શબ્દો સંબંધી વાંધો દર્શાવે છે પરંતુ એ શબ્દો કાંઇ આજકાલના નથી. એ શબ્દો અમારા ઋષિ મુનિઓએ રચ્યા છે. સંસ્કૃતના જ્ઞાન વગરના અજ્ઞાન મનુષ્યો તેની ગમે તેવી વ્યાખ્યા કરે અને તેને ગમે ત્યાં વાપરે પણ અમારો નમ્ર અભિપ્રાય તો એજ છે કે જ્યાં એ શબ્દની ખાસ જરૂર પડે ત્યાંજ તેનો ઉપયોગ કરવો. મુસલમાન ભાઇઓને કિંવા કોઇ પણ પરદેશી જાતિને ખાસ ચીડવવા કે માઠું લગાડવા એ શબ્દોનો ઉપયોગ કરવો અમને ઇષ્ટ જણાતું

---

* The Practical Sanskrita English Dictionary. By V. S. Apte. M. A. Principnl and Prof. of Furguson College, Poona 1890 P. P. 882.

નથી. કેટલાક મુસલમાન ભાઇઓ એ શબ્દો સંબંધી વાંધો ઉઠાવી એટલી હદે જાય છે કે જાણે તે શબ્દો વાપરનારે કોણ જાણે કેવોક ભયંકર અપરાધ કર્યો હોય ! અમને સમજણ પડતી નથી કે એ શબ્દથી તેમને એટલો બધો ગુસ્સો શામાટે લાગે છે ? એ શબ્દો જો કોઇની પણ લાગણી દુઃખવે તેવા હોય તો મુસલમાન ભાઇઓને માટે સહેલો રસ્તો વર્તમાનપત્રનાં કિંમતિ કૉલમો દેશ હિત અને જાતિ હિત કરવાનાંજ ઉપયોગમાં લેવાં અને નામદાર સરકારને વિનતિ કરી–તેનાં ખરાં કારણો બતાવી–સમગ્ર મુસલમાન ભાઇઓ-એ એકત્ર લાગણી દર્શાવી એ શબ્દો બંધ કરાવવાનો યત્ન કરવો. અમે તો ધારીએ છીએ કે તેમ કદી પણ થશે નહિ, કારણ કેઃ એ શબ્દો હિંદુઓનો પ્રાચીન શબ્દ છે. તે અનંતકાળથી વપરાય છે. મનુસ્મૃતિ, વિષ્ણુ સ્મૃતિ, યોગ વાશિષ્ટ, શ્રીમદ્ ભાગવત્, ગીત ગોવિંદ, પ્રતાપ નાટક જેવાં અનેક પ્રાચીન–અર્વાચીન ધાર્મિક–ઐતિહાસિક પુસ્તકોમાં વપરાયો છે એટલે તે ધર્મ-ઇતિહાસના ગ્રંથોમાંથી કોઇ પણ રીતે શબ્દ કઢાવી શકાય એમ નથી. વિના કારણે હિંદુ મુસલમાનોમાં ઉશ્કેરણી ચલાવવાની હલકી વૃત્તિથી એ શબ્દ સંબંધી ચર્ચા કરનારાઓ ભલે તેમ કરે, પણ એ શબ્દ અમારા ધર્મશાસ્ત્રોમાં છે. જો કે અમે મુસલમાનભાઇઓ તરફ પ્રેમ ભાવથીજ જોઇએ છીએ, પણ ખોટી ઉશ્કેરણી કરનારા તેવા મનુષ્યો પોતાના યત્નમાં ફળીભૂત થશે નહિ. એક વ્યક્તિ બંધ કરશે પણ બીજી અનેક વ્યક્તિઓનો કોણ હાથ પકડવા જશે ? તેના કરતાં વધારે સારૂં તો એજ છે કે એવી ચર્ચાને બદલે પોતાની જાતિમાં દુઃખ–દરિદ્ર ભોગવતા ભાઇઓ ઉદ્યોગ ધંધે વળગી બે પૈસે સુખી થાય એવા યત્નો કરવા કે જેથી તેમને ખુદાને ત્યાં જવાબ દેતી વખતે પણ આનંદ થાય.

## ઐતિહાસિક નવલકથાઓ લખવાની જરૂરઃ—

" ઇસ્લામી " ચર્ચાપત્રીએ એજ પત્રમાં એવી મતલબનું લખ્યું છે કેઃ " તમે તમારૂંજ ફોડોને ! શા માટે બીજાને છેડો છો ? " વગેરે અર્થાત્ મુસલમાન–મોગલો સંબંધી નવલકથાઓ પણ શા માટે લખો છો? ઉત્તર એ છે કેઃ "ભાઇ ! જરા ઉંડો વિચાર કરો. મોગલ અને મુસલમાન બાદશાહોનાં

રાજ્ય ચાલ્યાં ગયાં છે, વીર મરાઠા, રજપૂતો અને શીખવીરો પણ ચાલ્યા ગયા છે, પરંતુ તેમનાં કર્તવ્ય કર્મ ઇતિહાસનાં પાનામાં અમર રહ્યાં છે. એ પ્રસંગો લઇને નવલકથાઓ લખાય છે તેથી જેમ મુસલમાન ભાઇઓને નીતિ-ધર્મ શિખવાની અમૂલ્ય તક મળે છે તેમ અમને હિંદુઓને પણ અમારા પાછલા ધર્મનિષ્ઠ, સત્યાગ્રહી, દ્રઢ ટેકી, વીર, વિવેકી આદર્શ નરવીરોનાં ચરિત્રો ઉપરથી બહુ બોધ મળે છે. એવી નવલકથાઓથી જેમ પુરૂષોને બોધ મળે છે તેજ પ્રમાણે સ્ત્રીઓને પણ સંકટ સમયે કેવું ધૈર્ય ધારણ કરવું, પતિવ્રત ભ્રષ્ટ થવાની વખતે કેવી રીતે આત્મરક્ષણ કરવું, અસત્યથી વર્તવાથી મનુષ્યને કેટલાં દુઃખ સહન કરવાં પડે છે, સત્યથી વર્તનારને કેવું અખંડ સુખ મળે છે વગેરે અનેક પ્રકારની શિખામણ મળે છે. આ શિખામણ માત્ર હિંદુઓને લેવાની નથી પણ મુસલમાન ઇતિહાસો ઉપરથી મુસલમાન ભાઇઓને પણ તેવીજ શિખામણ મળે છે. તેમ છતાં વિના કારણે છેડાઇ પડવું અને એક બીજા વચ્ચે કડવાશ ઉત્પન્ન કરવી એ કોઇ પણ રીતે સલાહ ભરેલું નથી. આ લેખક તો હિંદુ, પારસી, મુસલમાન અને ખ્રીસ્તી વગેરે સર્વે ભાઇઓનો દાસ છે. તે સર્વે ઉપર સમાન પ્રેમની લાગણી રાખે છે, એટલે કદાચ કોઇને ખોટું લાગે તેમ હોય તો તેમની ક્ષમા પ્રાર્થના કરવા તૈયાર છે, પરંતુ બધાજ કાંઇ સરખા વિચારના હોતા નથી. માટે મુસલમાન ભાઇઓને-વર્તમાન પત્રકારોને-અને ચર્ચાપત્રીઓને અમારી નમ્ર પ્રાર્થના છે કે કોઇએ એવા ખોટા વાંધા નહિ પાડતાં હિંદુ અને મુસલમાન ભાઇઓએ એકબીજાના હાથમાં હાથ ભેરવી દેશ અને જાતિનું કલ્યાણ થાય તેવાં પગલાં ભરવાં. તેમ થવાથી દરિદ્રતા ભોગવતી બન્ને જાતિ વિદ્યા-ઉદ્યોગે ચઢી ઉન્નતિ પ્રાપ્ત કરશે. અમારા આ ઉલ્લેખથી કોઈ ભાઇએ ખોટું લગાડવું નહિ. અમે બન્નેના કલ્યાણમાંજ રાજી છીએ. બન્નેને અમે તો સરખા ગણીએ છીએ.

## મિત્ર પત્રકારોનો ઉપકારઃ-

"સસ્તી વાર્તામાળા" પ્રકટ થઇ-કહો કે "ભારતજીવન" પ્રકટ થયું-તે વખતથીજ અમારા કેટલાક મિત્ર પત્રકારો અમારી ક્ષુદ્ર સાહિત્ય-

સેવા તરફ ઉદારતાથી-અમિ દ્રષ્ટિથી-જોતા આવ્યા છે તેમજ તેનો પોતાના પત્રોમાં અભિપ્રાય દર્શાવી પોતાનાં ગ્રાહકો સમક્ષ ધરતા રહ્યા છે તે માટે તેમનો પણ અમારા ઉપર ઉપકારજ થયો છે. સારાં નિર્દોષ-ઉપદેશ જનક-બોધક-પુસ્તકોનો પોતાના ગ્રાહકોને પરિચય કરાવવાથી વાંચકો ઉપર પણ એક પ્રકારનો ઉપકારજ થાય છે કારણ કે પત્રકારો સારાં પુસ્તકોનો અભિપ્રાય પ્રકટ કરી એક રીતે વાંચકોને તે વાંચવા ભલામણ કરે છે. તેમ થવાથી જો કે તેઓ તો પોતાનું કર્તવ્યજ બજાવે છે પરંતુ તેથી લેખકો અને વાંચકો પર ઉપકાર પણ થાય છે. કેટલાક પત્રકારો એવુંજ માનતા જણાય છે કે: કોઈ પણ પુસ્તક અભિપ્રાય માટે આવ્યું કે બસ પછી તેમાંથી ખામીઓજ શોધી પ્રકટ કરવી ! અમારે એવા એક મદદનીશ અધિપતિ સાહેબ સાથે એ સંબંધી વાતચિત પણ થઇ હતી અને તેમાં અમને જણાયું કે: " ઓછું પાત્ર ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો ! " એવા તે સજ્જન જણાયા ! પત્રના અધિપતિ થયા એટલે જાણે સમસ્ત વિશ્વનું ડહાપણ તેમના મસ્તકમાં ભરાઇ ગયું ! અને તેઓ ગમે તે વિષયનાં પુસ્તકોમાંથી ભૂલો કાઢવા લાયકજ થઈ ગયા ! સત્ય છે કે પુસ્તકમાં સાહિત્ય-કળાની દ્રષ્ટિએ જણાતી ખામીઓ અથવા જેના વાંચનથી પ્રજાની નીતિ રીતિ બગડે તેવાં પુસ્તકોમાં રહેલી ખામીઓ પ્રકટ કરવી પણ તેથી સારાં-બોધક પુસ્તકોમાંથી " યેન-કેન પ્રકારેણ " ખામીઓ પ્રકટ કરવી એના જેવું કલંક બીજું કયું હોઇ શકે ?

અમારા જે મિત્ર પત્રકારોએ ઉપકાર કર્યો છે તેનાં નામ: **અમદાવાદ**-ગુજરાતીપંચ, પ્રજાબંધુ, જૈન એડવોકેટ, (અઠવાડીક). સુંદરીસુબોધ, બુદ્ધિપ્રકાશ, ધન્વન્તરિ, જ્ઞાનસુધા, દંપતી હિતેચ્છુ, વૈદ્યકલ્પતરૂ, ભાગ્યોદય, કલાધર, બુદ્ધિપ્રભા, (માસિક). **વડોદરા**—શ્રી સીયાજીવિજય, વડોદરા વર્તમાન, હિંદ વિજય, ( અઠવાડિક. ) પ્રાત:કાલ, કેળવણી, ચંદ્રપ્રકાશ, બાલ શિક્ષક, (માસિક.) **ભરૂચ**—ભરૂચ સમાચાર ( અઠવાડિક ) ઝાડેશ્વર—સામ્પ્રતસમય. (માસિક. ) **લાઠ્ઠરસ**—વિવેચક ( માસિક. ) **સુરત**—સત્સંગ ( માસિક. ) **મુંબઇ**—સાંજવર્તમાન. ( રોજીંદું ) શ્રી દશાસોરઠીયા, પ્રભાત, સમાલોચક, (માસિક). વેપારી ચેમ્બરનું માસિક, **ફીનીકસ**—નાતાલ, ઇન્ડીઅન ઑપિનિયન,

**નવસારી**–ગુલશન, કોળીસુબોધ, પાટીદાર પ્રકાશ, **પુના**–ચિત્રમય જગત, (માસિક). **સિહોર**–શ્રીમાલી અભ્યુદય ( માસિક ) **ભાવનગર**–જૈનશાસન, ( અઠવાડિક ). **ઇંદોર**—નવજીવન ( હિંદી માસિક. )

**ઉપસંહાર:-**

"**વાર્તામાળા**" નું ચાર વર્ષનું સરવાયું લખતાં વચમાં બીજી બાબતોનો પણ ઉલ્લેખ થયો છે. તેમાં જે સત્ય કહેતાં કોઇને ખોટું લાગે તો તેમણે આ ક્ષુદ્ર સેવકને ક્ષમા કરવી અને દયાદ્રષ્ટિ રાખવી. હવે આ સેવકને ૪૯ વર્ષ થયાં છે. પ્રથમ જે કાર્ય કરવાનો ઉત્સાહ હતો તે કાર્યને બદલે હવે બીજુંજ કાર્ય પ્રિયપ્રાણ માનવામાં આવે છે. આયુષ્ એ જળના પ્રવાહની પેઠે વહ્યું જાય છે. તે પુનઃ પાછું આવતું નથી. યુવાવસ્થામાં જે ઉત્સાહ હોય છે તે વયવૃદ્ધિ સાથે અન્ય રૂપમાં પરિણુત થાય છે અર્થાત્ ભોગ તેટલા રોગ સમજવામાં આવે છે. જ્યારે એવું સમજવામાં આવે છે ત્યારે જગતના બાહ્ય વિષયો ઉપરથી આસક્તિ ઓછી થતી જાય છે. જે વસ્તુઓનો અનુભવ થયો અને તેમાં જે કાંઇ સાર જણાયો તે ઉપરથી ખાત્રી થઇ છે કે મનુષ્યનો જન્મ, અમૂલ્ય સમય, માત્ર ભોગવિલાસને માટે નથી પણ જગતમાં મ્હોટામાં મ્હોટું દુઃખ જીવન મરણ, તેનાથી નિવૃત્ત થઇ પુનઃ જન્મ મરણનું દુઃખ ન થાય તેવેજ માર્ગે પ્રયાસ કરવા માટે પણ છે. એ માર્ગ કોણ બતાવે? અનેક પ્રકારની વ્યાધિ–દુઃખનું નિવારણ કોણ કરે? ઋષિ મુનિ કથિત મહાત્મા–યોગી–સાચા સંત, સાચા સન્યાસી ક્યાં હોય કે જેથી તેઓ મનુષ્યના ત્રય તાપને કાપી ચિર શાંતિ, ચિર આનંદ આપે! અહો! એવા સદ્દગુરૂ ક્યાં મળે કે જે દ્વારા બ્રહ્મજ્ઞાન–આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય? એવા સંત ક્યાં મળે કે જે દ્વારા લોભ, મોહ, ઇર્ષાદિ ષટ્ રિપુથી મુક્ત થઇ ષટ્ સંપતિની પ્રાપ્તી થાય? એવા યોગીરાજ ક્યાં મળે કે જેમની ગુરૂ કુંચીથી આત્મ સાક્ષાત્કાર થઇ જન્મ મરણનો ફેરો ટળે! વાંચક! આ દીન સેવક હવે એજ માર્ગે વળ્યો છે! હવે તેની પ્રવૃત્તિયો નિવૃત્તિમાં લય પામવા લાગી છે! સદ્દગુરૂને પ્રતાપે જગતમાં જે મ્હોટામાં મ્હોટું દુઃખ ગણાય છે તે દુઃખથી વિમુક્ત થવાના યત્નો ચાલે છે. હજી બે ચાર વર્ષ

લેખન પ્રવૃત્તિ રહે અને અધ્યાત્મિક જ્ઞાનના ગ્રંથો પ્રકટ થાય એવો સંભવ છે ખરો, પછી **न जाने जानकी नाथ प्रात:काले किं भविष्यति ।** સદ્દગુરૂની કૃપાથી હવે આ ક્ષુદ્ર સેવક "પિંડે તે બ્રહ્માંડે" એમ માની તેનો સાક્ષાત્કાર કરવાના યત્નો સેવે છે. **શ્રી રામકૃષ્ણ પરમહંસને** ગુરૂદેવ માની પ્રથમ તેમના ઉપદેશામૃતને આચરણમાં ઉતારવાના યત્કિંચિત્ યત્નો ચાલે છે અને આત્મ સાક્ષાત્કાર થયેલા ગુરૂદેવની કૃપાથી જે કારણને માટેજ મનુષ્યનો જન્મ થાય છે તેજ મહા કારણની પ્રત્યક્ષ સિદ્ધિ માટે પ્રયાસ થાય છે. ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ તે સિદ્ધ કરો અને જીવ માત્રનું કલ્યાણ કરો એજ પ્રાર્થના છે.

આ લેખમાં કોઇને ખોટું લાગે તેવું જાણી જોઇને લખાયું નથી પણ અનેકના કલ્યાણને માટે એકને શિખામણ રૂપેજ એ બોલ લખવામાં આવ્યા છે. જો કે તે શિખામણને કેટલે દરજ્જે માનવી તે તો ગ્રાહ્ય કરનાર વ્યક્તિના સ્વભાવ ઉપરજ આધાર રાખે છે પરંતુ અમને એવું ઉચિત–સત્ય જણાવાથી અમે અમારો ધર્મ બજાવ્યો છે તેમ કરતાં કોઇને ખોટું લાગતું હોય તો ખુલ્લે અંતઃકરણે તેમની ક્ષમા માગું છું **क्षमा विरस्य भूषणम् ।**

**"ગુજરાતી પંચ"** પત્રના ગુણજ્ઞ અધિપતિ મ્હારા પરમ સ્નેહી મિત્ર ભાઇ સોમાલાલ મંગળદાસ શાહે **"વાર્તામાળા"** ના કાર્યમાં મ્હને વારંવાર સહાય કરી છે તેથી તેમનો પણ મ્હારા ઉપર ઉપકાર થયો છે.

નવા પાંચમા વર્ષમાં આપવાનાં પુસ્તકો પ્રથમ પાને પ્રસિદ્ધ થયાં છે તે સર્વે વાંચકોને બોધ અને આનંદ આપશે. આશા છે કે ગુણજ્ઞ વાંચકો નવા વર્ષમાં ગ્રાહક રહી નવાં ગ્રાહકો કરી સદ્જ્ઞાનનો લાભ લેશે.

અધિક પુરૂષોત્તમ–ભાદ્ર
શુકલપૂર્ણીમા ૧૯૭૩.
**અમદાવાદ.**

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

॥ श्री गुरुराज समर्थ ॥



# પ્રસ્તાવના.

* जनयति सुतं कश्चिन्नारी सती कुलभूषणं ।
निरुपमगुणैः पुण्यात्मानं जगत् परिपालनम् ॥
कथमपि न सा निन्द्या वन्द्या भवेन्महतां यतः ।
सुरसरिदिव ख्याता लोके पवित्रि तभूतला ॥

+ Womans cause is man's; they rise or sink together, dwarfed or Godlike, bound or free."



દેવ ભૂમિ ભારતવર્ષની નિષ્કલંક નામનાને નષ્ટ-ભ્રષ્ટ કરનારી બુદ્ધિ-બળ વિહિન ધર્મ ભ્રષ્ટ પ્રજાપર, કુદરતનો ગયબી ફટકો પડવામાં કંઇ કચાશ રહી નથી ! મર્કટ જેવી એ પ્રજાના હૃદયમાં માતૃ-પ્રેમ કયાંથી હોય ? ધર્મ-ભ્રષ્ટ થયું તેને વિચાર શો ? પશુવત્ સંતાનનાં પાશવિક કુકૃત્યોથી ખિન્ન થતી-અશ્રુપાત કરતી ભગવતી-ભારતિની હૃદય-ભેદક અવસ્થા જેને હૃદય છે તેજ સમજી શકે તેમ નથી, અત્યારે તો કુદ-રત તેને જે કંઇ અવનવા ખેલ બતાવે તે દીન વદને જોઇ માત્ર મૂંગે મ્હોડે સુખ-દુઃખ સહન કર્યા વગર તેને માટે અન્ય એકે સુલભ-સરલ માર્ગ નથી.

---

* પતિવ્રતા સ્ત્રીઓ પોતાનાં પવિત્ર ચરિત્રોથી ગંગાનદિની પેઠે પૃથિવીને પવિત્ર કરે છે, એટલુંજ નહિ પરન્તુ અનુપમ ગુણવાળા અને કુળના ભૂષણ રૂપ એવા સત્પુત્રને ઉત્પન્ન કરે છે; કે જે પવિત્ર ચારિત્ર્યવાળો પુત્ર આખા જગતનું રક્ષણ કરે છે. આવી સાધ્વી સ્ત્રી કોઇ પણ રીતે નિન્દાને પાત્ર નથી; પરન્તુ મહાન્ પુરૂષોને વંદન કરવા યોગ્ય છે.

+ સ્ત્રીનું હિત તેજ પુરૂષનું હિત છે, અર્થાત્ તેમનાં હિત જૂદાં નથી. તેઓ બન્ને સાથેજ ક્ષય પામે છે અથવા દેવ સમાન થઇ શકે છે. સ્વતંત્ર થાય છે, અથવા ગુલામગીરીમાં બંધાય છે.

ધર્મ–પ્રાણુ સંતાનને વળાવી બેઠેલી ભારતેશ્વરી ! ત્હારાં ધર્મહિન સંતાન તરફ દ્રષ્ટિ કરી અશ્રુપાત કર્યા વિના તું બીજું શું કરી શકે એમ છે ? માતા ! ત્હારા ભૂતકાળના ગૌરવને ભૂલી ગયેલી જગતની પ્રજા આ પળે તો ત્હને વિષયી, વર્ણુસંકર, બુદ્ધિ–બળહિન, પશુની માતા કહી ત્હને વગો-વશે–દુઃખી કરશે ! જન્મદાયિની ! ત્હારી પૂર્વની જાહોજલાલી અને અનંત ઉપકારને ભૂલી જશે ! ત્હારાં ધર્મભ્રષ્ટ, કર્તવ્યજ્ઞાન શૂન્ય સંતાનોએજ ત્હારી એવી સ્થિતિ કરી છે. દેવી ! પેટ ફાટે ત્યાં પાટો ક્યાં દેવો ? એમાં કોને દોષ દેવો ? મા ! એમાં તું અને એ પણુ શું કરે ? વાંક નસિબનો ! સમયની બલિહારી છે. માતા ! શા ઉપરથી જાણ્યું કેઃ સૌના દિવસ સરખા જશે ? મહત્વાકાંક્ષિ કૈસરને માથે કોઇ એવી વિજયી સત્તા નથી કે ? એતો અવશ્યમેવ યાદ રાખવું કેઃ—

**“ ઘડા ઘટમાળના ખાલી થતા પાછા ભરાવાને. ”**

આર્યેશ્વરી ! ત્હારા ભૂતકાળના ગૌરવનું ગરવું ગાન તો “ **यावत् चंद्र दिवाकरौ** ” ગવાતુંજ રહેશે. માતા, ન્યાય દ્રષ્ટિથી જોનાર અન્ય દેશની પ્રજાએ મુક્ત કંઠે ત્હારા ગુણુનું કિર્તન કરવામાં સહજ પણુ આઘું પાછું જોયું નથી; અને એજ ત્હારે માટે કેવળ સંતોષની વાત છે. ત્હારા એ દૈવી–વિશ્વવંદ્ય ગુણુની કથા અમે જ્યારે સાંભળીએ છીએ ત્યારે અ-મારા હૃદયમાં એકી વખતે આનંદની સહસ્ર ધારાઓ ફુટી નિકળે છે. આનંદ સાગરમાં તણાતાં અમે ઘડીભર આત્મભાન ભૂલી જઇએ છીએ. મા-તેશ્વરી ! ત્હારા મહિમાનું ગાન કરતો કોઇ વિદેશી આત્મા વાહ વાહ ! શી ભાવના કરી રહ્યો છે ? શું માગી રહ્યો છે ? મા ! તું તો નિરઅહંકારી છે. ત્હારા ગુણુગાનથી ત્હને આનંદ ન થાય એ સ્વાભાવિક છે. ગમે તેમ પણુ માતા ! એક વખત હું કહું અને તું સાંભળ, તેથી મ્હને પરમાનંદ થશે. મા ! સાંભળશે કે ?

* “ Soil of ancient India cradle of Humanity.

---

* **ભાવાર્થ**:—“ વૃદ્ધ ભરતખંડની ભૂમિ ! પુરૂષત્વનું પાલણું, તને વંદન છે. સેંકડો વર્ષના નિર્દય ઉપદ્રવો ( હલ્લા ) પણુ જેને વિસ્મરણુની ધૂળ નીચે

Hail, Hail, venerable and efficient Nurse, whom centuries of Brutal invasions have not yet buried under the dust of oblivion. Hail father land of Love, of Faith, of Poetry, and of Science, May we hail a revival of thy past in our Western future."

*Mr. Louis Jacolliat.*

માતા ! એતો એક અનાદિ નિયમ છે કેઃ—

*** संपदो महतामेव महतामेव चापदः ।**
**वर्धते क्षीयते चंद्रो नतु तारागणः कचित् ॥**

માતા ધૈર્ય રાખ, ત્હારા સંતાનોને કર્તવ્યપરાયણ થવા દે, પછી ત્હારો ઉદય તો હસ્તામલકવત્ છે, એ ભૂલીશ નહિ. આશા–તૃષ્ણા કોઇની ગઇ છે ? એતો ત્હને ક્યાં સમજાવવું પડે તેમ છે કેઃ ઉદય અને અસ્તનું કાળચક્ર હમેશાં ફરતુંજ રહે છે. આજે ત્હારો અસ્ત છે પણ કાલે ઉદય થશે. ભગવાન પાસે નિત્ય પ્રાર્થના કરવી અને ઉદ્યોગ કરી ઉદયના રથ ઉપર ચડી બેસવું એજ માનવ ધર્મ છે. મા ! તું ત્હારો ધર્મ બજાવતી રહેજે !

ભારતેશ્વરી ! ધર્મ પ્રાણ સંતાન નિપજાવી પુનઃ ત્હારી કૂખને સવિશેષ ધન્ય કહેવરાવ. ત્હારાં ધર્મદ્રોહી સંતાનોએજ ત્હારા સુખ–સૌભાગ્યનું સત્યાનાશ વાળ્યું છે.

ધિક્ઃ ત્હારા ધર્મભ્રષ્ટ પશુઓને ! ધિક્ઃ એ ધર્મદ્રોહી કુલાંગારોને ! મા ! ધર્મનોજ જય થશે !

---

દાટી શક્યા નથી એવી પૂજ્ય અને સમર્થ પાલક માતા ! પ્રણામ ! શ્રદ્ધા, વાસના, પ્રેમ, કવિતા અને શાસ્ત્રની પિતૃભૂમિ તને વંદન છે ! ત્હારો ભૂતકાળનો મહિમા અમારા પશ્ચિમના ( યુરોપ ) ભવિષ્યમાં સજીવન થાઓ, એજ અમે માગીએ છીએ."

* જે પ્રમાણે ચંદ્ર લઘુત્વ અને ગુરૂત્વ પામે છે તેમ તારાનું કોઇ દિવસ જોવામાં આવ્યું નથી. એ તો હમેશાં મહાન્નેજ આપત્તિ અને મહાન્નેજ સંપત્તિ આવે છે.

જય મૈયા ! જય ! જય ભારતિ ! જય ! જય દેવી ! જય !

× × × ×

એ ધર્મ હજી આર્ય નારીઓમાં વિદ્યમાન છે. એ કાંઇ ઓછા સૌભાગ્યની વાત નથી. આર્યનારી ગૌરવને દિગ્દિગાંતર સુધી દિપાવનાર આર્ય રમણીઓએ પોતાના ધર્મ–પાતિવ્રત્યને માટે જે કંઈ કર્યું છે–પોતાનાં જીવન સર્વસ્વને વિસર્જન કર્યા છે એ અનુપમ ઇતિહાસથી સાહિત્ય પ્રેમી વાંચકો બિલકુલ અજ્ઞાત નથી. પાતિવ્રત્યનો મહિમા પૃથ્વીમાં કેવળ હિન્દુ રમણીઓજ સમજી શકે છે. ધર્મપરાયણતા પણ તે રમણી વૃંદમાં ઉચ્ચતર જોવામાં આવે છે એ વાત નિર્વિવાદ છે.

ગુર્જર સાહિત્યમાં પતિવ્રતા સતીઓનાં પ્રકટ થયેલાં પુસ્તકોમાં ઘણે ભાગે જે આર્ય રમણી રત્નોને સ્થાન મળ્યું નથી, તેમાંના સંશોધન કરતાં સાહિત્ય પ્રેમી વાંચકોના સદ્‌ભાગ્યે પ્રાપ્ત થયેલાં કેટલાંક અપ્રસિદ્ધ આદર્શ સતી રત્નોના અનુપમ જીવનવ્રત–ચારિત્ર્ય લખી ગુર્જર ગીરા અને સસ્તી વાર્તામાળાનાં વાંચક નર–નારીની સેવા કરવાનો શુભ યોગ પ્રાપ્ત થવાને અદ્રષ્ય સત્તા દ્વારા આ લેખકના નસિબમાં નિર્માણ થયેલો, તે અપ્રાપ્ય અવસર–અદ્રષ્ય આદેશને વધાવી યથાશક્તિ–મતિ કંઇક પ્રયત્ન આદર્યો છે. ન્હાના–મ્હોટા, નજીવા કે કીમતી પોતાના પ્રયત્નની સાફલ્યતાની આશા કોને ન હોય ? અસ્તુ.

સતી ત્રિવેણી સ્વરૂપ નિર્મળ સરિતાના વાંચન–સ્નાનથી વાંચનાર પવિત્ર થઇ શકશે. તેમાં સ્નાન કરનાર સ્ત્રી–પુરૂષ અલૌકિક આનંદ–અલભ્ય લાભ–જ્ઞાન મેળવી શકશે. આનંદ અને જ્ઞાનના ભૂખ્યા આત્માઓ શિવાય તે અન્યને તૃપ્ત કરી શકશે નહિ. એ આનંદ અને એ જ્ઞાનથી જેઓ યથેષ્ટ રીતે તૃપ્ત થયા છે તેમને માટે મુક્તિ એ કંઇ મોંઘી વસ્તુ નથી. સતી ત્રિવેણીમાં સ્નાન કરનાર સ્ત્રી–પુરૂષોનાં સર્વ બંધન છૂટી જઇ તેમને તૃપ્તિ–મુક્તિ મળે એજ આંતરિક અભિલાષા છે. આલોકનાં કે પરલોકનાં સર્વ બંધન કેવળ જ્ઞાનની અદ્‌ભૂત જ્યોતિ અંતરમાં અપૂર્વ રીતે પ્રકટયા શિવાય તૂટી શકે તેમ નથી. પ્રત્યેક ભારતવાસીએ જ્ઞાન પ્રાપ્ત કરી, હું કોણ છું તેનુ

સહજ ધ્યાન કરવું જોઇએ. હું કોણ છું એ સમજાતાં પોતાને ઉચિત એવા કર્તવ્યનો તેણે ખ્યાલ કરવો જોઇએ. અંતિમ એ કર્તવ્યનું ભાન થતાં, કર્તવ્યપથે નિર્ભય રીતે વિચરવાથી એક નહિ પણ સેંકડો બંધનો આપોઆપ છૂટી-તૂટી જશે. મુક્તિ કહો વા મહા પદ જે વાંચ્છના કરશો તે ચર્ણમાં આવીને ઉપસ્થિત થશે. યાદ રાખવું જોઇએ કે: જ્ઞાન વિના કોઇ કાળે આત્મભાન થતું નથી. આત્મભાનને વિસરી નહિ જનારી **પહેલી સતી લચ્છમા**—લક્ષ્મીદેવીના—ચારિત્ર્ય બળની અવધિ છે. તેનું પ્રતિજ્ઞા-પાલન અને પતિ-મિલનનો પ્રસંગ વાંચક હ્રદયમાં કંઇક ઑરજ ચમકારો કરી મૂકશે. **મૂળ પુસ્તક ઉડિયા ભાષામાં** છે, તે ઉપરથી **હિન્દીમાં "લચ્છમા"** અર્થાત "ઉડિસામાં ભોંસલે સેનાપતિ" નામક પુસ્તકનો અનુવાદ છે. તેમાં સ્થળે સ્થળે પ્રસંગોચિત અમૂક ફેરફાર પણ કર્યો છે. છતાં હિંદી ગ્રંથ પ્રકાશક હરિદાસ અને કુંપની ( કલકત્તા ) નો આભાર માનવાની તક ગુમાવી શકતો નથી.

બીજી **સતી રાધાકિશોરી** એ એક સત્ય કથા છે. મૂળ પુસ્તક બંગાળીનો એ અનુવાદ છે. રાધાકિશોરીના પાતિવ્રત્ય-પતિ-ભક્તિ, પતિ-સેવા વાંચતાં વાંચતાં વાંચકો પરમાનંદમાં મગ્ન થઇ જશે. પ્રત્યેક હિન્દુ ગૃહસ્થના ઘરમાં સતી રાધાકિશોરીનું ચરિત્ર વંચાવું જોઇએ તેમ થવાથી પતિવ્રતને ન્હાનારી સ્ત્રીઓને કંઇક નવુંજ જ્ઞાન-નવોજ અનુભવ અપૂર્વ નવિનતા જણાશે. સતી ત્રિવેણીમાં સતી રાધાકિશોરીને અમે અગ્રસ્થાન આપીએ છીએ. તેના બંગાલી લેખકનો આભાર હું શા માટે ભૂલું ?

ત્રીજી **સતી જયમતી** છે. મૂળ પુસ્તક **બંગાળીમાં "આહોમસતી"** ને નામે છે. તેમાં માત્ર નામનોજ ફેરફાર કર્યો છે. આહોમ રાજ્યનું આ એક સર્વોપરી ચિત્ર છે. સાધ્વી જયમતીની સહનશિલતા સર્વોત્કૃષ્ટ છે; તે વાંચતાં વાંચતાં આંખમાંથી અશ્રુધારા વહેશે. અહા ! એમાં ખરેખરો કરૂણારસ વહે છે. તેમાં પાતિવ્રત્યની હદ વળી છે. તેના લેખકને ધન્ય છે. હું તેમનો ઘણો આભાર માનું છું. છેવટના ભાગમાં રજુ થયેલી પાતિવ્રત્ય સંબંધી ઐતિહાસિક ન્હાની ન્હાની વાર્તાઓ પણ એક એક રત્ન જેવી છે.

એ ધર્મ પ્રાણ પતિવ્રતા સતીઓનાં જીવનવ્રત નારી માત્રને બોધક તેમજ પ્રિય થઇ પડશે, એવી અમને સંપૂર્ણ ખાત્રી છે.

સતી ત્રિવેણી પુસ્તક લખી **સસ્તી વાર્તામાળાના** ગ્રાહકોની સેવા કરવાના અણુચિન્તવ્યા પ્રાપ્ત થયેલા પ્રસંગમાં અનેક પ્રકારની અગવડો આ-આવીને ઉપસ્થિત થવા છતાં ઇશ્વર કૃપાથી એ કાર્ય આજે પૂર્ણ થયું છે. મ્હારા મુરબ્બી શ્રી ડાહ્યાભાઇ રા. મ્હેતાએ અમદાવાદમાં રહી સસ્તીવાર્તા-માળાની પ્રવૃત્તિ યોજી ત્યારથી વખતો વખત તેમના સંસર્ગમાં આવતાં જે જ્ઞાન અને લાભ મ્હને મળ્યો છે તે મ્હારે માટે તો ઘણોજ યશસ્વી નિવડયો છે. " **શશિબાળા.** " " **લક્ષ્મીકાન્ત** " તેમજ આજ સસ્તીવાર્તામા-ળાના ગ્રાહકોની સેવામાં સમર્પણ થતી " **સતીત્રિવેણી** " નવલકથા તે તેમની સદ્‌શિક્ષાનુંજ પ્રત્યક્ષ ફળ છે. સતી ત્રિવેણી વાંચક વર્ગના સત્કારને પાત્ર થાય તો તેનું સઘળું માન તેઓશ્રીનેજ ઘટે છે. પરિશ્રમની સાફલ્યતા કેવળ કિરતારના હાથમાં છે. રા. દિવાનાના શબ્દોમાં એટલુંજ કહેવું બસ થશે કે: " કર્મ એજ છે કાર્ય અમારૂં, ફળદાતા ભગવાન. "

આવા મોંઘવારીના સમયમાં સસ્તી કિમ્મતે સારાં પુસ્તકો પસંદ કરી સમાજને અનુકૂળ સાહિત્ય પૂરૂં પાડવાના તેમના આ સાહિત્ય સેવાના કાર્ય-માં જોઇયે તેવું ઉત્તેજન મળ્યું નથી. સાહિત્ય-રસિક ગુર્જર પ્રજાએ ખરૂં જોતાં કંઇજ કદર કરી નથી ! ઉત્તેજન શિવાય અભ્યુદયની આશા રાખવી એ વ્યર્થ છે. ગુર્જર સાહિત્યનો પ્રચાર કરવાનું જયાં સુધી ગુર્જર સમાજ નથી શિખ્યો ત્યાં સુધી માતૃભાષાની ઉન્નતિની આશા આકાશ કુસુમવત્ છે ! માતૃ ભાષા–માતૃ ભૂમિનું અભિમાન–તેની ઉન્નતિને માટે પ્રયત્ન કરવો એ પ્રત્યેક ભારતવાસીનું પરમ મંગલ કર્તવ્ય છે. એ પવિત્ર કર્તવ્યભાવના પ્રત્યેક ભારતવાસી બંધુ–ભગિનીના હૃદયમાં જાગૃત થાય એજ વાંચ્છના !

કેટલીક ફેશનેબલ, સમાન હક્ક માંગનારી અનેક મેલાવડામાં તાળી-ઓના ગડગડાટ વચ્ચે લાંબાં લાંબાં ભાષણ કરી ઘરમાં અને ખાનગીમાં ગમે તેવા ગોટાળા વાળનારી, સ્ત્રી એ ગુલામડી નહિં પણ પુરૂષોના જેવીજ હક્ક-દાર છે એમ કહી અનેક પુરૂષો સાથે સ્મિત હાસ્ય કરી વાતોના તાનમાં

ગુલતાન થનારી સુધરેલી (અ)બલાઓને તો કદાચ પસંદ નહિં પણ પડે ! આ પુસ્તક તેમને માટે લખાયું પણ નથી પરંતુ જે પતિનેજ દેવ સમજે છે અને પોતાને તેની સેવિકા–દાસી–ગુલામડી ગણી તેની પૂજા કરે છે તેને જ માટે છે.

અંતિમ, આ પુસ્તકમાં આલેખાયલાં ચરિત્રો–પતિવ્રત મહિમા–કદાચ આજની જે પતિપ્રાણા સતીઓના પાતિવ્રત્યના મહિમાવડે ભારતવર્ષ મહિમાન્વિત થયો છે તે રમણીકુળ ભૂષણ સતીઓના ચારિત્ર્ય શિક્ષણ દ્વારા સાચી આર્ય રમણીઓ પાતિવ્રત્ય પાળતાં શીખી ધર્મપરાયણા બને એજ આ લેખક સેવકની ઇચ્છા છે. ખરૂં આર્યત્વ તેમાંજ છે. સ્વ. કવિવર પ્રેમાનંદની દિવ્ય આશાનું સમર્થન કરતાં આપણે પણ પરમાત્મા પાસે એજ માગીશું કે:—

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે ફેલાય ફાલી ઘણી;<br>
દેશે દેશ વિદેશ ગુર્જર ગીરા સોહાય સોહામણી.<br>
વાણી સંસ્કૃત મૃતપ્રાય થઇ છે આ થાય શિરોમણી;<br>
અર્પો તો વિભૂ એજ અર્પણ કરો એ આશ પ્રેમાતણી.

સુસંસ્કૃત વાણી સર્વત્ર ફેલાય અને આર્ય ભગિનીઓ ઋષિ મુનિ પ્રચારિક આર્ય ધર્મથી સુશોભિત થઇ અમારા જનસમાજને દિવ્ય ઓજસ બક્ષે એજ પ્રભુ પ્રાર્થના છે. મા ગુર્જરી ! જય ! જય ! મા ! ભારતેશ્વરી ! જય!

**॥ पतिवृता सतीओनो जय थाओ ॥**

**ॐ शान्तिः**

રાયપુર–**અમદાવાદ.**<br>
શ્રાવણ કૃષ્ણ જયન્તિ ૧૯૭૩ } **रणछोडलाल हरिलाल भट्ट.**

---

# ભારતજીવન અને "સસ્તી વાર્તામાળા"નાં પુસ્તકો સંબંધી
# થોડાક ટુંક અભિપ્રાય.

" ગુજરાતી "–( મુંબઇ તા. ૨–૪–૧૧) " **ભારતજીવન** " સચિત્ર માસિક પુસ્તકનો જાનેવારીનો ખાસ અંક અભિપ્રાયને માટે મળ્યો છે ગુજરાતમાં સચિત્ર માસિકની ખોટ છે. ભારતજીવન તે ખોટ પુરી પાડવા યત્નશીલ થશે એવી આશા છે. આ જાનેવારીના ખાસ અંકમાં એકંદર ૬૯ ચિત્રો છે. જેમાંના કેટલાંક આકર્ષક છે. સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડવર્ડનું ત્રણ રંગનું ચિત્ર, મી. તારાપોર વાળાનું " મનોરાજ્યમાં વિહાર " રમણીય છે. અજંટાની ગુફામાં બુદ્ધદેવ, ભસ્મીભૂત ચિતોડ, શાહજહાંની રાણીનો વિલાપ વગેરે ઐતિહાસિક ચિત્રો અને ટોલસ્ટોય, સરલા અને ચપલા સુંદરી, મીસીસ રંભાબાઇ સોઢા, દયારામ, મોરલી આદિ જાહેર નર અને સન્નારીઓનાં ચિત્ર માસીકમાં નજરે પડે છે. ઋષિ ટોલસ્ટોય, વૈદિક ભારતવર્ષમાં અનાર્ય જાતિ, સરલા સુંદરી અને ચપલાસુંદરી, વૈદિક અધ્યાત્મવાદ, આત્મહત્યા, વગેરે સારા લેખોનો સમાવેશ છે, દીવાનાની કવિતા, બુલબુલની ગજલ અને કેટલાંક સારાં કાવ્યો આ અંકને શોભાવે છે માત્ર ત્રણ રૂપિયાના વાર્ષિક લવાજમમાં ૧૪૦ પાનાનો દળદાર અને સુશોભીત અંક બહાર પાડવા માટે તેના માલેકના સાહસને ધન્યવાદ છે. "

દેશભક્ત **શ્રીયુત ગાંધીજીનું** " ઇન્ડિયન ઓપિયન " પત્ર. તા. ૨૯–૩–૧૧–" × × ગુજરાતી માસિકોમાં " ભારતજીવને " ધીમે ધીમે ઉંચુ સ્થાન મેળવ્યું છે સચિત્ર માસિકોમાં તે અગ્રસ્થાને આવે છે એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. વાર્ષિક ખાસ અંક કાઢવામાં પહેલ કરનાર આજ માસિક છે. × × ઘણાં ખરાં ચિત્રો અર્થ સૂચક તથા ઉપયોગી છે. લેખો ચઢતી પ્રતિના છે. × × અમે ભારતજીવનને સફળતા ઇચ્છીએ છીએ × × "

" **શ્રી સયાજી વિજય** "–( વડોદરા તા. ૨૯–૭–૧૯૦૯ ) " ×

× છેલ્લા બે વર્ષના અંકો જોતાં અમને ઘણો આનંદ થાય છે. કારણ કે ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં બીજાં જૂનાં જૂનાં માસિકો કરતાં આ માસિક પત્રના વ્યવસ્થાપકે એમાં મ્હોટો સુધારો વધારો કર્યો છે. × × સાહિત્ય ઉપાસક અને સેવક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાએ માતૃભાષાની સેવામાં પડતી એક મ્હોટી ખોટ પુરી દીધી છે. લેખો પણ ઐતિહાસિક, સાંસારિક અને ધાર્મિક ઉપરાંત પ્રકટ થતી ઉંચા તત્વ વાળી કવિતાઓ અને નવલ કથાઓ વાંચક વર્ગને નવો સ્વાદ ચખાડે છે. × × અમારા ગ્રાહકોને ભલામણ કરીએ છીએ કે આવા એક મનોહર, મોહક અને ઉપદેશજનક માસિક પત્રને ઉત્તેજન આપી પોતાની લાઇબ્રેરી શોભાવવી × × "

" **ભરૂચ સમાચાર** "–( ભરૂચ ૨–૧૨–૧૯૦૮ ) × × આ અંક સહચરીત્ર મુંબઇ ખાતે પ્રકટ થતું માસિકપત્ર છે. તેના પ્રવરતાવનાર મી. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા ભરૂચના રહીશ અને આપબળે આગળ વધી આજે એક સાક્ષર લેખ લખનારની પંક્તિએ ચઢેલા હિંદુ ઇતિહાસિક લેખક જુવાનીયા છે × × માસિકને જૂદા જૂદા દેખાવો આપી હાલની પંક્તિએ ચઢી સારો સુધારો અને એકથી વધુ કલરો સાથની સુરછાઓ સહિત ઉંચા કાગળ વાપરી સારી છાપ સાથે લેખની પદ્ધતિમાં પણ અમુક હદે વધારો સુધારો કરી ભારત પ્રજાની સેવા બજાવવામાં આગળ વધતાં પત્ર દાખલ જે દેખાવ " **ભારતજીવન** " માસિકે આપવા માંડ્યો છે એ સાહસ મી. મહેતામાં રહેલા ઉમંગતેજ આભારી ઠરે છે. પ્રથમ એઓએ પુસ્તકો પ્રવર્તાવનાર દાખલનો ઉદ્યમ ચલાવવા પછીજ નશીબદેવી સાહસમાં પડનારા ઉમંગી યુવાનોનો હાથ ઝાલી તેને અગ્ર સ્થળે બેસાડે છે તેવાજ કંઇક બનાવો એમના સંબંધમાં પણ બન્યા છે અને ચડતી પડતી સ્થીતિની કસોટી-ઓમાં કસાઇ ઠોકેરાઇને એવો " ભારતજીવન " પત્ર અને પ્રેસના જોડીઆ કારભારી તેમ માલેક થયા છે. અમો આ ઉત્સાહી જુવાનીઆની એથી અધિક ફતેહ ઇચ્છતાં જુના ચેલા દાખલ તેમને એથી આગળ વધેલા જોવા આશીરવાદ આપીએ છીએ. "

"*Indu Prakash*"—(Daily). "Another significant sign of the times is the impetous to Gujarati literature given by the

splendid series of Good books and translated, issued by Mahashaya Dahyabhai Ramchandra Mehta of Ahmedabad at the nominal rate "Sasti Warta Mala," we have nothing but whole hearted, enjoy to offer. We heartily commend the series to the notice of every Gujarati knowing reader in Gujarat and Kathiawar." ( K. L. Oza. M. A. Esq. )

**પ્રભાત**—( મુંબઇ તા. ૯-૮-૧૯૧૪. ) લેખક રા. રા. **કેશવલાલ એલ ઓઝા. એમ. એ.** બહાદ્દીન કૉલેજ જુનાગઢ–"તેઓ શ્રી (ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા ) જાતીય સાહિત્ય પ્રત્યે ગુર્જર પ્રજાનું વૈમુખ્ય પોતાના તન, મન ધનથી દૂર કરવા મથે છે, અને હિંદની દુર્બળ પ્રજાના લાભાર્થે "**સસ્તી વાર્તામાળા**" પ્રસિદ્ધ કરી ગુર્જર ગિરાને સર્વોત્તમના આશ્રય આપવાની અમૂલ્ય તક સામાન્ય સ્થિતિના હિંદીવાનોને પણ આપે છે. વારસીક રૂપિયા એમાં પંદરસો પાના જેટલું ઉમદા સાહિત્ય ગ્રાહકોને બક્ષે છે. ગુજરાતી વાંચક વર્ગના હસ્તકમળમાં "**પ્રમાદધનની પ્રભુતા**" ( અથવા **સરસ્વતીચંદ્રનો ઉપસંહાર** ) નામનું રત્ન મુકવા ખાતર તે મહાનુભાવનો ખરા જીગરથી આભાર માનવા ચિત્ત આકર્ષાય છે. આ પુસ્તક અમે સાનંદાશ્ચર્યની લાગણીથી વાંચ્યું છે. વ્યાવહારિક, નૈતિક અને ધાર્મિક બાબતોથી ભરપુર ગ્રંથ અમે બીજે સ્થળે જોયો નથી. "વાર્તામાળા" ના દ્વિતીય પુસ્તક "**રાજપૂત કથાકુંજ**" માં વીર પુરૂષોનાં શૂરત્વ અને વીર નારીઓનાં સતીત્વના આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છે. જે મનન કરવાથી ભારતવર્ષનું ભુતકાળનું ગૌરવ તાદૃષ્ય ખડું કરે છે. તૃતીય પુસ્તક "**બાપારાવ**" માં તે નામના ક્ષત્રીય કુળ દીપકે મેવાડની જાહોજલાલી કેવી રીતે કરી તેનો હૃદયોત્તેજક આલેખ છે. * * શ્રીમાન ડાહ્યાભાઇએ ગુર્જરગિરાનો પુનરોદ્ધાર કરવામાં ભગિરથ પ્રયાસ કરેલ છે અને તેમાં સહાયભૂત થવું તે દરેક કેળવાયેલ વ્યક્તિની ફરજ છે. મી. ડાહ્યાભાઇએ ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. * * બ્હેનો અને બંધુઓ ! ઉપર વર્ણવેલ પ્રયાસને વિજયવન્ત બનાવવો તે તમારા હાથમાં છે. નિઃસ્વાર્થપણે રાત દિવસ પૈસા તથા વખતનો ભોગ આપનાર * * ને મદદ કરવામાં તત્પર રહેવું

તેના જેવી દેશ ભક્તિ બીજી કશી નથી. * * દરેક કુટુંબમાં આ ગ્રંથ આભૂષણ તરીકે થઇ પડયા સિવાય હશે નહિ.

**સુંદરી સુબોધ**—(અકટોબર–૧૯૧૭) "રા. ડાહ્યાભાઇ તરફથી સસ્તા સાહિત્યને ધોરણે આ વાર્તામાળા પ્રકટ કરવાની શરૂઆત થઇ છે. રસિક પુસ્તકો આ ગ્રન્થમાળા દ્વારા પ્રસિદ્ધ કરવાની તેમની યોજના ખરેખર બહુ સસ્તી હોઈ આશાજનક છે. ગુજરાતી ગ્રન્થ સમૃદ્ધિમાં વધારો કરવામાં તેમના પ્રયત્ન માટે ધન્યવાદ ઘટે છે અને તે લોકપ્રિય થશે એમ માનીએ છીએ."

**ધન્વન્તરિ**—( ડીસે. ૧૯૧૪. ) "**ભારતજીવન**" ના તંત્રી તરીકે, સંખ્યાબંધ નવલકથાઓના લેખક તરીકે, અને અન્ય સાહિત્ય પ્રવૃત્તિ વડે, રા. ડાહ્યાભાઇ ગુર્જર વાંચકવૃંદને સારી રીતે જાણીતા છે. શ્રી **સસ્તા સાહિત્યવાળા ખાતાએ** જે લોકોપયોગી પ્રવૃત્તિ આરંભેલી છે **તેમાં જે જે ખામીઓ અગર ન્યુનતાઓ પોતાની દ્રષ્ટિમાં આવી તે** બીજાઓની માફક ખાલી ટીકા રૂપેજ પ્રસિદ્ધ કરવાને બદલે **તે દુર કરવા માટે શું કરવાની જરૂર છે તે કરી બતાવવાના** હેતુથીજ રા. ડાહ્યાભાઇએ આ "**સસ્તી વાર્તામાળા**" કાઢી છે એમ અમને લાગે છે * * તેમનું ( સસ્તી વાર્તામાળાનું ) પગલું સહેતુક અને પ્રશંસનીય છે. આ ખાતા તરફથી બહાર પડતી "વાર્તામાળા" ના ગ્રાહક થઈ એક સારા સાહસને ઉત્તેજન આપવાનું પુણ્ય અને ગમ્મત સાથે જ્ઞાન મેળવવાનો લાભ સુજ્ઞજનો અવશ્ય પ્રાપ્ત કરશે એવી અમારી આશા ભરી વિનતિ છે."

**ગુજરાતી પંચ**—(તા. ૧–૩–૧૪). "**સસ્તી વાર્તામાળાઃ** પ્રગટ કરનાર રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. વાર્તામાળાનું બીજું પુસ્તક "રાજપુત કથાકુંજ" હાલ સમાલોચના માટે અમને મળ્યું છે. રાજપૂતોના વીરત્વ અને ઉચ્ચ ચરિત્રનું ઉત્તમ અને રસિક ચિત્ર આપતી આકર્ષક વાર્તાઓનો આ સમુદાય પોતાના ગ્રાહકોને આપવા માટે તેના લેખક અને પ્રકાશક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાને ખરેખર અભિનંદન ઘટે છે. વાર્તામાળાના પ્રથમ પુસ્તક "પ્રમાદધનની પ્રભુતા" (સરસ્વતી ચંદ્રના અનુસંધાનરૂપ ) એ ગુર્જર વાંચક વર્ગના બહોળા વિસ્તારપર લોકપ્રિયતા મેળવી

છે અને આ પ્રકારનો રસિક અને આકર્ષક ક્રમ ચાલ્યા કરશે તો સસ્તી વાર્તામાળાનો પ્રચાર હજી પણ ઉત્તરોત્તર વૃદ્ધિંગત થશે એ નિર્વિવાદ છે. વાર્તા અને નવલકથાના વાંચકોને સસ્તી વાર્તામાળા સારૂં વાંચન પુરૂં પાડે છે. × × તેની વાર્ષિક કિંમત ઘણી જૂજ છે."

**સમાલોચક**—( ફેબ્ર. ૧૯૧૪. ) "રા. ડાહ્યાભાઇની યોજના એકંદર રીતે પસંદ કરવા યોગ્ય છે એટલુંજ નહિ પરન્તુ પ્રજાવર્ગે તેને યોગ્ય ઉત્તેજન આપવું એ તેનો ધર્મ છે."

**બુદ્ધિપ્રકાશ**—( જાને. ૧૯૧૪. ) "સસ્તી વાર્તામાળા રૂપે સસ્તા સાહિત્યની સંસ્થા જાણીતા લેખક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર-તંત્રી ભારતજીવનના તરફથી સ્થાપવામાં આવી છે, અને તેનો હેતુ આ વાર્તાના યુગમાં સારી અને આનંદ આપનારી ઉચ્ચ પ્રતિની નવલકથાઓ ગુજરાતી વાંચનાર આલમ સમક્ષ રજુ કરવાનો છે, તે આવકારદાયક લેખાશે. રા. ડાહ્યાભાઈ પોતે એક સારા લેખક છે. નવલકથાનાં કેટલાંક પુસ્તકો રચ્યાં છે. તેમની પુસ્તક પસંદગી સારી નિવડશે એ વિષે શંકા નથી."

**કેળવણી**—( ફેબ્ર. ૧૯૧૪. ) "રા. ડાહ્યાભાઇએ જે સાહસ ખેડયું છે તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે."

**વૈદ્યકલ્પતરૂ**—( એપ્રિલ ૧૯૧૪. ) "રા. ડાહ્યાભાઇએ ગુજરાતી પ્રજા માટે જે ઉત્તમ સામગ્રી તૈયાર કરવાનો યત્ન શરૂ કરેલ છે તે ખરેખર આદરણીય છે. આ યત્નનો ગુજરાતી ભાઇઓમાં અવશ્ય આદર થશે. વાર્તામાળાના ગ્રાહક થઇ ઉત્તમ અને સસ્તા સાહિત્યના અવલોકનનો લાભ લેવો."

**"કેળવણી"-(અકટોબર-૧૯૧૪)-બાદશાહી કથાકુંજ-**" × × પ્રત્યેક વાર્તા વાચનારને તેમાં તલ્લીન કરી નાંખે એવી છે અને તેથી વાર્તાના મૂળ લેખકને ઉત્તમ કવિ તરીકે સ્વીકાર્યા વિના ચાલતુ નથી. × × અંગ્રેજી નૉવેલ અને સંસ્કૃત કાવ્યનો સુંદર મેળાપ અહિં માલમ પડે છે. × રા. ડાહ્યાભાઇને અમે વખાણીએ છીએ. × × "

**"ગુજરાતી પંચ-"** ( ૭-૨-૧૫ ) **મહારાણા પ્રતાપસિંહ-** " × × લેખક રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા × × આ પુસ્તકની સમાલોચના

કરતાં અમને અત્યંત આનંદ થાય છે. આ પુસ્તકના લેખક રા. ડાહ્યાભાઇ અપરિચીત નથી. તેમની વાણી મીષ્ટ, સરલ અને મધુર છે તથા તેમની લેખન શૈલી સિદ્ધાંત એક સરખીજ રીતે ટકાવી શકે છે, પોતાની એ સરળ શૈલી અનુસાર પ્રસ્તુત પુસ્તક પણ છટાદાર ભાષામાં રચાયું છે. મેવાડેશ્વર, વીર કેશરી, પ્રતાપસિંહના આ જીવનમાં દોરવામાં આવેલા પ્રસંગો લેખકના ઐતિહાસિક જ્ઞાનનું એક અમૂલ્ય દ્રષ્ટાંત છે. × × એ વીરનરનું પ્રશસ્ય જીવન જેવું સબળ છે તેવી રીતેજ એને ઝીલનાર કલમ પણ સબળ હોવાથી પ્રસ્તુત પુસ્તક ઐતિહાસિક નવલકથાના નમુના રૂપ છે. × × ”

**દેશી વેપારી ચેમ્બરનું માસિક.**—(મે. ૧૯૧૫) **અનુપકુમારી** અથવા **કાશ્મીર પર હલ્લો**—“ × × રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા ભારતજીવન અને બીજાં ઐતિહાસિક પુસ્તકોથી પ્રસિદ્ધ છે, અને તેમની તરફથી નીકળતી **સસ્તી વાર્તામાળા**માં દળદાર, ઉચ્ચ પ્રતીનાં અને રસદાર પુસ્તકો નીકળે છે એ માટે તેમને ધન્યવાદ ઘટે છે. અનુપકુમારીમાં પંજાબના વીર કેશરી રણજીતસિંહના પડઘા છે. ગુજરાતી ભાષામાં કેટલીક સ્નેહને નામે હલકી પ્રતીની નીકળતી વાર્તાઓનો આમાં જરાએ અંશ નથી. એ ખરેખર લેખકને માન આપનારૂં છે. સ્વદેશ ભાવના, ઉચ્ચ પ્રેમ, વીર રસ, યુદ્ધ પ્રસંગ લેખકે બહુ ખુબીથી વર્ણવ્યા છે. × × ”

**કેળવણી**-( ફેબ્રુ. ૧૯૧૫) **બ્રહ્મચારિણી**-“ આ પુસ્તક વાર્તાનું છતાં તેમાં સામાજિક, ધાર્મિક તત્વજ્ઞાન વિષય, અને સામાન્ય નીતિ વિષય અનેક વિષયો પર વિચાર ચલાવ્યા છે. કર્તવ્યાકર્તવ્ય ને સંદિગ્ધ મનવાળાને આમાંથી સામાન્યતઃ કંઇક રસ્તો જડી શકે એવું છે. એની વાર્તા સંકલના પણ ઉત્તમ રીતે ગોઠવી છે. વર્તમાન કાળના વ્યવહારનું ચિત્ર એમાં આલેખાયલું હોવાથી પુસ્તક ધીરજથી વાંચી જવા જેવું છે. × × ”

**ગુલશન**—( નવસારી. માસિક પત્ર. મે. ૧૯૧૭ ) **બ્રહ્મચારિણી.** “મી. ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા ગુજરાતના એક ઘણા જાણીતા લેખક છે. ગુજરાતી સાહિત્યમાં એમણે એક કદમ આગળ ધરી......સસ્તી વાર્તામાળાની હારમાળા કાઢવા માંડી છે, જેનાં બીજાં વર્ષનું આ ૪–૫–૬ ઠું

પુસ્તક હમોને અભિપ્રાય અર્થે મળ્યું છે. આ પુસ્તકને નવલકથા કહેવા કરતાં ધાર્મિક બોધ આપનારૂં પુસ્તક ગણવુ યોગ્ય છે. વાર્તા રૂપે લેખકે આર્યધર્મનો બચાવ કરી જે જે ઉમદા બોધ આપવાની યોજના કરી છે તે ખરેજ માનનીય છે......"

"એક ભલી સ્ત્રીનો સમાગમ શું કરી શકે છે તે કમલિનીના ચારિત્ર પરથી પ્રગટ જણાય છે. જ્ઞાતિઓના ઝઘડા તથા ભિન્ન ભિન્ન મત મતાંતરોનું અવલોકન આ પુસ્તકપરથી ખુલ્લું જણાય છે. એક બાપ પોતાની બેટીને કેળવણીનાં રૂડાં ફળ આપી જગતને કેવી ભેટ આપે છે તે આ પુસ્તકના જ્ઞાનાનંદના દષ્ટાંત પરથી ખુલ્લું જણાય છે, જ્ઞાતિગોરોની અધમતા, અહંકાર તથા મોં બડાઈ જાણવી હોય તો આ પુસ્તકમાં એક નજર કરવાથી બસ થશે. અંતે ધર્મનો જય છે એમ પ્રગટ છે......"

"......આ પુસ્તકની ભાષા ઘણી શુદ્ધ છે અને વિષય જો કે ગહન છે છતાં હમો ધાર્યે છીએ કે હિંદુઓ ઉપરાંત પારસી વાંચકો પણ તે વાંચે તો તેમાંથી કાંઈ ને કાંઈ લ્હાવો મેળવ્યા વિના રહેશેજ નહિ......"

**ગુજરાતી ચિત્રમય જગત્—પુના.** (ડીસેમ્બર ૧૯૧૫.) **બ્રહ્મચારિણી**—"...કેટલીક બાબતો આપણી સમાજને કેવળ અપરિચિત હોવાથી રાજેશ્રી મહેતાએ તેમાં કેટલોક સુધારો વધારો કરવાની યોજના કરી છે, તેમ થવાથી મૂળ કથાનકનો રસ ભંગ થયો નથી. વાંચકને નવલકથાના વાચનની સાથે નૈતિક તેમજ ધાર્મિક મૂળતત્વોનો સદ્બોધ પણ મળે છે... લોકોમાં વધતી જતી વાચનાભિરૂચીને સંતોષવાને અને તેમનામાં નવીન જાગૃતિ અને નવીન ભાવના ઉત્પન્ન કરવાનુ ધ્યેય નજર આગળ રાખી મહેતાએ ઐતિહાસિક **સસ્તી વાર્તામાળાદ્વારા** જે કાર્ય આરંભ્યું છે તેને માટે તેઓને હાર્દિક ધન્યવાદ......"

**Prof. K. L. Oza, M. A. Esq.**—Bahauddin College-Junagadh. "Much the same praise is due to Mr. Dayabhai Ramchandra Mehta of Ahmedabad whose "*Sasti Vartamala*" has achieved success. Mr. Mehta makes a speciality of the old Rajput

tales which he rehabitates with a felicity of his own. The first book of the series viz greatness of the "Pramaddhan" is the pearl of the great price etc......" (**ગુલશન-નવસારી**).

**કેળવણી**—( સપ્ટેમ્બર ૧૯૧૫ ) **જહાંગીર**—"...આ પુસ્તક અમને વધારે પ્રિય લાગ્યું છે. ભાષા શુદ્ધ અને આડંબર વિનાની હોવાથી તથા રચના સુશ્લિષ્ટ હોવાથી પુસ્તક રસિક થયું છે......એમાંનાં કેટલાંક વાક્યો સોનેરી અક્ષરે લખી રાખવા જેવાં છે......વિદ્યાર્થીઓના હાથમાં આવાં પુસ્તકો મૂકવાથી તેમને લાભ થવા જેવું છે......"

**ગુજરાતી પંચ**—(૧૯-૯-૧૯૧૫) **મહારાષ્ટ્રીય કથાકુંજ**—"......આ પુસ્તકની ઘણી વાર્તાઓ શ્રી શિવાજી મહારાજના સમયની છે. ...આ વાર્તાઓમાં બંધુપ્રેમ, રાજ્યભક્તિ, સ્વામિનિષ્ઠા, ધર્મનિષ્ઠા, કર્મશ્રદ્ધા વગેરેનાં સારાં દ્રષ્ટાંતો આપવામાં આવેલાં છે......"

**ગુજરાતી પંચ**—( ૨૬-૯-૧૫ ) **ઉમાજી નાયક**—"......લોકોને સસ્તું, રસિક અને ઉપયોગી વાર્તાઓને લગતું વાંચન પૂરૂં પાડવા માટે રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાને અભિનંદન આપવું અનુચિત ગણાશે નહિ. ......ઉમાજી નાયકનાં અનેક પરાક્રમોનું વર્ણન એવી સુંદરતાથી કરવામાં આવ્યું છે કે તે એક ચરિત્રના શુષ્ક ગ્રંથ કરતાં નવલકથાનો એક મનોહર અને આકર્ષક ગ્રંથ હોય એમ વાચકોને સ્પષ્ટ જણાઇ આવે છે......."

**કેળવણી**-( નવે. ૧૯૧૫. ) **શાંતિનિકેતન**-" × × એમાં અવાંતર વાર્તા દ્વારા જનસમાજની નિઃસ્વાર્થ સેવાનો મહિમા, ઇશ્વર ઉપર શ્રદ્ધા-તેનાં ફળ, ઇશ્વરનું અસ્તિત્વ, સત્યનો મહિમા, ધર્મનું સ્વરૂપ, સન્યાસ અને ગાર્હસ્થ્યની તુલના, તે આશ્રમનાં કર્તવ્યો, બ્રહ્મચર્યનો મહિમા, પ્રાણાયામ અને યોગનું વર્ણન, પાપનું પરિણામ વગેરે અનેક વિષયો બહુ સારી રીતે સંક્ષેપમાં વર્ણવ્યા છે. વાર્તાઓ રસિક અને બોધક છે. પુરૂષોએ અને સ્ત્રીઓએ, તથા બાળકોએ અને વૃદ્ધોએ પણ વાંચવા જેવું છે. * * "

**ગુજરાતી પંચ**-(તા. ૨૮-૭-૧૬) **રાજા છત્રસાલ**-"આ ઐતિહાસિક નવલકથામાં રાજા છત્રસાલનું વસ્તુ, તેની સંકલના, નવલકથામાં રજુ કરવામાં આવેલાં દેશાભિમાનનાં લક્ષ્ય, આ સર્વ એવાં સુંદર, એવાં

આકર્ષક, એવાં અસરકારક છે કે વાર્તામાળાના ગ્રાહકોને આવું ઉત્તમ પુસ્તક મળ્યું છે તે માટે તેઓને અમે ખરેખર ભાગ્યશાળીજ સમજીએ છીએ. રા. ડાહ્યાભાઇને અમે અભિનંદન આપીએ છીએ અને આવી અનેક દેશોદ્ધારક ઉત્તમ કૃતિઓ તેઓને હસ્તે પ્રકટ થઇ તેઓએ ઉપાડેલા કાર્યમાં તેમને ઉત્તેજન અને વિજય મળે એવું અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ."

**વિવેચક**–(અક્ટો. નવે. ૧૯૧૬) **યુરોપનો રણરંગ**–" આ પુસ્તક એક વખત હાથમાં લીધા પછી પૂરૂં કર્યા સિવાય મૂકવાનું મન થાયજ નહિ એવું ઉત્તમ છે. * * "

**જ્ઞાન સુધા**—(જુલાઇ ઑ. ૧૯૧૬) **યુરોપનો રણરંગ**–" × × આ વાર્તામાળા " ગુજરાતમાં સારો આદર પામી છે એ તેના વ્યવસ્થાપકની ગુજરાતી વાંચકોની નાડી પરીક્ષાના ઉંડા અભ્યાસનો પ્રતાપ છે. ચાલુ મહા યુદ્ધના સમયમાં વાંચકોનું ચિત્ત જે વસ્તુ પ્રત્યે વિશેષ લાગ્યું હોય તેજ વસ્તુ આવા પુસ્તકદ્વારા તેમની આગળ મૂકવાથી "વાર્તામાળા" પ્રત્યેની અભિરૂચિમાં વધારોજ થવાની આશા રખાય. + + "

**સાક્ષર શ્રી છોટાલાલ ન. ભટ્ટ**–( તંત્રી–કેળવણી. ) "**સુધરેલી સીતા** નામની વાર્તા હું સંપૂર્ણ વાંચી ગયો છું અને બીજાઓ પણ વાંચે તેવી આશાથી તેમને ભલામણ કરૂં છું. આજકાલ સુધારાને નામે જે અનર્થકારક રસ્તાઓ લેવામાં આવે છે તેનો આમાં ઉત્તમ ચિતાર આપ્યો છે. આ ચોપડીમાંજ દેશનું ભાવિ અને વર્તમાન બન્ને જોવામાં આવે છે. આખો ગ્રંથ અમૂલ્ય રીતે ગુંથાયલો છે."

**શ્રી દશાસોરઠીયા માસિક. (તંત્રી–રા. રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણી–મુંબઇ )**–માર્ગશીર્ષ ૧૯૭૩–**સુધરેલી સીતા**—"... કહેવાતા સુધારાની મોહજાળથી હિંદુસંસારનો કેવો નાશ થઈ રહ્યો છે તેનું આબેહુબ વર્ણન શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાએ આ **સુધરેલી સીતા** નામના પુસ્તકમાં આપી ગુર્જર પ્રજાની મહાન્ સેવા બજાવી ગુર્જર પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યો છે. તે માટે તેઓશ્રીને અનેકાનેક ધન્યવાદ ઘટે છે ......આવા સ્વધર્માભિમાની પ્રકાશકના કામને ઉત્તેજન આપજો, બનતી સહાય કરજો......"

**સાક્ષર શ્રી છોટાલાલ ન. ભટ્ટ**–( તંત્રી કેળવણી ) **આનંદ મંદિર**–"આ પુસ્તકની લેખનશૈલી રસભરિત અને ઉત્તમ છે. ધર્માચરણની મહત્તા બતાવવાને આ રસમય વાર્તા એક અમૂલ્ય સાધન છે. ધર્મથીજ વૈભવ મળે છે તે એમાં અનેક પ્રાસંગિક કથાઓ દ્વારા સમજાવ્યું છે. એ સિવાય પુનર્જન્મ, ઇશ્વરનું અસ્તિત્વ, સાકાર નિરાકારનું નિરાકરણ, માયા, વિદ્યા, અવિદ્યા અને તેના પ્રકારોનું સ્પષ્ટીકરણ ઘણું સારૂં કર્યું છે. આ ગહન વિષયો પણ સામાન્ય વાચકને સમજાય તેમ કરવાનો યત્ન લેખકે યુક્તિ અને ચતુરાઇથી કર્યો છે, તે વખાણવા જેવો છે. આ પુસ્તક વાર્તાનુંજ નહિ પણ ધાર્મિક અને સાંસારિક બોધથી ભરેલું છે."

**કોળી સુબોધ**–ફાગણ ૧૯૭૩. **આનંદ મંદિર**–"જન્મ સ્થાન ભરૂચ અને પાત્રો ભરૂચનાં કલ્પી લખવા જે પ્રયત્ન લેખકે કર્યો છે તે ગુર્જર ભૂમિનાં ગૌરવમાં વધારો કરનારૂં છે એમ કહીશું તો તે ખોટું નથી. પુનર્જન્મ, અષ્ટાંગયોગ, કર્મ, જ્ઞાન, ભક્તિયોગ, અને ઇશ્વરનું અસ્તિત્વ તથા ગુરૂ દીક્ષા વગેરે વિષયો સરળ રીતે સમજાવવામાં આવેલા છે. ભાષા પણ સાદીજ વાપરવામાં આવેલી છે જેથી દરેક માણસથી સમજી શકાય એમ છે. ઇશ્વર સંબંધી જ્ઞાન આપનારી નવલકથાઓ ઘણીજ થોડી લખાય છે. માટે જ્યારે જ્યારે આવી ઉત્તમ તક આવી મળે ત્યારે વાંચનના શોખીનોએ તેને ઉત્તેજન આપવા બીલકુલ ચૂકવું નહિ. સસ્તી વાર્તામાળાના ગ્રાહક થઇ તેને ઉત્તેજન આપવામાં આવે તો ભવિષ્યમાં તે ઉત્તમમાં ઉત્તમ વાંચન પુરૂં પાડવા પણ ભાગ્યશાળી થાય......"

**ગુજરાતી પંચ**–(તા. ૨૯–૭–૧૭) **"છત્રપતિ રાજારામ"** અથવા "મરાઠાઓનો આત્મ યજ્ઞ–" " × × આ સસ્તી વાર્તામાળામાં પ્રકટ થતાં વાર્ત્તાનાં પુસ્તકોની પસંદગી હાલમાં પ્રજાને જે જાતની વાર્તાઓ જોઇએ છે તે જાતની કરવા માટે રા. ડાહ્યાભાઈ ઠીક મહેનત લે છે. "આનંદ મંદિર"ના અભિપ્રાયમાં અમે રા. ડાહ્યાભાઇની ગુજરાતી સાહિત્ય સેવામાંની સેવાઓ સંબંધી કહ્યુંછે × × પ્રસ્તુત પુસ્તકમાં પ્રસંગ ઠીક રજુ કરવામાં આવ્યો છે. ભાષાનું ગૌરવ દીપી ઉઠે છે. પ્રસંગ વીરતાનો છે. આખા પુસ્ત-

કમાં વસ્તુ સંકલના એવી છે કે તે આપણને વાંચવું ગમે છે. આ પુસ્તક પસંદ કરવામાં મજકુર વાર્તામાળાના મેનેજરને ધન્યવાદ ઘટે છે. × × "

**"સાંજવર્તમાન"**–(મુંબઈ-તા. ૨૧-૪-૧૭) **"સસ્તીવાર્તામાળા"**– × × **સચીત્ર ભારતજીવન** માસીકના અધીપતી અને માલેક તરીકે તેમજ સંખ્યાબંધ નવલકથાના લેખક તરીકે જાણીતા થયેલા, લગભગ પંદર સત્તર વરસથી માન કે કીર્તીની દરકાર વગર ગુજરાતી સાહીત્યની મુંગે મોંઢે સેવા બજાવનાર, બંગાલી, મરાઠી વીગેરે ભાષાના અભ્યાસી **રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા તરફથી** ઉપલા નામની ગ્રંથમાળા ચાર વરસથી અમદાવાદથી પ્રગટ થાય છે. તેમના તરફથી રૂ. ત્રણના નજીવા લવાજમમાં સુપરરોયલ ૧૬ પેજી સાઇઝનાં ૧૫૦૦ પાના, પાકું પુઠું, ગ્લેજ કાગળ ઉપર સ્વચ્છ છાપ સાથેનાં પુસ્તકો આપતાં જોઇ અમને અજાયબી ઉપજે છે, અને **ગુજરાતી પ્રજાએ** તથા **લાયબ્રેરીઓએ આવાં પુસ્તકોના ઘરાક થઇને દેશી રાજા રજવાડા અને ઠાકોર સાહેબો અને શ્રીમંતોએ રા. ડાહ્યાભાઇને ઉદાર હાથે દરેક રીતની મદદ કરીને એક સારા કામને ઉત્તેજન આપવું જોઇએ છે.** હાલ કાગળ વગેરેના ત્રણ ગણા ભાવો થઇ ગયા છે તેવા વખતમાં પુસ્તકો પ્રગટ કરવામાં મોટું નુકશાન જાય એ દેખીતું છે. મી. ડાહ્યાભાઈ "સસ્તીવાર્તામાળા" બહાર પાડી જે સેવા બજાવે છે તે માટે તેમને મુબારકબાદી ઘટે છે......"

**ભરૂચ સમાચાર**—(ભરૂચ તા. ૨૬-૭-૧૭) **આનંદમંદિર–છત્રપતિ રાજારામ**–" × × બન્ને પુસ્તકો વાંચવા જેવાં છે. × × ઉંચા પ્રકારનું નીતિધર્મનું રક્ષણ કરે એવું વાંચન હોવાથી સસ્તીવાર્તામાળા વિશેષ લોકપ્રિય થઇ પડી છે. મી. મહેતા આપણા ભરૂચના નિવાસી છે. તેઓ ભટ મેવાડા બ્રાહ્મણ જ્ઞાતીના ખાનદાન કુટુંબના છે. તેઓ અયાચી એટલે તેમનું કુટુંબ ભીક્ષા માગતું નથી. એ કુટુંબની એક વખતની જાહોજલાલી પ્રખ્યાત છે. × × એમનું કુટુંબ દીપરામ મહેતાના કુટુંબને નામે પ્રખ્યાત છે. મી. મહેતાને ૧૬ વર્ષની ઉંમરથી છાપખાનું અને સરસ્વતી માતાની સેવા બજાવતાં આજે ૩૦ વર્ષ થયાં છે. તેમણે ચડતી પડતીના અનેક રંગો જોયા છતાં

પ્રમાણિકપણું, સ્વધર્મનિષ્ઠા, અને સરસ્વતીની સેવા છોડી નથી. × × ભરૂચના કોઇ પણ લેખકે જો સારાં પુસ્તકો સંખ્યાબંધ હોય તો તે મી. મહેતા એકજ છે. શરૂઆતમાં આ પત્ર અને પ્રેસની પણ સેવા બજાવી છે. ભરૂચના દેશાભિમાની સજ્જન ગૃહસ્થોએ આપણા શહેરના એ વિદ્વાન લેખકને દરેક રીતે બનતી મદદ કરવી જોઇએ. × × × ”

( એ સિવાય બીજા ઘણા અભિપ્રાયો પ્રાપ્ત થયા છે. “ **સસ્તી વાર્તામાળા** ”નાં પુસ્તકો નીતિ અને ધર્મયુક્ત હોવાથી સ્ત્રી પુરૂષો સર્વે આનંદપૂર્વક વાંચી શકે છે. એમાં અમર્યાદિત શ્રૃંગાર કે અનીતિ લેશ પણ નથી. સર્વત્ર નીતિ અને ધર્મનાં સૂત્રો ગુંથવામાં આવે છે. તેમજ હિંદુ વીર રાજાઓ સંબંધી ઐતિહાસિક નવલકથાઓ પ્રકટ થાય છે. પ્રત્યેક સજ્જનોએ અવશ્ય સંગ્રહી પોતાના ઘરમાં અમૂલ્ય ગ્રન્થ-રત્નનો ભણ્ડાર ભરવો જોઇએ. )

---

# બીજા વર્ષનાં ઉત્તમ પુસ્તકો. ૧૫૦૦ પૃષ્ઠ તૈયાર છે.

૧-**અનુપકુમારી** અથવા **કાશ્મીરપર હલ્લો**-ઐતિહાસિક. ૨-**બ્રહ્મચારિણી** અથવા **સમાજસેવિકા**—સામાજિક-ધાર્મિક-સ્ત્રીઓએ અવશ્ય વાંચવા જેવું છે. ૩-**શહેનશાહ જહાંગીર**-મોગલ બાદશાહનું બોધક અને ઉપદેશજનક આત્મવૃત. ૪-**મહારાષ્ટ્રીય કથાકુંજ**-શ્રી શિવાજી છત્રપતિ અને પેશ્વા રાજાઓના વખતની વીર, કરૂણા, શૃંગારરસ ભરેલી ટુંકી વાર્તાઓ. ૫-**ઉમાજી નાયક** અથવા **મહારાષ્ટ્રનો પ્રસિદ્ધ લુટારો**-ખાસ જાણવા જેવું-વાંચવા જેવું છે. **કાચા** જાડા પૂઠાના **રૂ. ચાર. પાકા** પૂઠાના **રૂ. પાંચ** છે. ( પુસ્તકો ઘણાંજ થોડાં સીલીક છે. ]

# જૈન કોમ માટે ખાસ ઉપયોગી.

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળાના પ્રજાપ્રિય-

## પ્રગટ થયેલ ગ્રન્થો.

| ગ્રન્થાંક. | | પૃષ્ઠ. | કી. રૂ. આ. પા. |
|---|---|---|---|
| ૦. | ભજન સંગ્રહ ભાગ ૧ લો. ... | ૨૦૮ ... | ૦—૮—૦ |
| ૧. | અધ્યાત્મ વ્યાખ્યાન માળા. ... | ૨૦૬ ... | ૦—૪—૦ |
| ૨. | ભજન સંગ્રહ ભાગ ૨ જો. ... | ૩૩૬ ... | ૦—૮—૦ |
| ૩. | ભજન સંગ્રહ ભાગ ૩ જો. ... | ૨૧૫ ... | ૦—૮—૦ |
| ૪. | સમાધિ સતકમ્. ... ... | ૩૪૦ ... | ૦—૯—૦ |
| ૫. | અનુભવ પચ્ચિશી. ... ... | ૨૪૮ ... | ૦—૮—૦ |
| ૬. | આત્મ પ્રદીપ. ... ... | ૩૧૫ ... | ૦—૮—૦ |
| ૭. | ભજન સંગ્રહ ભાગ ૪ થો. ... | ૩૦૪ ... | ૦—૦—૦ |
| ૮. | પરમાત્મદર્શન ... ... | ૪૩૨ ... | ૦-૧૨—૦ |
| ૯. | પરમાત્મજ્યોતિ ... ... | ૫૦૦ ... | ૦-૧૨—૦ |
| ૧૦. | તત્ત્વબિંદુ. ... ... ... | ૨૩૦ ... | ૯—૪—૦ |
| ૧૧. ૧૨. | ભજન સંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા. ... ... | ૧૯૦ ... | ૦—૬—૦ |
| ૧૩. | અધ્યાત્મ ભજન સંગ્રહ ... ... | ૧૯૦ ... | ૦—૬—૦ |
| ૧૪. | ગુરૂબોધ ... ... ... | ૧૭૨ ... | ૦—૪—૦ |
| ૧૫. | તત્ત્વજ્ઞાનદિપિકા... ... ... | ૧૩૪ ... | ૦—૬—૦ |
| ૧૬. | ભજન પદ સંગ્રહ ભાગ ૬ ઠો. ... | ૨૦૮ ... | ૦-૧૨—૦ |
| ૧૭. | વચનામૃત. ... ... ... | ૩૮૮ ... | ૦-૧૪—૦ |
| ૧૮. | યોગદીપક. ... ... ... | ૨૫૮ ... | ૦-૧૪—૦ |
| ૧૯. | જૈન ઐતિહાસીક રાસમાળા. ... | ૪૦૮ ... | ૧—૦—૦ |
| ૨૦. | અધ્યાત્મ શાન્તિ (આવૃત્તિ બીજી).... | ૧૩૨ ... | ૦—૩—૦ |
| ૨૧. | આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ. ... | ૮૦૮ ... | ૨—૦—૦ |
| ૨૨. | કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. ... | ૧૪૨ ... | ૦—૮—૦ |
| ૨૩. | કુમારપાળ ચરિત્ર. ... ... | ૨૮૭ ... | ૦—૬—૦ |
| ૨૪. | ષડદ્રવ્ય વિચાર (આવૃત્તિ બીજી.) ... | ... | ૦—૪—૦ |

**ગ્રન્થો નીચલા સ્થળેથી વેચાણ મળશે.**

**અમદાવાદઃ—"બુદ્ધિપ્રભા" ઑફીસમાં.**

॥ श्री सद्गुरवेनमः ॥




# १—सती लच्छमा.

## પ્રથમ પરિચ્છેદ.

### વિદેશિની.




તઃકાલનો સમય છે. શિતળ સમિર મંદમંદ વહન થઈ રહ્યો છે. વૃક્ષપર બેસીને પક્ષિઓ સુમધુર કોલાહલ કરી રહ્યાં છે. પૂર્વ–ગગનમાં ઘેરી લાલાશ છવાઇ રહી છે. જોતજોતામાં સૂર્ય ભગવાન ઉદયાચળ પર આવી ઉપસ્થિત થયા. તેમનાં જ્યોતિર્મય કિરણોના પ્રકાશથી વૃક્ષની ડાળીઓ–પત્ર આદિ સોનેરી બની ગયાં છે. જાણે સૃષ્ટિકર્તાએ ઝાડ–પ્હાડ પર સુવર્ણનો ઢોળ ચડાવી દીધો છે. માણસોનો અવર–જવર ચાલુ થયો છે. સૌ કોઇ પોતપોતાના કામમાં પ્રવૃત થયાં છે.

આ સમયે રાયબનિયા દુર્ગના અધિશ્વર શ્રીમાન્ધાતા પોતાના દરબારમાં બિરાજમાન થયા છે. પ્રત્યેક કર્મચારી પોતપોતાના સ્થાન પર બેસી સ્વકાર્યમાં નિમગ્ન થયા છે. કેટલાક ફરિયાદી પોતપોતાની અરજી સંભળાવવાને માટે હાથ જોડી દીન મુખે ઉભા રહ્યા છે. એજ સમયે એક નોકરે આવીને કહ્યું કે: ગોવિન્દપુર કિલ્લાના સિપાહીઓ આપને સલામી આપવા

બહાર ઉભા છે. માત્ર આજ્ઞાનીજ વાર છે. આજ્ઞા થતાંજ સિપાહીઓ અદબની સાથે આગળ વધી પોતપોતાની તલવારો નીચે ઝુકાવી—સલામ કરીને ચાલતા થયા.

દરબારી જનોએ જોયું કેઃ એ સિપાહીઓની પાછળ ધુળમાં રગદોળાએલાં વસ્ત્ર પહેરેલી મલિન મુખવાળી એક અતિ રૂપવતી—સુંદર સ્ત્રી ઉભી રહી છે. તેના ચહેરા પર ઉદાસિનતા પ્રસરી રહી છે. એ કંઇ બોલતી નહોતી, પણ માત્ર પાષાણ પ્રતિમાની પેઠે ઉભીજ રહી હતી. તેની આકૃતિ—પ્રકૃતિ, પહેરવેશ વગેરેથી જણાતું હતું કેઃ એ વિદેશિની હતી, તેમજ તેનો જન્મ કોઇ સારા—ઉચ્ચ ઘરમાં થયો હતો.

એક સાધારણ માણસને ત્યાં એવી સુંદર સ્ત્રીનો જન્મ થવો એ સંભવિત નથી. અપૂર્વ સૌન્દર્ય—શાલિની સુકોમલ પદ્મિનીનો વિકાશ સ્વચ્છ—જલ પૂર્ણ સરોવરમાંજ થાય છે. કિચડમય દુર્ગંધી તળાવમાં તો નહિજ.

તેની અવસ્થાના પ્રમાણમાં એવી કોઇ વાત કલ્પી શકાય તેમ નથી, તેને માટે કોઇ પ્રામાણિક વાત કહી શકાય તેમ નથી, પણ તેનું ચમ્પકપુષ્પ સમાન સુગૌર વદનમંડલ, અચંચલ સુવિશાલ નેત્ર, આકર્ણ વિસ્તૃત અપૂર્ણ ધનુષાકાર ભ્રમરો, સુન્દર સુગઠિત ઉન્નત નાસિકા, પ્રવાળથી પણ અધિક રતાશ ભર્યા તેના અધરોષ્ઠ અને સુનિર્મલ—દર્પણ જેવા અંગમાંથી યૌવન—સૌન્દર્ય પ્રકટી રહ્યું હતું.

તેનુ સુદિવ્ય મુખમંડલ જો કે વિષાદ—કાલિમાથી મલિન થઇ ગયું હતું, તેમ છતાં મેઘાવૃત્ત ચંદ્રમંડળ સમાન તેની કંઇક ઓરજ અપૂર્વ છટા હતી. કદમાં તે સહજ ઉંચી હતી, પણ તેથી તેના સૌન્દર્યમાં કંઇ બાધ ન્હોતો આવતો. તેના હાથ અને પગ ખિલેલા કમળ સમાન ગોળ—સુકોમળ અને લોહીથી ભરેલા હતા. તેણે એક સુંદર ઘાઘરો પહેર્યો હતો. શરિરપર જરીની ભરેલી એક કિમતી ચોળી હતી, જે ઉપર પાછળના ભાગમાં—પીઠપર લાંબા કાળા ચળકતા શિરોકેશ અવ્યવસ્થિત ફેલાઇ રહ્યા હતા. ઉપરથી એક ચિત્ર—વિચિત્ર રેશમી ઓઢણી તેણે ઓઢેલી હતી. તેના હાથ—પગ, નાક—કાન, કણ્ઠ વગેરેમાં અનેક જાતનાં ઘરેણાં શોભાયમાન જણાતાં હતાં.

સુવર્ણ અને મણિમુક્તા જડિત્ અનેક આભૂષણથી અલંકૃત એ ઐશ્વર્યશાલિની હશે એમ કલ્પના કરી શકાય છે. તેના પહેરેલા શૃંગારજ તેના ઐશ્વર્યની પ્રતીતિ કરાવવાને બસ હતા. તેનું મુખકમળ, તેના સુંદર મનોહર કેશ, તેનાં વસ્ત્રાભરણ સર્વ ધૂળથી રગદોળાએલાં જણાતાં હતાં. શરીરપર કોક કોક ઠેકાણે કાંટાના ઉઝરડા ભરાયા હોય એમ જણાય છે, એટલું વળી બાકી રહી જાય એ શા કામનું ?

એ દ્રષ્ય જોતાંની સાથેજ કંઇક માણસોનો અવર-જવર અને બોલચાલ તેમજ આખો દરબાર શાન્ત-નિસ્તબ્ધ બની ગયો ! પ્રત્યેક જણ અનિમિષ નેત્ર તેની તરફ તાકીને જોઇજ રહ્યા છે. માન્ધાતા પણ અન્યની માફક પહેલાં તો અચંચલ નેત્રે-એક મિટ સરખી માર્યા સિવાય તે સ્ત્રી તરફ જોઇ રહ્યા, પછીથી તેમણે તેને બે ચાર પાંચ પ્રશ્ન કર્યા, પણ તેમના એકે પ્રશ્નનો પ્રત્યુત્તર તેઓ મેળવી શકયા નહિ. માતા સંબોધન કરીને તેમણે ફરી પણ એક વખત પ્રશ્ન કર્યો, પણ હજીય તે અગાઉની માફક ચુપચાપ ઉભીજ રહી છે. માન્ધાતાએ તેને ઘણું આશ્વાસન આપ્યું, અને મનમાં કોઇ પણ પ્રકારનો લેશ માત્ર ભય ના રાખવાને કહ્યું, તેમ છતાં તે મ્હોંથી એક શબ્દ પણ બોલી નહિ. છેવટે એક વૃદ્ધ પણ્ડિત તેની નજીક ગયા, અને તેને કહેવા લાગ્યાઃ-

" બેટા ! પુત્રી ! તને આ સ્થળે બ્હીવાનું કંઇ કારણ નથી. તું ચિન્તા ના કર. સામન્તજી તને જે કંઇ પૂછે છે તેનો નિર્ભય ચિત્તે ઉત્તર આપ. હું ત્હારે માટે ભોજન ઇત્યાદિનો બંદોબસ્ત કરૂં છું. પછી જમી કરીને નિશ્ચિંત થા. માન્ધાતા મહા દયાળુ અને દાની છે. અનેક અભ્યાગત-અતિથિને તેમને ત્યાંથી સીધું-સામાન મળે છે. અહિંયાં અભ્યાગતનો સારી રીતે સત્કાર થાય છે. હુ ત્હારે માટે જળપાનનો બંદોબસ્ત કરૂં છું, અને તું જે કંઇ કહેશે તે યથાવિધિ તુર્ત થાય તેવી પાકી વ્યવસ્થા કરી દઇશ. "

પણ્ડિતજીનાં વચન સાંભળીને પણ તે સ્ત્રી કંઇ બોલી નહિ. પૂર્વવત્ બોલ્યા ચાલ્યા વિના ઉભીજ રહી. પંડિત બિચારા મહા ઉત્સાહથી-ઉતાવળા થયા હતા. પણ તેમનેય કંઈ સફળતા પ્રાપ્ત થઇ નહિ. સ્ત્રીએ કેમ કંઇ ઉત્તર ન આપ્યો ? શું એ પ્રશ્નકર્તાઓની વિદેશીય ભાષા ન્હોતી

સમજતી ? અથવા શું એ સ્ત્રી કોઇ ઉચ્ચ—ખાનદાન કુટુંબની હોવાના કારણથી પરપુરૂષોની સાથે વાત કરવામાં લજ્જિત થતી હતી ? યા તો શિકારીઓના હાથમાં સપડાએલી કોઇ ટોળામાંથી વિખુટી પડેલી હરિણીની માફક ભયાકુળ બનીને તે કંઇ વાતચિત કરવાનું સાહસ કરી શકતી નથી ? તેના ચહેરા પર તો એમાંનાં કોઇ ચિહ્ન જણાતાં ન્હોતાં. તે પગવડે ચાલી શકે તેવી હતી. તેમ છતાં સિપાહી લોક તેને ડોળીમાં ઘાલીને અહીં લાવ્યા હતા. ડોળીમાંથી ઉતારીને તેમણે તેને જે જગાએ મૂકી હતી તેજ જગાએ તે સ્થિતિમાં હજી પણ તે લાકડાની પૂતળી પેઠે મૌન્ય ધારણ કરી ઉભી હતી. સહજ ખિલેલા કમળ સમાન તેનું મ્હોં ઉઘડેલું હતું. આંખોમાં પલકારો મારવાની ચેતના શક્તિ છે કે કેમ તે કંઇ જણાતું ન્હોતું. માત્ર નાસિકાના છિદ્ર શ્વાસના આવવા જવાથી કવચિદ્ કવચિદ્ ફુલતાં હતાં અને કવચિદ્ સંકુચિત થતાં હતાં; તેથીજ માત્ર તેના જીવવાની હકિગત જણાતી હતી.

સ્ત્રી ગમે તેવી હોય અથવા ફાવે તેવી અવસ્થામાં કેમ ન હોય, પણ જો તે હિન્દુ—આર્ય—કુળલલના હોય તો તે પુરૂષોના સમાજમાં પોતાના સ્વાભાવિક સંકોચ તેમજ લજ્જાને લીધે, સહજ પણ આધું ઓઢયા શિવાય કદાપિ રહી શકે નહિ, પરન્તુ આ તો બાપ અગર ભાઇની સ્હામે જેમ પુત્રી—અગર બ્હેન ઉભી રહે તેમ ફકત ઉભીજ રહી હતી. તેણે જરા પણ મ્હોં ઢાંક્યુ ન્હોતું. હવે રહી એક તેના ભયાકુળ હોવાની બાબત. જીવન પર્યંત મનુષ્યને માટે ભય તો કંઇ ને કંઇ હોયજ. છેવટે મૃત્યુનો તો ખરોજ ! પણ ભય એ છે શું ? વિપદગ્રસ્ત સ્થાનમાંથી નિરાપદ સ્થાનમાં જવાની એક પ્રકારની ઇચ્છા. અમારા લોકોના મગજમાં જ્યારે માનસિક તેમજ શારીરિક કષ્ટની લાગણી તીવ્ર થાય છે ત્યારે તેમનો ઇન્દ્રિય—સમૂહ આપોઆપ નિસ્તેજ બની જાય છે; જેથી તેમની ચેતનાશક્તિ ગુમ થઇ જાય છે. તેથીજ તેમના મનમાં લજ્જા--સંકોચ અને ભય આદિ જોવામાં આવતાં નથી. અને તેથીજ આ સ્ત્રી પણ સચેતન અવસ્થામાં છે--એવો વિશ્વાસ ઉત્પન્ન થતો નહોતો.

માન્ધાતા કોઇ પણ પ્રકારે જ્યારે એ સ્ત્રી પાસેથી ઉત્તર મેળવી શક્યા નહિ, ત્યારે તેમણે તે બાબત પોતાના સિપાહીઓને પૂછ્યું. તેમની ઇચ્છા યથાર્થ સમજીને, ફત્તેસિંહ નામક એક સિપાહીએ હાથ જોડીને ગોડીખાલના જંગલમાંની દુર્ઘટના, મરાઠા લોકોનો અત્યાચાર, યાત્રાળુઓનો નિવાસ, પુનઃ એક સ્ત્રીની મુર્ચ્છિતાવસ્થામાં જંગલમાંથી પ્રાપ્તિ વગેરે સર્વ વૃત્તાંત વિસ્તૃતરૂપે તેણે કહી સંભળાવ્યો.

દરબારમાં જેટલા કર્મચારી-દરબારી માણસો હતા તે સર્વે ઉપલો વૃત્તાંત સાંભળીને મહા ખેદિત થયા ! એ સ્ત્રીની શોચનીય અવસ્થા જોઇને અતિશય દુઃખિત થયા. મરાઠાઓના અત્યાચારની હકીગત સાંભળી સૌ ભાયાતો ક્રોધથી કંપી ઉઠયા. મહા ક્રોધથી સૌ પોતપોતાની તલવારો મ્યાનમાંથી બહાર ખેંચી રહ્યા. તલવારની મૂઠપર વખતોવખત હાથ નાંખી રહ્યા. હાથમાં તલવાર પકડી, હોઠ પિસતા હલાવી રહ્યા. તેમની આંખો ક્રોધથી રાતીચોળ બની ગઈ. ભૂજાઓ થડકવા લાગી-શરીર કંપવા લાગ્યું. હાજર રહેલાં મનુષ્યોએ પેલા સિપાહીનું વર્ણન સાંભળીને સહજમાં અનુમાન કરી લીધું, કે કહો ના કહો પણ આ સ્ત્રી ન્હાઠેલા ઘોડેશ્વાર યાત્રાળુઓમાંની છે, જેમની બિના કેટલાક સમયથી ફેલાઇ રહી છે. એ બિચારી પોતાના પિતા, માતા, સાસુ, સસરા, સ્વામી અને છેવટ પોતાના ભાઇઓને ગુમાવીને ચૈતન્યહિન થઈ ગઇ છે. એ લોકોનું અનુમાન યથાસ્થિત હતું. પોતાના સ્વદેશથી કેટલેક છેટે દૂરના પ્રદેશમાં, ગુરૂજન આત્મીય મનુષ્યોને ગુમાવી, સર્વસ્વહિન એક કુળવતી લલનાની અપરિચિત પુરૂષ-સમાજમાં કેવી દશા થાય છે, તે જણાવવાની કંઇજ આવશ્યક્તા નથી !

જનની શી વસ્તુ છે ? એ અમે કયી ભાષામાં કહી શકીએ ? તેની તુલના અમે કયી વસ્તુ સાથે કરી શકીયે ? **जननि स्वर्गादपि गरीयसी** " જનની-એજ જન્મદાયિ, જેની આગળ સ્વર્ગની સર્વ સમ્પત્તિ પણ તૃણવત તુચ્છ છે. એ કયી વસ્તુ છે ? એનું અમે કયી ભાષામાં અને કયા મુખેથી વર્ણન કરી શકીએ ? **સ્નેહ, દયા, માયા, મમતા, નિઃસ્વાર્થપરતા** આદિ સમસ્ત ગુણ જો મૂર્તિમંત થઇને અમારી સમિપ આવે તોપણ શું તે

માતાની બરોબરી કરી શકે કે? નર પશુ નર રાક્ષસ મનુષ્યો દ્વારાએ જન-
નિની શોચનિય દશા જોઇને કયું યુવતી રત્ન ધૈર્ય ધારણ કરી શકે ? પર-
મગુરૂ—જીવનદાતા અને જીવનપાલક પિતાનું દુષ્ટ મનુષ્યો દ્વારા માર્યા જવું,
એ કયી કન્યાથી સહન થઇ શકે ? વિશેષ કરીને સતી રમણીના હૃદયાકાશનો
પૂર્ણચંદ્ર, અનેક આશાઓના એક ભંડાર રૂપ—સ્થાન સ્વરૂપ, જીવનનું એક
માત્ર અવલમ્બન, સમસ્ત ઐશ્વર્યના એક કારણરૂપ, પરમારાધ્ય પતિ—દેવતાને
ગુમાવીને પણ જે યુવતી જીવન ધારણ કરી શકે છે, તે કેવળ વિધાતાના
વિધાનની મહાન્ વિચિત્રતાજ છે!

પરમાત્માએ જેટલા દિવસને માટે મનુષ્ય—જીવોને આ સંસારમાં મોકલ્યા
છે. તે ઉપર વધ—ઘટ કરવાનો કોઇને અધિકાર નથી. અનેક આત્માઓ પળે
પળે કરાળ કાળના ગ્રાસ થતા જણાય છે. છતાં મનુષ્ય પ્રાણી તો જીવન ધારણ
કરી કર્મક્ષેત્રમાં અટક્યા સિવાય આમતેમ ફર્યાજ કરે છે. વિધિની એવી
વિચિત્રતાથીજ દરબારમાં ઉભેલી સ્ત્રીનું પ્રાણ પંખેરૂ તેના દેહ—પિંજરમાં અટકી
રહ્યું હતું. પરન્તુ તેની પત્યેક ઇન્દ્રિયો કાર્યશૂન્ય થઇને નિસ્તેજ બની ગઇ
હતી. મહદ્દ્યાનિ માન્ધાતાએ એ સર્વ માત્ર સહજ અનુમાનથીજ જાણી
લીધું. સ્ત્રીની અવસ્થા અને દુર્દશા જોઇને તેના હૃદયમાં દયાનો અપૂર્વ સં-
ચાર થયો. એક દીર્ઘ નિઃશ્વાસ નાખી પોતાના આસનને ટેકવી તેઓ બેસી
ગયા. બાદ તેમની આજ્ઞાથી બે સેવિકાઓને બોલાવવામાં આવી, અને તે
બન્ને ઉક્ત લલના કહો કે વિદેશિનીને હરેક પ્રકારે સમજાવી તેનો હાથ
પકડી કિલ્લામાં લઇ ગઈ. ત્યાં તેને ખાવા—પીવાનો, ઉઠવા—બેસવાનો સર્વ
પ્રકારનો સારી રીતે બંદોબસ્ત કરવામાં આવ્યો. આ દુઃખની પળે પણ તેના
નસિબ પ્રમાણે તેને જોઇએ તેવાં સુખ—સાધન વિના પરિશ્રમે પ્રાપ્ત થયાં. !

માન્ધાતા ! વિદેશિની પર આટલું બધું વ્હાલ શું ?



# દ્વિતીય પરિચ્છેદ

## દુર્ઘટના.

પાષ માસની એક સંધ્યાનો સમય છે. સૂર્ય ભગવાન્ પોતાના પ્રબળ તાપકારી કિરણોને સમેટી અસ્તાચળમાં આવી સમસ્ત દિવસના પરિશ્રમથી થાકેલા આખરે શાન્ત ચિત્તે વિશ્રાન્તિ લે છે. લાલ, કાળા, લીલા પીળા, વાદળી આદિ પંચરંગી આભાસ વડે પશ્ચિમ ગગન-પ્રદેશ શોભાયમાન થઇ રહ્યો છે. માનો કે, "સો ઉંદર મારીને મીની બાઇ પાટ બેઠાં!" એ કહેવત અનુસાર આ સમયે સૂર્યનારાયણ મહારાજ સૃષ્ટિને શાન્તિનો પાઠ સંભળાવી રહ્યા છે. સાત્વિક ભાવ ધારણ કરવાની સંસારી જનોને શિક્ષા કથી રહ્યા છે. ખરા મધ્યાહ્ને તેમને એ સાત્વિક ભાવ-નાનું સ્વપ્ન પણ નહિ આવ્યું હોય! સમજાય છે કે: એ દેવ પણ સમયનેજ માન આપે છે! ગમે તેમ પણ સાયંકાળની તે કંઇ શોભા! વાહ! પાક્ષગણ શાખા–પ્રશાખા પર આમ તેમ ઉડતાં, બેસતાં, મીઠી મીઠી કર્ણપ્રિય કથા તેમની દિવ્ય વાણીમાં કહી રહ્યાં છે, પણ અમે સંસારના વિષયિ–પામર આત્માઓ તે ક્યાંથી સમજી શકીએ? કાગડાઓનાં ટોળે ટોળાં "કા, કા," કરતા સીધા પોતાના વિશ્રામ સ્થાન તરફ ચાલ્યા જાય છે. ટોળાથી સહજ પાછળ પડી ગએલા એક બે કાગડા રેલવે ચાલવાનો અવાજ સાંભળીને ત્રિજા વર્ગના યાત્રિઓની માફક, પોતાના દળની પાછળ પાછળ ગભરાયેલા જેવા ચાલ્યા જાય છે. જાણે એંજીનની પાછળ ધસડાતા ત્રિજા વર્ગના તબેલા! એમનામાં સ્વતંત્ર શક્તિજ ના મળે; તેમને તો માત્ર પરાધિન થઇ પાછળ ધસડાયાજ જવાનું! ચારે દિશામાંથી પવનના સુંસવાટા વહી રહ્યા છે. જ્યાં નજર પડે ત્યાં માત્ર અંધકાર, અંધકાર અને અંધકારજ! અંધારામાં અથ-

કાતાં ઘસડાતાં વખતે ઠેશ પણ વાગી જાય ! ભાઇ ! ત્યારે શક્તિ વિનાની પરાધિનતા—પરતંત્રતા કોને કહેતા હશે ?

ચાકર કેરી ચાકરી, ચટ દઇ ચ્હા કરી દે;
ચાકર કેરી ચ્હા કરી, ચ્હૂલે ચ્હડતી રહે !

આ સમયે ગોડીખાલ ધર્મશાળાની નજીકની સડક પર થઇને કેટલાક યાત્રાળુઓનું એક ટોળુ દક્ષિણ દિશા તરફ ચાલ્યું જતું હતું. જણાય છે કે: એઓ સર્વ એકઠા મળી ભગવાન્ જગદિશચંદ્રનાં દર્શન કરવા જાય છે. આગળ જઇને કોઇ એક બીજી ધર્મશાળામાં વિશ્રામ લેવાની અપેક્ષાથી તેઓ કંઇક ત્વરાથી ચાલી રહ્યા છે. આખા દિવસના પરિશ્રમથી તેઓ થાકી ગયા હતા; જેથી વિશેષ વાતચિત કરવા તરફ તેમનું લક્ષ્ય ન્હોતું, તેઓ માત્ર ચુપચાપ ચાલ્યાજ જતા હતા. તેમના પહેરવેષ પરથી જણાય છે કે: તેઓ પશ્ચિમ હિન્દુસ્થાન તરફના રહેવાસીઓ છે.

જે સમયની આ વાર્તા છે, તે સમયે હિન્દુસ્થાનમાં રેલ્વે ગાડી ન્હોતી. સાધારણ માણસો ટટ્ટુપર તથા પૈસાદાર લોક ઘોડા તેમજ ઉંટપર સ્વાર થઇ યાત્રા કરવા જતા હતા. એ યાત્રાળુઓમાં ત્રણ સ્ત્રીઓ તથા પાંચ પુરૂષ હતા. સૌ ટટુપર સ્વાર થયાં હતાં. આ આઠ ટટ્ટુથી અલગ બીજાં પણ કેટલાંક ટટ્ટુ હતાં, તે ઉપર માત્ર સરસામાન લાદેલો હતો, અને ચાર માણસો "હટ હટ" કરતા પોતાની આગળ તેમને હાંકે જતા હતા. આ યાત્રાળુઓની આગળ પાછળ થઇને લગભગ આઠ દશ હથિયારબંધ માણસો પણ ચાલ્યાં જતાં હતાં. એ લોકો તેમના અંગરક્ષક હતા.

ચાલતાં ચાલતાં યાત્રિઓએ અચાનક જોયું કે તેમની પાછળ બે ઘોડેસ્વાર ખુબ ઉતાવળા ચાલ્યા આવે છે. ધીરે ધીરે તેમની સંખ્યા ત્રણ—ચાર—પાંચ—છ સુધી વધી ગઇ. તેઓ ઘણા મજબૂત હતા અને સાથે હથિયારબંધ હતા. તેમના ઘોડા પણ તેવાજ હૃષ્ટ—પુષ્ટ અને ચાલવામાં ખરેખરા પાણીદાર હતા. ચાબુક લગાવવાનો મોખજ ખાય નહિ ને ! આ સ્વારોની નજર કોઇપર ન્હોતી. છાનામાના સીધા ચાલ્યા જતા હતા. પણ તેમ છતાં જો કોઇ ચાલાક માણસ આ જગાએ હોત તો તે સમજી શકત કે: તેઓ યાત્રાળુઓ તરફ

અતિ ધ્યાન પૂર્વક જોતા ચાલતા હતા. પહેલાં તો તેઓ યાત્રાળુઓના ટોળાથી કંઈક છેટે છેટે ચાલતા હતા, પણ ધીરે ધીરે તેઓએ પોતાના ઘોડા યાત્રાળુઓના ટોળામાં દાખલ કર્યા, એટલે સુધી કે તેમના ઘોડા અને સ્ત્રીઓનાં ટટ્ટુ એક બીજાને અથડાતાં ચાલવા લાગ્યાં. એ જોઇને યાત્રાળુઓમાંના એક હથિયારબંધ રક્ષકે તેમને વેગળે રહેવાને કહ્યું; પણ સ્વારોએ તેના એ શબ્દો એક કાને સાંભળ્યા અને બીજે કાને કાઢી નાંખ્યા; તે તરફ લક્ષ્યજ ન આપ્યું, અને હવે તો તેઓ વળી યાત્રાળુઓને અથડાઇને તેમની ભેગાજ ચાલવા લાગ્યા. તેમની આ ધૃષ્ટતાથી રક્ષકો ઘણા નારાજ થયા અને તેઓ પ્રત્યેક ઘોડેસ્વારની લગામ પકડી ખેંચવા લાગ્યા.

આ જોઇને એક સ્વારે મહા જોસથી એક બ્યુગલ વગાડયું. તેનો અવાજ સાંભળતાંજ ચારે દિશામાંથી સેંકડો હથિઆર બંધ ઘોડેસ્વાર "મારો, મારો," કરતા દોડી આવ્યા, અને યાત્રીઓના ટોળાને ઘેરી લીધું. આ દેખાવ જોતાંની સાથે યાત્રીઓ ઘણા ગભરાઇ ગયા—ભયભિત થયા, અને આશ્ચર્યચકિત્ થતાં કેટલાક સમય સુધી તો "किं कर्तव्याविमूढ" બનીને માત્ર ઉભાજ રહ્યા. એકાએક વ્યાઘ્રના હુમલાથી હરિણીની જેવી દશા થાય છે, તેવીજ દશા યાત્રી દળમાંની સ્ત્રીઓની થઇ રહી, અને તેઓ માત્ર કેળના પત્ર સમાન થર થર ધ્રુજવા લાગી.

જો કદી યાત્રાળુ મંડળ પોતાની માલ—મતાની દરકાર કર્યા સિવાય એ સ્વારોની શરણે ગયું હોત તો, ઘણા ભાગે તેમની જીવન રક્ષા થઇજ ગઇ હતી; પણ પરમાત્માએ એવા અપમાનજનક કાર્યદ્વારા પ્રાણનું સંરક્ષણ કરવા ક્ષત્રિઓને કહ્યું નથી. પરમાત્માનો એ આદેશ નથી કે ક્ષત્રિઓએ શત્રુઓનું શરણ—આધિનતા સ્વીકાર કરવી. ક્ષત્રિઓ શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી શત્રુઓની આધિનતા સ્વીકારવાનું સમજ્યાજ નથી. ક્ષાત્ર ધર્મ મુજબ—તેમના માનવા પ્રમાણે જેઓ ગૌબ્રાહ્મણ અને સ્ત્રીઓનું સંરક્ષણ નથી કરી શકતા તેમનું જીવન વ્યર્થ છે! એવા માણસોની સમાજમાં કલંક રૂપે ગણત્રી થાય છે! યાત્રાળુઓના ટોળાના મુખ્ય રક્ષકે એકદમ હુકમ કર્યો કે: "સૌ પોતપોતાના કામ માટે તૈયાર રહો." હુકમ સાંભળતાંજ રક્ષકોએ

પોત પોતાના મ્યાનમાંથી તલવારો ખેંચી કાઢી, અને બીજા હાથમાં ઢાલ પકડી લડવાને માટે બરાબર તૈયાર થઇ ગયા.

લડાઇ શરૂ થઇ, પણ સેંકડો ઘોડેસ્વારની સ્હામે માત્ર દશ બાર માણસો ક્યાં સુધી ટકી શકે? તોપણ તેઓ ઘણી હોશિઆરીથી લડતા રહ્યા. સૈન્યની સંખ્યા, શિક્ષા પદ્ધતિ, અને વિશેષ રૂપે સ્થાનની અનુકૂળતા પર હાર-જીતનો મુખ્ય આધાર રહે છે. સેનાપતિ નિકોટરે કદા જો બ્રાસને અધિકૃત કર્યું હોત તો વૉટરલૂની લડાઇનું શું પરિણામ આવત એ કોણ કહી શકે છે? પ્લાસિના યુદ્ધમાં કલાઇવનો વિજય થવાનું કારણ પણ ઘણા ભાગે સ્થાનની અનુકૂળતાજ કહેવાય છે.

યાત્રાળુઓ સહજ પાછા હઠયા, અને ગોડીખાલની નહેર ઓળંગી એક ઉંચી જગામાં બ્યુહ રચના કરી ઉભા રહ્યા. આ જગાએથી વાઇ તેમજ નહેર વહેતાં હતાં અને પાછલી બાજુ મહાન્ વિકટ જંગલ હતું. જેથી એ બેઉ બાજુથી શત્રુ હુમલો કરી શકે તેવો ભય નહોતો. આગળ તેમજ દક્ષિણ તરફ ખૂલ્લું મેદાન હતું-એ બેઉ બાજુથી શત્રુઓ હુમલો કરી શકે તેમ હતું. યાત્રાળુઓએ સ્ત્રીઓને જંગલમાં એક સુરક્ષિત સ્થળે બેસાડી દીધી અને તેમની આગળ ટટ્ટૂને એક દિવાલની પેઠે ગોઠવી દીધાં. એ અશ્વ-કોટના અગ્ર ભાગમાં સર્વ રક્ષકો અર્ધ વર્તુલાકાર ઉભા રહ્યા અને યુદ્ધારંભ કર્યો. આમ છતાં અમે આને યુદ્ધ કહી શકતા નથી. જો કે એક તરફથી તો ભયંકર હુમલોજ થતો હતો, પણ બીજી તરફ તો માત્ર આત્મરક્ષણાર્થેજ શસ્ત્રનો ઉપયોગ થતો હતો. સમજો કે અસ્ત્ર-શસ્ત્ર તો માત્ર સંરક્ષણનાં સાધનો માટેજ હતાં. તથાપિ શત્રુઓ યાત્રાળુઓ તરફ એક સાથે હુમલો કરી શકતા નહોતા. એજ કારણથી તેઓ કેટલાક સમય સુધી આત્મરક્ષા કરી શક્યા હતા. જ્યારે વિનાશ નજીક આવે છે ત્યારે જેવી રીતે સૂર્યના અસ્ત થવા બાદ ચારે દિશામાં માત્ર અંધકારજ છવાઇ જાય છે, તે મુજબ ચારે બાજુથી આફતોનો વરસાદ વરસી રહે છે.

અસ્ત્ર પ્રહાર અને લડવા ધસવાની દોડધામથી યાત્રાળુઓનાં ટટ્ટુ એકદમ ભડકી ઉઠયાં અને ઉલટાં તેમના સૈન્યમાં ઘુસી જઈ કૂદાકૂદ કરવા મચી ગયાં.

તેમને વશમાં રાખવાં એ કામ મહા કઠિન થઇ પડયું. એ સ્થિતિનો લાભ લઇ શત્રુઓ તેમનાપર તૂટી પડયા. ઘોર અંધકારને લીધે યાત્રાળુઓ પોતાના અને પારકા માણુસોને ઓળખી શકયા નહિ. તેમને કંઈ સૂજ ન પડી. તેઓતો એમની મેળે આપસઆપસમાંજ હતાહત થઇ ગયા. એતો દેખીતીજ વાત છે કેઃ " અંધારાની મારી એ ! " બીજી બાજુથી શત્રુઓ પણ તલવાર અને ભાલાના જબરજસ્ત પ્રહાર કરી રહ્યા હતા.

યુદ્ધનું અંતિમ્ પરિણામ શું આવ્યું, એ જણાવવાની કંઇજ અગત્ય નથી. શત્રુઓએ જોયું કે, યાત્રાળુઓ કપાઇ—ઘાયલ થઇને જમીનપર પડયા છે. બાર–તેર માણુસો મરી ગયાં છે, એ એક મૃત્યુની અસહ્ય વેદનાથી પિડિત થઈ રહ્યા છે. ત્યારે કોઈ વળી પાણી પાણીની બૂમ મારી રહ્યા છે. !

એ દ્રષ્ય જોઇને શત્રુઓ અતિશય પ્રસન્ન થયા, અને યાત્રાળુઓની માલ–મતા લુંટીલઇ વ્હેંચવા લાગ્યા. એ ડોસીઓ જંગલમાં મૃતવત્ પડી હતી; પણ તેમના શરીરપર અસ્ત્રાઘાતના ચિહ્ન નહોતાં. યુવતી સ્ત્રીની તેમણે જંગલમાં ઘણી શોધ ખોળ કરી પણ કંઇ પત્તો નહિ લાગવાથી, આખરે વાઘ–વરૂનો ભોગ થઇ પડી હશે " એવી કલ્પના બાંધતા તેઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

---

## તૃતીય પરિચ્છેદ.

---

### ઉત્કલંનો પતન કાળ.



થમ પરિચ્છેદમાં જે ઘટનાનું વર્ણન છે, તે ઘટના પ્રાયઃ બસો વર્ષ અગાઉની છે. એ સમય ઉત્કલના અધઃપતનનો અંતિમ સમય હતો. સુપ્રાચીન ગ્રીસ દેશનું પતન થઇ ગયું, રોમ ઠેઠ ઉન્નતિના શિખર પર ચઢી આખરે અવનતિના અગાધ સમુદ્રમાં ગબડી પડયું, અને જગદ્દવિખ્યાત મિશ્રનો પણ સૌભાગ્ય સૂર્ય ચમકીને પુનઃ અસ્ત થઇ ગયો !

વધારે શું કહીએઃ-**यदुपते: क्कगता मथुरा पुरी । रघुपतेः क्कगतोत्तर कोशलः** " ત્યાં પછી ઉત્કલનું સુખ સામ્રાજ્ય ક્યાં સુધી સ્થિર રહી શકે ? ગમે તેમ હો, આ પ્રસંગે ઉત્કલની આન્તરિક તેમજ રાજનૈતિક અવસ્થાનો અમારી નવલકથા સાથે જેટલો સંબંધ છે તેટલા પૂરતો ઇતિહાસ સંક્ષેપમાં વર્ણન કરવો ઉચિત સમજીએ છીએ.

વર્તમાન સમયમાં, ઉત્તર ભારતના પંજાબ પ્રાન્તથી લઇને શ્રી ક્ષેત્ર ( જગન્નાથ ) પર્યંત, દક્ષિણમાં સમુદ્ર કિનારાના મદ્રાસ, રામેશ્વર થઇને, પશ્ચિમીય સિમાનાં પુના, મુંબઇ આદિ સ્થાનોને સ્પર્શ કરતી, ભારતના શરીરપર યજ્ઞોપવિત સમાન જે રેલ્વે સડક ચાલી ગઇ છે, તેનું આ સમયે* કંઇ નામ નિશાન કે ઠામ—ઠેકાણું નહોતું.

ભારતનો અધિક ભાગ ગહન જંગલોથી ભરેલો છે. તેમાંથી સહિસલામત જવું—આવવું એ મહા વિકટ કામ છે. જે સમયની આ કથા છે. તે સમયે એક સારી સડક પણ ન હોતી, પછી નદી—નાળાંમાં પૂલ તો હોયજ ક્યાંથી ? વર્ષા ઋતુના દિવસોમાં યાત્રાળુઓ સીધે રસ્તે જઈ શકતા નહોતા. જંગલ અને પર્વત પર થઇને, મહા ચક્કર ખાઇ ખાઇને માર્ગ કાપવો પડતો. બનારસથી શ્રીજગન્નાથપુરી આવતાં લગભગ બે—ત્રણ વર્ષ નીકળી જતાં. માર્ગમાં મ્હોટાં જંગલ આવતાં જેમાં ભયાનક—હિંસક પશુઓનો તો કંઇ પારજ ના મળે ! વળી સ્થળે સ્થળે નિર્દય ચોર—લૂંટારાઓના રહેઠાણ હતાં. તે સમયે બંગાળા, બિહાર અને ઓરીસામાં મુખ્યત્વે કરીને એક જાતના અમાનુષિક પ્રકૃતિના લોક આમતેમ રખડતા ફર્યા કરતા હતા. તેઓ મરાઠા લૂંટારૂઓ હતા. આધુનિક પ્રવાદ મુજબ અમે એ મરાઠાઓને ચોર કહ્યા પણ યથાર્થમાં—ખરૂં જોતાં એ વાત સત્ય નથી. જો કોઇ દરિદ્ર, લક્ષ્મીહિન, દુર્ભાગિ માણસ ભૂખના દુઃખે પિડિત થઇ કોઇ ધનવાનના ઘરમાંથી અથવા ગમે ત્યાંથી માલ—મતા યા પૈસા લાવે તે ચોરી જાય તેને તો અમે બેશક ચોરજ કહીએ છીએ; પણ જેઓ આખાં ગામનાં ગામ મ્હોટા નગરનાં નગર બાળીને ખાખ કરી નાખે, જેઓ નિર્દોષ, સરળ હૃદય,

* જે સમયનું વર્ણન કરીએ છીએ તે.

શાન્તિપ્રિય મનુષ્યોના રક્ત પ્રવાહથી ભૂમિને કાદવ–કિચડમય કરીનાખી તેમના ન્યાયોપાર્જિત, કુટુંબ પ્રતિપાલનના એક માત્ર સાધન–સર્વસ્વનું હરણ કરીલે, જેના શુભાગમનથી દેશની શાન્તિ, સુખ અને સંપત્તિનો જડમૂળથી નાશ થઇ જાય અને સર્વત્ર–જ્યાં ત્યાં હાહાકાર વર્તાઇ જાય, ત્રાસદાયક ભિષણ આક્રંદધ્વનિ સાંભળવા પડે; શું એઓને કદી ચોર કહી શકાય કે ? નહિ, તેઓ તો અમારા પૂજ્યવીર છે ! ઇતિહાસ તેમનાં યશોગાન ગાઇને કૃતાર્થ થઇ રહ્યા છે. નેપોલિયન બોનાપાર્ટ, સિકંદર, બાબર, મહંમદ ગિજનવી, નાદિરશાહ એ સર્વે એક એકથી ચડતા–ઉતરતા અવશ્યમેવ વીર પુરૂષોજ છે. વળી પણ " દિલ્લીશ્વરો વા જગદિશ્વરો વા " ઔરંગઝેબને પણ અમે સર્વાંશે વીર પુરૂષ કહી શકીએ છીએ. જજીઆ વેરો નહિ આપવાથી તેણે હિન્દુઓનાં અનેક આખાં ગામનાં ગામ, શહેરનાં શહેર સળગાવી–ભસ્મિભૂત કરી નાંખ્યાં હતાં, અને અસંખ્ય હિન્દુઓના પ્રાણ લીધા હતા. નિર્દોષ આત્માઓના રક્તથી ભૂમિને રંગી નાંખી હતી ! તેમ છતાં અમે શાંતિપ્રિય રાજભક્ત હિંદુઓ શાંતજ રહ્યા હતા ! અમારી રાજભક્તિની એ કસોટી વખતે પણ અમે રાજભક્તજ રહ્યા છીએ. તેથીજ તેમને અમે વીર પુરૂષ કહીએ છીએ !

ઉપરોક્ત સૂત્ર મુજબ મરાઠાઓ પણ ખરેખર વીર પુરૂષોજ કહી શકાય છે, એ શું અમારી એ કસોટી માટે અમને મુસલમાનો ધન્યવાદ નહિ આપે ? કેમકે ગ્રામ–દાહ, લોક–હત્યા, પરદ્રવ્ય હરણ ઇત્યાદિ જે વીરોનાં કર્તવ્ય છે, તેનું તેમણે યથાર્થ પાલન કર્યું છે. તેમના મુખ્ય સૈન્યની વાત કોરણે મૂકી જેટલાં તેમનાં ન્હાનાં ન્હાનાં ટોળાં હતાં–છૂટા છવાયા ઘોડેસ્વાર હતા તેઓનો મુખ્ય ધંધો–કર્તવ્ય માર્ગ એ હતો કે, જતા આવતા યાત્રાળુઓ પર હુમલા કરી તૂટી પડી, તેમને હરેક પ્રકારે હેરાન કરી તેમની માલ–મતા જે કંઇ હોય તે લઇ–પડાવી લેવું ! ગોડીખાલ નજીકની જે દુર્ઘટનાનો હેવાલ વાંચકોએ દ્વિતીય પરિચ્છેદમાં વાંચ્યો છે, તે પણ એક એવીજ મરાઠાઓની ટુકડીની વીરતાનો પ્રતાપ છે !



# ચતુર્થ પરિચ્છેદ.

## સૂબેદાર અલિવર્દીખાં.



નવાબ અલિવર્દીખાંના સમયમાં બંગાળાના સૂબા, મરાઠાઓ દ્વારા કેવી રીતે નષ્ટ-ભ્રષ્ટ થઇ ગયા હતા, તે કથા ઇતિહાસપ્રેમી વાંચકોથી કંઇ અજાણી નથી.

નવાબે વિચાર્યું કે હવે રાજ્ય—રક્ષાનો એકે સરળ માર્ગ નથી, કેમકે ચારે બાજુથી અનેક પ્રકારની વિપત્તિઓ આવીને ઉપસ્થિત થઈ છે, બે વર્ષથી દિલ્લીમાં ખજાનાની રકમ પણ મોકલી શકાઇ નથી. મન્સબદાર મુરાદખાં મહમ્મદશાહ બાદશાહનો શાહી પરવાનો લઇને મુર્શિદાબાદમાં આવી પહોંચ્યો છે, અને બીજી બાજુ મરાઠા બાલાજીરાવ પેશવાએ લખી મોકલ્યું છે કે: ચોથના રૂપિઆ સત્વર નહિ અદા કરવાથી હું જાતે આવી તે વસુલ કરવાની ઉચિત વ્યવસ્થા કરીશ. " જેથી પેશવાની સાથે લડવાનું પણ નિશ્ચયાત્મકજ છે. આ તરફ સૈનિકોને દર માસે નિયમિત પગાર નહિ મળતો હોવાથી, કેટલાક પોતાના પગારમાં ઘણો લાંબો વખત નોકરી કર્યા છતાં કંઇ વધારો નહિ થવાથી વગેરે અનેક કારણોથી અસંતુષ્ટ થયા છે. જેઓ વિદેશી હતા તેઓ પણ રાજીનામાં આપી રફુચક્કર થવા માંડયા છે ! સેનાપતિ મીરહબીબે મેદનીપુરની સમિપના ઘાટ પર જઇને મરાઠાઓનો માર્ગ રોકયો હતો; પણ હવે તે પણ સસૈન્ય દુશ્મનોને મળી જઇ ઉલટું હુમલો કરવા તૈયાર થયો છે.

નવાબે ધાર્યું કે આ સઘળી આફતોનું મૂળ કારણ મરાઠો ભાસ્કર પણ્ડિતજ છે. પણ્ડિત પર જો કંઇ પણ દાબ રાખવામાં નહિ આવે તો રાજ્યનું રક્ષણ કરવાનું કામ ઘણું મુશ્કેલ થઇ પડશે.

ભાસ્કર પણ્ડિત બાલેશ્વર બંદર નજીક રહેતા હતા. એ પ્રદેશમાં નવાબી અધિકારનું કોઈ પણ ચિહ્ન નહોતું. બાલેશ્વર બંદરનો નવાબ ફોજદાર કલ-તૂખાં નાસી જઇને કેન્દુઝરના જંગલમાં છૂપાયો હતો. આ પ્રકારે બર્દ્વાન, કાટુઆ, હુગલી, નદિયા આદિ પ્રદેશના પણ અનેક સારા સારા માણસો પોતપોતાનાં બાળ—બચ્ચાં તેમજ ધન-માલ લઇ કરીને જહાંગિરપુર, માલદા, રામપુર, બોઅલિઆ આદિ નિર્જન—જંગલી સ્થળોમાં છૂપાયા હતા. બાલેશ્વર બંદરમાં નવાબના જેટલા સિપાહી હતા તેમને મારી નાખ-વામાં આવ્યા હતા. સાલંદી નદીના ઉત્તર ભાગથી લઇને કંસાવ-તીના દક્ષિણ ભાગ પર્યંત નવાબી સૈન્યનું નામ નિશાન સુદ્ધાં નહોતું. જામકુંડા દુર્ગ—ગઢના રાજીવદલગંજન શાહ, બંદરગઢના વિજયમલ્લ, આલિઆપાલના હરિહર સામંત આદિ જેઓ મ્હોટા મ્હોટા બળ—પરાક્રમી જાગિરદાર—ગઢપતિ હતા તેઓ સર્વે મલ્લભૂમ, શિખરભૂમ, ઝાડગાંવ આદિ જંગલોમાં નિવાસ કરતા હતા. બાલેશ્વરના દક્ષિણ પ્રાન્તના જેટલા જાગીરદાર હતા તેમણે નીલગિરી, જુગઝરી, વેણુગડીયા, કઇંસારો, કસ્પિપદા ઇત્યાદિ સ્થળોમાં આશ્રય લીધો હતો. એ સમય જાગીરદારોના અધઃપતનનો હતો. નિઃસહાય થઇને તેઓ ક્યાં સુધી આત્મ સંરક્ષણનો યત્ન કરી શકે ? બંગા-ળામાં સુતાનટી અને ગોવિન્દપુર ( હાલનું કલકત્તા ) માં એ સમયે શાન્તિ હતી. ઇસ્ટ ઇંડિયા નામક કંપનીના કેટલાક વ્યાપારીઓ ત્યાં લેવડ—દેવડ કરી રહ્યા હતા. તેઓએ મરાઠાઓના ઉપદ્રવોથી આત્મરક્ષણ કરવાને માટે ત્યાં એક " મરાઠા ડીચ " નામક ખાઇ ખોદી હતી. આજ પર્યંત એ ખાઇનું નામ એજ છે, અને કલકત્તામાં તેનાં ચિહ્ન પણ કંઇક કંઇક જોવામાં આવે છે. અંગ્રેજ વ્યાપારીઓ એ સમયે મીઠું, રેશમ, તસર તથા સુતરાઉ કાપ-ડનો વ્યાપાર કરતા હતા, એ કારણથી સ્થાનિકવાસી—દેશી—મનુષ્યોની સાથે તેમનો સંબંધ હતો. વ્યાપાર કરવાની સગવડ અને મરાઠાઓના અમાનુષિક ભયંકર—અત્યાચારથી બચવાને માટે, દૂર દેશોમાંથી પણ અનેક માણસો આ-વીને કલકત્તાની નવી વસ્તીમાં રહેતા હતા. આ સમયે કલકત્તા સિવાય એવું એકપણ સ્થાન—અભય—નિરાપદ નહોતું. મરાઠા ઘોડેસ્વાર કઇ પળે હુમલો

કરી આખા શહેરનાં શહેર લૂંટી—ઉજ્જડ કરી નાંખશે, એ વિચારથી લોકો ભયભીત રહેતા હતા! ખેતી કરવાનો સમય નહોતો. લેણુ—દેણુ, વાણિજ્ય—વ્યાપાર સૌ બંધ થઇ ગયું; પછી માલનાં નાણાં—મુડીએ મુડી મેળવવી તે પણ ક્યાંથી બની શકે? નાણાં વસુલ કરવાનું કામ સહજ આકરૂં થઇ પડયું. મુર્શિદાબાદના નવાબનો ખજાનો ખાલી થઇ ગયો હતો. નવાબ અલિવર્દી. ખાનને એક પણ ઉપાય સૂજતો નહોતો. અંતે તેમણે ધનકુબેર જગતશેઠને ખાતુ પાડી આપી તેમની પાસેથી ૮૦ લાખ રૂપિયા દેવા ક્યાઁ. જે વડે સિપાહીઓના પગાર વગેરે ચૂકવવામાં આવ્યા, અને સૈન્યમાં પણ કેટલાંક નવાં માણસોને દાખલ કરવામાં આવ્યાં.

## પંચમ પરિચ્છેદ.

### સામન્તરાય રાઘવ રાયસિંહ વૈરીગંજન માન્ધાતા.

ઉત્કલી વીરોના વિનાશના અંતિમ સમય સુધી, ઉત્કલ પ્રદેશમાં કેટલાક એવા વીર હતા કેઃ જેઓ પોતાની પ્રભુતા અને માન—મર્યાદાનું સંરક્ષણ કરવાને શક્તિવાન બન્યા હતા. ચિલકાઝાલના દક્ષિણ પ્રદેશમાં અનેક દુર્ગપતિ હતા, તેઓ ગજપતિ રાજાઓના વંશજ હતા. સુદૂર નિવાસ, દુર્ગોની અગમતા અને સમર કુશળતાથી મોગલ અથવા પઠાણ લોક આ દુર્ગપતિઓ પર પોતાની સત્તા—આધિપત્ય જમાવી શકયા નહોતા. અમારી આ આખ્યાયિકા સાથે તેનો કંઇ સંબંધ નથી.

ઉત્કલના ઉત્તર પ્રાન્તમાં આવેલા જલેશ્વર રાયવણિક દુર્ગના અધિપતિનું નામ હતું "કામન્તરાય રાઘવ રાયસિંહ વૈરીગંજન માન્ધાતા." એવા વિશાળગઢના અધિપતિનું નામ પણ એવુંજ કંઇક મ્હોટું હોય તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી, પણ અમારા વાંચક સજ્જનો વારંવાર એ નામનો ઉચ્ચાર કરીને કદાચ થાકી જાય, એ ભયથી અમે હવે માત્ર એ દુર્ગપતિને **માન્ધાતા સામન્ત** એ નામથીજ સંબોધીશું. માન્ધાતાના અધિ-

કારમાં ત્રિશ હજાર સિપાહી હતા, પણ બાલેશ્વર બંદર પઠાણોના કબજામાં જવાથી, વિશહજાર સિપાહી પોતપોતાના સમ્માન સંરક્ષણના હેતુથી, પૌર્વાત્ય પ્રદેશોમાં ચાલ્યા ગયા હતા, જેથી હવે માત્ર દશ હજારજ સિપાહીઓ સામન્તના અધિકારમાં હતા.

ઉત્કલના અધઃપતનનું મુખ્ય કારણ, સ્વાધીન રાજા-મહારાજાઓએ બૌદ્ધ ધર્મ અંગિકાર કરવો એજ છે. નર-રક્તનું વહન કરાવી, સ્વાધીનતાની રક્ષા કરવી, અથવા શત્રુપર વિજય મેળવવો એ અતિશય નિન્દનીય કાર્ય છે, એ સિદ્ધાન્ત અનુસાર રાજા-મહારાજાઓ યુદ્ધ કરવામાં ઉત્સુક-તત્પર થતા નહોતા. રાજાઓની ઉક્ત અવસ્થા જોઇને, તેમના જે શુરવીર સરદારો હતા તેઓ પણ ઉત્સાહહિન બની ગયા. ઇતિહાસ કહે છે કેઃ મરાઠાઓએ અથવા પઠાણોએ પોતાના બાહુ બળથી ઉત્કલપર વિજય પ્રાપ્ત કર્યો તેમ છતાંએ મહા અન્યાયજ થયો છે!

જે સમયે ઉત્કલમાં તુર્ક તેમજ મરાઠાઓ વચ્ચે ભયંકર લડાઇ થતી હતી, તે સમયે માન્ધાતા સામન્ત તુર્કને શરણે રહી પોતાના દુર્ગનું સંરક્ષણ કરવાને શક્તિવાન બન્યો હતો. એથી પ્રતીત થાય છે કેઃ રાયવણિક દુર્ગ મહા મજબુત અને અજેય હતો. માન્ધાતાના અધિકારમાં જે દશહજાર સિપાહી હતા તેઓ મહાન્ શૂરવીર, સમર્થ અને આજ્ઞાંકિત હતા.

એ સૈનિકોને પગારમાં નગદ રોકડા રૂપિઆ ન્હોતા મળતા. પ્રત્યેકને સ્વતંત્ર જાગીર આપવામાં આવી હતી. છત્રપતિ શિવાજીના ઘોડેસ્વાર, રાજપૂતાનાના ક્ષત્રિય વીર તથા ગુરૂગોવિન્દ સિંહના સિખ સિપાહિઓની માફક એ લોકો પણ શાન્તિના સમયમાં ખેતી ખેડયા કરતા હતા; પણ જ્યારે યુદ્ધનો સમય આવતો ત્યારે તેમને લડાઇમાં ઉતરવું પડતું હતું.

પ્રાચીન ઇતિહાસપરથી જણાય છે કેઃ શાક્યવંશીય ક્ષત્રિય લોક પણ આ પ્રમાણે ખેતી અને યુદ્ધ બેઉ કામ કર્યા કરતા હતા.

પોતપોતાના ખેતી કામમાં નિયુક્ત રહેવાથી, સામન્તના હરેક સિપાહી દુર્ગમાં હમેશાં નિયમિત હાજર રહેતા નહોતા. જરૂર પડતાં સાંકેતિક વાદ્ય અથવા તોપના અવાજ સાંભળીને, અથવા તો દુર્ગની ધ્વજા ફરકતી દેખીને

સૌ યોદ્ધા તૈયાર થઇ એકત્ર થતા હતા, પ્રત્યેક કાર્યમાં તેમની એવી વ્યવસ્થા હતી કે જોત જોતામાં દશ દશ ગાઉથી દૂરના સિપાહિઓ આવીને સમયપર ઉપસ્થિત થતા હતા. ઉત્કલના સ્વાધીન મહારાજાઓના સમયમાં પણ આ પ્રકારે થોડા સમયમાં ત્રણ ત્રણ લાખ યોદ્ધાઓ રાજમહેલનાં સિંહ દ્વાર આગળ આવતા કે ખડા થતા હતા.

ઓરીસામાં મરાઠાઓના આવવાની તપાસ રાખવાને માટે, તેમજ તેમને સુવર્ણરેખા નદી ઉતરીને બંગાળામાં દાખલ ન થવા દેવા માટે મુર્શિદાબાદના નવાબે તેની સાથે મિત્રાચારી બાંધી હતી, અને તેને સર્ણદ આપીને કંઇક ઇનામ પણ આપ્યું હતું.

માન્ધાતા પોતાના કર્તવ્ય પાલનથી સહજ પણ વિમુખ થયો નહોતો. તેના પ્રયત્નથી શત્રુઓ સુવર્ણ રેખાને ઉલ્લંઘી શકતા નહોતા. એ લોકોને વીરભૂમિની આજુબાજુ ઘુમી બંગાળામાં પ્રવેશ કરવો પડયો હતો, એજ કારણથી મરાઠા સેનાનાયક ભાસ્કર પણ્ડિત માન્ધાતાથી અસંતુષ્ટ રહેતા હતા, પરન્તુ એવાં અનેક કારણોથી તેઓ તેનાપર પ્રભાવ જમાવી શકતા નહોતા. કહો કે માન્ધાતાને ઝપાટામાં લઇ શકયા ન્હોતા.

---

## ષષ્ઠ પરિચ્છેદ.

---

### દુર્ગ કથા.





મા ન્ધાતાનું કોઇ સ્વતંત્ર નિવાસગૃહ ન્હોતું. મુખ્યત્વે તે રાયવણિક દુર્ગમાંજ રહેતા હતા. ઉત્કલમાં એ સમયે જેટલા દુર્ગ મૂખ્ય હતા તે સર્વ દુર્ગમાંજ તેઓ વારા ફરતી નિવાસ કરતા હતા.

રાયવણિક દુર્ગ ઘણો પ્રાચીન હતો. ઉત્કલનાં પ્રત્યેક ગઢમાં તે એકજ માત્ર સર્વ શ્રેષ્ઠ, વિશાલ અને મજબૂત હતો. દુર્ગની અંદર લગભગ એક-લાખ જેટલું સૈન્ય રહીને બહાર શત્રુઓ સાથે યુદ્ધ કરી શકે તેમ હતું.

તેની ચારે બાજુ પત્થરનો મહા જબરદસ્ત-મજબૂત કોટ હતો; તેમાં સ્થળે સ્થળે છિદ્ર પાડેલાં હતાં. સિપાહી લોક એ છિદ્ર દ્વારા બહારના શત્રુઓપર અસ્ત્ર-શસ્ત્ર પ્રહાર કરી શકતા હતા; તેમ છતાં બહારથી આવતાં બાણ તેમના સુધી પહોંચતાંજ નહોતાં. ગઢની ચારે બાજુ ફરવાને માટે પ્હોળો-સ્વચ્છ માર્ગ હતો. એ માર્ગની ચારે તરફ અત્યંત ઉંચી પ્હોળી ભીંત બનાવેલી હતી. તેની ઉપર નીચે વાંસ અને ખપાટિયાં બીછાવવામાં આવ્યાં હતાં. આ ભીંતની ચારે બાજુએ એક ઉંડી ખાઇ હતી, તેમાં હમેશાં પાણી ભરેલું રહેતું હતું. દુર્ગમાં પ્રવેશ કરવાને માટે સિંહદ્વાર સમ્મુખ ખાઇપર એક લાકડાનો પૂલ બનાવવામાં આવ્યો હતો. એ પૂલ એવી રીતનો બનાવવામાં આવ્યો હતો કે, સમયપર તેના બે ભાગ કરીને પાણી ઉપરથી અલગ કરી-ઉપાડી શકાય તેમ હતું અને કામ પડતાં ફરી પાછો જોડી દેવાય તેવો હતો. કોટને ચારે ખુણે ચાર ગોળાકાર બુર્જો બનાવવામાં આવ્યા હતા. એ બુર્જો પર, ત્રણે દિશા તરફ મ્હોં કરીને ત્રણ મ્હોટી મ્હોટી તોપો ગોઠવવામાં આવી હતી. અને તેની અંદર વિશ વિશ તોપચીઓ રહી તોપો ચલાવી-ફોડી શકતા હતા. સિંહદ્વારની બે બાજુએ શિલ્પ કળાના નિદર્શન સ્વરૂપ પત્થરના બે મ્હોટા મ્હોટા સિંહ મુકવામાં આવ્યા હતા. એ સિંહોની પાસે ઘડીઆળના જેવી બે વિશાળ તોપો રાખેલી હતી. દુર્ગની અંદર કોટથી થોડેક છેટે, ચારે તરફ રહેવાની જગાપર ભીંતો બનાવવામાં આવી હતી. એ ભીંતો પણ કંઇ થોડી ઉંચી નહોતી. દુર્ગના કોટપર સ્થળે સ્થળે કેટલીએક ચોકીઓ બનાવવામાં આવી છે, એ ચોકીઓ ઉપર રાત-દિવસ સિપાહીઓનો સખ્ત પહેરો રહેતો હતો. એ સિપાહીઓને બહુજ સાવધાન રહેવું પડતું તેમજ તેમની દ્રષ્ટિ પણ દુર્ગની અંદર બિલકુલ નહોતી રહેતી.

સિંહ દ્વારથી માંડીને જ્યારે ત્રણ ભીંતો પસાર કરાતી ત્યારે ઠેઠ અંતર નિવાસ-ગૃહમાં પ્રવેશ કરી શકાતો હતો. સિંહદ્વારની લગોલગ બે મ્હોટાં મકાન બનાવવામાં આવ્યાં હતાં. તે દુર્ગનાં અસ્ત્રાગાર હતાં, અને નાના પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રથી ભરેલાં હતાં. દક્ષિણ બાજુ વળી જે એક વિશાળગૃહ

હતું, તે માન્ધાતાનું દરબાર—ભુવન હતું. બીજા ભાગમાં પ્રવેશ કરવાને માટે જ્યાં આગળ દરવાજો હતો ત્યાં પહેરેગિર ઉભા રહેતા હતા. તેની આગળ પણ વિસ્તૃત આંગણુ હતું, તથા તેની ચારે તરફ ઘર હતાં. એ ઘરોમાં દુર્ગના મ્હોટા મ્હોટા રજવાડી—દરબારી માણસો કામ કર્યા કરતા હતા. એક જગાએ જે સુન્દર ઘર બનાવવામાં આવ્યું હતું, તે માન્ધાતાનું ખાસ દરબાર—ગૃહ હતું. તેઓ હમેશાં ત્યાં રહેતા હતા, અને પોતાના કર્મચારીઓ સાથે સમયે સમયે સલાહમસલત પણ ત્યાંજ કરતા હતા. કામ વિશેષ આવી પડતાં બહાર દરબાર—ભુવનમાં જવું પડતું હતું. ત્રીજા ભાગમાં અંતઃપુર બનાવવામાં આવ્યું હતું. તેમાં પ્રવેશ કરવાને માટે બે દરવાજા હતા. એક દ્વાર ઉપર વૃદ્ધ પણ્ડિત રહેતા હતા. બીજા ઉપર સ્ત્રીઓનો સખ્ત પહેરો રહેતો હતો. અંતઃપુરમાં પણ અનેક ખંડ બનાવવામાં આવ્યા હતા. તેમાંથી અનાજના કોઠારની સ્હામેના જે ત્રણ મ્હોટા મ્હોટા ખંડ હતા તે સામન્તજીને સુવા—બેસવાને માટે તથા આમોદ—પ્રમોદ સારૂ મુકરર કરવામાં આવ્યા હતા. રાયવણિક દુર્ગ અને દુર્ગાધિપતિ સામન્ત—માન્ધાતા મહોદયનું ગૌરવ ઉત્કલ પ્રાન્તમાં સુવિખ્યાત હતું. યોગ્ય દુર્ગપર, યોગ્ય અધિશ્વરે આધિપત્ય પ્રાપ્ત કર્યું હતું, પરન્તુ અભાવ માત્ર એકજ વસ્તુનો હતો. જગન્નિયંતા જગદિશ્વરે કોઇના નસિબમાં અખણ્ડ સુખ—ભોગ નથી લખ્યું. ધન, જન, સ્વાસ્થ્ય, આધિપત્ય, કીર્તિ, કોઇપણ વાતની ન્યુનતા રહી તો માણુસ દુઃખી થઇ જાય છે. અમારા માન્ધાતા મહાનુભાવ મહા ભાગ્યશાળી હતા. સુગઠિત—શરીર, સ્વસ્થ—શરીર, તથા અસ્ત્ર સંચાલન, અશ્વ—ગજારોહન ઇત્યાદી અનેક રીતે યુક્ત હતા. અતુલ સંપત્તિ, નિરંકુશ અધિપત્ય, નિષ્કલંક ચારિત્ર્ય, તથા દિગન્ત વ્યાપિની કીર્તિ વગેરે કોઈ પણ વસ્તુનો અભાવ નહોતો; તોપણુ એક મહા કિમતી—અદ્વિતીય અભાવ—ખોટ રાત—દિવસ તેમને હૃદયમાં કાંટાની માફક ખૂંચ્યા કરતી હતી. એ અન્ય કંઇજ નહિ માત્ર—એક વંશધર—પુત્રનોજ તેમને અભાવ હતો. આ અતુલ સંપત્તિનો ઉપભોગ કરનાર, ઉત્તરાધિકારી તેમની પાછળ કોઇ નહોતું. શું ભગવાન તે ખોટ પૂરી નહિ પાડે ?

જીવન પર્યંત અનેક પ્રકારનાં કષ્ટ સહન કરી, પ્રાપ્ત કરેલી પોતાની

સંપત્તિ જેના હાથમાં સોંપી, મનુષ્ય આ લોકમાંથી પ્રયાણ કરતી વખતે પોતાની જાતને ધન્ય સમજે છે. નિતાન્ત પરદ્વેષિ અને પરસ્ત્રી હરણ કરનાર મનુષ્ય પણ જેની વિદ્યા–બુદ્ધિ અને ધન–માનમાં પોતાથી અધિક જોઇને પોતાના પૂર્વ–તપ અને દયામય ભગવાનની અમિત કૃપાનું સ્મરણ કરે છે, અને વધારે તો શું પણ જેના દર્શન માત્રથી મનુષ્ય પોતાનાં અનંત સંકષ્ટને ઘડીવાર ભૂલી જાય છે, જેને માટે તે પોતાનો પ્રાણ સુદ્ધાં વિસર્જન કરવાને ખુશીથી તૈયાર થઇ જાય છે, તે પુત્ર રત્ન જેના ઘરમાં નથી તે મનુષ્ય, અનેક પ્રકારનાં સુખ વડે સુખી હોય તોપણ તે મહા દુઃખીજ જણાય છે. જે ઘરમાં પુત્ર નહિ–તે ઘર શૂન્ય કહેવાય છે. જે પ્રમાણે ચંદ્ર વિનાનું ગગન–મંડળ, પુષ્પ વિનાનો ઉદ્યાન, ગંધ વિનાનું પુષ્પ, નીતિ વિનાનું શૂરાતન, અને આંખવિ-હિન સૌન્દર્ય, સૌન્દર્યના નામને લજાવે છે, શોભા આપતું નથી, તેવી રીતે રીતે પુત્ર વગરનું ઘર પણ કદાપિ શોભાયમાન જણાતું નથી. વેદનું કથન છે કે: “ **आत्मा वै पुत्र नामासि** ” અનેક રાજાઓ પોતે કરેલા ઘોર અત્યા-ચાર–પાપના પરિણામે સંતાનહિન થઇ જાય છે, પરન્તુ અમારા માન્ધાતાજી તો પાપ અને અધર્મ એ શું છે તે સમજતાજ નહોતા. સ્વપ્નમાં પણ તેમણે પાપ–અધર્મ આચરણની કલ્પના સરખી કરી નહોતી. અર્વાચીન રાજાઓમાં તેમના જેવા ચારિત્ર્યવાન તેમજ એક પત્નીવ્રત પાળનારા તો કોક વીરલજ હશે. તેમ છતાં પુત્ર મુખ દર્શનથી તેઓ વંચિત હતા. વિધાતાના વિચિત્ર મર્મ–ભેદનો પાર પામવો એ મનુષ્ય શક્તિની બહાર છે. દુનિયા ભલે તેમને ભાગ્યહિન ગણે, પણ તેઓ જાતે પોતાના ભાગ્યની નિન્દા કદી કરતા નહિ, તેનું એક કારણ માત્ર તેમની પતિવ્રત્તા સતિ મહાદેવીનો સુમધુર–કાર્ય–કલાપજ હતો.

મહાદેવી એ માન્ધાત્તાની સહધર્મચારિણી–પત્ની–હતી. તેમના અંતઃપુરમાં અન્ય એક પણ સ્ત્રી તેમના પ્રેમ–પ્રણયની પાત્ર–અધિકારિણી નહોતી. દુર્ગેશ્વરી મહાદેવીનું નામાભિધાન તેના ગુણ–કર્મ અનુસાર યથોચિત્ હતું. કોઇ નેત્રહિન –અંધ મનુષ્યના પદ્મલોચન નામ પ્રમાણે મહાદેવીના નામ અને ગુણમાં કંઇ એવી વિચિત્રતા અથવા અયોગ્યતા નહોતી. રાયવર્ણિક દુર્ગના અંતઃપુરમાં

સેવિકાઓ તથા અન્યાન્ય સચ્ચરિત્રા યુવતિઓ નિવાસ કરતી હતી; પરન્તુ માન્ધાતા સાથે તેમને કોઇપણ પ્રકારનો સંબંધ નહોતો. એ સઘળી માન્ધાતાજીના સતિ સ્ત્રી મહાદેવીની માત્ર પરિચારિકાઓ અને સખી—સાહેલિયો હતી. માનનિયા મહાદેવીની સાથે રહેનાર યુવતિઓને શું અમે તેની સેવિકાઓ કહી શકીએ કે ? નહિ, તેમને પરિજન નામથી સંબોધન કરવું એજ ઇષ્ટ છે. જો કે સ્ત્રીઓ મહાદેવીની સેવા—સુશ્રૂષા કરવાને માટે નિયુક્ત થઇ હતી; પરન્તુ યથાર્થમાં મહાદેવી સ્વયં તેમની ચિન્તામાં અહોનિશ નિમગ્ન રહેતી હતી. કોણે ખાધુ નહિ, કોને દુઃખ થયું, કોણુ ક્રોધિત થઇ, કોની પાસે વસ્ત્ર નથી, અને કોને માટે ઔષધિ—ચિકિત્સાની જરૂર છે. એવા પ્રકારની વ્યવસ્થા કરવામાંજ તેનો સઘળો સમય ચાલ્યો જતો હતો.

મહાદેવી સૌન્દર્ય અને રૂપ—લાવણ્યમાં પણ પોતાના કૂળ અને પદ—ગૌરવના પ્રમાણમાંજ હતી. તેને જોતાંજ હૃદયમાં એવો ભાવ જાગૃત થતો કેઃ જાણે એ મૂર્તિમંત સાક્ષાત્ જગદંબા—દેવી સ્વરૂપાજ છે. જે સૌન્દર્યને જોતાંજ હૃદયમાં શ્રદ્ધા અને ભક્તિનો સંચાર થાય છે. જે સૌન્દર્યની આગળ મનુષ્યોની ભાવના—ઇચ્છા માત્ર તેના ચરણમાં આળોટવાનીજ થાય છે, તેની પદ—રજ શિરપર ચઢાવવાની સ્વાભાવિક અંતરમાં વાંચ્છા થાય છે, મહાદેવીના વદન—મંડળપર એજ સ્વર્ગીય—અનુપમ સૌન્દર્યનો વિકાશ હતો. જેમ તેની શારીરિક સુન્દરતા અનુપમ હતી તેજ પ્રમાણે તેના માનસિક વિચાર અને કાર્ય પ્રણાલિકા પણ અવશ્ય અનુપમ હતી. તેના જેવી દાનશીલ, દયાવતી, પરોપકારી સ્ત્રી આ સંસારમાં દુર્લભજ !

મહાદેવીને એક પણ સંતાન નથી. હિન્દુ—સમાજમાં ચાલિશ વર્ષની સ્ત્રી ઘણે ભાગે વૃદ્ધામાંજ ગણાય છે. ક્વચિદ્ ક્વચિદ્ એવી પણ કેટલીક સ્ત્રીઓ હોય છે કે, જેઓ એવી પ્રૌઢ અવસ્થામાં પણ સંતાન—પ્રાપ્તિની આકાંક્ષાથી વ્રત—અનુષ્ઠાન આદિ કર્યે જાય છે, પરન્તુ મહાદેવીના મનમાં કોઇ દિવસ એવો ભાવ જાગૃત થતો નથી. તેને સ્વપ્ને પણ એવો વિચાર આવતો નથી. અતિથિ—પરિજનની પરિચર્યા અને સ્વામીની સેવા એનેજ માત્ર તે પોતાના જીવન તુલ્ય સમજતી હતી. બેશક, ઉપાવ્રત આદિની ગણના તો હિન્દુ લલનાઓના નૈમિત્તિક કાર્યોમાંજ છે.

રાત્રિના સમયે શયન કર્યા પહેલાં બે કલાક તો તે નિત્ય શ્રીમદ્ ભાગવત શ્રવણ કરતી હતી. માત્ર ગુરૂવારને દિવસે એક પણ્ડિતા સ્ત્રી આવીને ગ્રંથની પૂજા-આરતિ કરી ચાલી જતી, માત્ર એજ દિવસ ગ્રંથ-પાઠ થતો નહિ.

સરખા દરજ્જાની દાસિઓમાં અનેક સમય કલહ-વિવાદની ધમાલ મચ્યાજ રહે છે; પણ મહાદેવીના શાસન અને દેખરેખ નીચે એ સામાન્ય નિયમ બંધબેસ્તો નહોતો. કવચિદ્ તેમના પરિજનોમાં લડા-જગડી ઉત્પન્ન થતી, પણ મહાદેવીને કાને જ્યાં તે વાત આવતી કે તુરતજ તે સ્વયં કલહ સ્થાનમાં જઇ ઉભી રહેતી; જેથી બધો ઝગડો તેજ સમયે પતી જતો. મહાદેવી કોઇ દિવસ કોઇને ઉંચા સ્વરથી બોલાવતી નહિ. ક્રોધ ઉદ્ભવે એવા અનેક પ્રસંગે પણ મહાદેવી શાન્તજ રહેતી, પણ માત્ર આશ્ચર્યની વાત એ હતી કે: પ્રત્યેક જણ તેનાથી બ્હીને ચાલતું; અને સૌ પોતપોતાના કાર્યમાં કોઇપણ પ્રકારની કંઇપણ ખોડ ન જણાય એમ સારી રીતે સમજીને કાળજી પૂર્વક કામકાજ કરતાં. શ્રીમતી મહાદેવી પ્રતિદિન પ્રાતઃકાળમાં બધે ફરી વળી જાતે સર્વ વ્યવસ્થા જોતી. જો કોઇ જગાએ સહજ પણ કચરો તેની નજરે પડયો તો તુરતજ જાતે હાથમાં સાવરણી લઇ વાળવા મંડી જતી. એ જોતાંની સાથેજ કેટલીક સ્ત્રીઓ દોડી આવતી અને તેના હાથમાંની સાવરણી લઇને તે જગાએથી પૂંજો-કચરો કાઢી નાંખતી. જેના સ્થાન પર આ બનાવ બનતો હતો તે સ્ત્રી મહા ભયભિત થતી, અન્ય સ્ત્રીઓ દ્વારા તેનાં જેવાં જોઇએ તેવાં વખાણ થતાં, અને તેથી તેને તો વિચારીને બે ચાર દિવસ સુધી તો કોઇને મ્હોં બતાવવું પણ કઠિન થઇ પડતું! પછી કોઈ દિવસ આવો બનાવ બનવા પામતોજ નહિ. પરિજન મનુષ્યોને રહેવા બેસવાને માટે અલગ અલગ મકાનો બનાવવામાં આવ્યાં હતાં. કોક કોક ઘરમાં ચાર-પાંચ માણસોની ભેગીજ રસોઇ થતી હતી. પ્રત્યેક ઘર લીંપીધુંપીને સાફસૂફ રાખવામાં આવતાં હતાં. ગુરૂવાર સંક્રાન્તિ અને પૂર્ણિમાને દિવસે તો સૌ ઘર અવશ્ય કરીને કંચન જેવાં રહેતાં હતાં.

આળસુ માણસો ઉપર રાત-દિવસ નજર રહેવાથી તેઓ હમેશાં પોતા-

ના કર્તવ્યમાં બરાબર લક્ષ્ય રાખતાં હતાં. મહાદેવી એ બાબત બરાબર ધ્યાન-પૂર્વક વખતો વખત તપાસ રાખતી. જેવી રીતે એ પોતે આલસ રહિત હતી, તેજ મુજબ અન્યને પણ નિરલસ બનાવવાને માટે તે ઉત્સુક હતી. દરેક પરિજનોને માટે કામની એવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે કોઇપણ મનુષ્ય કામ વિના એક ઘડી પણ વ્યર્થ બેસી રહે નહિ. હમેશાં સ્હવારે નિયમાનુસાર સર્વને એક એક પાલી ચોખા યાતો જેને જે ધાન્ય જોઇએ તે અપાતું. સૌ પોતપોતાની મેળે ખાંડી—ઝાડકીને સાફ સ્વચ્છ કરીને તેનો ઉપયોગ કરતાં હતાં. જેઓ કામ કરવાને અશક્ત અને વૃદ્ધાવસ્થાએ પહોંચેલી હતી, તેમને માત્ર હાથમાં તુળસીની માળા લઇ ભગવન્નામ સ્મરણ કરવાનો પવિત્ર આદેશ હતો. હરેક મંદિરમાં કથા—પુરાણ—કંઇને કંઇ હમેશાં વંચાતું હતું. તેને માટે કેટલીક પણ્ડિત—સ્ત્રીઓને નિયુક્ત કરવામાં આવી હતી. ફુલ ચૂંટવાં, માળા ગુંથવી, પુષ્પના છોડવાઓને પાણી સિંચવું, એ વગેરે યુવતિ સ્ત્રીઓનાં નિત્ય કર્તવ્ય હતાં. જ્યારે બે—ચાર યુવતિઓ માળા ગુંથવા અથવા તો એવુંજ કંઇ અન્ય કામ કરવા એકજ ઠેકાણે એકત્ર થતી, ત્યારે સારાં સારાં સુમધુર સ્વરે ગીત ગાવાં અને શિખવાનો વધારાનો બોજો પણ તેમના પર આવી પડતો હતો. પોતાનાં પરિજનોને નિજ નિજ કર્તવ્યમાં મચ્યા રહેવાને મહાદેવીના કઠિન શાસનની કંઇજ અગત્ય નહોતી. તેના પ્રેમ, સહાનુભૂતિ, દયા આદિ ગુણોએ તેઓ સર્વને શૃંખલાબદ્ધ કરી પોત-પોતાના કર્તવ્યપાલનમાં તત્પર કર્યાં હતાં. સર્વે મહાદેવીને સાક્ષાત ભગવતી-ઇશ્વરી સમાન માન આપતાં હતાં. તેના પર તેમની અટલ શ્રદ્ધા, ભક્તિ અને વિશ્વાસ હતો. તેની આજ્ઞાનો અનાદર તથા તેની ઇચ્છા વિરૂદ્ધ કાર્ય કરવાનું કોઇ સાહસ કરી શકતું નહિ. અંતઃપુરમાં, મહાદેવીના આવાસ-ગૃહોની સાનિધ્ય, આંગણાના મધ્ય ભાગમાં એક અતિ સુન્દર વિશાળ સ્થાન હતું. તેની ચારે બાજુ ચૂનાની છોએલી કિનાર હતી, અને ચારે ખુણે ચાર ઘાટ બનાવવામાં આવ્યા હતા. પ્રત્યેક ઘાટની આમણુ—સામણુ એક એક ન્હાનીશી તુલસી ક્યારીઓ હતી. આસપાસ ચંપક—મોલી આદિનાં સઘન વૃક્ષ હતાં. સ્થાનના મધ્ય ભાગમાં એક કમળ—કુણ્ડ હતો. જેમાં

કમળ આદિનાં પુષ્પ હાલતાં-ડોલતાં હતાં, અને અનેક પ્રકારનાં જળચર પક્ષિ તેમાં આમોદ-પ્રમોદ કરતાં હતાં. ચારે બાજુ જૂઇ, ચંપો, ચમેલી, ગુલાબ, મોગરો, અશોક આદિ નાના પ્રકારનાં પુષ્પના છોડવા વાવેલા હતા. રંગ-બેરંગી ફુલપર ભ્રમર-યૂથ ઉડયા કરતું હતું, તેમનો " ગણુ, ગણુ " થતો ગુંજારવ અને પક્ષિઓના ગાનથી કર્ણ તૃપ્ત થઇ જતા હતા. ઘણુંજ શાન્તિદાયક અને સુંદર સ્થાન હતું, તેથી પણ અધિક તુલસી અને પુષ્પના છોડવાઓની એક મનોહર કુંજ હતી. ઠાકોરજીની સેવા પૂજાને માટે વૃદ્ધા સ્ત્રીઓ અને પુજારણુ સ્ત્રીઓ હમેશાં એ જ કુંજમાંથી પત્ર-પુષ્પ આદિ લઈ જતાં હતાં. એ વૃક્ષ-રક્ષા મહાદેવી મહાકાળજી અને યત્નપૂર્વક કરતી હતી. રોજ જળસિંચન થાય છે કે નહિ તેની બરાબર દેખરેખ રાખતી. વૃક્ષના મૂળમાં જરી પણ ઘાસ અથવા પાંદડું અને કાદવ-કચરો કંઇ પણ રહેવા પામતું નહિ. આ છોડવાઓને-ઝાડને પાણી પિવરાવવાને માટે કેટલાક નોકરો રાખવામાં આવ્યા હતા; અને અમૂક અમૂક ભાગ દરેકને ઇલાયદો સોંપવામાં આવ્યો હતો, જેથી તેઓ દરેક મહાદેવીને ખૂશ કરવા માટે કૃપા મેળવવા માટે પોતપોતાના સ્વાધિન વૃક્ષ-છોડવાઓની અપૂર્વ સંભાળ રાખતા હતા. ઉક્ત વિશાળ-સુન્દર સ્થાનની ચારે દિશામાં ચાર મંદિર હતાં, દક્ષિણાયન મંદિરમાં ગઢચણ્ડિની મૂર્તિ, પૂર્વમાં ગઢેશ્વર મહાદેવ, ઉત્તરમાં દુર્ગા, લક્ષ્મી, ગણેશ, બ્રહ્મા કાર્તિકેશ્વર અને પશ્ચિમના મંદિરમાં રાધાકૃષ્ણ, શાલિગ્રામ આદિની મૂર્તિયો સ્થાપિત હતી. દેવીના મંદિરમાં સ્તુતિ-પાઠ અને ગઢ ચણ્ડિના મંદિરમાં દેવાર્ચન થતું હતું. અન્ય મંદિરોમાં નિત્ય દેવ-દર્શન, તથા ચરણોદક ગ્રહણ કરીને મહાદેવી પોતાના આવાસ ગૃહમાં પાછી ફરતી હતી.

મહાદેવીએ કેટલાંક ભાતભાતનાં પક્ષિઓ પણ પાળ્યાં હતાં. પરિજન મનુષ્યોમાં જેઓ વૃદ્ધ હતી તેમને 'રાધાકૃષ્ણ" બોલતાં શીખવવા શુક-સારિકાઓ રાખી હતી. પોષિત પક્ષિઓની મીઠી મીઠી બોલી વૃદ્ધાઓનાં "રાધાકૃષ્ણ" નામોચ્ચારણ તથા અનેક પ્રકારનાં ગીત-ગોવિન્દ અને પૌરાણિક કથાઓના મિશ્રણથી કલનિનાદિની સરિતાના " કલ કલ " શબ્દસમાન

અંતઃપુરમાં એક સુમધુર સ્વર ઉત્પન્ન થઇને નિત્યપ્રતિ વાયુમંડળના આન્દોલિત કરતો હતો. અંતઃપુરમાં પુરૂષોને આવવાનો પ્રતિબંધ હતો. ૬૦ વર્ષ ઉપરની અવસ્થાવાળા વૃદ્ધ પણ્ડિત માત્ર પ્રવેશ કરી શકતા હતા. માન્ધાતાના શયન ગૃહની વ્યવસ્થા તેમજ અન્યાન્ય સેવા–સુશ્રૂષાનાં કાર્ય મહાદેવી સ્વયં હાથે કરતી હતી. અન્ય કોઇ તેમાં હસ્તક્ષેપ કરી શકતાં નહિ. જ્યાં સુધી માન્ધાતા ભોજન કરતા નહિ, ત્યાં સુધી મહાદેવી જળ સરખું ગ્રહણ કરતી નહિ. તેના ભોજન કરી રહ્યા બાદ થાળીમાં જે કંઈ અવશેષ પ્રસાદ રહેતો, તેનેજ તે ગૃહણ કરતી. તેમાં પણ એક વિશેષતા હતી. જે પદાર્થને માન્ધાતા સ્પર્શ કરતા નહિ, તે પદાર્થની તે ગંધ સુદ્ધાં લેતી નહિ. મહાદેવી પતિની આજ્ઞાનું કદિ ઉલ્લંઘન કરતી નહિ. હા, એક બાબતમાં લાચાર હતી. માન્ધાતાના ના કહેવા છતાં પણ તે બે–ત્રણ કલાક પતિની પદસેવા કર્યા શિવાય કોઇ દિવસ શયન કરતી નહિ. પતિ નિદ્રાવશ થયા બાદ પોતે પતિ–પ્રભુ નામ સ્મરણ કરતાં નિદ્રાધિન થતી. દેવ–બ્રાહ્મણ પર મહાદેવીની અચળ ભક્તિ હતી—અટલ અનુરાગ હતો. ગમે તેમ પણ પ્રાણીમાત્ર પર તેને જે દયા–મમતા હતી, તેવી દયા–મમતા બહુજ થોડાં માણસોમાં જોવામાં આવે છે. પરન્તુ તેનો આંતરિક સ્નેહ તથા તેની આંતરિક શ્રદ્ધા–ભક્તિ સ્વામી ઉપરજ હતી. સ્વામી એ એકજ તેનું જ્ઞાન–ધ્યાન, સ્વામી એ એકજ માત્ર તેના ઇષ્ટદેવ, સ્વામી એજ તેનો જીવન–જપ મંત્ર તથા સ્વામીજ માત્ર તેનું સર્વસ્વ હતું. તેના જેટલા જપમન્ત્ર, દેવાર્ચન આદિ થતા હતા, તે સર્વ સ્વામીની મંગળ કામનાને માટેજ, તથા ગૃહસ્થ ધર્મનાં કર્તવ્યપાલન, તે પણ તેના સંતોષ–સાધનને માટેજ કરતી. પરિજનોની સુખ–સ્વચ્છંદતા તરફ એ કારણથી તે સાતિશય લક્ષ્ય આપતી હતી કેઃ પોતે સ્વામીની આશ્રિત હતી. ઘર–આંગણાંને સ્વચ્છ પણ એટલાજ માટે રખાવતી હતી કેઃ ત્યાં આગળ સ્વામી નિવાસ કરતા હતા. સંક્ષેપમાં એટલું કહેવુંજ યથેષ્ટ છે કેઃ મહાદેવી સ્વપ્નમાં પણ પોતાને સ્વતંત્ર સમજતી નહોતી. એનો દૃઢ સિદ્ધાન્ત એજ હતો કેઃ મન, પ્રાણ, શરીર, ધન, સંપત્તિ, નોકર–ચાકર જે કંઇ છે તે સર્વ સ્વામીનુંજ છે. એ ઉપર આપણો કંઇજ અધિકાર નથી. હા, તેમની તરફથી

પ્રતિનિધિ સ્વરૂપે તેની વ્યવસ્થા કરવી એ પોતાનો ધર્મ છે. પ્રત્યેક વસ્તુઓ સરળ તેમજ નિષ્કપટ હૃદયથી સ્વામીની સેવામાં અર્પણ કરી દેવી જોઇએ, તેમાંજ તે પોતાનું પરમ કર્તવ્ય સમજતી હતી. બીજી તરફ માન્ધાતાનો વ્યવહાર પણ મહાદેવી તરફ તેથી પણ વધારે ઉજળો-પ્રશંસનિય હતો, તે પણ મન, વચન અને કર્મથી પત્નીને જે પ્રકારે સંતોષાનંદ અર્પિ શકાય તે પ્રમાણે વર્તવાને તલભાર ચૂકતો નહિ. તે એક પત્નીવૃત ધારી નૃપકુળ ભૂષણ નૃપેન્દ્ર હતો. રાજાઓમાં એવો દામ્પત્ય સ્નેહ ઘણોજ થોડો-ભાગ્યેજ જોવામાં આવે છે! શાન્તિ અને સુખ સાધનને માટે ઉભય પતિ-પત્ની સહયત્ન કરવાથી કોઇ પણ પ્રકારે મનોમાલિન્ય થવાનો સંભવ હોયજ નહિ. સદૈવ સ્વર્ગીય સુખ-શાન્તિ પ્રસરી રહેતી. એટલું કહી દેવું વ્યાજબીજ છે છે કે: માન્ધાતા અને મહાદેવી ઉભય દંપતિ "એક પ્રાણ અને બે દેહ" હતા. આવી શાન્તિ, આવું સુખ, આવા મધુમય સદ્‌વ્યવહાર, આવો સમસ્ત સામગ્રીપૂર્ણ ભણ્ડાર તથા આવો દૈવી દામ્પત્ય પ્રેમ, નેમ, દયા, દાક્ષિણ્ય, પારસ્પરિક સહાનુભૂતિ અને મમત્વ રાજાઓના અંતઃપુરમાં કોઇ સ્થળે જોવામાં આવતા નથી.

પુણ્યવતી, ગુણવતી, શ્રીમતી મહાદેવીના સંસર્ગથી શ્રીમાન્ માન્ધાતાનું અંતઃપુર સાક્ષાત્ સ્વર્ગ ધામ સરખું થઇ રહ્યું હતું. એજ કારણથી સંતાનના અભાવનો ક્લેશ તે દંપતિનાં હૃદય સુધી પહોંચી શકતો નહિ.

---

# સપ્તમ પરિચ્છેદ.

## પરિવર્તન.



પ્રત્યેક મનુષ્ય કહે છે કે: દિવસો જોતજોતામાં-આંખ મીંચીને ઉઘાડતામા ચાલ્યા જાય છે તે પાછા આવતાજ નથી ને! જાણે સૂર્ય ઉગ્યો કે આથમ્યો, વારૂ પણ એ દિવસો જાય છે ક્યાં? દિવસ પર દિવસ, માસ પર માસ, ઋતુ પર ઋતુ, અને આખાં વર્ષનાં વર્ષ આવે છે

અને જાય છે. હા, પરિવર્તન માત્ર થયા કરે છે. આજ જે સૂર્યને અમે અસ્તાચળના ગર્ભમાં છૂપાતો—સંતાતો જોઇએ છીએ, એજ સૂર્યને અમે કાલે ઉદયાચળના શિખર પર વિરાજીત થતો જોઇશું. માત્ર તે વડેજ રાત અને દિવસ બને છે. દિવસ કંઇ ચાલ્યા—નાસી જતા નથી—એ કંઇજ જતા નથી, માત્ર દિવસ અને રાતનું પરિવર્તનજ થયા કરે છે. સૃષ્ટિના આદિ કાળથી જે દિવસ અને જે રાત હતાં, તેજ રાત અને તેજ દિવસ આજે પણ છે, અને પ્રલય કાળ પર્યંત તે જેમને તેમ કાયમજ રહેશે. કુમ્ભારનો ચાક કંઇજ જતો નથી, તે પોતાના એકજ—નિશ્ચિત સ્થાન પર રહીને માત્ર પરિવર્તનથીજ—ચક્કર ચક્કર ફરીને—હજારો વાસણ તૈયાર કરી દે છે. દિવસ ચાલ્યા જતા નથી પણ અમેજ જઇએ છીએ, તમેય જાઓ છો—અને વળી જાય છે અખિલ સંસારનાં સમસ્ત પ્રાણી. અમે ક્ષુદ્ર પ્રાણીની બાલ્ય, કિશોર, વાર્દ્ધક્ય આદિ અ---ાઓ અને સુખ—દુઃખ, ધન—સંપત્તિ, ખ્યાતિ—પ્રતિષ્ઠા, અધિક તે શું ! પ્રાણ પર્યંત—ધીરે ધીરે પ્રલય, પયોદધિમાં સમાઇ જવાને માટે અવિશ્રાન્ત રૂપે ચાલ્યા જાય છે. દિવસ અને રાત એ ઉભય કાળ ચક્રનાં ઉપર નિચેનાં બે પડ છે. તેની વચમાં પડીને અનાજ રૂપી પ્રાણી ગણ નિત્ય પ્રતિ દળાયા—લોટ થતા જાય છે. પ્રત્યેક પળે અવસ્થાન્તર થએ જવું, એ અનંત પ્રભુનાં અનંત—બ્રહ્માંડની એક સનાતન વિધિ છે. અય ! મદોન્મત્ત, ક્ષમતાશાલી, પ્રભુતાવાન ધનકુબેર ! તું આ સંસારના એ દુર્લંઘનીય પરિવર્તન—જનિત કઠોર નિયમને એકદમ ભૂલીશ નહિ. અય ! વિપદ્ ગ્રસ્ત, રોગ વ્યાકુળ, યંત્રણા પીડિત્ સંસાર—વિરાગી માનવ ! તું નિશ્ચય સમજ કે હમેશાં સ્થીતિ એક સરખી—સમાન રહેતી નથી. સંસારી રોગ—દુઃખ અને યંત્રણાઓની પણ પરિસિમા છે. એક દિવસ જે છે તે બીજેજ દિવસે—બીજીજ પળે ચાલ્યાં જાય છે. સંસારમાં પરિવર્તન શીલ છે.

સંસારમાં નિવાસ કરનારાઓને અર્થ નાશ, બન્ધુ વિયોગ, સ્વાસ્થ્ય હાનિ, વગેરે અનેક પ્રકારની વિપત્તિઓએ અદ્રષ્ટ—સૂત્ર મુજબ એક પછી એક આવ્યેજ—પડેજ જાય છે. જેવી રીતે આકાશમાંથી વરસાદ—પડી જળ પ્રવાહના રૂપે સમુદ્રને જઇ મળે છે; એજ પ્રમાણે અનેક વિપત્તિઓ પણ

ધીરે ધીરે ચાલી જાય છે, પરન્તુ જે ગઇ તે તો ગઇ, તે ફરી પાછી આવતી નથી. અમારા જીવનમાં જે કંઇ સુખ–દુઃખ, પીડાઓ આવે જાય છે, તે જો અમારા પર જીવન પર્યંત સ્વાર થઇને રહે તો અમારૂં જીવન કેવું દુઃખમય અને ભારરૂપ થઇ પડે! સુખ અને દુઃખમાં જે ભિન્નતા છે, તેનો અનુભવ કરવા ખાતર નીતિનિપૂણ ચતુર વિધાતાએ વિસ્મૃતિરૂપ આવરણની અદ્દભૂત–અલૌકિક રચના કરી છે! અમારા શરીર પર દુઃખરૂપી આઘાતથી જે સચોટ ચોટ લાગે છે, તે ચોટની જગાએ જ્યારે વિસ્મૃતિ રૂપી પ્રલેપ લાગી જાય છે, ત્યારે તેની વ્યથા–પીડા આસ્તે આસ્તે ઓછી થવા માંડે છે. જ્યારે આઘાત સમૂળગો રૂઝાઇ જાય છે, ત્યારે ચિહ્ન સ્વરૂપ એ દુર્ઘટનાનું સ્મરણ માત્ર રહી જાય છે; તેમાં કંઇ વ્યથા રહી જતી નથી. જે જનની આજ પુત્ર–શોકથી વ્યાકુળ બની ગઇ છે, અન્ન–જળનો ત્યાગ કરી માત્ર મૃત્યુનો જપ–મંત્ર જપતી તેનાજ ધ્યાનમાં બેઠી છે, તેના વદન પર અમે કોઇ ને કોઇ દિવસ હાસ્યની રેખા અવશ્ય જોઇશું. પોતાના જીવન–પ્રાણ સ્વરૂપ હૃદય–દેવતા સ્વામીથી બેનસિબ બનેલી વિધવા પત્ની અમે પ્રત્યેક સ્થળે પ્રત્યક્ષ જોઇએ છીએ. તે પતિની હયાતીમાં કેવાં સ્નેહ–માધુર્ય ભર્યા, મમતાયુક્ત વાક્યો ઉચ્ચારી પતિ હૃદય પર દૈવી પ્રેમની અપૂર્વ છાપ પાડતી હશે! અમે નથી માની શકતા કે આ દુનિયામાં એવી એકપણ સ્ત્રી નહિ હોય કે જેણે પતિને એમ નહિ કહ્યું હોય કે તમારો વાળ વાંકો થાય તો હું આ દુનિયામાં જીવન ધારણ નહિ કરી શકું! શું પતિના અવસાન પછી એ સતી સ્ત્રીઓએ પતિની સાથે પરલોક ગમન કર્યું છે કે? અરે! એક વર્ષને અંતરે પણ વિજોગ વ્યાધિથી પીડાઇ એવી કેટલી વિધવા પ્રમદાઓએ પ્રાણ ત્યાગ કર્યા છે? જવા દો એ અપ્રાસંગિક વાત. માત્ર એટલુંજ કહેવું પડશે કે આ પરિવર્તનશીલ સંસારમાં કોઇપણ વસ્તુ સ્થિર નથી.

વારૂ, જરી પેલી વિદેશિની–રમણીની અવસ્થા તો જુવો. પહેલાં તો એને બિલકુલ સંજ્ઞાહિન અવસ્થામાં લાવવામાં આવી નહોતી તે આવી શકતી, કિંવા મ્હોડેથી એક વાત સરખી પણ કરી શકતી નહોતી. તેને લાવી દુર્ગમાં આશ્રય આપે આજ પૂરા છ મહિના થયા છે. તે દરમિ-

યાન તેની અવસ્થામાં કેટલુંક પરિવર્તન થઇ ગયું છે. પહેલે દિવસે પરિચા-
રિકાઓ તેની અજ્ઞાત અવસ્થામાં અંતઃપુરમાં લઇ ગઇ. દયાવતી મહાદેવીએ
જ્યારે તેની શોચનીય સ્થિતિ જોઇ, તથા તેનાપર ગુજરેલી મહાન આ-
ફતોની કથા સાંભળી, ત્યારે તેની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તેના
અપ્રતિમ સૌન્દર્ય, સુકુમારિતા અને તરૂણાવસ્થાને જોઇ તેને અતિશય કષ્ટ
થયું. તેણે સ્વયં પોતાને હાથે તેના કોમળ વદનકમળને સ્પર્શ કરી અનેક
રીતે તેને શાન્ત્વન આપ્યું છે. પલકહિન, અશ્રુરહિત નયનવડે એ રમણી
મહાદેવી તરફ જોઇ રહી. તેના હૃદયના ભાવ, તેની આંતરિક વ્યથા, તેના
વદનપરથી સ્પષ્ટ સમજાય છે. પોતાને લીધે મહાદેવી પણ સરખીજ સમાન
વેદના અનુભવે છે એ જોઇ તે સ્ત્રી માત્ર રોઇ રહી! કેટલાએક દિવસ પર્યંત
સહજ વાતચિત પણ કર્યા શિવાય તે માત્ર રડતીજ રહી. તેને રડતી જોઇ
મહાદેવી પણ પોતાની આંખમાંથી નિકળતાં અશ્રુ રોકી શકતી નહિ; તે
પણ તેની સાથે માત્ર રડયાજ કરતી. એ જોઇને વિદેશિની મહાદેવીના સંતો-
ષને ખાતર ધૈર્ય ધારણ કરી ચૂપ રહી જતી હતી, અને તેના સમ્મુખ કોઇ
દિવસ આક્રંદ કરતી નહિ; પરન્તુ ક્વચિદ્ ક્વચિદ્ કંઇક વિચાર સ્ફુરી
આવતાં તે બિચારીથી રડી જવાતું. મહાદેવી તેને ઘડીક પણ અળગી કરતી
નહિ, તેને પોતાની આંખો સ્હામે રાખીને તેની બરાબર કાળજીપૂર્વક સંભાળ
રાખતી હતી. મહાદેવીના માનની ખાતર હૃદયના ઉભરાને દબાવી તે રોતી
તો નહિજ પણ તેના શરીરપર તે બિલકુલ લક્ષ્ય આપતી નહિ. મહાદેવી
જાતે આવીને મહામહેનતે અત્યાગૃહ પૂર્વક તેને ખવરાવતી. એ કેવળ આ-
ગ્રહથી તથા મહાદેવીને સંતોષવાને ખાતર થોડુંક ખાઇ લેતી. પરિચારિકા-
ઓ જબરદસ્તીથી તેને શરીરે તેલ ચોળી સ્નાન કરાવતી, તથા તેના માથામાં
તેલ વગેરે નાખી મહા યત્ન પૂર્વક તેની વેણી વગેરે ગુંથતી. તે માત્ર
પોતાની ઇચ્છાથી હમેશાં સ્નાન કર્યા બાદ એક કંકુનો ચાંલ્લો બરાબર
કપાળના મધ્ય ભાગમાં કરતી. પરમ સૌભાગ્યવતી તો સર્વાંશે તે સમયેજ
તે જણાતી. એ દિવસોમાં મહાદેવી જાતે કંઇ પણ કાર્ય કરતી નહિ. પ્રત્યેક
કામ તે વિદેશિની દ્વારાજ કરાવતી હતી. એવુંજ સમજાય છે કે તેના

ચિત્તને પ્રસન્ન રાખવા માટે તે તેને કામ કરવાની આગ્રહ પૂર્વક ફરજ પાડતી. અન્નના કોઠારથી તે ધનના ભંડાર સુધીની વ્યવસ્થા તેજ કરતી હતી. તે સર્વેની વ્યવસ્થા કરવાની તેનેજ સોંપવામાં આવી હતી. મહાદેવીની આજ્ઞાનુસાર અંતઃપુરમાં વસતી પ્રત્યેક વ્યક્તિ તેને રાજકુમારી તરીકે માન આપતાં, અને તેની આજ્ઞાનું યથાર્થ પાલન કરતાં. સર્વ સાધારણ માણસોએ મનમાં નિશ્ચય કર્યો હતો કેઃ મહાદેવીએ તેને પોતાની ધર્મ પુત્રી તરીકે સ્વીકારી છે અથવા તેનો એવોજ કંઇક વિચાર હશે. વિદેશિની પણ માન્ધાતા તેમજ મહાદેવીને પિતા—માતા કહીને બોલાવતી. સમયપર મહાદેવીના વાત્સલ્ય ભાવને આધિન થઇ વિદેશિનીએ પુછવાથી પોતાનો યથાર્થ સર્વ પરિચય કરાવ્યો કેઃ મ્હારૂં નામ " લક્ષ્મી " છે. હું ક્ષત્રિય કન્યા છું. રૂહેલખંડ જીલ્લાના સિંહાન નામક ગામમાં મ્હારૂં ઘર હતું. મ્હારા પિતાનું નામ ધોકલસિંહ હતું, અને તેઓ એ ક્ષુદ્ર ગામના અધિકારી—માલિક હતા. મ્હારા સિવાય તેમને એક પણ સંતાન નહોતું, અને આખર હુંજ તેમની ઉત્તરાધિકારિણી હતી, અને મ્હારા સ્વામીની સાથે હું સદૈવ પિયરમાં જ રહેતી હેતી. " એ સઘળી કથા સર્વ અંતઃપુરવાસીઓને કાને પહોંચી હતી. કહેવત છે કેઃ " વાત તો વાયરે ઉડે. "

પરિચારિકાઓ—સાહેલિઓએ અનેક વખત તેના સ્વામીનું નામ પૂછયું; પણ લક્ષ્મી કશુંય કહેતી નહિ. તે તો માત્ર આકાશ તરફ હાથ લાંબા કરી અતિશય આક્રંદ કરવા મચી જતી! વખતો વખત દીર્ઘ નિશ્વાસ મૂકતી. તેને રોતી જોઇ કોઇ તેને વધારે પૂછપરછ કરવાનું લેશ પણ સાહસ કરી શકતું નહિ. દરેક જણે અનુમાન કર્યું હતું કેઃ હો ન હો પણ તેના પતિનું નામ સૂર્ય—ચંદ્ર અથવા નક્ષત્રાદિમાંથી એક હશે. યાત્રા વિષયક પૂછપરછ કરતાં તેણે સમજાવ્યું કેઃ મ્હારા પિતાને કોઇ સંતાન તો હતુંજ નહિ. જ્યારે તેમણે જાણ્યું કે ઘણો કાળ ગયા છતાં પણ એકે સંતાન થયું નહિ ત્યારે સપરિવાર શ્રી જગદિશ ભગવાનનાં દર્શન કરવાને માટે તેમણે શ્રી જગન્નાથ પુરી—ધામમાં જવાનો વિચાર કર્યો. માર્ગમાં ગોડીખાલ ધર્મશાળાની નજીક જે દુર્દશા થઇ તે તો સર્વેથી જાણીતુંજ છે.

લક્ષ્મી હવે રડતી નથી એ એક ઠીક છે પણ તેના વદનમંડળ પર અહોનિશ ઉદાસિનતા છવાયલી રહે છે, તથા તે મેઘાવૃત ચંદ્રમા સમાન નિસ્તેજ રહ્યા કરે છે. શરૂવાતમાં તો મહાદેવી તેનું સૌન્દર્ય તથા તેની અવસ્થા જોઇને તેના ઉપર દયાભાવ બતાવતી હતી; પણ હવે તો તેના ગુણથી તે મુગ્ધ બની ગઇ છે. લક્ષ્મી મહા સુશિલા તથા લજ્જાવતી છે. જ્યારથી તેને અંતઃપુરમાં તેડી લાવવામાં આવી છે, ત્યારથી તેણે કોઇને ઉંચે સ્વરે એક શબ્દ સરખો કહ્યો નથી, તથા કોઇને અરૂચિકર થઇ પડે તેવું એક પણ કાર્ય તેણે કર્યું નથી. પરિજન મનુષ્યો સર્વે તેની પાસેજ બેસી રહેતાં, પરંતુ જ્યારે તેને કંઇ કામ કરવાનુ સુઝી આવતું, ત્યારે તે તે કામ અન્ય કોઇને કરવાની આજ્ઞા કરતી નહિ, પણ તે કામ કરવાને પોતેજ તૈયાર થતી હતી. પરિજન તેને લેશમાત્ર કામ કરવા દેતાં નહિ. તેનો તેમને એટલો ભય રહેતો કેઃ તેઓ બિચારાં અગાઉથી સૌ કાર્ય યથોચિત કરી રાખતાં હતાં. તેના સદાચરણથી સર્વે કોઇ તેનામાં અંજાઇ ગયાં હતાં; અને તેથીજ તેની સાથે ઠઠ્ઠા—મશ્કરી કરતાં પણ કેટલીક સમવયસ્ક પરિચારિકાઓ ડરતી હતી. ધાર્મિક કાર્ય પર લક્ષ્મીનો અટલ અનુરાગ હતો. એકાદશી વ્રતથી તે ઠેઠ અન્ય સર્વ વ્રતોનું તે નિયમપૂર્વક પાલન કરતી હતી. ગઢચણ્ડિના મંદિ-રમાં જપ—પૂજન કરવામાં તેનો ઘણો સમય વ્યતીત થતો હતો.

મહાદેવીની દયા અને કરૂણાને લીધે લક્ષ્મી પોતાનું દુઃખ કંઇક અંશે ભૂલી ગઇ હતી. એક દિવસ જમવાની વખતે પ્રસંગોપાત વાતચિત કરતાં માન્ધાતાએ મહાદેવીને કહ્યું કેઃ " ગોડીખાલની દુર્ઘટનામાં જે વીર યુવકોએ પોતાના વિરત્વનો સ્વાદ મરાઠાઓને ચખાડયો હતો તેમાંના કેટલાએક જીવિત હોવાનું સંભળાય છે. તેની શોધ કરવા મ્હેં કેટલાએક સિપાહિઓને મોકલ્યા છે. ચાહે તેટલું ખર્ચ થશે, અતુલ પરિશ્રમ પડશે તોપણ તેઓની શોધ અવશ્ય હું મેળવી શકીશ ! "

તુરતજ તે વાત લક્ષ્મીના કર્ણ સુધી પહોંચી. તેણે કોઇને કંઇ પણ કહ્યું તો નહિ, પણ એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. અગાધ સમુદ્રના ગર્ભમાં ડુબતી એક નૌકાના નાવિકની દ્રષ્ટિ કોક દૂર ચાલી જતી બીજી નૌકા પર પડતાં તેને જેટલો

હર્ષ થાય છે અને તેને પ્રાપ્ત કરવાને તે જેટલો વ્યગ્ર બની જાય છે; તદનુસાર એ સમાચાર સાંભળીને લક્ષ્મી પણ ભવિષ્ય–સમ્મિલનની આશામાં મગ્ન રહેવા લાગી. એ દિવસથી પોતે સદૈવ તેનાજ ધ્યાનમાં નિમગ્ન રહેતી હતી, તથા ગઢ-ચણ્ડિના મંદિરમાં અધિક સમય સુધી પાઠ–પૂજા વગેરે કર્યા કરતી હતી. મંદિરની પૂજારણ જ્યારે તેના લલાટમાં દેવીની પ્રસાદી રૂપ કુમકુમનો ચાંદલો કરતી ત્યારે તે મહાહર્ષપૂર્વક તેને વધાવી લેતી. એ કુમકુમના બિન્દુથી તેના મુખની સ્વાભાવિક કાન્તિ તેથી પણ અધિક વધી જતી, અને તેનાં નેત્ર પણ એ નીલ–કમળ સમાન અપૂર્વ રમણીય જણાતાં હતાં.

સંસારમાં પ્રાણીયોના પ્રવાહને અખંડ રાખવા માટે કૌશલ્યમય વિધાતાએ મનુષ્યના હૃદયમાં, વિશેષ કરીને–નારી–જાતિના હૃદયમાં, સંતતિ સ્નેહને સંપૂર્ણ-પણે ભરી રાખ્યો છે. મહાદેવીના હૃદયમાં પણ સંતતિ સ્નેહની જે સ્વાભાવિક વૃત્તિ હતી, તે આટલા સમય પર્યંત અવસર પ્રાપ્ત નહિ થવાથી પ્રકટ નહોતી થઇ; પણ હમણા લક્ષ્મીને મેળવવાથી તેના હૃદયનો એ સંતતિ–સ્નેહ પ્રવાહ ભગ્ન સેતુના મૂળમાંથી રોકાએલા જળ પ્રવાહ સમાન એકદમ પ્રવાહિત થવા લાગ્યો. તે લક્ષ્મીને પોતાના પ્રાણથી પણ અધિક માનવા લાગી.

માન્ધાતાના મુખમાંથી આશાજનક બીના સાંભળીને, મહાદેવીને સંપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થયો કે: **લક્ષ્મીનો સ્વામી અવશ્ય જીવિત છે.** તેને દૃઢ વિશ્વાસ હતો કે: **સચ્ચરિત્રા ધાર્મિક સ્ત્રીના જીવનાકાશમાં વિહ-રતા ભાગ્યચંદ્રમાં વૈધવ્યરૂપી દુ:ખનું દુષ્કલંક કદિય સંભવેજ નહિ.** જ્યાં ત્યાં એ વાત પ્રસરી રહી કે: માન્ધાતા અને મહાદેવીની ઇચ્છા લક્ષ્મીને પુત્રી બનાવીને, તેના સ્વામીનો પત્તો લાગ્યા બાદ તેનોજ પોતાની ઉત્તરાધિકારિણી–દત્તકપુત્રી–તરીકે સ્વીકારવાની છે.

વાંચક ! તો તો વિદેશિનીના નસિબની બલિહારીજ ઓસો !
ધન્ય ! વિદેશિની ! ધન્ય ! ત્હારૂં નસિબ !



# અષ્ટમ પરિચ્છેદ.

## પણ્ડિત શિવશંકર માલવીર.



પણ્ડિત શિવશંકર માલવીર એ એક મહારાદિષ્ટ્રય બ્રાહ્મણ હતા. સંસ્કૃત તેમજ માતૃભાષા પર તેમનો સારો કાબુ હતો. કાવ્ય, નાટક, અલંકાર, ષટ્ દર્શનશાસ્ત્ર તેમને કંઠાગ્ર હતાં. વિશેષ કરીને દૂત-સલાહકારના કામમાં પણ્ડિતજી સુનિપુણ હતા. સંભળાય છે કેઃ તે સમયે એ કામને માટે એમના જેટલી યોગ્યતાવાળો બીજો એક પણ માણસ નહોતો. પોતે ઉત્કલના રાજાઓની સાથે સંધિ-સલાહ સ્થાપિત કરવાને માટે નાગપુર દરબારમાંથી નિમાઇ આવ્યા હતા. દશ પલ્લાના ભંજ, બાંકીના શ્રીચન્દન, તિગિરિઆના ચમ્પતિ, નીલગિરીના હરિચન્દન આદિ દુર્ગપતિઓએ તેના વાક્ય-કૌશલથી અંજાઇ રઘુજીની આધિનતાનો સ્વીકાર કર્યા પછી સંધિ-પત્રો ઉપર સહી કરી આપી હતી. ફોજદાર ભાસ્કર પંડિત પોતાના શસ્ત્ર-બળથી ઢેંકવાનાળના અધિશ્વર પર વિજય પ્રાપ્ત કરી શક્યા નહોતા. ઉલટા પરાજય પામીને પાછા ફર્યા હતા, તેથી મહારાષ્ટ્ર-ગૌરવના ચંદ્ર પર કલંકની કાલિમા લાગી હતી. પરંતુ ધન્ય! શિવશંકર માલવીર! જેના સાધારણ વાક્ય-ચાતૂર્ય પર મુગ્ધ બની ઢેંકવાનાળના અધિપતિએ સંધિપત્ર પર સહર્ષ સહી કરી આપ્યાનું સંભળાય છે. રાયવણિક દુર્ગના અધિશ્વર શ્રી રાયરાઘવ રાયસિંહ જગદ્દેવ વૈરીગંજન માન્ધાતાએ અદ્યાપિ પર્યંત ભોંસલેની આધિનતા સ્વીકારી નહોતી. એ મરાઠાઓના શત્રુ-પક્ષમાં રહી, તેમનું દમન કરવામાંજ રચ્યાપચ્યા રહ્યા હતા. ઉત્કલથી બંગાળામાં પ્રવેશ કરવાને માટે રાયવણિક દુર્ગ એ એક કિમતી દ્વાર હતું. દુર્ગેશ્વર માન્ધાતા મહાન ક્ષમતાશાળી અને રણ-કૌશલમાં અપૂર્વ નિપુણ હતા. તેમના અધિકારમાં પચાશ હજાર સાહસિક રણ-નિપુણ શૂરવીર હતા. ઉત્કલના શિર્ષ ભાગમાં મરાઠાઓના પ્ર-

બળ શત્રુ નિવાસ કરતા હતા, તેથી ઉત્કલને કેટલેક અંશે આધિન બનાવ્યા છતાં તેઓ નિશ્ચિંત રહી શકતા નહિ. ફોજદાર ભાસ્કર પંડિતને કોઇ પણ પ્રકારે પોતાના કાર્યમાં સફળતા પ્રાપ્ત થઇ નહિ, ત્યારે છેલ્લે ઉક્ત કાર્ય-પરત્વે કંઇક કિસ્સા લડાવવા—સલાહ કરાવવા—શિવશંકર માલવીરને મોકલવામાં આવ્યા.

ઠીક, બરાબર સાયંકાળે દૂતવર શિવશંકર માલવીર રાયવણિક દુર્ગના મુખ્ય વીર સમ્મુખ આવી ઉપસ્થિત થયા. રાજ્યગુરૂ વનમાળી વાચસ્પતિ, પુરોહિત પુરૂષોત્તમ રથ, ગોપાલ પ્રધાન આદિ રાજકીય પુરૂષોએ તેમનું સારી રીતે સમ્માન કર્યું અને અતિ આદરપૂર્વક તેમને દરબાર ભુવનમાં લઇ ગયા.

માન્ધાતા સિંહાસન પર વિરાજીત હતા. ચો તરફ રાજકર્મચારી પુરૂષો યથાનિયમ પોતપોતાના સ્થાન પર બેઠા હતા. શ્રી માન્ધાતાના જમણા હાથ સ્વરૂપ, દક્ષિણ ભાગમાં રાજ્યગુરૂ, પુરોહિત, મંત્રિ આદિ અન્યાન્ય નિર્ધન બ્રાહ્મણો તેમજ અમલદાર વર્ગ પૈકીના કેટલાકનાં આસન હતાં. એ સર્વના મધ્ય ભાગમાં યશોચિત સ્થળે દૂત-શ્રેષ્ટ માલવીરને સ્થાન ગ્રહણ કરવા કહ્યું. તે બ્રાહ્મણ હતા. માન્ધાતાએ માનપૂર્વક તેમને પ્રણામ કર્યા. પંડિતે બે હાથ ઉંચા કરી ઉભે ઉભે આશિર્વાદ ઉચ્ચાર્યોઃ—

" **कण्ठे यस्य बिराजितं च गरलं, शीर्षे च मंदाकिनी;**
**बामांगे गिरिजाननं कटितटे, शार्दूल चर्माम्बर ।**
**माया यस्य रुणादि विश्वमखिलं, पायात् शिवःशंकरो;**
**जम्बूवज्जल बिन्दुवज्जलजवज्जम्बाल वज्जालवत् ॥** "

તેઓ બોલ્યા કેઃ—

" જે ચંદ્રશેખર ભગવાનના કણ્ઠમાં જમ્બુફળ (જાંબુ) સમાન ગરલ (વિષ), મસ્તિષ્ક પર જળ સ્વરૂપ મંદાકિની, વામ ભાગમાં સુકોમળ—સુંદર કમળ સમાન પાર્વતિનું વદન કમળ અને કટિ પ્રદેશપર કર્દમની તુલ્ય વ્યાઘ્ર-ચર્મ શોભી રહ્યું છે, અને જેનું માયારૂપી આવરણ—જાલ સમસ્ત—અખિલ સંસારમાં પ્રસરી—છવાઇ રહ્યું છે, એવા અમંગળને દૂર કરનારા શ્રી સદા-શીવ—મંગળકારી મહાદેવજી આપનું સદૈવ સંરક્ષણ કરો ! "

એટલું કહી, સર્વને પુનઃ પ્રણામ કરી માલવીર પંડિતે પોતાનું સ્થાન ગ્રહણ કર્યું. સભા નિસ્તબ્ધ થઇ ગઇ. સૌ કોઇ દૂતની સ્હામે જોવા લાગ્યા. સ્થાન ગ્રહણ કરી, દૂતે એક વાર માન્ધાતા તરફ જોયું પછી સર્વ સભાસદો તરફ નજર ફેરવી લીધી. ત્યારબાદ તેણે ગંભિર ભાવથી સભાગૃહનું શાન્ત ભાવથી નિરીક્ષણ કર્યું અને ઘડીભર મૌન્ય ધારણ કરી નીચું માથું કરી જમીનપર કંઇક જોઇ રહ્યા.

ઉભય પક્ષની કુશળતા તથા રાજ્યના મંગળ સમાચારના વિષયમાં અરસપરસ પ્રશ્નોત્તર થઇ રહ્યા બાદ દૂતે માન્ધાતા પર દ્રષ્ટિ ફેંકી કહ્યું:—

" यदा यदाहि धर्मस्य, ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य, तदान्मानं सृजाम्यहम् ॥

હે ! દુર્ગેશ્વર ! અને સભાસદવૃન્દ સાંભળો:

" સંસારમાં જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મની અતિવૃદ્ધિ થાય છે, ત્યારે હું અવતાર ધારણ કરીને પોતાને પ્રકટ કરૂં છું. એ ભગવાનના શ્રીમુખનું સર્વ માન્ય સત્ય કથન છે. તેઓ ફરી પણ કહે છે કે:—

" परित्राणाय साधूनां, विनाशाया च दुष्कृतां ।
धर्म संस्थापनार्थाय, सम्भवामि युगे युगे ॥ "

અર્થાત્ " ધર્મનિરત સાધુજનોના પરિત્રાણને માટે અધર્મિ—પાપિજનોના વિનાશને અર્થે અને સત્ય—સનાતન ધર્મનું સૃષ્ટિમાં સ્થાપન કરવાને માટે, હું યુગે યુગે જન્મ ધારણ કરૂં છું. " જુવો! વિચાર કરો. ભગવાનના શ્રીમુખનું એ કથન કદિ અસત્ય નથી.

" આ પૂણ્ય ભૂમિ ભારત વર્ષમાં જ્યારે જ્યારે દુર્વૃત્ત રાક્ષસોએ પ્રબળ બનીને યાગ—યજ્ઞ આદિ વૈદિક ક્રિયાઓને નષ્ટ—ભ્રષ્ટ કરી, ધર્મપરાયણ ધર્માત્માઓ પર અત્યાચાર કર્યો છે, ત્યારે ત્યારે દયાનિધાન ભગવાને—અખિલ નાયકે—અવતાર ધારણ કરી પોતાના ભક્ત જનોનું સંરક્ષણ કર્યું છે. ખરેખર ! ભક્તને માટે ભગવાન જે નહિ કરે તે ઓછુંજ છે. ભક્તને માટે સમય પર ભગવાન પોતાના દેહનું ભાન પણ ભૂલી ગયા છે ! જુવો ! તે પરમાત્મન્ શ્રીસુખે કહે છે કે :

**नाहं तिष्ठामि वैकुंठे योगिनां हृदयेनच ।**
**मद्भक्त्या यत्र गायंति तत्रातिष्ठामि नारद ॥**

"અહાહા ! એજ ભક્તપ્રિય ભગવાને રામાવતારમાં રાવણનો વિનાશ કર્યો. કંસ, જરાસંધ, શિશુપાળ આદિ પશુવત્ આત્માઓએ દ્વાપરમાં પોતાના અધર્માચરણવડે ધર્માત્માઓને અત્યંત કષ્ટ આપ્યું. તેથીજ માત્ર ભગવાનને કૃષ્ણાવતાર લઇ તેમનો નાશ કરવો પડયો. એ પરમાત્માનો અભય આદેશ છે કેઃ જ્યારે જ્યારે આ સંસારમાં ધર્મની હાનિ અને અધર્મનો પ્રચાર થશે ત્યારે હું અવશ્યમેવ સાધુજન સંરક્ષાણાર્થે અવતાર ધારણ કરીશ."

"હે માન્ધાતા ! આપ આ પુણ્યભૂમિ ઉત્કલના સમસ્ત રાજાઓમાં અગ્રગણ્ય–ભૂષણરૂપ છો. આપની ધાર્મિકતા, આપનું પાણ્ડિત્ય, તથા અપૂર્વ સાહસ સૌ કોઇ સારી રીતે જાણે છે. ભોંસલેના દરબારમાં જ્યારે ઉત્કલી રાજાઓની ચર્ચા–વાતચિત–નિકળે છે ત્યારે સૌથી પહેલાં આપના નામનોજ ઉલ્લેખ થાય છે."

"આપ શૂરવીર કુળ ચૂડામણી છો. શ્રી કૃષ્ણચંદ્ર ભગવાને ગીતામાં સ્વયં કહ્યું છે કેઃ મનુષ્યોમાં હું રાજા છું. રાજાઓ, વિષ્ણુ ભગવાનના અંશથી ઉત્પન્ન થાય છે. આપ પણ ધુરંધર નૃપતિ વીર છો; જેથી આપ ભગવાન વિષ્ણુ સમાન પૂજનીય છો."

"આપની સભાના જ્ઞાનવાન, મહાસમર્થ વિદ્વાન અને રાજનીતિજ્ઞ સભાસદોનાં નામ મ્હેં અનેક વખત સાંભળ્યાં હતાં, પણ આ ઘડીએ હું તેમને પ્રત્યક્ષ જોઇ ઘણોજ હર્ષિત થાઉં છું. તેઓ સર્વેની સન્મૂખ આ સભામાં મ્હારા જેવા એક ક્ષુદ્ર માનવ પ્રાણીએ વધારે કહેવા જવું એ કેવળ મ્હારી ધૃષ્ટતાનુંજ નિદર્શન છે. પરન્તુ કરવું શું ? પ્રયોજનાનુસાર કંઇક એ શબ્દ કહેવાની જરૂર જણાય છે. આ પુણ્યભૂમિ ભારતવર્ષમાં પરધર્મીઓની પ્રબળતાથી દેવ–બ્રાહ્મણોની મર્યાદા તથા શ્રી શંકરાવતાર ભગવાન શ્રી આદ્ય શંકરાચાર્ય પ્રચારિત વૈદિક ધર્મ વિલુપ્ત થઇ ગયો હતો. કહ્યું છે કેઃ—

**" म्लेच्छ निवहनिधने कलयसि करवालं,**
**धूमकेतुमिव किमपिकरालं ।**
**केशव धृत कल्कि शरीर–"**

"મહારાષ્ટ્ર કુળ કેસરિ મહાત્મા શિવાજી છત્રપતિ વિષ્ણુનો કલ્કિ અવતાર હતા. તેમણે મોગલોનું પતન અને ધર્મનો ઉદ્ધાર કરીને પોતાની માનવલીલા પૂરી કરી છે. જો એ મહાત્માનો જન્મ ન થયો હોત તો, સંદેહ નહિ કે આજે આ વિશ્વપૂજીત–પુણ્યભૂમિ ભારતવર્ષમાં, હિમાલયથી તે કન્યાકુમારી પર્યંત મોગલોનો અધિકાર થઇ ગયો હોત અને શુદ્ધ સનાતન વૈદિક–આર્ય ધર્મનું એક પણ ચિહ્ન સરખું દ્રષ્ટિગોચર થાત નહિ! મહાત્મા શિવાજીએ દિલ્લિશ્વરના કટિપ્રદેશમાં એવો કુઠારાઘાત કર્યો છે કેઃ તે બિલકુલ નિર્વીર્ય થઇ ગયા છે! તેમનું એ અધઃપતન અનિવાર્ય છે. એક વૃક્ષનાં મૂળ જ્યારે નાબૂદ થાય છે ત્યારે તેનાં ડાળાં–પાંદડાં પણ સ્વયં આપોઆપ ધીમે ધીમે નષ્ટ થઇ જાય છે. મોગલોના દિલ્લિનાઃ સિંહાસનની સાથે તેના જેટલા સૂબા અને પ્રદેશ છે તે સહુ ધીમે ધીમે વિનષ્ટ થઇ જશે–એ આપ ખરી ખાત્રીથી માનજો. આ સમયે મોગલોના અધિપત્યનું પતન અને સનાતન હિન્દુ ધર્મના ઉત્થાનનો સંધિકાલ ઉપસ્થિત છે. આપણા હિન્દુ ધર્મ અને હિન્દુ આધિપત્યને અચળ બનાવવાને માટે, પ્રત્યેક હિન્દુ રાજાઓનું કર્તવ્ય છે કેઃ તેઓ આ કામમાં તન, મન, અને ધન દ્વારા યથોચિત સહાય પ્રદાન કરે. ઉત્કલના હિન્દુ રાજાઓમાં આપ અગ્રગણ્ય છો. દેવભૂમિ ભારતવર્ષના પ્રાધાન્ય તિર્થ સ્વરૂપ, પતિતપાવની સર્વ પાપ વિનાશિની–મહાનદી જલ–વિધૌત આ ઉત્કલ ખંડમાંથી મુસલમાન–અધિકારનો નાશ કરી હિન્દુધર્મ અને હિન્દુ રાજ્ય સ્થાપન કરવાને માટે આપ અવશ્ય પ્રયત્ન કરશો. અમારા વરાડ–પતિ સંપૂર્ણ આશા રાખે છે કેઃ આપ એ પુણ્ય કાર્ય અને મહદુદ્દેશ્ય સાધનમાં અવશ્ય તેમની સાથે હાથોહાથ મિલાવશો. આ સમયે ઉત્કલમાં જેટલા રાજાઓ છે તેમણે દરેકે વરાડ–દરબાર સાથે સન્ધિ કરી દીધી છે. વરાડપતિ એવું સ્વપ્ને પણ ધારતા નથી કે ઉત્કલના સ્વજાતિય રાજાઓ પોતાના પક્ષનો ત્યાગ કરી મુસલમાન–પક્ષમાં ભળી જશે. આપ પૃથ્વિરાજ, જયચંદ્ર, પ્રતાપ તથા શાક્તસિંહના સમયથી આજ પર્યંતના હિન્દુ ઇતિહાસ તરફ નજર કરો, એવું આપને કોઇપણ સમયે નહિ મળી આવે કેઃ હિન્દુ જાતિની અવનતિનું કારણ હિન્દુઓના શૌર્ય અને વિર્યનો અભાવ થયું હોય. હિન્દુ જાતિનાં શૌર્ય, વિર્ય, અને રણ–

પાણ્ડિત્ય સમસ્ત સંસારમાં અતુલ છે. પારસ્પરિક વિદ્વેષ એજ માત્ર તેમના પતનનું મૂળ કારણ છે. કુરૂક્ષેત્રનું મહાભારત એ આર્યોના પારસ્પરિક–વિદ્રોહનું જ્વલન્ત પ્રમાણ છે. એ ગઇ–ગુજરી બીનાના અપ્રાસંગિક વિષયમાં માથું મારવું એ કેવળ અનાવશ્યક છે. પરન્તુ હાલ તો પ્રત્યક્ષ ઇશ્વરદત્ત સુયોગ હાથ લાગ્યો છે.”

“આવો, આપણે સર્વ પરસ્પર ઐક્યતાના દ્રઢ સૂત્ર વડે બંધાઇને, એ વિધર્મિ શત્રુઓનો નાશ કરી, આપણી “**स्वर्गादपि गरीयसी**” જનની માતૃભૂમિને સ્વતંત્રતા રૂપી રત્ન પ્રાપ્ત કરાવી આપવા યથાશક્તિ સહાય કરીએ. વરાડપતિના સ્વાર્થની સાથે સાથે એ મહત્ કાર્યમાં પ્રત્યેક ભારત–સન્તાનનો સ્વાર્થ સમાયેલો છે. અમારા સર્વનું લક્ષ્યબિન્દુ એકજ હોવું જોઇએ. એક બીજાનો તિરસ્કાર કરીને લક્ષ્ય ભ્રષ્ટ થવું એ કદાપિ ઉચિત નથી. મહિમાવર ભોંસલેએ મ્હને મ્હોટી આશાએ આપની પાસે મોકલ્યો છે. મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે: આપ એ પવિત્ર–કાર્યને માટે મૈત્રિ સ્થાપન કરવામાં કદિ અસમ્મત નહિ થાઓ.”

આ પ્રમાણે શુદ્ધ સરળ ભાષામાં પોતાનું વક્તૃત્વ સમાપ્ત કરીને દૂત પણ્ડિત શ્રીયુત શિવશંકર માલવીર ચૂપ થઈ ગયા, અને પ્રત્યુત્તર મેળવવાની આશાથી માન્ધાતા તરફ જોવા લાગ્યા.

દૂતના કથનનો ઉત્તર આપવાની ખાતર દુર્ગેશ્વરે રાજ્યગુરૂ વનમાલી વાચસ્પતિ તરફ દ્રષ્ટિ ફેંકી. દુર્ગેશ્વરનો અભિપ્રાય સમજી જતાં રાજ્યગુરૂને કંઇ વિલંબ થયો નહિ. એક બે વાર ખોંખારો કર્યા પછી મહા ધીરતા અને ગંભિરતા પૂર્વક કહેવાનો તેમણે આરંભ કર્યો:—

“દૂતવર ! આજકાલ ભારતવર્ષમાં વરાડનો રાજ્યદરબાર વિશેષ ગૌરવાન્વિત છે. એવા ક્ષમતાશાળી નૃપતિની સાથે મૈત્રી સ્થાપન કરવી એ મહા સૌભાગ્યની વાત છે. તેમણે અમારા દુર્ગેશ્વરની સાથે મૈત્રિ બાંધવાના અભિપ્રાયથી, સુયોગ્ય પુરૂષના હાથમાં કાર્ય–સંપાદનનો ભાર અર્પણ કર્યો છે. આપના ભાષણમાં આપે જે જે બાબત વર્ણવી તે સર્વાંશે સત્ય અને યોગ્ય છે. જો કદિ મહાત્મા શિવાજી છત્રપતિનો જન્મ ન થયો હોત તો એમાં

કંઇજ સંદેહ નથી કે: આજ અમારા પવિત્ર આર્ય-હિન્દુ-ધર્મનું સત્યાનાશ વળી ગયું હોત! અરે! તેનું ચિહ્ન સરખુયે નજરે ના આવત! મોગલોના વિનાશને અર્થેંજ એ શ્રી શિવાજી છત્રપતિ સ્વયં વિષ્ણુ-ભગવાનનો અવતાર હતા—એ વાતને લખી-વાંચી જાણતા પ્રત્યેક માણસો એકે અવાજે સ્વીકારે છે."

"આ દેવદુર્લભ, રત્ન પ્રસવિની, સમગ્ર ભારતભૂમિમાં જેનું અખંડ આધિપત્ય વિસ્તરેલું છે, જેના અસંખ્ય શસ્ત્રધારી પાયદળ, લાખ લાખ અશ્વારોહી, હજારો ગજારોહી સંકેત થતાંજ યુદ્ધને માટે તૈયાર થઈ જાય છે, સૂર્યવંશ-ચંદ્રવંશી મ્હોટા મ્હોટા હિન્દુ રાજાઓ જેના આજ્ઞાકારી છે. ભારતની સમસ્ત રાજમંડળી જેના સિંહાસન સમિપ-નીચે મસ્તક ઝૂકાવે છે, જેનો ભંડાર કુબેરની સંપત્તિથી પરિપૂર્ણ છે—એવા "**दिल्लिश्वरो वा जगदिश्वरो वा**" પ્રતાપાન્વિત સમ્રાટ-અધિશ્વરને એક સાધારણ જમીનદારના પુત્રે અશિક્ષિત સૈનિકોની સહાયતાથી પરાસ્ત કર્યા. જો એ વસ્તુસ્થિતિ કોઇએ પ્રત્યક્ષ જોઈ ન હોત તો તે બાબત કદાચ કોઇ વિશ્વાસ પણ ન કરત પરંતુ શિવાજી છત્રપતિમાં જેવું ચારિત્ર્યબળ તથા બાહુબળ હતું તેવું સાધારણ મનુષ્યોમાં જોવામાં નથી આવતું. તેમની રણ-પટુતા, ધાર્મિકતા અને સ્વદેશ-પ્રીતિ આ સંસારમાં દુર્લભ છે!"

"દૂતવર! અધિક શું? એ મહાત્માની સાથેજ આર્ય ગૌરવ પણ લુપ્ત થઇ ગયું. હવે શિવાજી છત્રપતિની એ કીર્તિ કોટનું અધઃપતન અનિવાર્ય છે."

દૂતઃ "વાચસ્પતિજી! શું સમસ્ત આર્ય-નૃપતિગણ પરસ્પર ઐકતા કરી એ કીર્તિ-કોટનું રક્ષણ કરવાનો યત્ન આદરે તોપણ તેનું પતન રોકી શકાય નહિ કે?"

રાયગુરુઃ "ઐક્ય-ઐક્ય-વિધાતાએ આર્ય જાતિના અદ્રષ્ટમાં એકતા લખીજ નથી."

**"यद् यदाचरति श्रेष्ठ स्तत्त देवेतरजनाः।"**

"મહાન્ પુરૂષો જે પથનું અનુસરણ કરે છે, તેજ પથ પર ચાલવાનો ઇતર જનો પણ પ્રયત્ન કરે છે. દૂતવર! આપ તો ઉત્કલી રાજાઓની સાથે

સ્નેહ-સંપ સૂત્રથી બંધાવાની અભિલાષા રાખો છો, પણ આપ કૃપા કરી જરા કહેશો કે: સિન્ધિયા, હોલ્કર, ગાયકવાડ. એઓમાં કોને કોની સાથે ભળતું આવે એમ છે? તેઓમાં એક બીજાની સાથે ઐક્યભાવ છે કે?"

દૂતઃ "એ લોકોમાં આજકાલ કોઇપણ પ્રકારનો વિરોધ યા વાદવિવાદ ચાલતો નથી. તેઓ એક બીજાની સાથે મિત્રતાના દૃઢ બંધનમાં બંધાઇ ગયા છે.

રાયગુરૂ: "આપ જેવા સુયોગ્ય સજ્જનના મુખ દ્વારા એવી વાત નહિ નિકળવી જોઇએ; તેમજ રાજદરબારમાં એ કથા પ્રકાશિત થવી એ તદ્દન અનુચિત છે. પણ્ડિતજી! જવા દો એ સર્વ:—

**"ઉપર કી અચ્છી ઔર ભિતર કી રામ જાણે."**

દૂતઃ "ઘરમાં ભાઇઓ ભાઇ સાથે કલહ હોવા છતાં પણ જો કદિ કોઇ દુષ્ટ માણસ ઘરમાં ઘૂસી જાય, તો શું તેને મારી-હાંકી કાઢવાનો સૌ હળીમળીને પ્રયત્ન નહિ કરે? વર્તમાન સમયમાં મોગલ સત્તા ભારતમાં પ્રબળ થઇ પડી છે. જો આ સમયે હિન્દુસ્થાનના પ્રત્યેક રાજા-મહારાજાઓ એકત્ર મળી-પારસ્પરિક વિખવાદ દૂર કરીને, આપસ આપસમાં ચાલતાં છળ-કપટને દૂર ફેંકી દઇ એક બીજાની બાંહ્ય ગૃહણ નહિં કરે તો તેમનાં ધર્મ-કર્મ તો શું પણ તેમની માન-મર્યાદા સાથે શરીરમાં પ્રાણ રહેવા એ પણ મુશ્કિલ થઇ પડશે!"

રાયગુરૂ: "શરૂઆતમાં આપે જે વાતચિત કરી તે ભૂલી ગયા કે શું? આપ તો આપના પોતાના શબ્દોનુંજ ખંડન કરી રહ્યા છો! ભ્રાતૃવિરોધ રૂપી સુયોગ પ્રાપ્ત કરીને, શત્રુઓએ પોતાનો અધિકાર જમાવી દીધો. રોગોત્પત્તિના કારણને શોધ્યા સિવાય, માત્ર એકલો તેના ઉપર ઔષધિ પ્રયોગ કરવો એ ક્યાં સુધી ઉચિત છે?"

દૂતઃ "અનન્તઃ ઉત્કલ પ્રદેશમાંથી શત્રુઓને હાંકી કાઢવાને માટે શું ઉત્કલી રાજાઓએ વરાડ-પતિનો સાથ ગૃહણ કરવો ઇષ્ટ નથી?"

રાયગુરૂ: "દૂત શ્રેષ્ટ! વરાડપતિ ઉપયાચક બનીને અમારા પર જે અનુગ્રહ કરવા માગે છે, તે અનુગ્રહ જો તેઓ ન કરત તો ઉત્કલ પોતાનું અહોભાગ્ય સમજત."

દૂતઃ "રાયગુરૂ મહાશય ! મહારાજ રઘુજી ભોંસલે એવો શો અન્યાય કરી રહ્યા છે કે આપ તેમનાથી વિરૂદ્ધ છો ? જો મીર કાસમને બાલેશ્વર બંદર આગળથી હાંકી કાઢ્યો તે આપને અયોગ્ય લાગ્યું હોય તો તે જૂદી બાબત છે, અને પછી તો અમારે તમને કંઈ કહેવા–કહાવવાનું રહ્યુંજ નહિ !"

રાયગુરૂઃ "દૂતવરજી ! આપ વિદેશી હોવા છતાં પણ ઉત્કલના પૂર્ણ વૃતાંન્તથી માહિતગાર છો; તથાપિ સમયાનુસાર સંક્ષિપ્તમાં બે શબ્દ કહેવા એ અસ્થાને તો નહિજ ગણાય–અવશ્ય પ્રયોજનીય છે. જેવી રીતે એક કોઈ મહા–જૂના, પુરાણા સમયનો વટ–વૃક્ષ હોય, અને તેની શાખા–પ્રશાખાઓ જમીનમાં મજબુત રીતે મૂળ ઘાલીને બેસે–એક સ્વતંત્ર વૃક્ષજ બની જાય છે; તે પ્રમાણે જ્યારે ઉત્કલના રાજરાજેશ્વર ગજપતિ વંશની અવનતિનો સમય આવ્યો ત્યારે કેટલાક વંશધર અને ખંડિયા દુર્ગપતિ તથા સેનાપતિ લોકોએ પોતપોતાના સૈન્યની સહાયતા વડે વિશાખાપટ્ટણ બંદરથી લઈને તામ્રલિપ્ત બંદર સુધી સર્વત્ર પોતપોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને અનેક દિવસ પર્યંત શાન્તિથી–સુખ પૂર્વક રાજ્ય કર્યું. દિલ્લિશ્વર અકબરશાહના સુયોગ્ય હિન્દુ સૈન્યાધ્યક્ષ માનસિંહ તથા રાજા ટોડરમલના અનુરોધથી તથા માતૃભૂમિની શાન્તિ–રક્ષાને માટે ઉત્કલના દરેકે દરેક રાજાઓએ મોગલોની આધિનતાનો સ્વીકાર કર્યો હતો. એટલું હોવા છતાં પણ મોગલો પર્વતવાસી દુર્ગપતિની સ્વતંત્રતા પર હસ્ત–ક્ષેપ કરી શકયા નહોતા. "મુગલ બન્દિના લોકોએ પણ મોગલ આધિનતાનો સ્વીકાર કર્યો હતો. ઉત્કલની વર્તમાન વસ્તુ સ્થિતિ પર સહજ દ્રષ્ટિ ફેંકી–દેશમાંથી શાન્તિદેવીએ પ્રયાણ કરી દીધું છે. ચારે દિશામાંથી ભય અને હાહાકારના રોદન ધ્વનિ સંભળાય છે–દરિદ્રતા છવાઈ ગઈ છે. હજારો દુર્ગપતિ દુર્ગની દિવાલોનાં ચિહ્ન સરખાં પણ નજરે પડતાં નથી ! એ ઘોર અમંગળતાનું કારણ આપ કંઈ કહેશો કે ? અન્ય પર દોષારોપણ કરવો એ સર્વથા અનિષ્ટ–અનુચિત છે–સમજો કે એ કંઈજ નહિ પણ માત્ર ઉત્કલના નસિબનો જ વાંક છે. એ સિવાય અન્ય કંઈજ કહી શકાય નહિ."

"નજર કરો ! હરિપુર તેમજ તામ્રલિપ્ત બંદરનો મધ્ય પ્રદેશમાં

સમુદ્રપર વાણિજ્ય–વ્યાપારનો કેટલો પ્રચાર હતો ? ઉત્કલી નાવિક લોકો યવ, બ્રહ્મ, સુમાતરા, લક્ષદ્વિપ આદિ સ્થાનોમાં જઇ વ્યાપારનો અથાક ફેલાવ કરતા હતા. વાણિજ્યમાં કેટલી અભિવૃદ્ધિ કરતા હતા, પણ આ સમયે વાણિજ્ય ધન, એ તો સમુદ્રના ગર્ભમાં જઇ પડયું છે ! રહ્યું કેવળ સ્થળ વાણિજ્ય ! માનો કે: સુવર્ણપૂર્ણ ભારત એ અત્યારે તો સુવર્ણ ભૂમિ ભારતના નામથીજ ઓળખાય છે, અને તેથીજ માત્ર ભારતવાસી ફુલાઇ જાય છે. બલિહારી તો વિદેશીઓના વાણિજ્યની ! ”

“ દૂતરાજ ! મહારાષ્ટ્રપતિની પાસે ઉત્કલી દુર્ગપતિઓની તરફથી અમે એટલીજ પ્રાર્થના–કરીએ છીએ કે: ઉત્કલ પર તેઓશ્રી એવી ઉદારતા, કૃપા કરીને પુનઃ કોઇ કાળે ન બતાવે. ઉત્કલનું જે કંઇ અધઃપતન થયું છે. તેનું જે કંઇ સર્વ નાશ થયું છે, તેની પૂર્તિ તો સેંકડો વર્ષો વહિ જશે પણ ખાત્રીથી માનજો કે નહિજ થાય. આપ વિચાર કરો, શત્રુઓને હાંકી કાઢવાને માટે અમે મહારાષ્ટ્ર પતિનો પક્ષ અંગિકાર કરીશું–મોગલો ચાલ્યા જશે–મહારાષ્ટ્ર પોતાનો અધિકાર જમાવશે–તેથી સહજ સમજાવો તો ખરા કે ઉત્કલને શો લાભ થશે ? ”

દૂતઃ “ ભલે, જો તમે મહારાષ્ટ્રપતિની કૃપાને તુચ્છ અને અમંગળ સમજો છો તો તો પછી અમારે તમને કહેવાનું કંઇ રહ્યુંજ નહિ. ચાલો, તેઓ આપના ઉપર કૃપા નહિ કરે પછી ? ગભરાતા નહિ. સાંભળો, સેંકડો નહિ પણ હજારો દુર્ગપતિ વરાડ–પતિના સિંહદ્વાર પર પ્રાર્થી બનીને ઉપસ્થિત થઇ રહ્યા છે ! મહારાષ્ટ્ર સાથે સન્ધિ કરવી અથવા ન કરવી એ એક જૂદી વાત છે; પરંન્તુ મહા દુઃખની વાત એ છે કેઃ આપ એ મહા માન્ય રાજરાજેશ્વર પર અકારણ દોષારોપ કરતાં લેશ પણ અચકાયા નહિ ! આપ સારી રીતે સો ટકા માની લેજો કે ઉત્કલી દુર્ગપતિઓના વિનાશનું કારણ મરાઠાઓ નથી. એ કેવળ આપના અપરાધનાંજ પ્રત્યક્ષ ફળ છે. વિધર્મિ મોગલોનો પક્ષ ગ્રહણ કરવો એ શું તેમને માટે શોભાસ્પદ છે ? શત્રુ અથવા શત્રુ–પક્ષના મનુષ્યોને દંડ આપવો એ રાજધર્માનુમોદિત નથી શું ? રાજ્ય સમ્માન અને રાજ્ય–ધર્મનું સંરક્ષણ કરવું એ રાજાઓનો પરમ ધર્મ છે.

પ્રજાના કલ્યાણનો માર્ગ તેમને વગર હરકતે તન–મન–અને ધનથી મદદ કરી સર્વ પ્રકારે અવિલંબે મોકળો કરી આપવો એ ઇશ્વરાંશ રાજાને ત્રિભૂવન-પતિનો પ્રથમ આદેશ છે. પરતંત્રતાના બંધનથી પ્રજાને મુક્ત કરવાના પવિત્ર કાર્યને વરાડપતિ કદાપિ અંતઃકરણમાંથી દૂર કરશે નહિ. ઠીક, હરિશપુર, મારીચપુર, વિષ્ણુપુર, કુજંગ, આલિકનિકા આદિના જમીનદાર પણ દુર્ગપતિજ છે ને ? ”

રાયગુરૂ: “ એ સઘળું અમે સારી રીતે જાણીએ છીએ. પોતાન પૂર્વજોની માન–મર્યાદા અને પોતાના આધિપત્યને ગુમાવી મરાઠા ફોજદારની આધિનતામાં રહી પ્રધાન બનવાની અપેક્ષા રાખવા કરતાં તેમણે માત્ર દુર્ગપતિઓના પંથનું અનુકરણ કરવું એ તેમને માટે હજાર દરજ્જે પ્રસંશાપાત્ર હતું. એવા મનુષ્યો કુળમાં કલંકરૂપ છે. એઓની સહાયત્તાથી મરાઠાઓ અન્યાન્ય દુર્ગાધિપતિઓના વિનાશ–સાધનમાં સમર્થ થઇ શકયા. ”

રાયગુરૂની આ વાત સાંભળી દૂતે ઉત્તેજીત થઇને કહ્યું: “ રાયગુરૂજી ! સાંભળો, મહરાષ્ટ્રપતિની પાસે તો સૈન્ય સરખું ન હોતું. તેઓ તો માત્ર વાંસની લાકડીઓ ( ડાંગો ) વડેજ ખૂબ લડયા કરે છે. ”

દૂતની હકિકત સાંભળી વનમાળી પ્રધાનના શરીરમાં ક્રોધની અપૂર્વ આગ પ્રજવલિત થઇ ગઇ, તેણે મ્યાનમાંથી એકદમ તલવાર બહાર ખેંચી કાઢીને મહા જુસ્સાપૂર્વક–ક્રોધથી કહ્યું: “ શું ? શું ? આપે હમણાં શું કહ્યું ? તેઓ માત્ર વાંસની લાકડીઓ વડેજ લડે છે ? આપ આપની પાસે જે કંઇ હોય તે સંભાળો. તમારાં બગલમાંનાં ચોપડાં અને ટિપણાં સંભાળો. તમને લાકડીઓની બાબત શું માલમ ? તમે તેમાં શું જાણો ? હાં, જાણે-કે ઢેંકવાનાળની લડાઇમાં આપના ફોજદાર ભાસ્કર પંડિતે માલમ છે કે: કંઇને કંઇ જરૂર કર્યું છે. બધુંય જાણીએ છીએ. હજી પૂરા ચાર દિવસે નથી થયા એટલામાં આપ આ શું કહી રહ્યા છો ? ”

અન્યાન્ય કર્મચારિઓ પણ ઉત્તેજીત થઇ ગયા. તેઓ પણ કંઇને કંઇ એ શબ્દો કહી નાખત પણ માન્ધાતાએ એ સર્વના ઉપર નિષેધ–સૂચક દ્રષ્ટિ-પાત કર્યો, જેથી તેઓ તુરત પોતપોતાના સ્થાન પર ચિત્તવૃત્તિ શાન્ત રાખીને બેસી રહ્યા.

રાજગુરૂએ દૂતને કહ્યું: "મહાશય ! આપ અન્ય સર્વના કહેણ પર મનમાં કંઇ લાવશો નહિ. એમના શબ્દોને હૃદયમાં સ્થાન આપતા નહિ. આપના કહેવાથી તેમના હૃદયમાં જબરો આઘાત થયો તેથી તેઓ એટલા બધા ઉત્તેજીત થઇ ગયા હતા."

દૂત: "મહારાષ્ટ્રના વિરોધી દુર્ગપતિની વાત જૂદી છે, પરન્તુ આવા અપમાનજનક શબ્દ મુખથી કાઢવાને તેમને શો અધિકાર છે ?"

રાયગુરૂ: "દૂતરાજ ! "**सत्यं ब्रूयात् प्रियं ब्रूयात**" અમે અમારી અનેચ્છા છતાં, આપના કથનનો સત્ય ઉત્તર આપવાનું ઉચિત ધારીએ છીએ. આપને ઉત્કલની વસ્તુસ્થિતિ પરત્વે કંઇજ ખ્યાલ નથી. જો હોય તોપણ અમારે કહેવું જોઇએ કે: આપ માત્ર આપના પક્ષના સમર્થનમાં કેવળ પ્રયત્ન કરી રહ્યા છો. ઉત્કલના પ્રત્યેક દુર્ગપતિ સેંકડો વર્ષથી સ્વાધિનતારૂપિ અમૃતનું પાન કરતા આવતા હતા. કોણ જાણે કેટલાયે આનંદ–ઉત્સવ પૂરિત દુર્ગ અને નગર આજે સ્મશાનરૂપે થઇ રહ્યાં છે. આજકાલ ઉત્કલીય લોકો મરાઠાઓથી, નરમાંસાહારી વ્યાઘ્ર અને શિયાળ કરતાં પણ વધારે ડરે છે ! જે જાતિને મનુષ્યોનો આટલો ભય રહે છે, આટલો અવિશ્વાસ છે, તે જાતિનું આધિપત્ય સ્વીકારવું એ કેટલું ન્યાયોચિત છે ? પાશવિક બળદ્વારા પ્રાપ્ત કરેલો રાજ્યાધિકાર કોઇ કાળે ચિરસ્થાયી રહી શકતો નથી. રાજા અને પ્રજા ઉભય વચ્ચે પિતા–પુત્ર જેવો સંબંધ રહે છે. રાજ્યપિતાની સેવા અર્થે પ્રજા સંતાન જે કંઇ કરે તે ઓછુંજ છે; એજ પ્રજા–સંતાનના કલ્યાણ હિતની ખાતર પિતા પોતાનું સર્વસ્વ વિસર્જન કરતાં શા સારૂ અચકાય ?"

રાજ્ય–પ્રજા વચ્ચેનો પિતા–પુત્ર જેવો દિવ્ય સંબંધ સૌ કોઇ આજે લાંબા કાળે પણ એકે અવાજે કબૂલ કરે છે. તેના દ્રષ્ટાંતમાં કહી શકાશે કે ચાલતા ભિષણ–રાક્ષસી ઘોર રણસંગ્રામમાં રણમયદાનમાં આગળ પડી બ્રિટન બાંધવોનો હાથ પકડી પ્રાણાર્પણ કરતાં હિન્દુસ્થાનના અતૂલ બળ–પરાક્રમિ શૂરવીરોએ અણીને પ્રસંગે સંબંધ બતાવી આપ્યો છે. બ્રિટન–અને હિન્દ એ ઉભયના સ્નેહ સબંધનું આ સ્મર્ણ ચિહ્ન, જગતના ઇતિહાસમાં **यावत्चन्द्र दिवाकरौ** પર્યંત સૃષ્ટિના અન્ય દેશોની આંખ આંજતુ જેવું ને તેવું કાયમ

રહેશે. સમય પર એ હિન્દવાસીઓના શ્રેય સાધનમાં જો રાજ્યપિતા કંઇ ક્યાલ રાખે તો તે કેવું કહેવાશે ? ”

“ **सपिता पितरस्तेषां केवलं जन्महेतव:** દુતરાજ ! આપજ બતાવો આપના શાસનને અમારે શું કહેવું ? શાસન કે લૂંટફાટ ? મરાઠા ફોજદારોના જુલ્મથી અનેક આખા ગામનાં ગામ નિર્જન થઇ ગયાં છે ! મહાત્મા શિવાજીનો ઉદ્દેશ્ય હતો કેવળઃ—**ધર્મસ્થાપના** આધુનિક મરાઠાઓ જે અત્યાચાર કરી રહ્યા છે, તે જોતાં શું તેમની રાજ્યલક્ષ્મી કદાપિ અચળ રહી શકશે કે ? જુલ્મી રાજાઓનાં રાજ્ય અને લક્ષ્મી અચળ રહ્યાં છે કે ?”

દૂતઃ “ રાયગુરૂ મહારાજ ! આપજ મ્હને સહજ એટલી સમજ પાડો કે જો શ્રી માન્ધાતાનો અમુક સેવક કોઇ પણ પ્રકારનો અપરાધ કરે તો શું તેને માટે સ્વયં માન્ધાતાજ દોષિત ઠરાવી શકાય કે ? એ દૂરના પ્રદેશમાં એક ફોજદારે કરેલા અપરાધથી સ્વયં રાઘોજીભોંસલેને દોષિત ઠરાવવા એ પણ તેવુંજ છે. ”

રાયગુરૂઃ “ જો કદાચ આપ આપના સેવકને ચોરી, અગર એવાજ પ્રકારની લૂંટફાટ કરવાનો ઉપદેશ અને સુયોગ આપશો તો તેઓને માટે જૂમ્મેદાર કોણ છે એ કંઇ આપ કહી શકશો કે ? વરાડ—દરબારમાં ઉત્કલ દેશની હરરાજી થાય છે. જેઓ વધારે આર્થિક સહાય આપી શકે છે—તેનેજ ફોજદારી—અમલદારીપણું પ્રાપ્ત થાય છે, એ અમલદારે જેટલાં નાણાં તમને આપ્યાં છે તે વ્યાજ સાથે કોઇ ને કોઇ રીતે વગર હરકતે તે વસૂલ કરશે. અરે પ્રજા ખંડાઇ જાય અગર તેનો કચ્ચરઘાણ વળી જાય તેથી તેમને શું ન્હાવું પડે તેમ છે ? હજીય તેઓ પ્રજાને રગડી તેની પાસેથી અધિક નાણાં પ્રાપ્ત કરવાને અથાક પરિશ્રમ કરી રહ્યા છે ! સત્તાનો એ રીતે સદુપયોગ કરી રહ્યા છે ! કેમકે તેઓ પણ બિચારા સારી રીતે સમજે છે કેઃ “ ન્હાયા એટલુંજ પુન્ય ! ” તેમનેય ક્યાં દરબાર પર જોઇએ તેવો વિશ્વાસ છે ? ફોજદારીની સણંદ લઇને ફોજદાર જ્યારે દરબાર ગૃહથી બહાર નિકળે છે ત્યારે બિચારા પાછું વાળી વાળીને લાંબી—તિક્ષ્ણ નજરે જુવે છે કેઃ કોઇ અન્ય માણસ તો સણંદ લઇને આવતો નથી ? વિધર્મી મોગલોના અધિકાર નીચે ભલા ગમે તેમ પણ પ્રજા કંઇક સુખી તો છે ? ”

દૂતઃ "આપે જે હકિકત કહી તેને અમે કેવી રીતે યથાર્થ-સત્ય-છે એમ માની શકીએ? કદાચ સત્ય તરીકે સ્વીકારવાનો પ્રસંગ આવે તોપણ તેથી શું સ્વધર્માવલંબિઓના પક્ષનો પરિત્યાગ કરીને ગોમાંસાહારી શત્રુઓની પદ રજ શિરપર ચઢાવવા જવું-તેમની સાથે મળી જવું અને દેશ બાન્ધવોના સર્વ નાશમાં સાધનભૂત થવું એ હિન્દુઓને ઉચિત છે કે?"

રાયગુરૂઃ "માલવીરજી! આપ અસાધારણ વિદ્વાન છો, એ તો સર્વમાન્ય છે. આપને રાજ્યનીતિ કંઇ સમજાવવી પડે તેમ નથી. નીતિજ્ઞોએ કહ્યું છે કેઃ **उपकर्त्ता समं सन्धिर्नामित्रेणापकारिणा।** અર્થાત્ ઉપકારી મનુષ્ય સાથે સન્ધિ કરવી એ સર્વથા યોગ્ય છે; પરન્તુ ભલે ને આપણો મિત્ર કેમ ન હોય, પણ જો તે અપકારી હોય તો તેની સાથે ખચિત સન્ધિ ન કરવી જોઇએ."

રાયગુરૂની વાતચિત દરમિયાન દૂતે કહ્યુંઃ "મહામાન્ય રાયગુરૂજી! એ વાતો જવા દો. રાજકાર્યમાં જો કંઇ પણ દોષ રહી જાય તો તે વગર દરકતે તુરતજ સુધારી શકાય છે, પરન્તુ એક વખત આપણો અમૂલ્ય રત્ન સ્વરૂપ સનાતન ધર્મ નષ્ટ થયા પછી તે પુનઃ કોઇ પણ રીતે પ્રાપ્ત થઇ શકશે? હિન્દુ ધર્મ જેટલો પવિત્ર છે, તેટલોજ અત્યલ્પ કાળમાં તેને ભ્રષ્ટ થવાનો ભય રહે છે. મોગલોના સંસર્ગથી હિન્દુ પતિત થઇ ગયા પછી તે સમાજમાં ભળી શકતા નથી. ધર્મ ભ્રષ્ટ થયા તે થયા. આપ એક વખત આપના સનાતન આર્ય ધર્મ તરફ નજર કરો."

"પુણ્યક્ષેત્ર ઉત્કલખંડ દેવાલયોથી પરિપૂર્ણ છે. જુવો, કાશીનું વિશ્વેશ્વર મંદિર ગયું! વૃન્દાવનનું ગોપાલજીનું મંદિર નષ્ટ થઇ ગયું, અને કાલિંજર, ચિતોડ, અણહિલવાડ, અવન્તિ, ધારા આદિ સ્થાન પણ દેવાલય-શૂન્ય થઇ ગયાં!"

"રાયગુરૂજી! સનાતન ધર્મ એ નામને લીધે અમે તમને આટલો અનુરોધ કરીએ છીએ. એવો પ્રયત્ન કરવો આપને વ્યાજબી નથી કે જેથી આપણાં તિર્થ-ક્ષેત્રો પર અત્યાચાર થાય, અને ઉત્કલની પવિત્ર ભૂમિ ગોરક્ત વડે અપવિત્ર થાય.

રાયગુરુ: "દૂતરાજ ! ભય કિંવા સ્વાર્થને અંગે રાજાઓ પરસ્પર સન્ધિ કરે છે; પરન્તુ વર્તમાન સમયમાં એ ઉભય કારણોનો અભાવ છે. વળી આપે ઉત્કલનાં દેવાલયોની રક્ષા સંબંધી જે કંઇ કહ્યું, તે હજારો ઔરંગઝેબ અને અલીવર્દી હશે તોપણ ભુવનેશ્વર અને જગદિશ ભગવાનના મંદિરના પત્થરની એક ભોંય પડેલી કાંકરી સુદ્ધાંને સ્પર્શ સરખો કરી શકશે નહિ! અખિલ ભારતવર્ષ એ મંદિરોનો રક્ષક છે. વર્તમાન અથવા ભવિષ્ય કાળમાં જે રાજાઓ એ ઉભય મંદિરને નષ્ટ કરવાનો લેશ માત્ર યત્ન કરશે તેના પતનમાં પણ કંઇક સંશય નથી. આજ લગભગ પાંચસો વર્ષથી ભારતમાં મુસલમાનોનો અધિકાર ચાલ્યો આવે છે; પરન્તુ તેઓ કોઇપણ રીતે અનિષ્ટ—સાધનમાં હજી સુધી ફાવી શકયા નથી ! અમારે મહા કષ્ટ તેમજ લજ્જાપૂર્વક કહેવું પડે છે કે: આજકાલ જો આ પુણ્યભૂમિ ઉત્કલના કોઇપણ શત્રુ હોય તો તેઓ કેવળ હિન્દુ—સન્તાન મરાઠાજ છે ?"

" મરાઠાઓના જુલ્મને લીધે બિચારા ગરિબ યાત્રી તીર્થદર્શનના મહા પુણ્યથી વંચિત થયે જાય છે. ભલા, બતાવો તો ખરા કે: ઔરંગઝેબનો જજીયા વેરો અને મરાઠાઓના આ જુલ્મમાં શો તફાવત છે ? જજીયાવેરાથી તો કંઇક આરામ પણ હતો. પણ મરાઠાથી, પ્રભુ તોબાહ ! તે દિવસે ગોડીખાલમાં જે દુર્ઘટના ઘટિત થઇ, તે તો લોકોના હૃદયમાં હમેશને માટે કાયમ રહેશે—વિસરી નહિ શકાય. આપ તો પ્રત્યેક વાતમાં હિન્દુ–ધર્મ અને હિન્દુજાતિનો ઉલ્લેખ કર્યે જાઓ છો. શાન્ત, શિષ્ટ, ધર્મનિષ્ઠ યાત્રિઓના ધન—પ્રાણ હરણ કરી, તેમની લજ્જાશીલ કુળવતી રમણિયોપર હસ્તક્ષેપ કરવો એ શું ઉચિત છે ? વિધર્મિ મોગલો પણ એવો અન્યાય—અધર્મ કરતાં સંકોચાય છે. જે શિવાજી છત્રપતિએ હસ્તગત અપૂર્વ સુન્દરી નવાબજાદીને માતૃ સંબોધન કરી વિદાય કરી હતી તેજ મહાત્માના વંશના હીરાઓ આજ સ્વજાતીય હિન્દુ લલનાઓપર અત્યાચાર કરતાં સહજ પણ સંકોચાતા નથી ! શું એજ તેમના અધઃપતનનું પ્રથમ લક્ષણ નથી ? જો અમારા એ કથનનો આપ કદિ પ્રતિવાદ કરશો તો તેનો ઉત્તર આપવાની અમારામાં શક્તિજ નથી. મહા કવિ માઘનું કથન છે કે: "વારંવાર અપરાધ કરનાર મનુષ્ય ક્ષમા—પાત્ર નથી."

એ સાંભળીને શિવશંકર માલવીર કંઇક લજ્જિત થયા. તેમણે એક દીર્ઘ નિશ્વાસ મુકીને કહ્યુ: " રાયગુરૂ ! હું નિશ્ચયપૂર્વક કહું છું કે: આવી દુર્ઘટનાઓ ભાસ્કર પણ્ડિતના કાન સુધી ભાગ્યેજ પહોંચતી હશે, પણ તે સ્ત્રીઓ સર્વ પ્રકારે સુરક્ષિત છે. "

રાયગુરૂ: " શા સારૂં તેઓનું સંરક્ષણ થાય છે ? જ્યારે લોકમાન્ય ભદ્રવ્યક્તિ વરાડ દરબારના અતિથિ થશે ત્યારે તેમને ભેટની પ્રિતિપૂર્વકની સામગ્રિ તરીકે તેમની આગળ હાજર કરવાને માટે અથવા તો બ્રાહ્મણોને દાનમાં આપવા માટે ખાદ્ય પદાર્થોની સાથે સ્ત્રીઓ પણ ભેટમાં અપાય છે ? જરા સમજાવશો કે: વરાડ દરબારની એ કેવી નિંદાજનક પ્રથા છે ? "

દૂત: " આપ સર્વ પુરાણજ્ઞ છો. આપનાથી કોઇ બાબત છાની નથી. ભગવાન કૃષ્ણ દ્વૈપાયન કૃત મહાભારત જરા ઉઘાડી-તે પર દ્રષ્ટિ ફેંકી જુવો. કૌરવ પાણ્ડવ વંશિયજનો અતિથિ અને બ્રાહ્મણોને કુંવારી કન્યાઓ દાનમાં આપતા હતા કે નહિ ? શું તેઓ પોતાના ઘરની કન્યાઓ દાનમાં આપતા હતા કે રાજ્યમાંથીજ તેનો સંગ્રહ કરતા હતા ? શ્રીકૃષ્ણ ભગવાન જ્યારે દૂત બનીને હસ્તિનાપુર ગયા ત્યારે દુર્યોધને સહસ્ત્ર કન્યાઓ તેમને ઉપહારમાં આપી હતી. શું એ સર્વમાન્ય કથાનો તમે અસ્વીકાર કરો છો ? "

રાયગુરૂ: " હશે કદાચ, અમે તો એ પૌરાણિક કથા જાણતા નથી. પ્રજા જ્યારે ચોથ અથવા કર આપવામાં અસમર્થ બને છે, ત્યારે પાંચે ભાઇ પાણ્ડવ અને સો ભાઇ કૌરવો ઘોડેસ્વાર થઇને તેમના વહૂ-દિકરીઓને બળાત્કારે પકડી પકડીને લઇ-સંગૃહિ પોતાના અતિથિ-અભ્યાગતોને ભેટમાં આપતા હતા ! "

દૂત: " અમે જોઇ શકીએ છીએ કે: મરાઠાઓના દોષ બતાવવામાં આપ મહા નિપુણ છો. આપ એક સદવંશમાં ઉત્પન્ન થએલા નિષ્ઠાવાન બ્રાહ્મણ છો. અમને એ પર વિશ્વાસ ન હતો કે: એક ઉત્કલીય બ્રાહ્મણના મુખમાંથી આવી અકૃતજ્ઞતા-જનિત વાત નીકળશે ! ઉત્કલમાં કોણે અનેકાનેક બ્રાહ્મણોને " શાસન "[1] પ્રદાન કર્યાં છે ? કોની કૃપાથી લાખ લાખ બ્રાહ્મણો

---

૧. બ્રાહ્મણોને રાજ્ય તરફથી વૃત્તિમાં મળેલાં ગામ-ગરાસ ( કેટલેક અંશે

પ્રતિપાલિત થઇ રહ્યા છે? અને તેઓ “**यावत् चंद्रार्के**” જીવન ધારણ કરી દિવસમાં ત્રણે કાળ કોને આશિર્વાદ પ્રદાન કરશે? મરાઠાઓએ યદિ ભૂમિ-દાન ન કર્યા હોત તો ઉત્કલખણ્ડમાંથી બ્રાહ્મણ-ધર્મ ઘણે ભાગે વિલુપ્ત થઈ ગયો હોત. બ્રાહ્મણોને પોતાના ઉદર-પોષણાર્થે શૂદ્રોનું દાસત્વ સ્વીકારવું પડયું હોત. કયા વિધર્મી રાજાએ અહીં બ્રાહ્મણ શાસન સ્થાપિત કર્યું હતું? આપ શત્રુ-મોગલોના પક્ષપાતી છો તે ઉપરથીજ જણાય છે કેઃ આપ કાજી બનવાની ઉમેદવારી કરી રહ્યા છો!”

રાયગુરૂઃ “શાસન-સ્થાપનકારી મહાત્મા શિવાજી છત્રપતિને ઉત્કલી બ્રાહ્મણો અવશ્ય અનન્તકાલ પર્યંત ત્રિસન્ધ્યા આશિર્વાદ પ્રદાન કરશે, અન્ય કોઇ કોઇ ફોજદારે પણ અવશ્ય “શાસન” સ્થાપન કર્યા છે; પણ જ્યારે પ્રજા રૂપી દુઝણી ગાયનો વધ કરીને પછી તેના ચામડાના જોડા બનાવરાવી તેનું બ્રાહ્મણોને દાન કરવાથી પુણ્ય થતું હોય, તો તો તે સીધા યોગીઓને દુર્લભ એવા વૈકુણ્ઠમાં જઇ શકે છે! દૂતવર! આગળ પાછળનો સર્વ વિચાર કરીને અમે જ્યારે બરાબર અંતર દ્વારા દ્રષ્ટિ ફેંકીએ છીએ ત્યારે એમજ માલમ પડે છે કેઃ મરાઠાઓ સાથે સન્ધિ કરવી એ તસ્કરોનો સંગ કર્યા બરાબર છે!”

દૂતઃ “બ્રાહ્મણોનું કહેવું યથાસ્થિત છે, પણ આપ આ સઘળી વકીલાત કોના તરફથી કરી રહ્યા છો? કોના પ્રતિનિધિ સ્વરૂપે ખંડન-મંડન મચાવી રહ્યા છો? આપ કોને માટે આ ભાવી અમંગળનો માર્ગ મોકળો કરી રહ્યા છો? વરાડ-દરબારથી આપ એક પણ બાબત લેશ પણ છાની રાખી શકશો નહિ. જે દરબારના પ્રકાણ્ડ સિંહદ્વાર સમિપ સશસ્ત્ર હજારો અશ્વારોહી, અને લક્ષાવધિ પાયદળ રાજાજ્ઞાની રાહ જોતું ઉભું રહ્યું છે. તે દરબારમાં તમારા આ સઘળા આજના અપમાનજનક શબ્દોની સારી રીતે આલોચના થશે-વિચાર થશે.”

---

એ પ્રથા ગાયકવાડી રાજ્યમાં છે. સંસ્કૃતમાં સારી-ઉંચી પરીક્ષાઓમાં પાસ થનાર વિદ્વાનોને એ રાજ્ય તરફથી વર્ષ દિવસે અમુક દ્રવ્ય શાસનમાં મળે છે. તે સમયે બ્રાહ્મણોને શાસનમાં આખાં ગામનાં ગામ મળતાં હતાં.— લેખક.

રાયગુરૂએ હસીને ઉત્તર આપ્યો: "દૂતરાજ ! ભય-પ્રદર્શન દ્વારા આપ જે કાર્ય સંપાદન કરવાની લાલસા રાખો છો તે કોઇ કાળે ફળીભૂત થશે નહિ. આપનો એ વિચાર વ્યર્થ છે. ગૌરવાન્વિત વરાડ-દરબારને હલકા પાડવા એ આ દરબારનો કદાપિ ઉદ્દેશ્ય નથી. જ્યારે આપ આપની મેળેજ આપની વાતોના યોગ્ય ઉત્તરને અસમ્માનજનક સમજો છો, ત્યારે તો નિરૂત્તર રહેવું એજ અમારે માટે ઇષ્ટપ્રદ છે."

દૂતે કંઇક શાન્ત ભાવથી ઉત્તર આપ્યો: "અમારી અભિલાષા છે કે: આપણા આ સર્વ બખેડાનું સમાધાન સહજમાં થઇ જાય. અમે બન્ધુભાવથી કહીએ છીએ કે માન્ધાતા જે શત્રુપક્ષના હિમાયતી છે તેનો પતન-કાળ ઘણો દૂર નથી. અલિવર્દીખાંનો અંત સમય આવી પહોંચ્યો છે."

રાયગુરૂ: "હિન્દુ અથવા તુર્ક એમાંથી કોઇનું આધિપત્ય ભારતવર્ષમાં રહેશે નહિ. એઓ પોતાના ધર્મનો ત્યાગ કરનારા અનેક કર્તવ્ય-પાલનથી વિમુખ છે, જેથી વિધાતા પણ તેમનાથી પરાઙ્‌મુખ છે. સાર્વજનિક પ્રેમ, ન્યાયતત્પરતા, પ્રજાહિતૈષિતા, અપક્ષપાતપણું, સત્યનિષ્ઠા આદિ રાજકીય ગુણોથી એઓ રહિત છે. ન્યાયી અકબર તેમજ ધર્મપ્રાણ શિવાજી મહારાજની સાથેજ એ ઉભય જાતિઓથી રાજ્ય-ધર્મ પણ લુપ્ત થઇ ગયો છે!"

દૂત: "આપ તો એક મહા વિચિત્ર વાત કરી રહ્યા છો! ત્યારે શું પૃથ્વી અરાજકજ રહેશે?"

રાયગુરૂ: "વૈવસ્વત મનુના સમયથી આજ પર્યંત પૃથ્વી એક પળ પણ અરાજ રહી નથી. શ્રીહરિ વિનાનો સંસાર અને રાજા વિનાનું રાજ્ય એક ક્ષણ પણ રહી શકે નહિ. સંભળાય છે કે: સમુદ્ર-ગર્ભ-સ્થિત શ્વેત દ્વિપમાંથી કોઇ એક શ્વેતાંગ વણિક અહીં આવીને સુતાનટી* અને ગોવિન્દપુરમાં વ્યાપાર કરી રહ્યા છે. એઓ જેવા શુકલ વર્ણ છે, તેવા શુકલકર્મા પણ છે. નજર કરો, જુવો, હિન્દુ સનાતન હિન્દુ રાજાઓનો અવિશ્વાસ કરીને એ અજ્ઞાત કુળ-શીલ વિધર્મિ-વિદેશી વ્યાપારીઓના અભયાશ્રયમાં નિર્ભયતાપૂર્વક નિવાસ કરી રહ્યા છે. એ શ્વેતાંગ વ્યાપારી ન્યાયપર, શરણાગત-પ્રતિપાલક, વિપન્નના

---

* વર્તમાન કલકત્તા.

બન્ધુ અને નિરાશ્રયના આશ્રય છે. કુટિલતા અને સ્વાર્થપરતા પૂર્ણ જે વાણિજ્ય—વ્યવસાય તેમાં પણ જેઓ ન્યાયનું એટલું ધ્યાન રાખે છે, તે રાજ્ય પદ પર વિરાજવાથી પ્રજા અપૂર્વ શાન્તિ—સંતોષપૂર્ણ સુખાનુભવ કરશે એમાં કંઇજ સંશય નથી."

"સૌના દિવસો હમેશાં એક સરખા જતા નથી· ભારતભૂમિએ અનેક પ્રકારના અત્યાચાર સહન કર્યા છે; હવે તેના એ દિવસોનો અન્ત આવ્યો છે, હવે એ દિવસો નહિ રહે. દુઃખની પણ સીમા હોય છે. હિન્દુ અને તુર્કોએ રાજશક્તિનો અતિ દુરૂપયોગ કર્યો છે—જેથી હવે રાજ્ય પરિવર્તન અવશ્ય થશે; અન્યથા હિન્દુ અથવા તુર્કોના હાથમાં આધિપત્ય રહેવાથી પારસ્પરિક વિરોધ વધતો જશે અને નર—રક્તની ધારા પ્રવાહિતજ રહેશે. હું ગયે વર્ષે મકરસંક્રાન્તિને દિવસે ગંગા સ્નાન કરવા ગયો હતો. કાલીઘાટ નજીક એક શ્વેતાંગ મનુષ્ય સાથે મ્હારો મેળાપ થયો· એ પાદરી હતો. શ્વેતાંગ મનુષ્યોનો પુરોહિત. તે દેશી ભાષા સારી રીતે બોલી—સમજી શકતો હતો. ઘણા લાંબા સમય સુધી એણે મ્હારી સાથે અનેક વિષય સંબંધી વાતચિત કરી. એણે જે કંઇ કહ્યું તેનો સંક્ષિપ્તમાં સાર નીચે મુજબ છેઃ—

"પરમેશ્વર એ એકજ માત્ર આ સમસ્ત સંસારનો માલિક છે. પ્રાણીમાત્ર ઇશ્વરનાં સન્તાન છે. પોતાનું સામર્થ્ય, પોતાનું જ્ઞાન, મનુષ્યજાતિની સેવામાં અર્પણ કરવું એ પરમ ધર્મ છે. પુત્ર પર અત્યાચાર કરનાર મનુષ્ય તેના પિતાના ક્રોધને પાત્ર થાય છે. તદનુસાર મનુષ્ય જાતિ પર અન્યાય અને અત્યાચાર કરનાર પણ પરમ પિતા પરમાત્માના કૃપાપાત્ર કદી થઇ શકતા નથી. તમે પરમેશ્વરની પાસે જે કંઇ દયા અને ક્ષમાની સદૈવ પ્રાર્થના કરો છો, એજ દયા અને ક્ષમાની દ્રષ્ટિથી તમે સ્વયં મનુષ્ય જાતિ પર નજર કરો—જુવો. પોતાના જીવનને એજ પરમેશ્વરના ચરણમાં અર્પણ કરી દો અને નિત્ય તેનું સ્મરણ કર્યા કરો. આ જીવનનો એજ ઉચ્ચતર હેતુ છે."

દૂતરાજઃ "આપ તો એક અંસાધારણ પણ્ડિત છો. કહો જોઇએ, એ પાદરી એ જે કંઇ કહ્યું તે દર્શન શાસ્ત્રાનુસાર યથાસ્થિત નથી? એના કથનથી મ્હેં તો એજ નિશ્ચય કર્યો છે કેઃ એક સત્ય અને ધર્મ માર્ગથી વિચલિત

જાતિ રાજ્યપદ માટે સર્વથા અયોગ્ય છે. જુવોઃ—

" **एक एव पुरा देवः प्रणवः सर्व वांमयः ।** "

" હિન્દુજાતિ જે દિવસથી એ વૈદિક બીજ મંત્રનું ધ્યાન ભૂલીને નાના પ્રકારના કાલ્પનિક ઉપધર્મોના પાલનમાં પ્રવૃત્ત થઇ, તે દિવસથી તેના પતનનો આરંભ થયો. " **वसुधैव कुटुम्बकम्** " એ સૂત્ર હવે હિન્દુઓના પુસ્તકમાંજ પડયું—સડયું રહ્યું છે !

" અમારૂં અનુમાન છે કેઃ ભારતવાસિઓના મંગળ—સાધનને માટે દયામય પરમેશ્વરે શ્વેતદ્વિપમાંથી એ શ્વેતાંગ વ્યાપારિઓને અહીં મોકલ્યા છે. જ્યાં સુધી નીતિ અને ન્યાયતત્પરતાનો અસ્ખલિત પ્રવાહ તેમના હૃદયમાં અવિચ્છિન્નપણે વહન કરશે ત્યાં સુધી પરમાત્માની તેમના ઉપર અમિત કૃપા રહેશે. ત્યાં સુધી તેમનું રાજ્ય યથાસ્થિત ચાલ્યું જશે. " કેટલાક સમય સુધી દૂતે કંઇક મૌન્ય ધારણ કર્યું. પુનઃ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તેણે કહ્યુંઃ—

" એ વિચિત્ર કર્મા વિધાતાની લીલા દુર્જ્ઞેય છે. તેની ઇચ્છા અવશ્ય સફળ થશે. આ હાલતમાં અમારા લોકોનું એજ પરમ કર્તવ્ય છે કે અમારે આત્મ-કર્તવ્ય ભ્રષ્ટ કદી થવું નહિ. એટલાજ માટે સર્વાન્તરયામી પરમેશ્વરે અમને વિવેક બુદ્ધિ આપી છે. ગમે તેમ હો " **सहसा विदधीत न क्रिया ।** " અમે આશા રાખીએ છીએ કેઃ માન્ધાતા સ્વદેશની શાન્તિ, સ્વધર્મનું ગૌરવ અને સ્વજાતિના ધન—પ્રાણની રક્ષા કરવાના અભિપ્રાયથી " સન્ધી સ્થાપન કરવી એ ઉચિત છે કે નહિ ? " તે પ્રશ્ન પર સ્થિર ચિત્તે પુનઃ એક વખત વિચાર કરશો. "

રાયગુરૂઃ " દૂતવર ! આપ અન્ય શી આકાંક્ષા રાખો છો ? "

દૂતઃ " તો શું એજ અન્તિમ સિદ્ધાન્ત છે ? "

રાયગુરૂઃ " આ પક્ષનો તો એજ સિદ્ધાન્ત છે. " દૂતે એક ગાઢા શ્વાસ ખેંચીને અફસોસ પ્રદર્શિત કરતાં કહ્યુંઃ " હિન્દુ હિન્દુઓના સંહારાર્થે વિપક્ષમાં રહી અસ્ત્ર ધારણ કરશે—એ દ્રષ્ય જેટલું ભયંકર છે, એટલું ગ્લાનિકારક પણ છે ! હિન્દુઓના શસ્ત્રાઘાતથી હિન્દુ શોણિત દ્વારા પવિત્ર આર્યભૂમિ કલંકિત થશે—એ વાતનું સ્મરણ પણ દુઃસહ્ય છે ! તેનો પ્રતિકાર

કરવાનો એકે અન્ય સુલભ–સરળ માર્ગ નથી.”

રાયગુરૂ: “મનુષ્ય ચાહે તેટલો યત્ન કેમ ન કરે, ફાવે તેટલો વ્યાકુળ કેમ ન થાય, પણ વિધાતાની વિધિ અને કાળની ગતિ કદી રોકી શકાય તેમ નથી.”

॥ दैवो विचित्रा गति ॥

## નવમ પરિચ્છેદ.

### મદભંજન મઢૂલીમાં મહત્વાકાંક્ષા !



ઉંઝરના કિલ્લાથી પૂર્વ તરફ અરણ્ય–જંગલમાં સોસો નામક એક ક્ષુદ્ર ગામ છે. ગામમાં લગભગ વિશ–પચિશેક ઘર હશે. તેમાં વસનારા મનુષ્યો કોળી, ભીલ્લ, સન્થાલ આદિ જંગલી જાતિનાં છે. ગામ ગોળાકાર વસ્યું છે. ઘર ઘણાંજ ન્હાનાં ન્હાનાં છે. સાધારણ કમાડથી બંધ કરેલાં દ્વાર પણ બહુજ ન્હાનાં ! જો ઘરમાં પ્રવેશ કરવો હોય તો નમીને જવા શિવાય છૂટકોજ નહિ. સમજો કે ક્ષત્રિય વંશના રાજા—મહારાજાઓનો ગર્વ ત્યાં સહજમાં ઉતરી જાય ! તેમને પણ નમીનેજ અંદર દાખલ થવું પડે. ઘરની બારશાખ ભાંગીને શિર નમાવ્યા વગર અંદર પેસે તો તો તેમને માટે અમે કંઇ કહી શકતાજ નથી. ચાલો, ગામ ની બહાર પણ બીજાં બે–એક ઘર છે, અને તે કંઇક અમારી ઉપરોક્ત મદભંજન વિશ–પચિશ મઢુલીઓ કરતાં કંઇક મ્હોટાં છે. સત્યાભિમાની હિન્દુ–સમાજમાં પાંચ પાંચ વર્ષની ઢીંગલીઓ જેવી કન્યાઓને પરણાવવામાં આવે છે, અને એ અનુચિત લગ્નથી અનેક મનુષ્યોનાં અકાળ મૃત્યુને આમંત્રણ કરવા જેવો ઘાટ બને છે, તે પ્રથા ગમે તેમ કહો પણ એ જંગલી–સુધરેલી જાતિમાં નથી ? એઓ પણ પ્રકૃતિનાં સન્તાન છે–પ્રકૃતિનો આદેશ એજ તેમને માટે શાસ્ત્રાજ્ઞા છે. કન્યા પંદર વર્ષની અને પુત્ર વિશ વર્ષનો થયા શિવાય કોઇ દિવસ તેમનાં લગ્ન થતાં નથી. અવિવાહિતા કન્યા અને અવિવાહિત પુત્રને પોતાને ઘેર સુવાનો નિષેધ છે. રાત્રિએ આખા ગામની કુંવારી

કન્યાઓ, અને કુંવારા યુવકોને ગામથી થોડેક છેટે ઉપર જણાવેલાં બે મ્હોટાં ઘર પૈકી એકમાં સઘળી કન્યાઓ અને બીજામાં પ્રત્યેક યુવક સુવા જાય છે. યુવક શયન ગૃહના સંરક્ષણ–સર્વ પ્રકારની વ્યવસ્થા આદિને માટે બે પહેરેગીર નિયુક્ત કરવામાં આવેલા છે. કન્યકા શયન–મંદિરને માટે એવીજ બે સ્ત્રી પહેરેગીર હોય છે.

ગામથી થોડેક છેટે બીજું પણ એક ઘર છે, પ્રત્યેક ઘરથી આ ઘર સારૂં–મ્હોટું અને સાફ–કંચન જેવું હોય છે. એ હમેશાં ખાલી પડયું રહે છે. જ્યારે જ્યારે આ ગામમાં કોઇ મુસાફર અથવા વ્યાપારી આવે છે ત્યારે તેઓ આખી રાત એ સુંદર ઘરમાંજ નિવાસ કરે છે. વર્ષા ઋતુમાં ગામના મુખી–મતાદાર પંચાત–પંચાયત પણ ત્યાંજ કરે છે. ગામની ચારે બાજુએ નિબિડ અરણ્ય છે. સાગ, સીસમ, નાળિયેર, જાંબુ, આંબા, કદમ્બ, આદિનાં અનેક વિશાલકાય વૃક્ષ, નાના પ્રકારની લતિકાઓથી યુક્ત, ભિન્ન ભિન્ન પ્રકારનાં પત્ર–પુષ્પ ફળ આદિ વડે સુશોભિત, દિગન્ત પર્યંત પ્રસરી–ફેલાઇ રહ્યાં છે. એ સિવાય બીજી પણ હજારો પ્રકારની નામ–ગુણથી અજાણી વનસ્પતિઓનાં પત્ર સંમિલિત ડાંખળીઓ અને લતિકાઓ અપૂર્વ ઝોલાં ખાઇ રહી છે. કોક કોક ઠેકાણે મ્હોટાં મ્હોટાં શાલ–વૃક્ષ તાડ–વૃક્ષ સમાન શાખા–પત્ર વિહીન ટટાર સીધાં આકાશ સ્હામું જોઇને માત્ર ઉભાં રહ્યાં છે. છેક ટોચ પર શાખા–પ્રશાખાઓ તથા પત્ર–ગુચ્છ એક છત્ર સમાન શોભાયમાન થઇ રહ્યા છે; જેમાં પાંદડાંની સઘનતાથી સૂર્યનાં કિરણો પણ પ્રવેશ કરી શકતાં નથી. જેટલાં વિશાલકાય વૃક્ષ છે તે સર્વ સમોચ્ચ–સરખાં ઉંચાં અને સમાન આકારનાં છે. એવીજ કલ્પના કરી શકાય છે કેઃ સ્વાભાવિક સૌન્દર્યપૂર્ણ આ એક મનોરમ્ય બગિચો છે.

વૃક્ષના નીચેની ભૂમિ બરાબર સમતલ અને સાફ છે. કોઇ ઠેકાણે એક દૂર્વાદળ પણ જોવામાં આવતું નથી. કેટલાંય વર્ષોનાં પડેલાં સૂકાં પાંદડાંના પથરાવાથી જમીન એટલી બધી કોમળ બની ગઇ છે કે, તે પર ચાલવાથી એવું લાગે છે કેઃ જાણે સૂકોમળ ગાદીપર ન ચાલતા હોઇએ! શાલ–વૃક્ષના પેલા અત્યુચ્ચ પત્રાવલી વિશિષ્ટ શાખા સમૂહની એક ક્ષુદ્ર

શાખાપર, પોતાના ક્ષુદ્ર દેહને છૂપાવી બેઠેલી પેલી કોયલ કેવું ઉત્તમ—સુમધુર ગાન છેડી રહી છે ? એ ક્ષુદ્ર પક્ષિના કોમળ કણ્ઠમાંથી નિસરતી સુમધુર અને સુદીર્ઘ સુર—લહરી સુવિસ્તૃત અરણ્ય પ્રદેશમાં ભ્રમણ કરતી ગિરિ—કન્દરાઓમાં પ્રતિધ્વનિત થઇ રહી છે. ઠીક, એજ સમયે પેલી કોયલની જોડી પણ એક શાંત કુંજમાં બેસીને પોતાના સ્વામીના સપ્તમ સુરનું અનુકરણ કરવામાં મગ્ન છે. એ ચૂપચાપ બેસીજ રહે છે, પણ જ્યાં સ્વામીનું સંગીત બંધ થાય છે ત્યાંતો તે પોતાના મનોહર કર્ણ પ્રિય ગાનનો આરંભ કરી દે છે. જેથી સમસ્ત અરણ્ય પ્રદેશ ઝંકારિત થઇ ઉઠે છે. આ પ્રકારે કલાકોના કલાક સુધી ઉભય—કોયલના સંગીતનો જલસો ચાલ્યાજ કરે છે. તેમના ઉડી જવા બાદ કોઇ અન્ય પંખીનું યુગલ ત્યાં આવીને ઘડીભર વિશ્રાન્તિ લે છે.

વિચિત્રકર્મા વિધાતાએ એ ક્ષુદ્ર પ્રાણીને કેવો સુમધુર કણ્ઠ પ્રદાન કર્યો છે, એ વિચાર કરતાં ચિત્ત વિમોહિત થઇ જાય છે. તે શાલ—વનની અંદર કંઇક મયુર પોતાના વિશ્વવિમોહક, વિધાતાની સૃષ્ટિના સૌન્દર્યની પરાકાષ્ઠારૂપ ચિત્ર વિચિત્ર પુચ્છને ઉન્નત તેમજ વિસ્તૃત તથા ઘડીએ ઘડીએ હલાવતાં, ચારે બાજુએ ગંભિર ભાવથી દ્રષ્ટિ ફેંકતાં મયુરિઓને પોતાની અપૂર્વ સુન્દરતા બતાવવામાં—તેમનું ચિત્ત વિમોહિત કરવામાં મગ્ન છે—અરે ! નાચી રહ્યા છે. મયુરીવૃન્દ પણ એ નેત્રપ્રિય દ્રષ્યને જોઇ જોઇ મુગ્ધ બની રહ્યું છે. કેટલીએક ચંચલ—સ્વભાવની, ભયાતુર, ચકિત હરિણિયોનાં જૂથ ઠેકાણે ઠેકાણે વિચરી રહ્યાં છે. કોઇ જમીન પર પડેલાં શાલ વૃક્ષનાં ફળને ખાતી ખાતી ચમકી જાય છે, અને પોતાની ચારે બાજુ ચંચલતાથી જોવા મંડી જાય છે. હરિણિયોની સાથે કેટલાંક ન્હાનાં ન્હાનાં બચ્ચાં ઘડીકમાં દોડે છે, ઘડીકમાં આમ તેમ જુવે છે, ઘડીકમાં માતાની સાથે ચાલે છે, ઘડીકમાં આતુરતાથી લબક લબક કરતાં દુગ્ધ પાન કરે છે, તો કોઇ વળી તૃણ ચરે છે. ગામની નજીક એક પણ ગગન ચુમ્બિત—ઉચ્ચ પર્વત—માલા નથી.

હા, ન્હાની ન્હાની કંઇક ઉંચી ટેકરીઓ તો છે. ઉત્તર અને પશ્ચિમ ભાગમાં કોક કોક ન્હાના ડુંગર પણ છે, જેઓ એક બીજાથી જોડાએલા

કેટલેક દૂર સુધી—સમજો કે લાંબી સોડ તાણીને સૂઇ રહ્યા છે! ડુંગરોમાં જે ગહ્વર—ગુફાઓ છે તે કણ્ટકમય લતા અને જટિલ વૃક્ષોથી પરિપૂર્ણ છે. રાત્રિ—દિવસ ત્યાં માત્ર અંધકારજ છવાએલો રહે છે. મનુષ્ય જાતિનો ત્યાં પ્રવેશ નથી. વ્યાઘ્ર, રીંછ, વરૂ, આદિ હિંસક, ફાડી ખાનાર—વિકાળ પશુઓનાં ત્યાં વિશ્રામ સ્થાન અને સૂતિકાગાર છે. ગામથી ઉત્તર દિશામાં સાલન્દી નદી લજ્જાશીલા કુળવતી રમણીની માફક વૃક્ષલતાઓની મધ્યમાં થઇને પોતાની ક્ષીણ કાયાને છૂપાવતી, કલ્ કલ્ શબ્દ કરતી કુટિલ—સર્પિણી સમાન વક્ર ગતિએ પ્રવાહિત થઇ રહી છે. સોસો ગામ અન્ય ગામોથી કંઇક દૂર છે. તેથી ત્યાં વિદેશી લોકો ઘણુંાંજ થોડાં આવે છે. ગામના લોકો કોઇ રાજાની પ્રજા અથવા કોઇ શાહુકારની દેવાદાર નથી. તેમને કોઇ વસ્તુનો અભાવ નથી. તરેહ તરેહવારનાં સુમિષ્ટ ફળદાયક વૃક્ષ—સમૂહ એજ તેમનો અક્ષય ભંડાર છે; તેથી બારે માસ તેમને ફળ—મૂળ મળેજ જાય છે. ઘણે ભાગે મહુડાનાં વૃક્ષ તેમને બહુજ ઉપયોગી છે, કેમકે તેનાં ફળનો રસ પણ સારો નિકળી શકે છે. મહુડાનાં વૃક્ષ ગ્રામવાસિયોએ પરસ્પર વ્હેંચી લીધાં છે. તેઓ પોતપોતાનાં વૃક્ષ પોતાની ભવિષ્યની પ્રજાને બીન હરકતે વારસામાં આપી શકે છે. ગ્રીષ્મ અને વસંત ૠતુમાં બે—ચાર પંજાબી વ્યાપારીઓ આ ગામમાં દરેક વર્ષે આવે છે. તેઓ ચામડાં, હરણનાં સીંગડાં, લાખ આદિ વસ્તુઓના બદલામાં તેમને મીઠું, કાપડ, અને તમાકુ વગેરે આપી જાય છે. ગામના લડાઇ—ઝગડા અને ઝાડ—ફળના દિવાની કામોનો નિકાલ ગામના મુખી—મતાદાર દ્વારાજ થાય છે. તેમની આજ્ઞાને સૌ કોઇ સારી રીતે માન આપે છે. અપમાન કરનારા તથા વિશ્વાસઘાત કરનારા કે એવાજ બીજા સાધારણ ગુન્હેગારોને ઉચિત્ શિક્ષા થાય છે, અને વિશેષ અપરાધિઓને એ ગામની હદ છોડીને ચાલ્યા જવાનો દણ્ડ દેવામાં આવે છે! ફાંસી અને શૂળી ત્યાં સંભળાતી નથી!

વર્તમાન પરગણાનું નામ મુટરૂ માછી છે.

ટાઢના દિવસોમાં, ચાર મહિના કોઇ માણસ ગામમાં રહેતું નથી. સૌ કોઇ ઉપરોક્ત શાલ—વનમાં રહેવા જાય છે, અને તાપણીઓ સળગાવી સળ-

ગાવીને મજાહથી તેઓ ત્યાં નિવાસ કરે છે. એક બાજુ પુરૂષો અને બીજી બાજુ સ્ત્રીઓ બેસે છે. પુરૂષો વાદ્ય વગાડે છે, સ્ત્રીઓ ગીત ગાય છે, અને નૃત્ય કરે છે. આ પ્રકારે આમોદ-પ્રમોદમાં રાત ચાલી જાય છે.

આ લોકોને કોઇ વાતનો અભાવ નથી તેમ કોઇપણ પ્રકારની ચિન્તા પણ તેમને રાત-દિવસ ખાઇ જતી નથી ! અતિશય રમત-ગમતમાં રાત્રિ-દિવસ ચાલ્યાં જાય છે; ગમે તેમ હો પણ આ જગતમાં કોઇપણ વસ્તુ અવિચલ નથી. રાજા હો વા રંક, ધનવાન હો વા દરિદ્ર, રોગી હો વા સ્વસ્થ, કોઇની અવસ્થા-સ્થિતિ આ સંસારમાં સર્વદા એક સરખી કોઇ કાળે રહેતી નથી. આ પરિવર્તનશીલ જગતમાં નિત્યમેવ અવસ્થાન્તર થએજ જાય છે.

શાંત જીવન ગાળનાર સોસો ગ્રામવાસિયો પર અચાનક વિપત્તિ આવી પડી, તેથી સૌ કોઈ એ ગામનો ત્યાગ કરી જંગલમાં નાસી ગયાં છે. અચાનક કોણ જાણે કયાંથીએ બે-ચાર તુર્ક અને ચાર-પાંચ હથિયાર-બંધ દુર્ગ પતિયોના સૈન્યે ગામને તાબે કરી લીધું છે. ગૃહ-નિર્માણોપયોગી વસ્તુઓનો તો ત્યાં કંઇ અભાવજ નથી. હુમલો કરનારા નરાધમોએ ત્યાંનાં જંગલી ઘરોને તોડી-ફોડીને ત્યાં પોતાનું નવું ગામ વસાવ્યું છે !

સામ્પ્રતમાં શાન્તિ સુધાનો આસ્વાદ લેનાર જગતની પ્રત્યેક જાતિના સુખમાં ક્રૂર કૈસરની મહત્વાકાંક્ષાએ જે મ્હોટી આગ સળગાવી છે-મનુષ્ય માત્રને જે કંઇ વેઠવું પડે છે, તે સ્થૂલ શબ્દો દ્વારા સમજાવવાની કંઇજ અગત્ય નથી. સુધરેલા જમાનામાં વળી આ રાક્ષસિ યુદ્ધ શાં ? એ અન્ય કંઇજ નથી પણ છે માત્ર મહત્વાકાંક્ષાની મહાન્ મ્હોંકાણ ! માનો કે એવાજ કોઇ નર રાક્ષસની મહત્વાકાંક્ષાના પરિણામે સોસો ગામનાં શાન્તિ-પ્રિય મનુષ્યોના સુખ-શાન્તિનું સત્યાનાશ વળી ગયું છે ! તે જમાનાની બિચારી અજ્ઞાન-અસહાય, નિરાશ્રય પ્રજા શું કરે ? વિશમિ શતાબ્દીમાં જર્મન યુદ્ધ પર આક્રમણ કરીને-અસહાય-નિર્દોષને સહાય કરતાં હિન્દ-બ્રિટને પર-સ્પર એક બીજાની બાંહ્ય પકડી જે વીરહાક વગાડી છે, નીતિ અને ન્યાયના સંરક્ષણાર્થે પોતાનું સર્વસ્વ વિસર્જન કરવા મહા મંગળ પગલું ભર્યું છે તે શું સૂચવે છે-શું બતાવી આપે છે ? બસ એજ કેઃ—

**न्यायात् पथं प्रविचलंति पदं न धीरः ॥**



# દશમ પરિચ્છેદ.

## નાગી જમાત.

આ જે સોસો ગામમાં નાગી–જમાતે ધમસાણુ મચાવી મૂક્યું છે ! નવ મનુષ્ય નાગા બાવા અને એક મહન્ત–કુલ દશ માણસો છે. તેમની મૂછો મ્હોટી મ્હોટી છે. દાઢી છાતી સુધી લાંબી અને પીઠપર લાંબી જટાઓ ફેલાઇ રહી છે. સર્વે મહા બળવાન છે. તેમનાં નયનદ્વારા વીરત્વની જ્યોતિ પ્રકટી રહી છે. શરીરપર ભસ્મ લેપન કરેલું છે. કોઇ ચાલાક–કલ્પના કુશળ મનુષ્ય સહજ દ્રષ્ટિ માંડીને બરાબર નજર કરે તો તુરત જણાય કે નાગા બાવાઓના શરીરપર અસ્ત્રાઘાતનાં અનેક ચિહ્ન છે. પ્રત્યેકની પાસે એક એક મૃગચર્મ, એક એક ચિપિયો, અને એક એક ઝોળી છે. દશ મનુષ્યોની પાસે દશેક ટટ્ટુ પણ છે. શાલ–વનની અંદર ધૂણી જગાવી આસન જમાવી તેઓ બેઠા છે. ગ્રામ્યજન્યો સાધુજનોની સેવા કરવામાં વ્યસ્ત છે. વિશેષ કરીને છોકરાંઓ વધારે વ્યસ્ત જણાય છે. મહા ઉત્સાહથી ગામના પાદરમાં દોડધામ ચાલી રહી છે. પહેલે દિવસે સાધુઓએ પ્રસાદ સેવન કરીને વિશ્રામ કર્યો હતો. બીજે દિવસે સ્હવારે એક શાલ–વૃક્ષની નીચે દશ સાધુ, ગામના મુખ્ય મુખ્ય તુર્ક અને એક દુર્ગપતિ મળીને લગભગ વિશ–બાવિશ માણસો બેઠા છે.

ચારે બાજુ સિપાહિઓ પહેરા ભરી રહ્યા છે. જો કે અરણ્ય જંગલમાં પહેરાની કંઇ આવશ્યકતા નહોતી, તેમ છતાં તેમણે આ સ્થળે સખ્ત જાપતો રાખ્યો હતો. તેઓમાં જે વાર્તાલાપ થયો, તે સંક્ષેપમાં આ પ્રમાણે છે. સાંભળો.

ગામના પ્રધાન તુર્ક મીર કાસમે સાધુઓને પૂછ્યું કે: “આજ કાલ તો

રસ્તો બંધ છે. તમે લોકો કેવી રીતે આટલે સુધી આવી શક્યા ?" મહન્તે ઉત્તર આપ્યો, "આવવાનો પણ કોઇ ઠેકાણે કંઇ રસ્તો છે ? બાલેશ્વર બંદરથી માંડીને ઠેઠ મેદનિપુર સુધીનો રસ્તો મરાઠાઓથી છવાઇ ગયો છે. તીર્થયાત્રાળુઓને જવા આવવાનો માર્ગ પણ નથી ને મુસાફરોનું તો પછી પૂછવુંજ શું ?"

મીર કાસમઃ "ત્યારે તમે આવ્યા કેવી રીતે ?"

મહન્તઃ "નાગા અને સન્યાસિ જનોને હિન્દુ લોકો સારૂં માન આપે છે, તેથી અમે પણ આવો વેશ ધારણ કરીને અહીં સુધી આવી શક્યા."

મીર કાસમઃ "સંભળાય છે કે, નાગા અને સંન્યાસિ લોકો આખાં ગામનાં ગામ લૂંટીને નાસી જાય છે. તેમના ઉપદ્રવથી પ્રજા મહા ગભરાટમાં પડી ગઇ છે."

મહન્તઃ "ખરા–અસલ હિન્દુ નાગા અને સન્યાસી આજકાલ આ દેશમાં નથી. જૂઠા–વેષધારી સન્યાસીઓનો આજકાલ ભારતવર્ષમાં રાફડો ફાટયો છે. કેટલાક સન્યાસિ તો સન્યાસી એ શબ્દની વ્યાખ્યા સરખી નહિ જાણતા હોય. જાણતા હશે તેમને પૂછવાથી જણાશે કેઃ તેમણે યથાર્થરૂપે આ સંસારની સઘળી તુચ્છ વાસનાઓનો ત્યાગ કર્યો છે ? એવા સન્યાસિઓ સંન્યાસીના નામને કલંકિત્ કરે છે ! એવા સન્યાસિઓ તેમનાં ભગવાં વસ્ત્રને લજાવે છે ! એવા સંન્યાસિયો પોતે અને તેમના વિશ્વાસુ–શ્રદ્ધાળુ સેવકોને રૌ રૌ નરકના અધિકારી બનાવે છે ! ખરા સન્યાસિઓ પોતે મુક્ત થઇ સંસારને મુક્તિ અપાવે છે. યથાર્થ સન્યાસિઓ સંસારમાં પરમાત્મા તુલ્ય પૂજવા યોગ્ય છે. નમન, તેવા ઇશ્વરાવતાર–યોગી–સન્યાસિ જનોને ! લૂંટારાઓ નાગા અને સન્યાસી બની બનીને આખા મૂલકના મૂલક ઉજાડ કરી રહ્યા છે. મરાઠાઓના જુલ્મથી જે જે ગામ બચ્યાં હતાં તે સર્વ એ નકલી નાગા બાવા અને સન્યાસિઓએ લૂંટવા માંડયાં છે. તમે સાંભળ્યું હશે કે, તેઓ બુન્દેલખંડમાં રહેનારા પિણ્ઢારા છે. બંગાળામાંથી તેમને નાબુદ કરવાને માટે નવાબ અલીવર્દીખાં એક ફોજ તૈયાર કરી રહ્યા છે."

મીરકાસમઃ "મરાઠાઓ તો પોતે મનથી એમજ સમજે છે કે અમો

ઓરીસાના રાજા છીએ; ત્યારે શાસારૂ તેઓ લૂંટફાટ બંધ કરવાની કોશીષ કરતા નથી ? "

મહન્તઃ "વાહ! અન્યનું ગોપિચન્દન થાય, બીજાની માલ–મતા લૂંટાય તેમાં તેમનું શું ગયું ? તેઓ ખુદ લૂંટ–ફાટ કરનારા છે. તેઓ શાસારૂ લૂંટ-ફાટ બંધ કરે ? "

મીરકાસમઃ "બાલેશ્વર બંદરના શા વૃતાન્ત છે ? "

મહન્તઃ " અમે સર્વે પટ્ટાસપુર થઇ, જંગલનાં જંગલ ભટકીને અહીં સુધી આવ્યા છીએ; પણ હવે બાલેશ્વર બંદર તરફ થઇને જવું પડશે. ફોજના આગલા ભાગનો હેવાલ જાણવાની ઇચ્છા છે. તમારા સર્વે સાથિઓ છે કે નહિ ? "

મીરકાસમઃ " ના, મુખ્ય મુખ્ય બેચાર માણસો સાથે છે. બાકી બીજા બધા ચારે દિશામાં ફરતા ફરે છે. કહો, મુર્શિદાબાદના શા સમાચાર છે ? "

મહન્તઃ " હજરત ! નવાબ સાહેબના પરવાનાથી વાકેફ થવાશે. "

એમ કહીને મહન્તે પોતાની ઝોળીમાંથી નવાબ સાહેબના હાથ દસ્કતનો એક પરવાનો કાઢીને મીરકાસમના હાથમાં મુક્યો. પરવાનો હતો તો ફારસીમાં પણ દુર્ગપતિ અને સિપાહિઓને સમજાવવાને તેનો અનુવાદ કરી સમજાવવામાં આવ્યો. ખુદ મીરકાસમે તે વાંચી બતાવ્યો. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે હતોઃ—

મહેરબાન ફોજદાર મીરકાસમ,

બાલેશ્વર બંદર.

હલકારાની માર્ફત તમારી અરજી મળી. ભાસ્કર પણ્ડિતના જુલમથી તમે તમારો ઇલાકો છોડીને કેઉંઝરના જંગલોમાં ચાલ્યા ગયા છો. આજ-કાલ દુષ્મનો એ સ્થળમાંજ છે. તેમને બન્દી બનાવવાને માટે, રમજાન મહિનાની આખરે ઇદને તીજે દિવસે, ખુદ સરકાર ફોજ સહિત મુર્શિદા-બાદથી રવાના થશે. તમને જણાવવામાં આવે છે કેઃ સમસ્ત સરકારી ફોજ બાલેશ્વરની ઉત્તરની તરફ કુલારી નદીની નજીક મોકલી તમે તાકીદથી જંગલને રસ્તે રાયવણિક કિલ્લાના અધિશ્વર સરકારના દોસ્ત રાઘવ રાયસિંહ

વૈરીગંજન માન્ધાતાને જઇ મળો. એક પરવાનો માન્ધાતાને પણ મોકલવામાં આવે છે. આ પરવાનાને લઇ જનાર, શેખ સમશેરખાં, એક બહાદુર અને હોંશિયાર માણસ છે. સરકારને તેના પર પૂર્ણ વિશ્વાસ છે. તે જે કંઇ કહે તેથી બરાબર વાકેફ થવું એજ.

સન. ૧૧૪૮ રમજાન મહિનો, તીજે દિવસ, પીર
તખ્ત મુર્શિદાબાદ.

પરવાનાથી સમજાયું કે વેશધારી મહન્ત શેખ સમશેરખાં નામક એક હજારી મન્સબદાર છે.

ત્યારબાદ બાલેશ્વર બંદરની અવસ્થા અને મરાઠાઓની ગતિ, તેમની કાર્ય પદ્ધતિ વગેરેની તપાસ કરવા ગુપ્ત વેશી નાગા લોકોએ સોસો ગામને સલામ કરી ત્યાંથી ચાલતી પકડી. તેઓએ ભદ્રક હવેલીના માર્ગથી બાલેશ્વર બંદર તરફ પ્રયાણ કર્યું.

## એકાદશ પરિચ્છેદ.

### ચઢાઈ.

બરગી* લોકોની સાથે યુદ્ધ કરવાની ઘોષણા નવાબ સાહેબે સર્વત્ર ફેલાવી દીધી છે. ઇદને ત્રીજે દીવસે પ્રાતઃકાળમાં અલીવર્દીખાં પોતાના પ્રાતઃકાર્યથી પરવારી વજીર, ફોજદાર, પેશકાર, મન્સબદાર આદિ સર્વ કર્મચારિઓને લઇને જુમ્મા મસજીદમાં નિમાજ પઢવાને માટે ગયા. ત્યાર બાદ યુદ્ધને માટે કૂચ કરવામાં આવી. આજ નવાબ સાહેબ મ્હોટા ઠાઠમાઠ–આડંબરથી બહાર નિકળ્યા છે. એવો સૈન્ય–સમાગમ એવો સાજ–સરંજામ મુર્શિદાબાદમાં અગાઉ કોઇ દિવસ જોવામાં આવ્યો ન્હોતો. નવાબ સાહેબની

*મરાઠા ઘોડસ્વાર બે પ્રકારના હોય છે. (૧) બરગી. તથા (૨) શિલેદાર. બરગીને સરકારી ઘોડા મળેછે; અને શિલેદાર ખાસ પોતાના ઘોડા રાખે છે.

ખાસ સરકારી ફોજ ઉપરાંત અન્યાન્ય કેટલીજ ફોજો આવીને નવાબ સાહેબના મહા સૈન્યમાં ભળી ગઇ હતી. મરાઠાઓ સર્વના શત્રુ છે જેથી તેમના વિનાશને માટે સૌ પ્રજા યત્નશીલ છે, પુર્નિયાના નવાબ સખ્ત–જંગ, નવદ્વીપના મહારાજા કૃષ્ણચંદ્રરાય, વર્દ્ધમાનના મહારાજા પ્રતાપચંદ્ર આદિ પ્રત્યેક રાજા–મહારાજાઓએ પોત પોતાની ઇચ્છા અનુસાર નવાબ સાહેબની મદદે પોતાનું સઘળું સૈન્ય મોકલ્યું છે.

જગતશેઠના બે હજાર સિપાહિઓ પણ આવીને સૈન્યમાં ઉપસ્થિત થયા છે. સેનાપતિ મીરજાફરે નવાબસાહેબની પાસે આ પ્રકારે સૈન્યનો હિસાબ–અડસટ્ટો જાહેર કર્યો. પાયદળ સિપાહી પચાશ હજાર, ઘોડેસ્વાર ત્રિશ હજાર, ગોલન્દાજ બે હજાર, ભાલાદાર બરકન્દાજ ચાર હજાર, ગાયો છેતાલીશ હજાર અને તેની સાથે રહેનાર લશ્કર લગભગ પચાશ હજારનું હતું. સૈન્યના કુચ કર્યા પહેલાં એક દિવસ અગાઉથી એક હજારી મન્સબદાર શેખ ઇનાયત હુસેન પોતાના પાંચ હજાર સિપાહિયો સહિત રવાના થઇ ગયો હતો. એ સૈન્ય આગળ આગળ જનાર હતું. તેની સાથે પાવડા, કુહાડી, કોશ, તિકમ આદિ અન્યાન્ય હથિયારબંધ મજુરો વગેરે પણ હતા. મુખ્ય સૈન્યના આગમનની સરળતા અર્થે, જંગલ આદિ કાપીને રસ્તો સાફ કરવો, તોપ તથા સર–સામાનનાં ગાડાં આવવા–જવાને માટે ખાડા–ટેકરાવાળી જગાઓ બરાબર સમાન કરવી અને પાણીની સારી સગવડ જોઇ ત્યાં પડાવ નાંખવો, એજ માત્ર આ ફોજનું અગત્યનું કાંમ હતું. ફોજની આગળ તથા બન્ને બાજુએ કેટલાક ગાઉ સુધીની શત્રુઓની ભાળ મેળવીને મુખ્ય સેનાપતિને વિદિત કરવું એ પણ આ ફોજનુંજ કામ હતું. આ કામને અંગે જોઇતા તેમની સાથે કેટલાક જાસૂસ સ્ત્રી–પુરૂષ પણ હતા. એ લોકો યોગી, સંન્યાસી, ભિખારી, વ્યાપારી, તીર્થ–યાત્રિ આદિનાં નકલી જૂઠાં રૂપ ધારણ કરી, ગુપ્ત વેશે ભ્રમણ કરી શત્રુઓના સમાચાર મેળવતા હતા.

જુમ્મા મસજિદમાં નિમાજ પઢી રહ્યા બાદ, રણ–વાદ્યના ધ્વનિ કરતાં સૈન્યે કુચ કરી અર્ધચંદ્ર સુશોભિત પતાકાનું અનુસરણ કરતા પ્રત્યેક સૈનિકો આગળ વધ્યા જતા હતા. સૌથી આગળ ગોલન્દાજ, તેમની પાછળ પાયદળ

સૈનિક અને તેમની પણ પાછળ ઘોડેસ્વાર લોકોનો રસાલો ચાલ્યો જતો હતો. સ્વારોની પાછળ, પોતાના પરિજનોની સાથે બંગાળ—બિહાર અને ઓરીસાના ખુદ નવાબ અલીવર્દીખાં પોતાના દોહિત્ર સિરાજુદૌલાને સાથે રાખીને ચાલતા હતા. નવાબ બહાદુર એક વિશાલ કાય, મદ—મસ્ત હાથી પર સ્વાર થયા હતા. એ હાથી ઉપર સુવર્ણ અને રૂપાથી મઢીત—રત્ન જડિત્ અંબાડી હતી, તેમાં જરીથી ભરેલાં મખમલનાં સુંવાળાં બીછાનાં :અને ગાદી પાથરવામાં આવી હતી.

જરીઆન—રેશમી વસ્ત્રથી હાથીનું સર્વાંગ ઢંકાએલું હતું. તેના મસ્તિક અને ગળામાં બહુમૂલ્ય આભૂષણ ઘાલવામાં આવ્યાં હતાં. નવાબની સ્વારીના હાથીના અગ્ર ભાગમાં સ્વર્ણરૈપ્ય જડિત્ કૌષેય વસનાવૃત બીજા પણ બે હાથી હતા. તે બન્ને હાથી ઉપર બે મહાર્ઘ વસ્ત્રાલંકાર વિભૂષિત યુવક, હાથમાં સુવર્ણ દંડ સહિત, બે રેશમી પતાકાઓ ધારણ કરીને સ્વાર થયા હતા. ડાબી બાજુએ રૈપ્ય હોદ્દાધારી એક હાથી પર એક સુસજ્જિત પુરૂષ ગુલાબજળ પૂર્ણ એક સુવર્ણ—પાત્ર લઇને સ્વાર થએલો હતો. એ સુવર્ણ પાત્ર એકવિંશ—બાવિંશ હાથના રત્ન જડિત્ રૈપ્ય દંડથી જોડાએલું હતું. હાથીપર સ્વાર થએલો પુરૂષ એ રૈપ્યદંડની સહાયતાથી એ સુવર્ણ—પાત્રને નવાબ સાહેબના હાથી સુધી પહોંચાડતો હતો.

નવાબ સાહેબની બેઠકના પાછલા ભાગમાં ઉપવિષ્ટ એક કુલિન મુસલમાન યુવક એ રૈપ્યદંડના અગ્રભાગને હાથમાં લઇને ક્વચિદ્ ક્વચિદ્ ગુલાબજળ પૂર્ણ સુવર્ણ પાત્રને નવાબ સાહેબના મુખ આગળ લઇ જતો હતો. જમણી અને ડાબી બાજુ, કેટલાએક સમોચ્ચ સુસજ્જિત હાથીઓપર વસ્ત્રાલંકાર ધારણ કરેલા યુવકો બાદશાહી અતિ ઠાઠમાઠથી હાથમાં છત્ર, સોટી આદિ અમુક અમુક વસ્તુઓ લઇને સ્વાર થયા હતા. આગળ—પાછળ જ્યાં ત્યાં પોત પોતાના દરજ્જા પ્રમાણે સારા સારા પોષાક અને આભૂષણથી અલંકૃત થએલા અમીર, ઉમરાવ અને પ્રધાન નવાબ સાહેબના હાથીને ઘેરીને વિશાલકાય હાથીઓ પર સ્વાર થયા હતા. હાથીઓની પાછળ નવાબના શરીર—સંરક્ષક હતા, અને શરીર—રક્ષકોની પાછળ જોઇતાં સાધનો અને સર સામાન

લાદવાના હાથી, ઘોડા, ઉંટ, ખચ્ચર, તથા નોકર ચાકર અને મજુર લોકોનું મ્હોટું દળ હતું. ચાર હજાર બરકન્દાજ આ રસાલાના સંરક્ષણાર્થે નિયુક્ત કરવામાં આવ્યા હતા. તેમની પાછળ બજારી લોક, ફેરીયા, પેશેદાર, નર્તકી, ગાયક, ભિખારી, હકીમ, કવિ અને લેખકો ઇત્યાદિ ઘણાએક લોક પોત-પોતાના પદ અને મર્યાદા અનુસાર કોઇ ઘોડા, કોઇ ગાડી, કોઇ ટટ્ટુ, કોઇ ડોળી આદિપર સ્વાર થઇને ચાલતા હતા. કોઇ કોઇ માણસો તો વૈશાખ-નંદન—ગધેડાં—પર પણ સ્વાર થઇને પોતાની મર્યાદાનું સંરક્ષણ કરતા હતા ! પાયદળને તો કંઇ સુમારજ નહોતો. નવાબ સાહેબની આગળ—પાછળ, જમણી—ડાબી, ચારે બાજુએ કેટલેક છેટે, સેંકડો ઉંટ જ્વલન્ત—અંગારપૂર્ણ લોહ પાત્રોને ધારણ કરીને ચાલતાં હતાં; એ અંગારપૂર્ણ પાત્રોમાંથી ધૂપ-ગુગળ, ચન્દન કર્પૂર આદિ સુગન્ધિત પદાર્થોથી અનન્ત ધૂમ—રાશિ પ્રસરી રહી હતી. તે વડે ચારે દિશાએ સુગન્ધિપૂર્ણ થઇ રહી હતી.

પહેલે દિવસે ચાર ગાઉ ચાલીને, મુર્શિદાબાદના એક પરગણામાં સૈન્યે પડાવ નાખ્યો. બીજે દિવસે મ્હોટી સ્હવારે પ્હો ફાટતાં ફરી ત્યાંથી કુચ કરી. આખા દિવસમાં ફક્ત એક પ્રહર ચાલતા હતા. લગભગ એક યોજન પર્યંત લશ્કર લંબાતું હતું. સૈનિકો મહા સાવધાનીથી હારબંધ ચુપચાપ સેનાધિપ-તિઓની આજ્ઞાનુસાર ચાલ્યા જતા હતા. ફોજના અગ્ર—ભાગને ઉત્કલની સીમમાં પહોંચવાને માટે બરાબર દશ દિવસ લાગ્યા. રાયવણિક દુર્ગના અધિશ્વર રાય રાઘવ રાયસિંહ વૈરી ગંજન જગદેવ માન્ધાતા પણ પોતાના સૈન્ય—સામન્તો સહિત દાન્તોન નામક સ્થાન આગળ જઇને સરકારી સૈન્યમાં મળી ગયા—માન્ધાતા અલીવર્દીખાનના સૈન્યમાં શામિલ થઇ ગયા.





# દ્વાદશ પરિચ્છેદ.

## હલ્દીઘાટનું યુદ્ધ-નવાબની દુર્દશા !

નવાબી સૈન્યનો અગ્રભાગ જે સમયે હલ્દીઘાટ નામક સ્થાન પર આવી પહોંચ્યો તે સમયે નવાબ અલીવર્દીખાં સુવર્ણરેખા નદીને કિનારે, રાજઘાટ પર વિરાજમાન હતા. એજ સમયે એક જાસૂસે ખબર પહોંચાડી કે, મરાઠા સૈન્યાધ્યક્ષ ભાસ્કર પણ્ડિત પોતાના પાંચ હજાર ઘોડેસ્વાર સૈન્ય સાથે બાલેશ્વર બંદરના પશ્ચિમ ભાગમાં, ભાસ્કર ભંજ નામક સ્થાન પર ઉપસ્થિત છે. જણાય છે કે, અદ્યાપિ પર્યંત નવાબી સૈન્યના આગમનના સમાચાર મરાઠાઓના કાન સુધી પહોંચ્યા નથી; કેમકે તેઓ સંપૂર્ણ નચિન્ત જણાય છે. આ સમાચાર સાંભળીને નવાબ સાહેબ અતિશય પ્રસન્ન થયા. શત્રુઓ પર એકદમ આક્રમણ કરવામાં આવશે. ઉત્કલમાં તેમનું નામ-નિશાન સુદ્ધાં નહિ રહે. બાલેશ્વર બંદર આગળ ઉપસ્થિત થઇને શત્રુઓ સાથે યુદ્ધારમ્ભ કરવાની ખાતર નવાબ સાહેબની આજ્ઞા લઇ મીરજાફર મધ્ય રાત્રિએ ત્યાંથી ચાલતો થયો. માઘ માસ પૂરો થવા આવ્યો છે. એ દિવસોમાં આકાશમાં વાદળાં વિશેષ રહે છે, જેથી પ્હો ફાટતાં પાછલી રાત્રિયે ઠણ્ડિ કંઇક વધારે જણાય છે.

પાછલી રાત્રિ રહી છે. આકાશ અંધકારમય છે. કુચ કરવાને હજી કંઇક વાર છે. નવાબી સૈન્ય સંપૂર્ણ જાગૃતાવસ્થામાં છે. કેટલાએક ધર્મપરાયણ સિપાહિઓ નમાજ પઢવામાં રોકાયેલા છે, કોઇ પોતાનું મ્હોં-હાથ-પગ આદિ ધોઇ પવિત્ર થઇ રહ્યા છે, કોઇ ખાઉધરા ગઇ રાત્રિએ ખાતાં વધેલા કંઇક ખોરાકનો નાસ્તો કરી રહ્યા છે. શિયાળાના દિવસોમાં રાત્રિના ચાર વાગે નિંદ્રા સહજ કંઇ ઠીક આવે છે, તેથી કોઇ કોઇ નિદ્રા પરાયણ નિદ્રારાગી સિપાહીઓ કાંબળ-બન્નૂસ આદિ પોતપોતાની પાસે જે કંઇ હોય

તે બરાબર મ્હોંડેથી તે પગ સુધી લપેટીને-ઘોટમોટ થઇને નાકનાં નસકોરાં-માંથી "ઘરડ ઘૂં" અવાજ કરતા સૂઇ રહ્યા છે ! એજ સમયે આકાશ-માંથી વજ્રના વરસાદની માફક અચાનકજ પાંચહજાર મરાઠા ઘોડેસ્વાર "હર હર મહાદેવ"ની ભીષણ ગર્જના કરતા, નવાબી સૈન્ય પર તૂટી પડ્યા, અને જોતજોતામાં માર—ફાડ કરી તેમના સૈન્યને છીન્ન-ભિન્ન કરીને ત્યાંથી નસાડી મૂક્યું. ધન્ય મરાઠાઓની ચતુરતા !

અકસ્માત હજારો શત્રુઓના આક્રમણથી મીરજાફર તો બ્હેબાકળોજ બની ગયો, કારણ એક ક્ષણ અગાઉ તેમના આવવાનો સહજ અવાજ સરખો તેને કાને અથડાયો નહિ. જાણે પૃથ્વિમાંથીજ મ્હારા વ્હાલા ન પ્રકટ થયા હોય ! નવાબી સૈન્યને અસ્ત્ર ધારણ કરવાની તક સરખી મળી નહિ. તેઓ હમણાંજ સૂતેલા ઉઠયા છે. આકાશ પણ અંધકારમય છે. શત્રુઓના આક્રમણની ખબર કાને અથડાય તે પહેલાં તો તેઓ ધરાશાયી થઇ રહ્યા છે. અર્ધા કલાકમાં સૈન્યનો મ્હોટો ભાગ તો હતો નહતોજ થઇ ગયો ! મોગલ સૈન્યમાં આ વાતની ખબર પહોંચતાં મ્હોટો ખળભળાટ મચી ગયો. સૌ કોઇ "**किं कर्तव्य विमूढ**" બની ગયા. શત્રુઓની સ્હામે થઇ શક્યા નહિ. નાસી જવાનો પણ એકે રસ્તો મળ્યો નહિ. મીરજાફર એક પ્રવિણ તેમજ દીર્ઘદર્શી સેનાપતિ હતો. આ અણચિન્તવ્યા—વિકટ પ્રસંગે પણ તે ધૈર્યહિન થયા વગર શત્રુઓના આક્રમણને પાછા હઠાવવાને—દૂર કરવા તૈયાર થયો; પરન્તુ તેમાં તેને એકદમ સફળતા તો પ્રાપ્ત નજ થઇ; કેમકે આટલી બધી ઉતાવળથી યુદ્ધ શરૂ થશે તેવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો; જેથી તેના સિપાહી પણ અસ્વસ્થ હતા. તેની ફોજ તૈયાર નહતી. ગોલન્દાજ સૌથી આગળ હતા, પણ તોપનો મારો ચલાવવાનો તેમને અવસરજ મળ્યો નહિને ! મરાઠાઓ, શત્રુ સૈન્યમાં એવી રીતે ભળી ગયા હતા કે: તોપ ચલાવવાથી આત્મ—પક્ષની કંઇક વધારે હાનિ થવાનો સંભવ હતો. પાછ-ળના ઘોડેસ્વારોને આગળ વધવાનો મોગલ સેનાપતિએ આદેશ કર્યો, પણ તેઓ યોગ્ય સમયે કાર્ય—ક્ષેત્રમાં હાજર થઇ શક્યા નહિ; કેમકે એ બાજુએ જંગલ હતું. સૈન્યને આગળ વધવાને માટે વિશ ચોરસ હાથ જમીન સાફ

કરવામાં આવી હતી. આગળના ગોલન્દાજોએ, પાયદળની આગળ તેમની આડમાં જઇને, ઘોડેસ્વારોને જવાને માટે દક્ષિણ માર્ગ મોકળો કરી આપવા વિચાર્યું; પણ તે સમયે તેમ પણ થઇ શક્યું નહિ. ઘોડેસ્વારની ઉતાવળને લીધે ઘોડાઓના પદાઘાતથી ઉલટા કેટલાએક સિપાહી માર્યા ગયા. એ અશ્વારોહિયોને શત્રુ સમિપ પહોંચતાં લગભગ એક પ્રહર કરતાં પણ વધારે સમય લાગ્યો. ધુમાડાથી છવાયેલું આકાશ બરાબર નિર્મળ થઈ ગયું હતું. મહા આશ્ચર્યની વાત એ હતી કે બરગી મરાઠાઓનો કંઇ પત્તોજ નહતો. અસંખ્ય મૃત મોગલ સિપાહિયોની મધ્યમાં કેવળ પચાસ—સાઠ મૃત મરાઠાઓ પડ્યા છે. જે પ્રકારે બાજપક્ષી કપોતના ઝુણ્ડ પર આક્રમણ કરીને તુરત ઉડી જાય છે, તદનુસાર મરાઠાઓ પણ શત્રુઓનો વિનાશ કરીને—આંખ મીંચી ઉઘાડતામાં—જોતજોતામાં—અંતર્ધ્યાન થઇ ગયા! ધન્ય! મરાઠા વીર! ધન્ય! તમારી વીરતા!

## ત્રયોદશ પરિચ્છેદ.

### ફુલવાર—યુદ્ધ.

સેનાપતિ મીરજાફરે જોયું કે: ક્ષેત્ર વ્યૂહ રચના અને સૈન્ય સંચાલનને માટે આ સમય તદ્દન અસુવિધા જનક છે. સમાચાર મળ્યા કે મરાઠાઓ ફુલવાર નામક સ્થાનમાં જઇ વિશ્રાન્તિ લઇ રહ્યા છે. ઉપરોક્ત સ્થાન ખુલ્લા મેદાનમાં હોવાથી, યુદ્ધને માટે ઘણુંજ અનુકૂળ હતું.



લગભગ દિવસના બે વાગે ગોલન્દાજ તેમજ કેટલુંક પાયદળ સૈન્ય લઇ સેનાપતિ ત્યાંથી ચાલતા થયા.



પાછળના સૈન્ય સંરક્ષણનો ભાર અશ્વારોહિયોને શિર નાંખવામાં આવ્યો.



સૈન્ય સહિત ફુલવાર સ્થળ પર પહોંચતાં પહોંચતાં સેનાપતિને લગભગ સંધ્યાકાળ પડી ગઈ.



પરાજય, અનાહાર, અને પથ—શ્રમથી નવાબી સૈન્ય સંપૂર્ણ થાકી ગયું હતું.





વિશ્રામ કરવાનો આદેશ થયો. ફુલવાર નદીના ઉત્તર—દક્ષિણ બેઉ કિનારાપર નવાબી સૈન્ય છવાઇ ગયું.









પ્રાતઃકાળની નિસ્તબ્ધતાનો ભંગ કરતાં તોપના ગોળા વરસવા લાગ્યા. એક પછી એક મૂશળધાર વૃષ્ટિની માફક મ્હોટા મ્હોટા ગોળાનો વરસાદ વરસવા લાગ્યો. તેની ગર્જનાના અવાજથી ચારે દિશાઓ ગાજી રહી અને વાયુ મંડળમાં તેનો પ્રતિધ્વનિ પ્રસરી રહ્યો. અનન્ત ધૂમ્રરાશિ વડે ગગન–મંડળ પૂર્ણ આચ્છાદિત્ થઇ ગયું. એટલે સુધી કેઃ સો સો હાથ છેટે સુધીની કોઇ વસ્તુ બરાબર જોઇ શકાતી નથી. લગભગ બે એક કલાક બાદ મીરજાફરને જણાયું કે, પાછળની સેનાના દક્ષિણ ભાગમાં ધરાશાયી થઇને બરગી મરસ-ઠાઓ શત્રુ–સંહાર કરવાના પ્રયત્નમાં નિમગ્ન છે, પણ તેને તો પોતે પોતાનો ભ્રમ સમજી લીધો. મીરજાફરે પહેલાં અનુસન્ધાન કરીને જોયું કે મરાઠાઓ નદીની જમણી–દક્ષિણ બાજુ, લગભગ એક ગાઉ પર્યંત ઘેરો નાખીને પડયા છે. આખી રાત તેમણે પોતાના સૈન્યને અંધકારમાં ચૂપચાપ છૂપાવીને ઉભું રાખ્યું, અને રાતે ને રાતે મહાન્ પરિશ્રમ વેઠીને લગભગ પચાશ તોપો તે ઓના તરફ મ્હોં કરીને ગોઠવી દીધી હતી. તેમનો વિચાર બરગિયોનો એકદમ ધ્વંસ કરવાનો હતો; પરન્તુ બરગિ લોકોની ચાલાકીથી તેમના એ સર્વ વિચાર વ્યર્થ ગયા. તુર્ક સેનાપતિને ભૂલાવામાં નાંખવાને માટે, મરાઠાઓ જગાએ જગાએ દેવતા સળગાવીને રાંધવા–ખાવાનું બ્હાનું કરી રહ્યા હતા, તથા કેટલાક સિપાહી નકામો શોર–બકોરજ કરી રહ્યા હતા. બાકી જેટલા મરાઠા સિપા-હિઓ હતા, તેઓ નવાબી સૈન્યના દક્ષિણ ભાગ તરફ એક ગાઉ જેટલે આગળ વધીને નદીની પેલી પાર એકત્રિત થયા. બરાબર રાતના ત્રણ વાગે નદીનો દક્ષિણ પ્રદેશ સંપૂર્ણ શાન્ત થઇ ગયો. તૂર્ક સેનાપતિએ વિચાર્યું કે, મરા-ઠાઓ સૂઇ રહ્યા છે, તેથી કંઇ બોલ–ચાલ જણાતી નથી.

પાછલી રાતે નવાબી સૈન્યે તોપનો મારો શરૂ કર્યો. ચારે દિશામાં અં-ધકાર પ્રસરી રહ્યો હતો. સમીપની એક પણ વસ્તુ જોઇ શકાતી નહતી. વ્યર્થ ભ્રમમાંજ ફૂટાઇને સેનાપતિ ગોળાઓનું પાણી કરાવી રહ્યા હતા. જ્યારે તેમણે જોયું, કે આ તો આપણાજ પક્ષનાં માણસો તોપોના ગોળા વડે માર્યાં જાય છે, ત્યારે તેણે તોપોનાં મ્હોં બીજી દિશામાં ફેરવી નંખાવ્યાં. આ સમયે ચતુર મરાઠાઓ નદી ઓળંગીને, અરાડ નામક સ્થાનમાં નાસી ગયા હતા.

યદિ તુર્ક અશ્વારોહિયોએ શત્રુનો પીછો પકડયો હોત તો તેમને અવશ્ય વિજય પ્રાપ્ત થાત; કેમકે તેમની સંખ્યા ઘણીજ થોડી હતી. અરાડ પણ ત્યાંથી બે ગાઉ કરતાં દૂર નહોતું; તથાપિ મોગલોએ તેમનો પીછો પકડયો નહિ, તેમ તેઓ પીછો કરી શકત પણ નહિ. કુલવાર નદી અને અરાડની મધ્ય ભૂમિમાં કંઇક માર્ગ હતો; તેમ છતાં તુર્ક ઘોડેસ્વાર તેમજ તોપોની ગાડીઓ તે બાજુ થઇને સહેલાઇથી ઉતાવળથી જઇ શકતાં નહોતાં. આ માર્ગથી એક કોસ પશ્ચિમ તરફ એક સુન્દર રસ્તો હતો, જે મોગલોથી તદ્દન અજાણ હતો. મરાઠાઓ એજ રસ્તેથી પસાર થઇ ગયા હતા.

સેનાપતિની આજ્ઞાનુસાર એ અજ્ઞાત—ભૂમિ પર તોપોની ગાડીઓ ચાલી શકે તેવો, અવિલમ્બે એક રસ્તો તૈયાર કરવામાં આવ્યો. મોગલો જ્યાં અરાડ પહોંચ્યા ત્યાં પુનઃ યુદ્ધારંભ થયો. મરાઠાઓએ જે સ્થાન પર વ્યૂહ-રચના કરી હતી, તે સ્થાન કંઇક ઉંચું હતું; જેથી મોગલોની સાથે યુદ્ધ કરવામાં તેમને સારી અનુકૂળતા હતી; પણ તેઓ મોગલોનો તોપનો મારો સહન કરી શક્યા નહિ, અને ત્યાંથી તો તેમને નાસવું પડયું.

રાત હોવાથી મોગલ—સેનાપતિએ ત્યાંજ વિશ્રામ કર્યો. મ્હોટી સ્હવારે તેઓ મરાઠાઓની પાછળ પડયા; પણ એટલો વ્યર્થ પરિશ્રમ કરવાની તેમને કંઇજ અગત્ય નહોતી. મરાઠાઓ સ્વયં અણુમાત્રમાં આવીને ત્યાં આગળ ઉપસ્થિત થયા.

અલ્પ સંખ્યક મરાઠાઓ સર્વત્ર સ્થળે વિશાળ મોગલ—સૈન્ય પર વિજયજ મેળવતા હતા. એનું એક કારણ માત્ર એજ હતું કે, મરાઠાઓના ઘોડા ક્ષીણમય પરન્તુ ચંચળ અને મહા કષ્ટ—સહિષ્ણુ હતા. તેઓ વન્ય—મૃગની માફક પહાડી રસ્તાઓ પર વાયુવેગે દોડતા ચાલ્યા જતા હતા. તેમના સ્વાર પણ તેવાજ કષ્ટ—સહિષ્ણુ અને ચાલાક હતા. માત્ર એજ ગુણોને લીધે તેઓ ફતેહ મેળવી શકતા હતા. મરાઠાઓનો યુદ્ધ પોષાક બિલકુલ આડંબરશૂન્ય હતો. એક લગામ અને પીઠપર એક કાંબળી એટલોજ સામાન ઘોડાપર હતો. એ એક કાંબળી વડેજ સ્વાર ટાઢથી પોતાનું સંરક્ષણ કરી શકતો હતો. ઘોડાની પીઠ પર એક થેલી પડી રહેતી. તે સિવાય બદલવાનું એક કપડું

અને પાણી પીવાનું એક પાત્ર પણ તેઓ પાસે રહેતું હતું. હથીઆરમાં મરાઠાઓની પાસે, ઢાલ, તલવાર, કટારી, ભાલા, અને પિસ્તોલ (બંદૂક) વગેરે હતાં. સમય પર જ્યારે વિશ્રામ કરવાનો આવતો, ત્યારે ભાલાને જમીનમાં ખોસી તે સાથે ઘોડાને બાંધતા હતા. વરસાદ અને તાપના દિવસોમાં ઘોડાના પેટની નીચે પડી રહી આત્મરક્ષા કરતા હતા.

નવાબી સૈન્યમાં જેટલા ઘોડા હતા, એ સર્વ શરીરે સ્થૂલ અને સયત્ન પાલિત ઘણાજ કોમળ અને દેખાતા અલમસ્ત જેવા હતા. દરેકે દરેક કિંમતી જીન, લગામ વગેરેથી વિભૂષિત હતા; તેઓ પહાડ અને જંગલોમાં ત્વરાથી ચાલી શકે તેવા નહોતા. લાંબી સફરને માટે પણ તેઓ અસમર્થ–અયોગ્ય હતા. પ્રત્યેક ઘોડાને માટે બબ્બે નોકર હતા. મોગલ સ્વારોનો વેષ–વિન્યાસ પણ એવોજ આડંબરપૂર્ણ હતો. મ્હોટા મ્હોટા ખાંસાહેબ પણ યુદ્ધ–સ્વારીના વિકટ પ્રસંગે પોતાની દાઢીઓમાં સુગંધી તેલ–ફુલેલ લગાવાનું ભૂલતા નહોતા, અને વૃદ્ધ થવા છતાં આંખમાં સૂરમો આંજતા! ખાંસાહેબ જે સમયે લડાઇમાં જોડાએલા રહેતા, ત્યારે પણ તેમના બબરચી જેવા વાંકડીયા વાળના ગુંચળાંનું સમાર કામ તો ચાલુજ રહેતું! મહિને પંદર દહાડે સફેદ વાળ પર કાળો કલફ પણ ચઢતો! અને નવજવાન જેવા બનતા! રખે રણક્ષેત્રમાં કદાચ કોક બેહસ્તની પરી હાજર હોય, અને તેમને નાલાયક ગણી તે નામદાર સ્હામે નજર સરખી ના કરે! નિઃસંશય એ સઘળો વિચાર તો કરવાનોજ ને!

મરાઠાઓ યુદ્ધ સમાપ્ત થયા બાદ તથા યુદ્ધ સમયે થોડાક ચણા ચાવીને સંતોષ માની લેતા હતા, અને તેથીજ માત્ર તેઓ વિજય પ્રાપ્ત કરી શકતા હતા. સમયાનુકૂળ સાદા વર્તનથીજ શ્રેષ્ટતા પમાય છે, એ આજે મુસલમાન સમાજને સમજાતું હશે! પછી મિથ્યાભિમાનમાં ન સમજાય તો પ્રારબ્ધ!

સેનાપતિ મીરજાફર, ગોલન્દાજ અને ઘોડેસ્વારો સાથે અરાડમાં હતા. નવાબ સાહેબ હજી સુધી રાજઘાટ પરજ હતા. ફુલવાર નદીથી માંડીને સુવર્ણ–રેખા પર્યંત મોગલ–સૈન્ય પોતપોતાના સેનાપતિને આધિન રહી સ્થળે સ્થળે ઉભા રહ્યા હતા. નવાબ અને સેનાપતિઓને દ્રઢ વિશ્વાસ હતો કે

શત્રુ અમારી સમ્મુખજ છે. એથીજ અગ્રભાગી સૈનિકગણુ યુદ્ધને માટે તયાર હતા. પાછલી બાજુથી શત્રુઓના આક્રમણુની કોઇ પણુ પ્રકારની લેશ પણુ આશંકા નહોતી, અને તેથી સર્વે નિશ્ચિંત હતા.

મરાઠા મન્સબદાર લક્ષ્મણુજીએ બે હજાર માણુસો સહિત અરાડની નજીક સેનાપતિ મીરજાફરની સાથે યુદ્ધારંભ કર્યું. મોગલ સિપાહિયોએ કેટલેક છેટેથી તોપનો મારો શરૂ કર્યો. તોપ–બન્દૂક ચલાવવામાં મોગલો મરાઠાઓ કરતાં સુનિપુણુ હતા. સેનાપતિએ ઉત્સાહ પ્રદાન કરતાં એટલા જોરથી તોપો ચલાવરાવી, કે મરાઠાઓ એ પ્રચણ્ડ તોપના ગોળાઓનો સખ્ત મારો સહન કરી શક્યા નહિ, અને પાછળ હઠવા લાગ્યા. આ પ્રકારે પાછા હઠતાં હઠતાં બરાબર બે ગાઉ દૂર વાંગીરિયા નામક સ્થાન સુધી પાછા જતા ગયા! આશ્ચર્યની વાત એ બની કેઃ લડાઈ એક પ્રહર સુધી ચાલુ રહી પણુ, એકે પક્ષની કાંઇ વધારે હાનિ થઇ નહિ. યુદ્ધ–પ્રણુાલીથી જણુાયું કે પ્રકૃત્ત યુદ્ધ કરવાનો મરાઠાઓનો ઇરાદો નહોતો. તુર્ક સેનાપતિનું ધ્યાન આકર્ષિત કરીને, તેમને નવાબની પાસેથી કેટલેક છેટે લઇ–ખેંચી જવાનો તેમનો ઉદ્દેસ્ય હતો. એજ સમયે મહાશ્ચર્યની સાથે જણુાયું કે, દશ હજાર મરાઠાઓ સહિત સ્વયં ભાસ્કર પણ્ડિત તુર્ક સૈન્યપર આક્રમણુ કરી રહ્યા છે; અને તેમનો કચ્ચરઘાણુ વાળી આમ તેમ નસાડી રહ્યા છે! મોગલ સૈન્યની સંખ્યા કંઇ ઓછી નહોતી, પણુ તેઓ પરસ્પર સહાયતા કરવાને સામર્થ્યવાન બની શક્યા નહિ. મોગલ સૈન્યની જે જે ટૂકડીઓ હતી તેઓ પર સ્થળે સ્થળે અસંખ્ય મરાઠાઓ તૂટી પડયા–હજીય સેનાપતિઓને સહાય કરવાનો સમય મળી શકયો નહિ. નવાબ સાહેબનો હુકમ પણુ સેનાપતિઓ સુધી પહોંચી શકયો નહોતો. એક સેનાપતિ બીજા સેનાપતિને સહાય કરી શકતા નહિ, તેમ સહાયતા મેળવી શકતા પણુ નહિ. મરાઠાઓ બે ચાર ન્હાની ન્હાની ટુકડીઓમાં વિભક્ત થઇ મોગલ સૈન્યન. ડેરા–તંબુને ભિન્ન કરી નાખતા હતા. સેનાપતિઓએ જોયું કેઃ તંબુઓની આસપાસ ચારે તરફ મરાઠાઓ વિંટાઇ વળ્યા છે. ત્યારે તેઓ છાનામાના માત્ર ઉભા હતા તે જગાએ ઉભાજ રહી આત્મ–રક્ષાના યત્ન કરવા લાગ્યા. સૈન્યનો અધિકાંશ ભાગ

મરાઠાઓદ્વારા મૃત્યુલોકથી કુચ કરી મહાલોકમાં ચાલ્યો ગયો !

ભાસ્કર પણ્ડિત જેટલી ઝડપથી નવાબ અલીવર્દીખાંના વિશ્રામ સ્થાન તરફ ચાલ્યા જતા હતા, તે પરથી ધારી શકાતું હતું કે, આજે નવાબ સાહેબનો વધ અથવા બન્ધન બેમાંથી એક બનવા યોગ્ય છે, પણ રાયવણિક દુર્ગના અધિપતિ તથા સો સો ગામથી આવી પહોંચેલી મોગલ સેના સાથે હોવાથી એ દિવસે તો તેની રક્ષા થઇ ગઇ.

ઉપરોક્ત સેનાઓ પહાડી યુદ્ધમાં ઘણીજ કુશળ હતી. તેમણે જંગલની અંદર સંકીર્ણ–માર્ગોથી પ્રવેશ કરીને, પાછળ તથા બાજુપરથી મરાઠાઓપર આક્રમણ કર્યું. મરાઠાઓને તેની યત્કિંચિત્ આશંકા નહોતી. આ અચાનક આક્રમણથી તેઓ બ્યાકુળ થઇ ઉઠયા, જેથી તેઓ ઉતાવળથી આગળ વધી શક્યા નહિ. આગલી બાજુ તુર્ક મન્સબદાર શમશેરખાં પોતાના સૈન્ય સહિત અતિશય સાહસપૂર્વક મરાઠાઓના સ્હામે થવાને તૈયારજ હતા. આ પ્રમાણે મરાઠાઓ ચારે કોરથી આક્રાન્ત થઇને આત્મરક્ષા કરવામાં વ્યગ્ર બની ગયા. પાછળ શત્રુઓ ઘેરાઇ વળ્યા હતા. એ તરફથી પણ સટકી જવાનો એકે માર્ગ નહોતો. ચારે બાજુ જંગલ હતું. ભાસ્કર પણ્ડિતે જોયું કે: મરાઠાઓની મૃત સંખ્યા વધે જાય છે; પણ શત્રુઓની વિશેષ હાનિ થતી નથી. તે પોતાની મેળે ઝાડની ઓથે છૂપાઇ રહીને લત્તા–પત્રની કુંજમાં ભરાઇ રહીને શત્રુપર અસ્ત્ર પ્રહાર કર્યે જાય છે. કોઇ બરગી ઘોડા પરથી જમીનપર ગબડી રહ્યો છે, તો કોઈ વળી ઘોડા સહિતજ ધરાશાયી થઇ રહ્યો છે. અલ્પ–સંખ્યક શત્રુ–સૈન્યદ્વારા થોડાજ સમયમાં અસંખ્ય મરાઠાઓ માર્યા ગયા છે. જો એજ સમયે કદિ મોગલ સૈન્યની પાયદળ સેનાએ શત્રુપર આક્રમણ કર્યું હોત તો નિઃસંદેહ તેમનો સમૂળગો નાશ થઇ જાત. પરન્તુ મરાઠાઓની દુર્દશાના હાલ–હવાલ નવાબના સૈન્ય સુધી પહોંચી શક્યા નહિ–તેઓ જાણી શકયા નહિ. તુર્ક સૈનિકો ભયવિહ્વળ થઇને ઘણાજ પાછળ પડી ગયા હતા. સૂચકતા વાપરનાર બાહોશ ભાસ્કર પણ્ડિતે વિચાર્યું કે, હવે યુદ્ધ–પ્રણાલિકા બદલ્યા શિવાય પત્તો ખાય તેમ નથી. આ પ્રમાણે લડ્યા જવાથી ક્ષણ ભરમાં સમૂળગો નાશ થઇ જશે. તેણે તુરતજ

મરાઠાઓને આદેશ કર્યો કે: ઘોડા પરથી ઉતરી પડી હાથમાં ઢાલ—તલવાર પકડી શત્રુઓપર એકદમ તૂટી પડો. આદેશ થતાંની સાથે પાંચ હજાર મરાઠા ઘોડે સ્વાર ઘોડા પરથી ઉતરી પડયા અને હાથમાં યથોચિત શસ્ત્ર ધારણ કરી શત્રુ સમિપ ધસ્યા. જ્યાં ત્યાં ઘોર યુદ્ધ થવા લાગ્યું. મોગલોની લાંબી લાંબી દાઢીઓ કાંટામાં ભરાઇ જવા લાગી! બાલના સેંથા પાડેલા સારા એશ ગુચ્છા મૂળમાંથી ઉખડવા લાગ્યા! તેમ છતાં તે તરફ તેમનું અણુ માત્ર લક્ષ્ય નહોતું. રણોન્મત્ત બનેલા રણધિર—વીર પુરૂષોને તે દેહનુંય ભાન હોય કે? બસ એજ લક્ષ્ય બિન્દુ! એજ આંતરિક—ઉત્કટ ભાવના કે: **हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोग्यसे महिम् ।**

ધીરે ધીરે ભીષણયુદ્ધ વિશેષ ભીષણ બન્યું. "હરહર મહાદેવ." "અલ્લા હો અકબર." "જય ગઢ ચણ્ડિ." આદિ ઘોર ગર્જનાઓથી આખો અરણ્ય પ્રદેશ પ્રતિધ્વનિત થઇ ઉઠયો. વૃક્ષ, શાખાઓ, લતા પુષ્પ, પત્ર વગેરે નર—શોણિતમાં રંગાઇ—રગદોળાઈ ગયાં, તેથી એ સ્થાન પલાસ—વન સમાન પ્રતિત થવા લાગ્યું. હાથે પગે ઘવાયેલા તેમજ અસંખ્ય શબના ઢગલા વડે ભૂમિ ઉભરાઈ ગઇ. લગભગ એક પ્રહર જેટલી અવિશ્રાન્ત લડાઇને અન્તે રાયવણિક દુર્ગના સૈનિકો હતાશ—નિસ્તેજ થઇ ગયા. મરાઠાઓની સંખ્યા કંઇક સવિશેષ હતી. જંગલમાં મરાઠાઓનું પાયદળ સૈન્ય યુદ્ધ કરી રહ્યું હતું. શત્રુ સૈન્યમાંનો જો કોઇપણ માણસ ત્યાં થઇને પસાર થવાનો પ્રયત્ન કરે તો મરાઠાઓના પંજામાં સપડાયા વિના રહેજ નહિ. કેટલાય મોગલો મરાઠાઓના ઝપાટા તળે આવી ગયા છે; જો કે મરાઠાઓએ વિજયશ્રી મેળવી, તેમ છતાં ભાસ્કર પણ્ડિત પોતાના મનથી પોતે પરાજીતજ સમજતા હતા. તેના પક્ષના કંઇ નહિ તોય લગભગ અર્ધોઅર્ધ પાંચ હજાર સૈનિકોનો યુદ્ધમાં કચ્ચરઘાણ વળી ગયો! આવડી મ્હોટી હાનિ તેને કોઇ સમયે સહન કરવી પડી નહોતી. તે સમજી ગયો કે આટલી બધી હાનિ થવાનું કારણ રાયવણિક દુર્ગના સૈનિકોનીજ બહાદૂરી છે. તેનો વ્યાજ સાથે બદલો વાળવાને તેણે પોતાના મનથીજ પ્રતિજ્ઞા કરી લીધી. જો આ સમયે ભાસ્કર પણ્ડિતે નવાબ અલીવર્દીખાના સૈન્યપર આક્રમણ કર્યું હોત

તો નિ:સંશય તેની જીત થાત, પણ તે તો પોતાને પરાજીત સમજી યુદ્ધ–ક્ષેત્રથી પલાયન કરી ગયા. બચ્યા–બચાવ્યા રહ્યા તેટલા સૈનિકોની સુખકર વ્યવસ્થા કરવામાં લગભગ બે કલાક જેટલો સમય ચાલ્યો ગયો. યુદ્ધ–ક્ષેત્રને ત્યાગતાં બરાબર સન્ધ્યા સમય થઇ ગયો હતો.

પોતાનો પ્રાણાધિક–પ્રિયતમ સિરાજુદ્દૌલા સાથે હોવાથી નવાબ અલીવર્દીખાં ભયવિહ્વળ બની ગયા. એકાએક સિરાજુદ્દૌલા સહિત એ સ્થાનનો તેમણે ત્યાગ કર્યો અને ત્યાંથી મુઠ્ઠીઓ વાળીને ચાલતી પકડી ! એટલે સુધી કે આખો દિવસ અને રાત્રી પર્યંત અવિશ્રાન્તપણે ચાલેલા નવાબ જ્યારે પોતાના નિશ્ચિત સ્થાન–દામોદર નદિના તટપર આવેલા તેત્રરા નામક સ્થાન પર સહિસલામત પહોંચ્યા ત્યારેજ તેમણે પૂરો દમ પણ લીધો !

પાછળની નષ્ટ–ભ્રષ્ટ સેના સહિત સૈન્યાધ્યક્ષ મીરજાફર અને મુસ્તફાખાં ચારપાંચ દિવસે નવાબ સાહેબને જઇ મળ્યા.

બરગીઓએ નવાબનું આબ ઉતારી નાંખ્યું !

---

# ચતુર્દશ પરિચ્છેદ.

## રાયવણિક–યુદ્ધ.

દૂતનું અપમાન ! યાચક મૈત્રીનો અસ્વીકાર, એક સામાન્ય દુર્ગપતિની એવી ધૃષ્ટતા, એ પ્રબળ પ્રતાપાન્વિત વરાડ પતિને ખરેખર અસહ્ય થઇ પડયું ! બીજું: પાછળના યુદ્ધમાં પણ વિજય પ્રસંગે વચમાં આવીને વિઘ્ન ઉપસ્થિત કર્યું, તેનો પણ બદલો વાળવાનો તેણે સંકલ્પ કર્યો હતો. ત્રીજું: બંગાળમાં પ્રવેશ કરવાનો માર્ગ સમૂળગો–નિષ્કંટક કરવો એ પણ પરમાવસ્યક હતું. ઉપરોક્ત કારણોથી રાયવણિક દુર્ગ પર ચઢાઇ કરવાની અભિલાષાથી વરાડ–પતિના જમણા હાથ સ્વરૂપ નૌજીરાવ પોતાના દશહજાર ઘોડેસ્વાર સૈનિકો સહિત બાલેશ્વર બંદર આગળ આવીને ભાસ્કર પ્રણ્ડિતના

પચિશહજાર સૈનિકો સાથે જઈ મળ્યો. પોતાના જાસુસો દ્વારા એ અશુભ સમાચાર સાંભળી રાયવણિક દુર્ગના અધિપતિ માન્ધાતા મહા ચિન્તાતુર થયા. પાંત્રિશ હજાર ઘોડેસ્વાર સૈનિકોના પ્રબળ આક્રમણ સ્હામે થવું તે તેમના ગજા બહારની વાત હતી. નવાબ સાહેબ તરફથી પણ કોઇ પ્રકારની સહાયતાની આશા રાખવી એ કેવળ મૃગજળવત્ હતું, આકાશ કુસુમવત્ હતું. પણ તેનું કારણ ?

નૂતન બળ પ્રાપ્ત કર્યા શિવાય, નવાબ સાહેબ અગ્રેસર થઇ—સહાયક થવાને અસમર્થ હતા. આટલી બધી ઉતાવળથી—જલ્દી યુદ્ધ—પ્રસંગ આવશે એવો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો, અને તેથીજ રાયવણિક દૂર્ગના પ્રત્યેક સેનાપતિ તેમજ સૈનિકો નવાબ સાહેબને મદદ કરવા સહાય્યાર્થે ચાલ્યા ગયા હતા. સહાય્ય—પ્રાપ્તિની આશા તો વેગળી રહી, પણ ઉક્ત દુર્યોગના સમાચાર નવાબના કાન સુધી પહોંચાડવા તે પણ એક મુશ્કેલીની બાબત હતી. મરાઠાઓએ જગાએ જગાએ પોતાના પડાવ નાખીને જવા આવવાના દરેક માર્ગ રોકી—બંધ કરી દીધા હતા; તેમ છતાં માન્ધાતા લેશ પણ હતાશ થયા નહિ. પોતાના પાંચહજાર દૂર્ગ સંરક્ષણ કરનાર સિપાહિયોની સહાયતાથી તેમણે શત્રુઓની સ્હામે થવાને નિશ્ચય કર્યો. જોતજોતામાં મરાઠાઓ "હર હર મહાદેવ"નો નાદ કરતા દૂર્ગ પર તૂટી પડયા. પ્રાતઃકાળથીજ યુદ્ધારંભ થયો. ચારે બાજુથી દૂર્ગ પર આક્રમણ થવા લાગ્યાં, પરન્તુ સિંહદ્વાર તરફથી પણ શત્રુસૈન્ય સ્હામે પ્રબળ આક્રમણ થયે જતું હતું. મ્હોટા મ્હોટા આગના ગોળા સિંહદ્વારના લોહ નિર્મિત—વિશાળ કમાડ પર ધડોધડ અથડાતા હતા. ઘોર અવાજ થઇ રહ્યો હતો. અસંખ્ય ગોળા, પત્થરના મજબુત કોટ નીચેની માટીની દીવાલ પર જોસથી અફળાતા હતા. આ પ્રમાણે યત્કિંચિત્ બંધ રહ્યા શિવાય લાગલાગટ ત્રણ દિવસના પ્રબળ આક્રમણથી પણ શત્રુઓ દૂર્ગને કોઇ પણ પ્રકારની હાનિ પહોંચાડી શક્યા નહિ ! દૂર્ગ રક્ષકગણ ખાઇ ઉપરની વાંસની ચાલની નીચે છૂપાઇને શત્રુઓપર શસ્ત્ર-પ્રહાર કરતા હતા. જેથી તેમની પણ કંઇ હાનિ થઇ નહિ. પણ તેમના અસ્ત્ર પ્રહારથી મરાઠાઓ એક પછી એક જમીનદોસ્ત થઇ રહ્યા હતા.

મરાઠાઓ એટલા બધા ઉત્સાહ પૂર્વક સિંહ દ્વારપર આક્રમણ કરતા હતા કે તેમની અપરિમિત હાનિનું પણ તેમને લેશ માત્ર ભાન રહ્યું નહિ. અર્ધ ગાઉ પર્યંતની ભુમિ મૃત મરાઠાઓનાં મૂર્દાથી છવાઇ ગઇ હતી, તેમ છતાં ભુલે ચૂકે પણ તેજ તરફ તેમની દ્રષ્ટિ પડતી નહિ. આંખ ઉઘાડીને—ઉંચી કરીને જુવેજ શા સારૂ ? સાતિશય ધ્યાન પૂર્વક એકજ માત્ર લક્ષ્ય બિન્દુ રાખીને સિંહ દ્વારપર પ્રચણ્ડ આક્રમણ કરી રહ્યા હતા. ત્રણ દિવસ પર્યંત અવિરલ-સંગ્રામ—યુદ્ધાક્રમણ ચાલુજ રહ્યું. એવે દિવસે માન્ધાતાએ વિચાર કર્યો કે, શત્રુ સૈન્યની આવી અથાગ હાનિ થવા છતાંય અસંખ્ય મરાઠાઓ દુર્ગને ઘેરો ઘાલી રહ્યા છે. તેમણે પોતાના સૈન્યની અત્યલ્પ હાનિ પણ વિશેષ ગણી, તેમ છતાંય તેમને સંપૂર્ણ શ્રદ્ધા—વિશ્વાસ હતો કે છેવટમાં છેવટ--કમમાં કમ એક મહિના પર્યંત તો આત્મ--સંરક્ષણ કરવાનું સામર્થ્ય મ્હારા-માં છે, પરન્તુ એજ સમયે એક દુર્ઘટના બની. સિંહ દ્વારપર ફરકતી ગઢ ચણ્ડિની ધ્વજા-પતાકા, તે શત્રુઓના, તોપના ગોળાના આઘાતથી દંડભગ્ન થઇને જમીનપર જઇ પડી. આ એક મહા અનિષ્ટ-અશુભ ચિહ્ન હતું. પતાકાને જમીનપર પડતી જોઇ માન્ધાતાનો ચ્હેરો ઉતરી ગયો, સૈનિ હતોત્સાહ થઇ ગયા ! રાણી અંતઃપુરમાં મૂર્ચ્છિત થઇ ગઇ. સ્વયં માન્ધાતા પણ હત્ બુદ્ધિ થઇને જમીનપર ગબડી પડયા. હાહાકાર શબ્દથી આખું અંતઃપુર ગુંજી રહ્યું. આજ સમયે એક અન્ય દુર્યોગ પણ આવીને ઉપસ્થિત થયો. દુર્ગના ઇશાન કોણમાં ખાઇથી જોડાએલું બાવળ-થોર આદી કંટક યુક્ત વૃક્ષનું ગહન વન હતું. એ બાજુથી શત્રુઓના આક્રમણની લેશ પણ આશંકા ન્હોતી; અને તેથીજ તે તરફની રક્ષા કરવાની તેમને કંઈ અગત્ય જણાઈ નહિ. તેમણે તે તરફ તો બિલકુલ લક્ષ્ય આપ્યું-જ નહિ. તે સ્થળનું રક્ષણ કરવાને તેમણે યદ્કિંચિત યત્ન કર્યો નહિ. ખાઇથી માંડીને ઠેઠ કોઠની અંદર ને અંદર કેટલેક દૂર સુધી પાંચ હાથ જમીન અચાનકજ ભયંકર શબ્દની સાથે ફાટી ગઇ. શત્રુઓએ સુરંગ ખોદી તેમાં દારૂગોળો ભરીને આગ લગાવી દીધી હતી. જમીન ફાટતાની સાથે મરાઠા દળ "હર હર મહાદેવ" ગર્જના કરતાં જળ-પ્રવાહની માફક કોઇ-

પણ પ્રકારની અગવડ વગર, કોઇના લેશમાત્ર અટકાવ શિવાય દુર્ગની અંદર નિર્વિઘ્ન દાખલ થવા લાગ્યું. શોકાકુલ સતી મહાદેવીએ શોક આક્રંદનો ત્યાગ કર્યો, અને વીર રમણી સમાન એક વખત શત્રુ–સૈન્યપર તેણે દ્રષ્ટિપાત કર્યો. તેણે વિચાર કર્યો કે, હવે મ્હારે શા સારૂ આ જીવન ધારણ કરવું જોઇએ ? મ્હારા જીવનેશ્વર તેતો ચાલ્યા ગયા, હવે શું ધર્મભ્રષ્ટ થવા સારૂ હું જીવીશ કે ? તેણે આવેગ–પૂર્ણ હૃદયે એક વખત ભક્તિ–શ્રદ્ધા પૂર્વક ગઢચણ્ડિને પ્રણામ કર્યા, અને તેમના ગળામાંની માળા પોતે પહેરી પવિત્ર થઇ. સરોવરના અગાધ જળમાં પતિ સ્મરણ કરતાં પ્રવેશ કર્યો અને જોતજોતામાં મહેશ્વરી–મહાદેવી અદ્રષ્ય થઇ ગઇ ! અહાહા ! મહાદેવીએ સ્વધર્મ–પતિવ્રતાધર્મના સંરક્ષણાર્થે જળ સરોવરમાં જીવન વિસર્જન કર્યું ! તેની અનેક પરિચારિકાઓ પણ તેની અનુગામિની થઇ, તેઓએ પણ મહાદેવીની પાછળજ સરોવરમાં પડી પ્રાણાર્પણ કર્યાં ! દુર્ગની અંદરની રક્ષાનો ભાર હવે શ્રી માન્ધાતાના શિર પર પડયો. પોતાના સેનાનાયકને સિંહ દ્વાર પર રાખી એ પોતે અંદર ચાલ્યો ગયો. સતી મહાદેવીના પ્રાણ ત્યાગના સમાચાર સાંભળી મદોન્મત્ત–મસ્ત કુંજર–હાથી સમાન હાથમાં ઢાલ–તલવાર પકડી મરાઠાઓ સ્હામે યુદ્ધ કરવા ઉપસ્થિત થયો. તેણે પોતાના જીવનની દરકાર રાખ્યા શિવાય–જીવવાની લેશપણ આશા રાખ્યા શિવાય–મહાવિકટ યુદ્ધ કર્યું. અસિમ સાહસ અને અપૂર્વ શક્તિ સહિત પોતાની પ્રબલ તલવારના પ્રહાર–ઘાવથી સંખ્યાબદ્ધ–અનેક મરાઠા શત્રુઓનાં શિર ધડથી અલગ કરી નાંખ્યાં. શત્રુઓના અસ્ત્રાઘાતથી તેના શરીરમાંથી રક્તની ધારા પ્રવાહિત થઇ રહી હતી. અંતિમ, અવિરત રક્તપાતથી શરીર શક્તિ–ચૈતન્ય હિન થવા લાગ્યું. બાહ્ય જ્ઞાન પણ રહ્યું નહિ. “ મમ્માયા–ઇશ્વરી ” “ ચણ્ડિ–ભગવતી”નો ઘોર ચિત્કાર કરતા વીરવર માન્ધાતા શબરાશિપર લથડી–ગબડી પડયા ! તેજ ક્ષણે મરાઠા હવાલદારે પોકાર કરતાં કહ્યું “ સાવધાન ! શત્રુને મારવો નહિ. સેનાપતિ......નું પ્રયોજન–હેતુ સિદ્ધિ–તેના જીવન દ્વારાજ છે.”



# પંચદશ પરિચ્છેદ.

## વિચાર અને પ્રાણદંડ.



વિજય પ્રાપ્ત કરી, મરાઠાઓએ રાયવણિક દુર્ગપર પોતાનો સંપૂર્ણ અધિકાર જમાવ્યો છે. દુર્ગની સંપૂર્ણ સમ્પત્તિ નષ્ટ પ્રાય થઇ ગઇ છે. દુર્ગની અંદર એકપણ માણસ જીવતો નથી. જીવિત મનુષ્ય હિન–બહાર, અંદર, ચારે બાજુએ જ્યાં જુવો ત્યાં અસંખ્ય શબરાશિથી ઉભરાઇ જતો દુર્ગ ભયંકર સ્મશાન જેવો દ્રષ્યમાન થાય છે! ગીધ, સમડીઓ, શ્વાન, આદિ પશુપક્ષિઓના લડાલડી–ઝપાઝપીના વિકટ ચિત્કારથી સવિશેષ ભયંકરતા ઉદ્ભવે છે. દુર્ગમાંથી મહાન દુર્ગંધિ આવી રહી છે.

શ્રીશ્રીશ્રી રાય રાઘવરાયસિંહ વૈરીગંજન જગદેવ માન્ધાતા આ સમયે મરાઠાઓના હાથમાં બંદીવાન છે. શસ્ત્રાઘાતની અસહ્ય પિડાને લીધે અદ્યાપિ પર્યંત માન્ધાતા શય્યા ભૂક્ત–સૂતેલા હતા; તેને માટે હજી કંઈ વિચાર કરવામાં આવ્યો નથી–તેમને માટે હજી–કાંઇ ધારવામાં આવ્યું નથી. આજ વિચારનો દિવસ છે. બે પ્રહરનો સમય છે. મહારાષ્ટ્ર–વ્યૂહના બરાબર મધ્ય ભાગમાં આવેલા એક સુરમ્ય મંડપમાં, વિચાર કરી—ફેંસલો આપનાર ભાસ્કર પંણ્ડિત બેઠા છે. આજુબાજુ કિસનજીરાવ, જયન્તરાવ, ગોપાલજીરાવ, આદિ સેનાપતિ તેમજ કર્મચારી જનો ઉપવિષ્ટ છે. અમારા પૂર્વ પરિચિત પેલા શિવશંકર ભાલચીર પણ ઉપસ્થિત—હાજર છે. એજ સમયે ચમકતી–ચમક ચમક થતી હાથમાં નાગી તલવાર સહિત પચાસ સિપાહીઓથી ઘેરાએલા, બંદીવાન–બદ્ધ હસ્ત રાયવણિક દુર્ગેશ્વર શ્રીમાન માન્ધાતાને વિચારસ્થળમાં લાવવામાં આવ્યા. પિંજરમાં પૂરાએલા ક્રોધોન્મત્ત કેસરી સમાન માન્ધાતાસિંહે એક વખત તીવ્ર કટાક્ષથી ભાસ્કર પંડિત તરફ દ્રષ્ટિ ફેંકી, અને મહાન્ નિર્ભયતાપૂર્વક તેમજ ગંભીરતાથી તેઓ માત્ર ચૂપ-

ચાપ ભાસ્કર પંડિત સાનિધ્ય ઉભા રહ્યા. માન્ધાતાની સાથે એક અન્ય બંદીવાનને પણ લાવવામાં આવ્યો હતો. તેનું નામ રાયગુરૂ વનમાળી વાચસ્પતિ છે. અસંખ્ય જોનારા છેવટના પરિણામની રાહ જોતા ચૂકાદો આપનાર—વિચાર કરનાર ભાસ્કર પંડિતના મ્હોં સામે એકજ દ્રષ્ટિએ ઉભા ઉભા જોઇ રહ્યા છે. સમસ્ત દરબાર—મંડપગૃહ નિસ્તબ્ધ છે. રાજકીય વકીલ ગણપતરાવે કહ્યું: "રાયવણિક દુર્ગના અધિપતિ—માન્ધાતા! સાંભળો, તમે રાજદ્રોહી છો. પ્રબળ પ્રતાપાન્વિત વરાડ—દરબારે મોકલેલા દૂતનું તમે ઘણુંજ અસહ્ય અપમાન—અસમ્માન કર્યું છે. શત્રુ—પક્ષમાં મળી જઇ તમે રાજકીય સૈન્ય વિરૂદ્ધ—સ્હામે શસ્ત્ર ધારણ કર્યા છે. તમારા કરેલા અપરાધ પર આ સ્થળે વિચાર થશે. તે પરત્વે તમારે જે કંઇ કહેવું—કરવું હોય તે કહો." આ પ્રકારે બંદીવાન બનીને તથા અપમાનસૂચક શબ્દોથી સંબોધિત થવાથી માન્ધાતા એટલા બધા ક્રોધિત થયા કે, તેઓ તેનો લેશ માત્ર ઉત્તર આપી શક્યા નહિ. તે તો પૂર્વવત નિર્ભયતાપૂર્વક મૌન્ય ધારણ કરી ઉભાજ રહ્યા.

શિવશંકર માલવીરે કહ્યું: "માન્ધાતા! જુવો, મ્હેં રાયવણિક દુર્ગથી પાછા ફરીને અહીં આવીને સેનાપતિ ભાસ્કર પંડિતને સમજાવી દીધું છે કે: તમે તો મ્હને કંઇ પણ કહ્યું કર્યું નથી; પણ તમારા રાયગુરૂએ—બંદીવાન બ્રાહ્મણેજ—મુખ્યત્વે મ્હારૂં—વરાડ દરબારનું અપમાન કર્યું છે. જો આ ઘડીએ ત્હમે શ્રીમાન સાનિધ્ય ક્ષમા પ્રાર્થના કરી લ્યો તો તમારૂં જીવન સંરક્ષણ થઇ શકે તેમ છે. એ નરાધમ—બ્રાહ્મણ તો અવસ્ય પ્રણદંડનેજ પાત્ર છે."

શિવશંકર માલવીરનું કથન સાંભળીને રાયગુરૂ વનમાલી વાચસ્પતિ વાતાહત્ કદળી વૃક્ષ સમાન ધ્રુજી—કંપી રહ્યા હતા. જો આજુબાજુના પહેરેગિરોએ તેને પકડી ના લીધા હોત તો તેઓ અવસ્ય જમીનપર ગબડી—ઉથલી પડત.

પોતાને માટે તો માન્ધાતાને બિલકુલ ચિન્તાજ ન્હોતી. તેમણે રાજકીય વકીલોના કહેવાનો તો કંઇજ પ્રત્યુત્તર આપ્યોજ નહિ; પરન્તુ રાયગુરૂની અવસ્થા જોઇને તેમણે તુરતજ કહ્યું: "વકીલ! તમે સહજ ભાસ્કર પંડિતને સમજાવો કે, એ બ્રાહ્મણ તદ્દન નિર્દોષ છે. તેણે માત્ર મ્હારી આજ્ઞા

પ્રમાણેજ સર્વ કહ્યું છે. તમારે સમજી—માની લેવું જોઇએ કે જે શબ્દો એણે કહ્યા છે તે સ્વયં હું પોતેજ બોલ્યો છું. તમે ચોક્કસ—નિશ્ચય માનજો કે: આ નિર્દોષ બ્રાહ્મણની પ્રાણ—હત્યાથી, તેના અભિશ્રાપથી અખિલ મહારાષ્ટ્રનું નિકંદન નિકળી જશે." શિવશંકર માલવીરે કહ્યું: "માન્ધાતા ! સાંભળો, વિનિત થાઓ. તમારા જીવન—સંરક્ષણને માટે હું અનુરોધ કરીશ."

માધાન્તાએ કહ્યું: "ક્ષમા ! એવો કયો વિચાર કરનાર મૂર્ખ છે ? હું કોઇની પાસે ક્ષમાયાચના નહિ કરૂં. હું ક્ષમા યાચું ? આ સાંભળીને ભાસ્કર પંડિતે અતિશય ક્રોધ પૂર્વક કહ્યું: "દુર્ગપતિ ! જો, તું રાજદ્રોહી છે, પ્રાણદં-ડને લાયક છે. ત્હારે જે કંઇ કહેવું હોય, ત્હારા બચાવનાં જે કંઇ સાધનો મ્હારી સમક્ષ રજુ કરવાનાં હોય તે કરી લે—કહી દે. ક્ષમા પ્રાર્થના શિવાય જીવન—સંરક્ષણની જે આશા રાખીશ તે આકાશ કુસુમવત્ છે."

માન્ધાતાએ કહ્યું: "રાજદ્રોહી ? રાજા છે ? ગજપતિ ગાંડેશ્વર એ મ્હારો રાજરાજેશ્વર છે. ઉત્કલના પ્રત્યેક દુર્ગપતિ એજ રાજરાજેશ્વરની પ્રદાન કરેલી—આપેલી સંપત્તિથી પ્રતિપાલિત થઇ રહ્યા છે. દુર્ગપતિ કોઇ કાળે રાજ-દ્રોહી નથી. કેવળ એજ રાજેરાજેશ્વરના સિંહાસન નીચે તેનું મસ્તિક ચિર-કાળ પર્યંત નમેલું રહેશે."

ભાસ્કર પંડિત: "ગજપતિ વંશ ? એ તો આજકાલ મહા મહિમા-વાન વરાડ—અધિપતિની એક માત્ર સામાન્ય પ્રજા છે. રાઘોજી ભોંસલે એ એકજ માત્ર આ સમયે સમસ્ત ઉત્કલ ખંડના અધિશ્વર છે. ત્હેં મહારાજાની સ્હામે અસ્ત્ર ધારણ કર્યાં, આ વિપ્રાધર્મ ભરી સભા વચ્ચે મહારાજાધિરાજનું અપમાન—નિન્દા કરી ? ઉભય પ્રાણદંડને પાત્ર છે."

માન્ધાતા: "સાંભળો, ભાસ્કર પંડિત ! સાંભળો. તમે લોકોએ ભર-તખંડના રાજાઓના મુકુટમણિ ગજપતિવંશના આ પુણ્ય—પવિત્ર દેશને ખેદાન મેદાન કરી નાખ્યો છે ! અસંખ્ય નિર્દોષ—બિચારાં બાળકો, અને અનેક નિર્દોષ સ્ત્રીઓની હત્યા કરી છે. હવે આ તદ્દન નિર્દોષ બ્રાહ્મણની બ્રહ્મ હત્યા પણ શિરપર વ્હોરી લ્યો, પણ યાદ રાખજો કે એ બ્રાહ્મણની હત્યા કરવાથી તે સર્વ શક્તિમાન જગન્નિયંતા તમને અવશ્ય તેનો બદલો આપશે.

તમને તેનો ઉચિત દંડ મળ્યા સિવાય નહિંજ રહે.”

ઉપરોક્ત કથન ભાસ્કર પંડિત સાંભળી—સહન કરી શકયો નહિ. અત્યાચારીની સ્હામે કદી તેના અત્યાચારોનું વર્ણન કરવામાં આવે તો તે ક્રોધિત થઇ ઉઠે એ વાત તો સ્વાભાવિકજ છે. તેની આગળ સર્વ શક્તિમાન પરમેશ્વરનું નામોચ્ચાર કરવું એ તો તેને અવશ્ય ઘણુંજ અસહ્ય લાગે. પાપાત્માઓના કાનમાં વળી ભગવન્નામના પડઘા શા ?”

અમે તો કહીએ છીએ કે શ્રીમાન માન્ધાતાએ તેની સમ્મૂખ પરમાત્માનું નામ લીધું તે ઘણુંજ અયોગ્ય કર્યું ! તેમને વળી ઇશ્વરની બ્હીક હોય કે ? આત્મસુખ પિપાસુ મહત્વાકાંક્ષિ મનુષ્યોના હૃદયમાં તે શાન્તિ-દયા–પરમાત્મ પ્રેમ–બ્હીક હોય કે ?

યથાસ્થિત છે. બ્હીક તો હોય બાયલા–નામર્દોને ! ભડવીર ભાસ્કર પંડિતના મ્હોં આગળ એવી ઇશ્વરી સત્તાનું માન્ધાતાએ સ્પષ્ટિકરણ કર્યું એ કેવું કર્યું કહેવાય ? માન્ધાતાઃ–

બ્હેરા કને સિતારના શું તાર છેડીએ ?
અંધા કને કિનખાબના શું પટ ઉકેલીએ ?
નીજ માન મેલીએ.

માન્ધાતાના શબ્દોથી જેના અંતરમાં આગ સળગી રહી છે તેવા ભાસ્કર પંડિતે તીવ્ર સ્વરે આજ્ઞા કરીઃ “સિપાહિઓ ! આ સભામંડપ વચ્ચેજ–મ્હારી નજર સમક્ષ આ નરાધમોનો વધ થવો જોઇએ. વિલંબ કરવાની બિલકુલ આવશ્યકતા નથી. સર્વ સભાસદોએ નિઃશ્વાસ મુકીને પોતપોતાના માથાં નમાવી દીધાં ! તેઓ સર્વ નીચું મ્હોં કરી જમીન તરફ જોઇજ રહ્યા ! માન્ધાતા પૂર્વવત્ નિર્ભયપણે પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરતા ઉભા હતા તેજ સ્થળે આંખ મીચી ઇશ્વર ધ્યાનમાં હાલ્યા ચાલ્યા સિવાય માત્ર ઉભાજ રહ્યા. આજ્ઞા થતાંજ ઘાતક સિપાહિઓ આવીને ઉપસ્થિત થયા. જોત જોતામાં એ મહાવીર માન્ધાતાની સાથે રાયવણિક દુર્ગના વીર વંશનું નામ પણ લુપ્ત થઇ ગયું ! ! !

---

## ષષ્ઠદશ પરિચ્છેદ.

### અનાથિની.



સુવર્ણ રેખા નદીની ઉત્તરે, મધુપુર નામક એક ન્હાનું ગામ છે. બધાં મળીને એ ગામમાં એકંદર બ્હોતેર ઘર છે. તેમાં નિવાસ કરનારા પ્રત્યેક માણસો એકજ જાતિના જાગિરદાર છે. નષ્ટ–ભ્રષ્ટ અને પાદર જેવાં થઈ ગએલાં મ્હોટાં ઘર તેના પૂર્વ ગૌરવનો પરિચય કરાવે છે. અધિકાંશે ઘર જન–શૂન્ય છે. કેટલાંક ઘરોમાં વૃદ્ધા સ્ત્રીઓ, ભયાતુર પુરૂષ તથા બાળક બાલિકાઓ નિવાસ કરે છે. ગામની સરહદમાં જેટલી જમીન છે તે સઘળી બ્હોતેર ભાગમાં વિભક્ત છે. ગામ સિપાહિઓને જાગીરમાં મળેલું છે. તેના શીર્ષ–પ્રદેશ–ભાગમાં એક પુષ્કરિણી–નદી છે. તેનું જળ દર્પણ જેવું સાફ અને નિર્મળ છે. અનેક પ્રકારની ન્હાની ન્હાની માછલીઓ પાણીમાં કુદ્યા કરે છે. સૂર્યના પ્રકાશથી તેની ચાંદીના જેવી ધવલ–ધોળી આભા ઘણીજ સરસ–મનોહર લાગે છે. નદીની વચ્ચોવચ એક મજબૂત સ્તમ્ભ બનાવેલો છે. ચારે બાજુ કમળ–પત્ર વાયુમાં લહરી રહ્યાં છે, અને તે પર તેનાં સફેદ પુષ્પની છટા ઘણીજ મનોહર જણાય છે. કોક કોક ઠેકાણે રતાળૂનાં બે ચાર લાલ ફુલ પણ ખીલી રહ્યાં છે. પાસેજ એક આંબાવાડીયું છે. તેની નજીકના રસ્તા ઉપરજ, આસુતોષ ભગવાન સદાશીવ–મહાદેવજીનું દેવળ છે. તેની સ્હામેજ એક વડનું વિશાળ વૃક્ષ છે. નદી કિનારે બેસીને પેલાં બે બગલાં મહા ધ્યાન લગાવીને ભોળાનાથની આરાધના તો નહિ કરી રહ્યાં હોય ! વાહ ! વાહ ! શું તેમની એકાગ્રતા–તન્મયતા ? બગ ભગત ! ધન્ય તમને ! ધન્ય ત્હમારી શાન્ત–સાત્વિક વૃત્તિને ! પેલી તોફાની તો એકલી માછલીઓજ કે તેમને જરાકે જંપ વળે છે ? પાણીમાં એમની મેળે કૂદાકૂદ અને ગુલાંટ ખાતીજ જાય. ગમે તેમ પણ માછલાં તો મહા તોફાની.

અનંતરશ્મિ સૂર્ય ભગવાન અસ્તાચળમાં સંતાવા લાગ્યા. હજી બરાબર અંધકાર છવાયો નથી. શિવાલય સમિપ પેલા વટ—વૃક્ષ નીચે કોઇ એક મલિન વદના યુવતી કપોલ પ્રદેશપર હાથ ટેકવી વિચારમગ્ન અવસ્થાએ માત્ર પેલાં બે ધ્યાનસ્થ બગલાં તરફ અનિમિષ નેત્રે માત્ર જોઇજ રહી છે. બેઉ બગલાં એક બીજાની પાસેજ બેઠાં છે. ક્વચિદ્ ક્વચિદ્ ગળા સાથેજ ગળુ લગાવીને "કીરૈં કીરૈં" શબ્દ કરી દે છે. પુનઃ શાન્ત—સમાધિમાં ! પેલી યુવતીએ પોતાના મનથીજ કલ્પના કરી—દ્રઢ ધારણા બાંધી કેઃ કદી જો આ સંસારમાં કોઇ પણ સંપૂર્ણ સુખી હોય તો તે એકજ માત્ર આ ઉભય પક્ષીની જોડીજ છે. આહા ! એવા કયા પુણ્ય—પ્રભાવને લીધે તેઓ આટલાં બધાં અપૂર્વ સુખી છે ? કયા પુણ્ય—બળે તેમને આ સુખ પ્રાપ્ત થયું છે ?

થોડી વારમાં ચારે બાજુ અંધકાર પ્રસરી ગયો, અને એ ઘોર અંધકારમાં ઉક્ત વિહંગ—દમ્પતિ અદ્રશ્ય થઇ ગયાં. એક દીર્ઘ નિશ્વાસ મૂકી યુવતી પોતાના મનથીજ ચિન્તા કરવા લાગીઃ "હા વિધાતા ! ત્હેં મ્હારા નસિબમાં શું લખ્યું હતું ? એક સારા જમીનદારની છોકરી, મા—બાપની એકની એક અપૂર્વ લાડકવાયી, કેવા સુખ અને કેટલા પ્રયત્ન—કાળજીથી મ્હારૂં લાલન—પાલન થયું હતું, કેવા આનંદ—ઉત્સવમાં મ્હારા દિવસો નિર્ગમન થતા હતા ! સર્વ નાશ તો થઇજ ગયું હતું, અનાથા સ્વરૂપે જે પવિત્રાત્માઓના આશ્રયમાં હતી, જેઓ મ્હને પોતાની કન્યાથી પણ વધારે સમજતા હતા, અને જેની શિતળ સ્નેહભરી છાયામાં રહી હું મ્હારૂં શેષ જીવન વ્યતીત કરવા ઇચ્છા રાખતી હતી, હા ! વિધે ! તેમનાથી પણ ત્હેં મ્હને અલગ કરી દીધી ! ત્હેં મ્હારા તે અભયદાતાનો પણ વિયોગ કરાવ્યો ! મહાદેવી શરૂવાતથીજ જાણતાં હતાં કેઃ "મરાઠાઓ રાયવણિક દુર્ગપર પોતાનો અધિકાર જમાવશે; અને માત્ર એજ કારણથી તે દિવસે ચાર પરિચારિકાઓ અને કેટલાક સિપાહિઓ સાથે મ્હને દુર્ગના ગુપ્ત દ્વારથી મધુપુર પહોંચતી કરી. મ્હેં કેટલો વિલાપ કર્યો, ચરણમાં પડીને કેટલી પ્રાર્થના કરી કેઃ તમારી અમી ભરી આંખ આગળથી મ્હને રજ અળગી ન કરો, પણ મ્હારી કોઇ વાતપર એ સતી મહાદેવીએ બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ, અને

ઉલટું મ્હને સાન્તવન આપ્યું કે: "બ્હેન ! હું થોડાક દિવસમાં ત્યાં આવીને ત્હને મળીશ. અત્યારે સાંભળું છું કે: તેઓ સ્વર્ગવાસી થયાં, પરમકૃપાળુ પરમાત્માના પરમ ધામનાં અધિકારી થયાં ! મહાદેવી જનનિ–સ્વરૂપા મ્હને મૂકીને અમર લોકમાં ચાલી ગઇ ! ધિક્કાર છે મ્હારી બુદ્ધિને ! ધીઃક પડયો મ્હારા આ જીવનમાં ! હું શા સારૂ તેમનો ત્યાગ કરીને એકલી ચાલી આવી ! મા ! ત્હમે તો મ્હને ત્હમારી પુત્રીથી પણ અધિક સમજતાં હતાં. મ્હેં તમારો એવો કયો–શો અપરાધ કર્યો કે, મ્હને એકલી નિરાધાર મૂકીને વૈકુંઠવાસી થયાં ! હાય ! મા ! તું મ્હને રવડતી–રખડતી મૂકીને ચાલી ગઇ કે ! મધુપુર વાસી સ્ત્રીઓએ મ્હને અમંગળા–અપશુકનીયા, દુર્ભાગિની કહીને ગામમાંથી પણ બહાર કાઢી મૂકી ! એમનું સમજવું પણ યથાન્યાય છે. મ્હારા આવતાની સાથેજ રાયવણિક દુર્ગનું સત્યાનાશ વળી ગયું ! મધુપુરની સ્ત્રીઓ વિધવા થઇ. તેઓ મ્હને અનેક પ્રકારની બિભત્સ ગાળો દે છે–મ્હારાપર ગાળોનો વરસાદ વરસાવે છે–તેમાં તેમનો લેશ પણ દોષ નથી ! તેઓ બિચારી પોતાનું સર્વસ્વ ગુમાવીને રોઇ રોઇને મરી રહી છે. હુંજ બે-નસિબ છું. વાસ્તવિક જોતાં એ સર્વાશે સત્ય છે કે: હુંજ અમંગળા છું."

"દિકરી ! તું કોણ છે ?" "ત્હારૂં ઘર ક્યાં છે ?" "તું શું ખાય છે ?" "તું અહીં કેમ બેઠી છે ?" પ્રત્યુત્તર મળવાનો કંઇંજ નહિ છતાં તે ઉપરા ઉપરી પ્રશ્ન કરવાજ લાગી. એકાએક ચમકીને યુવતીએ દ્રષ્ટિ કરી તો તેને જણાયું કે પ્રશ્ન કરનાર એક અત્યંત વૃદ્ધા, મલિનવદના, અસ્થિચર્માવશિષ્ટા સ્ત્રી પોતાના સમિપ ઉભી છે. તેણે અંગપર એક મેલું વસ્ત્ર પહેરેલું હતું. આખા શરીરપર જ્યાં ત્યાં કરચલીઓ પડેલી હતી. સર્વાંગ કંપી રહ્યું હતું. માથું ઉઘાડું હતું. તેલહિન સફેદ કેશ પવનને લીધે ફરફર ફરફર ઉડી રહ્યા હતા. જમણી બગલમાં એક ટેકો રાખેલો હતો, અને ડાબા હાથમાં ટેકો મૂકીને ચાલવાને માટે એક વાંસની ન્હાની લાકડી પકડેલી હતી. તે અંધકાર અને પોતાના શરીરનો વર્ણ એકમેક કરીને ઉભી હતી. તે વૃદ્ધ અમારી વિશેષ ઓળખાણ–પિછાનવાળી છે. એ પોતાના બન્ને સૈનિક પુત્રો, બન્ને વહુઓ તેમજ સર્વ સમ્પત્તિને ગુમાવી ખાલી–આવળીયા

જેવી થઇ ગઇ હતી. એ ફત્તેસિંહની મા હતી. તેને જોતાની સાથે આજ કોઇ એવું કહી શકે એવું ન્હોતું કે: "અહાહાહા! એ કોણ—એનું ઘર કોણ? એના જેવું તે ઘર—સુખ વૈભવ! સમયે તેની સ્થિતિ અને સીકલ ફેરવી નાંખી! સંસારમાં સ્થિતિ અને સમયનીજ બલિહારી છે. વૃદ્ધાનું મ્હોં એક પળ પણ બંધ રહેતું નહિ. પળે પળે જેની તેની સાથે ધાંટાધાંટ—લડાલડ કરતી ફરતી. જે રસ્તે થઇને એ જતી હોય તે રસ્તે થઇને જવાની કોઇ પણ સ્ત્રી પુરૂષ હિમ્મત કરી શકતું નહિ. જડ—ચેતન પ્રત્યેક વસ્તુ સાથે હમેશાં લડા—જગડી કરવા છતાંય તેના જીવને શાન્તિ—સંતોષ મળતો નહિ. કુતરાં, બિલાડાં, વૃક્ષ, પત્ર, ફળ, ફુલ, કાગડા, ચકલી, કીડી—મકોડી જે કંઇ તેની નજર તળે આવતું તેનો છાલજ છોડતી નહિ. જે હાથમાં આવ્યું તેના કુચા—પાણી કાઢી નાંખ્યા સિવાય તેને જરા જંપજ ના વળેને! લડવામાંથી તેને ઘડીની ફુર્સત મળતી નહિ. છેવટે કંઇ નહિ તો મચ્છર સાથે પણ મારામાર—ગાળાગાળી કર્યા કરે!

વટવૃક્ષ નીચે બેઠેલી અનાથા યુવતીનો પરિચય આપવાની અમે ધારીએ છીએ કે કંઇજ અગત્ય નથી. એ તો એજ અમારા પાઠકોની પૂર્વ પરિચિતા પેલી વિદેશિની અને લક્ષ્મી સ્વયં પોતેજ છે.

ફત્તેસિંહની મા અને લક્ષ્મી ઉભયની વચ્ચે જે કંઇ વાતચિત થઇ તેનો સારાંશ આ છે.

વૃદ્ધની તરફ દ્રષ્ટિ કરી દીન ભાવે લક્ષ્મીએ કહ્યું. "માજી! હું તો સહજ આ સ્થળે બેઠી છું. તમે તમારી મેળે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યાં જાઓ."

વૃદ્ધા: "હા, હા, બસ, એ તો હું સમજી ગઇ. તું મરાઠો છે ને? વળી આજ પાછો ફરીથી આવ્યો છે? સ્ત્રી થઇને આવ્યો છે. બતાવ, કહે કહે, ત્હારો ઘોડો ક્યાં છે?"

લક્ષ્મી: "ના, માજી! ના, હું મરાઠો નથી. હું મહાન્ દુઃખિની છું. તમે મ્હને ગાળો દેશો ના. મ્હારા પર વ્યર્થ શા સારૂ ક્રોધ કરો છો?

વૃદ્ધા: "હું ત્હને ઓળખું છું—સારી રીતે ઓળખું છું. તું ત્હારે

ત્હારી ચાલાકી ત્હારી પાસે રાખને! તું મરાઠો નથી તો આવી મીલાવી માલાવીને વાતો કેમ કરે છે? પણ હવે ત્હારે અહીંથી લેવાનું બાકી શું રહ્યું છે ઠીકરાં? હવે અહીં શું એવું રહી ગયું છે કે તું લઇ જઇશ? લેવી હોય તો લે મ્હારી પાસે તો આ વાંસની લાકડી છે. મ્હેં તેજ વખતે મ્હારા બેય છોકરાઓને કહ્યું હતું કે, અરે! બેય વહુઓને લઇને ચાલો જંગલમાં જઇને છુપાઇ રહીએ. માલ-મતા તો ગઇ તો બળી. એ અત્યાચારી મરાઠાઓ સાથે વિવાદ કરવામાં મજાહ નથી; પણ તે તે વળી મ્હારી રાંકડી ગરીબડી ડોસીનું કહ્યું ગણકારે? ઢાલ-તરવાર લઇ લઇને પ્રબળ શત્રુઓની છાતી પર પગ દઈને ઉભા રહ્યા-ખૂબ લડયા, પણ કયાં એ મ્હોટા યોદ્ધાઓ, અને કયાં મ્હારાં કુમળાં ફુલ? થોડાજ સમયમાં આ દુનિયામાંથી ચાલતા થયા. મરી ગયા એ તો ઠીકજ થયું, પણ માર્યા છે પાર વિનાના! હાય, હાય, તને તો ચકલીની માફક ચુંથી નાંખે."

લક્ષ્મીઃ "ના, મા! હું કદી મરાઠો નથી. મરાઠાઓ તો મ્હારા પૂરા શત્રુ છે."

વૃદ્ધાઃ "બસ બસ. રહેવા દે. તું મ્હને શું સમજાવે છે? મ્હારી ઉમ્મર નેવૂ-સો વર્ષની, હું તો હવે મરવા-મ્હોત માગું છું. મ્હારી કોઠીઓમાં અનાજ માતું ન્હોતું. ગૌશાળામાં કેટલી તો ગાયો! બબ્બે વહુઓ, સોના-ચાંદીથી ઘર ભરેલું હતું. દુધ, દહીની તો કંઇ કમીજ નહિ. હાય! મ્હારી કાબરી ગાય કયાં ગઇ? તું તેનું દુધ ખાઇને કેવો હષ્ટ-પુષ્ટ થયો છે! ત્હારા હાથમાં આ સોનાની પહોંચિઓ છે. ત્હેં કિમતી રેશમી સાડી કયાંથી—કેવી પહેરી છે! ભલા, ત્હેં તે શા સારૂં આવું રૂપ ધારણ કર્યું છે? હવે એ રૂપ ધારણ કરવાથી તું શું અહીંથી શકોરાં લઇ જઈશ?"

લક્ષ્મીઃ "માજી! મ્હારા મ્હો આગળ એવી નકામી-વ્યર્થ વાતો ન કરો. મ્હને અભાગિનીને વધારે દુઃખી ન કરો. હું સત્ય કહું છું-હું મરાઠો નથી. મ્હને મરી ગએલીને હવે ત્હમારાં વચનોનો માર મારવો રહેવા દો-બંધ કરો."

વૃદ્ધાઃ "મારીશ, મારીશ, તુંજ મ્હને મારીશ કે?" એવું કહેતાંની

સાથે વૃદ્ધા એના હાથમાંની વાંસની લાકડી લક્ષ્મીને મારવા દોડી. લક્ષ્મી બિચારી બ્હી-ગભરાઇને પાછી હઠી, જરીક આઘી-પાછી થઇ ગઇ. ગાળો દેતી દેતી ગાંડી ડોસી એની મેળે ગામમાં ચાલી ગઇ.

વૃદ્ધાના ગયા પછી લક્ષ્મી પોતાના જીવતરને ધિક્કારતી કહેવા લાગી: "હું જયાં ગઇ ત્યાંથી દરેકે મ્હને ધુત્કારીને કાઢી મુકી. ધિક્કાર પડ્યો આ જીવતરમાં ! હવે મ્હારે ક્યાં જવું ? સંસારમાં મ્હારે માટે એક પણ સ્થળ નથી. જો કદી કોઇ મરાઠાઓના હાથમાં સપડાઇ ગઇ, તો તો પૂરા ભોગજ વળ્યા-તો તો સત્યાનાશ વળી જશે ! હવે આ જીવન ધારણ કરવાનું કંઇ પ્રયોજન ? મહાદેવી પરલોકમાં છે. ભલા, ત્યાં જવાથી તેને તો મળી શકીશ. તેણે સરોવરમાં પડી જીવન વિસર્જન કર્યું. આ પણ સરોવર-સરિતાજ છે. પાણી સિવાય અન્ય કંઇ છે કે ? માત્ર નામજ જૂદાં, ત્યારે મ્હારે શાસારૂ હવે વિલંબ કરવો જોઇએ ? લક્ષ્મીએ આકાશ તરફ દ્રષ્ટિ કરી એક વખત સર્વ નક્ષત્રોને સારી રીતે જોયાં. ફરી એ પોતાની ચારે બાજુ નજર કરીને, હાથ જોડી, આંખો બંધ કરી, આ પ્રમાણે પ્રાર્થના કરવા લાગી:—

" હે જગદિશ ! હે ગંગે ! " ઠીક, એજ સમયે લક્ષ્મીના કર્ણદ્વાર પર આવતા કે શબ્દ અથડાયા: " ના, મા ! અમે મરાઠા નથી. જુવે છે-એ દુઃખિની વૃદ્ધાઓ-" લક્ષ્મીએ ચમકતાંની સાથે નજર કરી તો તેને જણાયું કે: શબ્દો મંદિરમાંથી આવે છે. તે વિચારસાગરમાં તણાવા લાગી કે: શબ્દ-સ્વર તો અમૃત સમાન મ્હારી જનેતાને મળતો છે. શું આ તે મ્હારો વ્યર્થ ભ્રમ છે કે અન્ય કંઇ ? અથવા હું સ્વપ્નમાં તો નથી. ફરી એક વખત દ્રષ્ટિ ફેંકી, બરાબર એ દિશા તરફ કાન માંડીને ઉભી રહી. પુનઃ એકવાર તેણે સાંભળ્યું: " હાયરે વાદળ ! હાય મ્હારા પતિદેવ ! હા, આ કેવું અનિષ્ટ !" હવે લક્ષ્મીને સંપૂર્ણ વિશ્વાસ ઉપજ્યો કે: એ અમૃતમય-સુધા વર્ષણીય વાણી નિશ્ચય મ્હારી માતૃદેવીનીજ છે. શિવાલયનો દરવાજો-દ્વાર તો ઉઘાડુંજ છે. કોઇ જોવામાં તો આવતું નથી. ફરી શબ્દ થયો—" હા ! જગદિશ ! ત્હારા દર્શનને માટે ઘણે દૂરથી આવ્યા હતા. ત્હારી આવી ઇચ્છા શાથી થઇ ? " લક્ષ્મીએ વિચાર્યું કે: "ઓ ! આ તો મ્હારાં સાસુનો સ્વર છે ! " એ

ગભરાતી શિવાલય તરફ દોડી ગઇ; પણ એ દેવાલય જન-શૂન્ય હતું. શક્તિ ઉપર શિવલિંગ વિરાજીત હતું. ઘોર-ભીષણ અંધકાર પ્રસરી રહ્યો હતો ! લક્ષ્મી આખું દેવાલય ફરી વળી; એક એક સ્થાનને ત્રણ ત્રણ, ચાર ચાર વાર જોઇ નાંખ્યું પણ કોઇ મનુષ્ય તેની નજરે ચઢયું નહિ. વારંવાર શિવ-લિંગ અને શક્તિપરજ હાથ પડતા હતા. દેવાલયની ચારે બાજુએ જ્યાંત્યાં દરેક સ્થળે શોધ-ખોળ કરીને જ્યારે લક્ષ્મી થાકી ગઇ, ત્યારે દિવાલને ટેકવીને એકદમ હતાશ થઇ ભોંયપર બેસી ગઇ, અને હાથ જોડીને મંગલ મૂર્તિ મ્હેશ ભગવાનની પ્રાર્થના કરવા લાગીઃ—

" હે પરમાત્મન્! પુનઃ એક વખત કૃપા કરો. ફરી એક વાર એ શબ્દ સંભળાવો. એ સુધામધુર વચનો એક વાર સંભળાવી મ્હારા દગ્ધ થતા હૃદયને શીતળ કરો. " લક્ષ્મી પુનઃ પુનઃ પ્રાર્થના કરવા લાગી. હવે તો પ્રાર્થના કરવાની પણ તેનામાં શક્તિ નથી. એક હાથે વંદન કરીને અંધકારમાં બેઠી બેઠી સતૃષ્ણ નયને નગદૂહિતાપતિ ભગવાન ચંદ્રશેખરની મૂર્તિ તરફ જોવા લાગી. આખું દેવળ અંધકારમય હતું, પરન્તુ તેનું હૃદય-મંદિર તો તેથી પણ વધારે અંધકાર પૂર્ણ હતું. તેની બુદ્ધિ વિચલિત થઇ ગઇ હતી. તેના ચિત્તમાં સહજ વિચાર સરખો ન્હોતો ઉદ્ભવતો. કેટલાક સમય પર્યંત એ એવી મૂઢ જેવી અવસ્થામાં રહી. તેની આંખમાં એકાએક ઘેન આવવા લાગ્યું-ઉંઘ આવવા લાગી. અજ્ઞાતાવસ્થામાંજ નિદ્રાદેવીએ તેને પોતાની ગોદમાં લઇ લીધી. આવી ચિન્તાતુર, હૃદયમાં આગ સળગી રહી હોય તેવી-અવસ્થામાં તે ઉંઘ ક્યાંથી ! ગમે તેમ પણ લક્ષ્મી તો ગાઢ નિદ્રામાં નિમગ્ન થઇ ગઇ.

લક્ષ્મીએ સ્વપ્ન અનુભવ્યુંઃ—અતિ રમણીય, સન્તાનિલ-પ્રવાહિત, સુખશાન્તિ યુક્ત, પ્રસ્ફુટિત-અર્ધ વિકસિત્ પારિજાત પુષ્પથી પરિપૂર્ણ નન્દન કાનનની અપૂર્વ મહાન્ હૃદયગ્રાહી શોભા-દ્રષ્ય છે. અનેક દેવ-દેવી યાત્રાળુઓ ગો-લોકની યાત્રા કરવાના ઉદ્દેશ્યથી રસ્તે ચાલ્યાં જાય છે. લક્ષ્મી પણ એક પાલખીમાં પોતાના સ્વામીની ડાબી બાજુ બેસી, તે યાત્રાળુઓની સાથે ચાલી જાય છે. કેટલેક દૂર સુધી તો સૌ કોઇ અતિ શાન્તિ પૂર્વક ગયાં પણ

આગળ જતાં અચાનક મ્હોટા મ્હોટા દાંતવાળાં જંગલી ડુક્કરો ભૂંડના એક ટોળાએ ખૂબ જોરથી તેઓપર આક્રમણ કર્યું. યાત્રાળુઓ એક બીજાથી જૂદાં પડી પોતપોતાના જીવન—સંરક્ષણાર્થે આમતેમ, જ્યાં ફાવ્યું ત્યાં વિખરાઇ ગયા. લક્ષ્મી પણ પાલખીમાંથી ઉતરી એક બાજુ નાસવા લાગી. માર્ગમાં એક દેવી બેઠી હતી; તેણે લક્ષ્મીને પોતાની પાસે બોલાવી આશ્રય આપ્યો. વળી પણ શૂકર—ભૂંડનું દળ ફરીથી આવ્યું. દેવીથી લક્ષ્મીની રક્ષા થઇ શકી નહિ. ભયાકુળ થઇને લક્ષ્મી નાસવા લાગી. શો દિવસ અને શી રાત, તે તો એની મેળે વખતો વખત—હરઘડી નાસતીજ રહી. કેટલાં ગામ, કેટલાં નગર, રસ્તામાં કેટલાંય કોણ જાણે નદી—નાળાં આવ્યાં તે પાર કરીને પણ લક્ષ્મી અવિશ્રાન્ત સ્થિતિએ નાસતીજ રહી. આખર એક દેવ—નગરમાં પહોંચી. દેવ—દૂતોએ સત્વર પેલા શૂકરના યુથને નસાડી મૂક્યું. કેટલીક દેવ—કન્યાઓ પણ ત્યાં પરિભ્રમણ કરી રહી હતી. તેઓ પતિવ્રતા, સતી, સાધ્વી, સૌભાગ્યવતી આદિ શબ્દથી લક્ષ્મીને સંબોધિત કરતી, તેને આદરપૂર્વક પોતાની સાથે સાથે લઇ ચાલતી થઇ. લક્ષ્મીનો જીવન દેવતા—હૃદયેશ્વર, સ્વામી એક રત્નમય સિંહાસન પર વિરાજીત હતો. દેવબાળાઓએ લક્ષ્મીને તેના પતિના પાર્શ્વ ભાગમાં બેસાડી દીધી. એજ સમયે એક પક્ષી "કોણ છે? કોણ છે?" કરતું મંદિરના શિખર પર આવીને થાક ખાવા લાગ્યું—બેઠું. વટ—વૃક્ષ પર રહે રહે ચાતક એકે અવાજે, એક પળ સરખો થાક ખાધા શિવાય, અટક્યા શિવાય "સ—અ—તી, સ—અ—તી," પોકાર કરવા લાગ્યું. પક્ષીનો અવાજ કર્ણદ્વાર પર અથડાતાં લક્ષ્મી નિદ્રા ભંગ થઇ. એજ સમયે તેને એવુંજ જણાવા લાગ્યું કે જાણે દેવકન્યાઓ મૃદુ—મંદ સ્વરે "સ—અ—તી, સ—અ—તી" કહી રહી છે. તેને સ્વપ્ન વૃતાંન્ત સત્ય જેવો જણાવા લાગ્યો.

અલ્પ સમયમાં તે સપૂર્ણ ચૈતન્યાવસ્થામાં આવી ગઇ, ત્યારે તે મહાન્ આશ્ચર્યતાની સાથે વિચાર કરવા લાગી કેઃ આ વળી શી વિચિત્રતા છે! રખે દેવ—માયા તો નહિ હોય! હમણાંજ પેલી દેવ—કન્યાઓ મ્હને કહેતી હતી કે તું સતી છે. ભલા, શું હું સતી છું? સતી કોણ છે? હે ભગવન્! હે શમ્ભો! આપ જાણો છો કે મ્હેં જન્મ ધારણ કરી કોઇ દિવસ કંઇ

પણ પાપ કર્યું નથી. હું મ્હારા મ્હોંથી કોઇ દિવસ અસત્ય વદી નથી–કોઇ પણ આત્માને મ્હેં દુભાવ્યો નથી. કોઇને મ્હેં કષ્ટ આપ્યું નથી. કોઇના અમંગળની મ્હેં મ્હારા ચિત્તમાં કલ્પના સરખીય કરી નથી. જનેતાની શિક્ષા. આજ્ઞાથી મ્હેં સદૈવ દેવ બ્રાહ્મણોની સેવા–સુશ્રૂષા કરી છે. મ્હારા પતિને–આ હૃદય–રાજ્યના માલિક હૃદય–મંદિરના દેવ સમજીને મન, વચન, અને કર્મથી તેમના ચરણકમળની અહોનિશ પૂજા કરી છે, તથા સદૈવ તેમની આજ્ઞા શિરોધાર્ય કરી છે. કોઇ દિવસ તેમની આજ્ઞાની અવજ્ઞા કરી નથી. લગ્ન સમયથીજ મ્હેં તેમને મ્હારા હૃદયસિંહાસન પર સ્થાપિત કર્યા છે. વાણીથી, શરીરથી અથવા કર્મથી મ્હેં કોઈ દિવસ સ્વામીથી પ્રતિકૂળ એવું એક પણ નિંદ્ય કાર્ય કર્યું નથી. હે દેવ ! હું તો એક ક્ષુદ્ર પ્રાણી છું. મ્હને આશિર્વાદ આપો કે હું સદાકાળ પતિવ્રતા સતી સૌભાગ્યવતી રહું. મ્હારી માતાના મુખથી તથા પુરાણોમાં સાંભળ્યું હતું કે: **સતી સ્ત્રીઓ સદૈવ સૌભાગ્યવતીજ રહે** છે. સીતા, સાવિત્રી, શકુન્તલા આદિ જેટલી સતી સ્ત્રીઓ છે, એ સર્વે સૌભાગ્યવતી સધવા છે. હે પ્રભો ! મ્હને મ્હારા સ્વામીનો સત્વર મેળાપ કરાવી આપો. તેમની શોધ કરવાની મ્હને શક્તિ આપો. હું ચારે દિશામાં તેમનું પ્રતિરૂપ જોઇ રહી છું. મ્હારાં નયનોની પ્રતિમા બનીને તેમની એ નયન મનોહર મૂર્તિ મ્હને વખતો વખત યાદ આવે છે.'

લક્ષ્મીએ કથા–પુરાણોમાં સાંભળ્યું હતું કે, સતી સ્ત્રીઓની પરીક્ષાને માટેજ વિધાતા તેમના પ્રણય–પથમાં કંઇને કંઇ વિઘ્ન ઉપસ્થિત કર્યાજ કરે છે. એવા વિકટ પ્રસંગોમાં પણ સતી કદાપિ ધર્મભ્રષ્ટ થતી નથી. તેમનો ધર્મજ તેમનું રક્ષણ કરે છે. સતી સ્ત્રીઓ એક વખત અસાધ્યને પણ સાધ્ય કરી બતાવે છે.

લક્ષ્મી પોતાના મનથી વિચાર કરવા લાગી: " આત્મઘાતિની બનીને, શું આ જીવનને હું કલંકિત્ કરીશ ? અનેકાનેક કષ્ટ સહન કરીને મહાન્ કૌશલથી સતી સ્ત્રીઓએ પોતાના પતિને પ્રાપ્ત કર્યા છે. મ્હેં તો મ્હારાં શરીર અને પ્રાણને પતિદેવના ચરણમાં સમર્પણ કર્યાં છે. તે સ્વામીના અધિકારની આ વસ્તુ–શરીર–તેને નષ્ટ કરવાની મ્હને શું સત્તા છે? મ્હારા સ્વામી મ્હારૂં

અન્વેષણ કરી રહ્યા છે. હું પણ તેમની શોધ–ખોળ કર્યા કરીશ. પતિ સેવા ન મળે ત્યાં સુધી પતિ શોધ કરવી એજ પ્રતિજ્ઞા ! હું મ્હારા નાથને અવશ્ય મેળવી શકીશ. ભગવાન એકેશ્વર એકલિંગ મ્હારા એ પવિત્ર કાર્યમાં મ્હને સહાય્ય કરશે. આ સમયે મ્હારે માટે કરવાનાં માત્ર એજ કાર્ય છે: સ્વામીની શોધ અને પિતૃહત્યા કર્ત્તા મરાઠાઓનો વધ–સાધન. શત્રુઓ તો અનેક અને મહાન પ્રબળ છે; હું તો અત્યારે અનાથા અને એકલી છું. ચિન્તા નહિ. ભયભંજન મધુસૂદનજ મ્હારી વ્હાર કરશે. સાધુ–મંગળ–કાર્યમાં પરમાત્માના અભય હસ્તનાં દર્શન થાય છે. પરમાત્મા અવશ્ય સહાય્ય થશે. શત્રુ તો અસંખ્ય છે. દરેકને તો મારી ન શકું. તેનો સેનાપતિ જેની આજ્ઞાથી તેઓ સર્વે વર્તતા હતા, અવશ્ય તેનોજ એકલાનોજ હું વધ કરીશ. નરહત્યા તો થશે; પણ પિતૃઘાતી એ પાપાત્માનો વિનાશ કરવો એ પણ પરમ કર્તવ્ય છે. અસંખ્ય નિર્દોષ આત્માઓનો ધ્વંસ કરનાર એ નરાધમનો વધ કરવામાં પાપ શું ? તેમાં તો મહાપુણ્ય સમાએલું છે. લક્ષ્મી શિવલિંગ પર મસ્તિષ્ક મુકી પ્રાર્થના કરવા લાગી:—

“હે દીનબન્ધુ ! પ્રભો ! હે અનાથના નાથ ! મ્હને સહાય્ય થાઓ. જો હું સતી હોઉં, જો હું આપની અચળ ભક્તિ કરતી હોઉં, તો આપ અવશ્ય મ્હારી અનાથિની બાંહ્ય ગ્રહો. આ અનાથ, અજ્ઞાત્ અબલા બાલિકાની રક્ષા કરો. સિસોદિયા રાઠોડ વંશના કુળદેવ, હે એકલિંગેશ્વર ! હું અગાધ દુઃખ સમુદ્રમાં પડી છું—મ્હારી રક્ષા કરો.”

આ પ્રમાણે પ્રાર્થના કરી લક્ષ્મીએ ભગવાન સદાશિવને સાષ્ટાંગ પ્રણામ કર્યા. એ સમયે તેનું ભક્તિ–શ્રદ્ધાયુક્ત હૃદય સ્વર્ગીય શાન્તિ–સુધાનો આસ્વાદ લઇ રહ્યું હતું. તેના શરીરમાં તેજ સમયે અપૂર્વ બળનો સંચાર થયો, અને તેને પરમ જ્ઞાન પ્રાપ્ત થયું.

ગયા ચાર પાંચ દિવસથી લક્ષ્મીએ અન્ન–જળ ગ્રહણ કર્યું નથી; પણ તેથી તેને કંઇ વધારે કષ્ટ થયું નહિ. અચાનક તેનો હાથ પોતાના સ્તન પ્રદેશ પર પડયો ! પણ તેથી શું ? એવું તે ત્યાં શું હશે ? રાયવણિક દુર્ગથી નિકળતાં મહાદેવીએ તેને એક ન્હાની શી પોટલી આપી પોતાની કંચૂકીની

અંદર રાખવા આજ્ઞા-સૂચના કરી સમજાવેલું. અત્યાર સુધી તેને એ માલમજ ન્હોતું. માનો કે તેનો તો તેને બિલકુલ ખ્યાલજ ન્હોતો, પણ આ સમયે રત્ન સહિત કંચૂકીમાં છૂપાવી રાખેલી પેલી પોટલી પર તેનો હાથ પડ્યો. તેની સાથે તેને ફરી છોડી જોવાનો વિચાર થયો. વળી તેનું એક કારણ હતું. પોટલી સોંપતાં મહાદેવીએ માથે હાથ ફેરવી કહ્યું હતું કે: બ્હેન ! દિકરી ! ભૂખ લાગે ત્યારે આ વડે ખાઇ લેવું. ખોરાક મેળવવો. મહાદેવીનાં એ અમૃત તુલ્ય વાક્ય યાદ આવતાં, તપ્તાશ્રુની ધારા વહેવા લાગી. આ પળે તેને માતૃ-સ્નેહ યાદ આવ્યો. તે તો બિચારી ધારતી હતી કે કાંક પોટલીમાં હશે. ખાવાની કોઇ એવી ચીજ, પણ તેને અત્યાર સુધી ભૂખ લાગી હોય તો તે છોડેને ! લક્ષ્મી પોટલીને આંગળાં દબાવતી છોડવા પ્રયત્ન કરવા લાગી, પણ તેની ગાંઠ કોઇ કાચા-પોચાના હાથની વાળેલી ન્હોતી. પુત્રીવત લક્ષ્મીના જીવન-સંરક્ષણની મહાદેવી જનેતાની પ્રબળ આકાંક્ષાએ એ પોટલી જાતે બાંધેલી હતી, તે તે એમ એકદમ છૂટે કે ? માત્ર બહાર હાથ ફેરવ-વાથી એટલું તો સમજાયું કે કંઇ ગોળ ગોળ કઠિન્ પદાર્થ છે. અચાનક ગાંઠ છૂટી ગઇ. કંઇ નહિ તો લગભગ પંદર વિશ સુવર્ણ મુદ્રાઓ જોતાં લક્ષ્મીની તો આંખ ફાટી ગઇ. તેને મહાદાશ્ચર્ય લાગ્યું. જોતજોતામાં ફરી એક વખત મહાદેવીની માયાળુ લાગણી-મમતાને યાદ કરી અવીરત અશ્રુપાત કરવા લાગી. શાન્ત સ્વસ્થ થઇ કટિ પ્રદેશ પરથી ચોખાની કોથળી કહાડી હાથમાં લઇ શિવજીને ચોખાનો ભોગ ધરાવ્યો. શિવાલયમાં બહાર આવી પાસેજ વહન કરતી પવિત્ર સલિલાના નિર્મળ પવિત્ર જળનું ભક્તિયુક્ત ચિત્તે પવિત્ર ભાવથી જય ! સચ્ચિદાનંદ; જય ઇષ્ટદેવ નર્મદેહર ઉચ્ચાર કરી પવિત્ર જળનું પ્રાશન કર્યું. પવિત્ર-કૃતાર્થ-થઇ.

જય નર્મદે ! નર્મદે હર.

---



# સપ્તદશ પરિચ્છેદ.

## નાસો ! નાસો ! મરાઠા આવ્યા.



પ્રકૃતિના અબાધિત આદિ–અનાદિ નિયમાનુસાર જે પ્રમાણે મધુપુરીમાં પ્રતિદિન પ્રાતઃકાળ થયા કરતો હતો તે પ્રમાણે આજ પણ પ્રાતઃકાળ થયો. ફતેહસિંહની મા એક હાથમાં–બગલમાં–ભરાવેલી ધોડી અને બીજા હાથમાં એક વાંસની લાકડી લઇ હમેશની માફક આજ પણ પોતાના ઘરથી કેટલેક દૂર નિકળી પડી. ઘડીયે ઘડીયે ' બક બક ' કરતાં સૌ કોઇને મન ફાવે તેમ ગાળો દેવી એ તો તેનું રોજનું કામ હતું–તેનો નિત્ય–નિયમ હતો. તેજ પ્રમાણે આજ પણ તે 'બક બક' કરતી ચાલી જાય છે. આજ પણ પેલા વટ–વૃક્ષ નીચે ઉભી રહેલી જણાય છે. એકાએક કાલની વાત તેને યાદ આવી ગઇ. બગલમાં ધોડી અને હાથમાંની લાકડીના આધારે ઉભી રહીને વૃક્ષના થડ તરફ અને તેની ચારે બાજુ અત્યંત ધ્યાન પૂર્વક તિવ્ર દ્રષ્ટિથી જોવા લાગી; પણ કોઇ માણસ તેની નજરે ચઢ્યો નહિ. તેના ચ્હેરા પરથી એવું માલમ પડે છે કે તેથી એ કંઇક નારાજ થઇ. જો તેને ત્યાં આગળ કાલની પેલી ( મરાઠી ) યુવતી મળી હોત, તો તેની સાથે એકવાર પેટ ભરીને ખૂબ લઢી શાન્ત થઇ હોત તથાપિ એ એની મેળે વડના થડનેજ યુવતી સમજીને ' બક બક ' કરવા લાગી.

ગામમાં નિવાસ કરતાં પ્રત્યેક માણુસો સન્ધ્યા સમય થયો એટલે સૌ પોતપોતાની મેળે ચૂપચાપ સૂઇ જતાં હતાં, પણ ગઇ રાત્રે તેમ બન્યું નહિ. એક મહાન વિકટ–અનિષ્ટ ઘટના બની ગઇ.

ફતેહસિંહની મા ગઈ કાલે લક્ષ્મીને ગાળો દેતી દેતી જ્યારે પોતાને

ઘેર ગઇ, ત્યારે તેના આંગણામાં કોઇ બેએક વૃદ્ધાઓ બેઠેલી જણાઇ. તેમને તે ખુબ ગુસ્સે થઇ, અને તેમની સાથે નાહક લડા-ઝગડી કરી, હાથમાંની લાકડી વડે તેમને મારવા ઉછળી પડી. ઉભય વૃદ્ધા આથી ઘણી દુ:ખિત્ થઇ, અને પોતાની નિર્દોષતા પ્રકટ કરતી લેંઘી ડોસીની ક્ષમા પ્રાર્થના કરવા લાગી; પણ ફતેહસિંહની મા તે કયાં જરીકે તેમનું સાંભળે તેવી હતી! તે તો અનર્ગળ ગાળો દેતીજ રહી. " દુષ્ટો ! નરાધમો ! ત્હમે મ્હારી સઘળી માલ-મત્તા લુંટી લીધી. ત્હમે મ્હારા બે દિકરાને મારી નાંખ્યા, મ્હારી બે વહુઓને છીનવી લીધી, ત્હમે મ્હારૂં સર્વ નાશ કર્યું." આ પ્રમાણે તેમના પર દોષારોપણ કરતી-બકતીજ રહી. એક બાજુ વિરક્તિ અને બીજી બાજુથી વિનય-કોઇ કોઇની વાત સાંભળતુંજ ન્હોતું.

ફતેહસિંહની માના અમુલક દોષારોપથી બેઉ વૃદ્ધાઓ એટલી બધી દુ:ખિત્ થઇ કે તેઓ પોતાના પતિ, પુત્ર તથા પરમેશ્વરનું નામોચ્ચારણ કરતી-એઓ સર્વને યાદ કરતી ઉચ્ચ સ્વરથી-છાતીફાટ રોવા લાગી. તેમના રડવાનો અવાજ બગીચાના શિવાલયમાં પ્રતિધ્વનિત્ થઇ રહ્યો. મહાદેવનું એ દેવાલય ફતેહસિંહની માના ઘરથી સોએક કદમ કરતાં વધારે દૂર ન્હોતું. વચ્ચે માત્ર બેજ ઘર હતાં. લડતાં લડતાં જ્યારે ફતેહસિંહની મા થાકી ગઈ, ત્યારે તે પોતાના ઘરમાંથી બહાર નિકળી પડી. તેની પડોસી રાજીવ રાવતની વિધવા બ્હેન રાધિકા ફતેહસિંહની માનો કાર્ય-કલાપ કયારની જોઇ રહી હતી. ઉભય વિદેશિનિયોનો બચાવ કરવાની તેની અભિલાષા હતી-પણ લડાઇના ભયથી તે એમ કરી શકતી નહિ, કારણ કે, ગાંડાથી ગામ નાસે ' એકાએક ફતેસિંહની માની દ્રષ્ટિ દૂર ઉભી ઉભી જોઇ રહેલી રાધિકા પર પડી. એ કહેવા લાગી: " જોઇ શું રહી છે ? આ બે તો છેજ છે; અને વળી એક બીજો મરાઠો આવતો કે પેલા બગીચાના વટ-વૃક્ષ નીચે બેઠો છે. હવે રહ્યું છે શું ? હવે તે એ શું લઇ જશે ? છે માત્ર દેવતા-રખ્યા અને મ્હારી આ હાથમાંની વાંસની લાકડી. "

આ સાંભળીને રાધિકા ચમકી ઉઠી. ભયભિત થઇ તે પૂછવા લાગી: " હાય, હાય, શું કહો છો ! મરાઠાઓ બગીચા સુધી આવી પહોંચ્યા ?

જો કદી રાધિકા બગીચા સુધી ચાલી ગઇ હોત, તો તેને પ્રકૃત મરાઠાનો પરિચય પૂરેપૂરો મળી જાત; પણ આતો “ વાઘ આવ્યોરે વાઘ આવ્યો ” એ વાળી વાત, તે ખરીકે ખોટી તેનો તપાસ ખાત્રી કરવાને મળે તેની પાસે જવું એ કમ અક્કલનુંજ કામને ! તદનુસાર રાધિકા પણ એવી બુદ્ધિમતિ હતી ! તેણે રજ પણ એવો વિચાર ન કર્યો કે: આ ડોસીનું તો ચક્કર ખસી ગયું છે. ડોસીના કહેવા પરથી તેણે અનુમાન બાંધ્યું કે: મરાઠાઓનાં તો મ્હોટાં ઝુણ્ડનાં ઝુણ્ડ આવે છે. એઓ ગુપચૂપ હજારોનાં ટોળે ટોળાં મળીને આવ્યા હશે—કંઇ આટલામાં નજીકમાંજ છૂપાઇ રહ્યા હશે–તેમની પાસે ઘોડા પણ હશે. એ એકદમ મ્હોટી મ્હોટી બુમો પાડતી કહી રહી: “ નાસો નાસો! હજારો મરાઠા ઘોડેસ્વાર બગીચા સુધી આવી પહોંચ્યા છે ! ” એટલું સાંભળતાંજ આખા ગામમાં વિજળીના વેગે હલ્લો–ઉશ્કેરણી મચી ગઇ. જ્યાં ત્યાં એજ વાત. સૌ કોઇ “ નાસો નાસો ” ના પોકાર કરવા લાગ્યાં. જેઓ જ્યાં હતાં ત્યાંથી જીવ લઇને હાંફળા–ફાંફળા નાઠા. કોઇ ભાણાપર બેસીને વાળુ કરતું હતું તે થાળી મુકીને જાય નાઠું. હાથ ધોવાનો પણ મોખ ન મળ્યો. કોઈ સૂવાની તૈયારી કરતું હતું–કોઇ સાંભળી રહ્યું હતું–જેઓ જે દિશામાં હતા તેઓ તે તે દિશામાં જાય ઉભી પૂછડીએ નાઠા ! મહાન શોર–બકોર મચી ગયો. એક યુવતી પોતાના બાળકને ભાત ખવરાવતી હતી–બિચારા છોકરાનું બાવડું પકડતી કે જાય નાઠી–તેને ખોળામાં–ગોદમાં પણ લઇ શકી નહિ ! બાળક બિચારૂં “ એં એં ” કરતું રોકકકળ–આક્રંદ કરી રહ્યું હતું, પણ તેની માનું તે તરફ લેશપણ ધ્યાન ન્હોતું. એ ઘાંટા ઘાંટ કરી રહી હતી:– “ નાસો નાસો, મરાઠા આવ્યા, મરાઠા આવ્યા ! ”

ક્ષણવારમાં આખું ગામ નિસ્તબ્ધ થઇ ગયું. રાત અંધારી હતી—ગામની ચારે દિશાએ એક એક માઇલ પર્યંત ગહન જંગલ હતું. આ ઘોર અંધકાર અને ગહન વન ગ્રામ્યવાસિયોના સૌભાગ્ય અને દુર્ભાગ્ય બેઉના કારણ રૂપ હતાં. જંગલ નિકટ હોવાથી તેમને વધારે દૂર નાસી જવું પડયું નહિ એ એક સંતોષની બાબત; પણ એક ભયંકર જંગલમાં વાઘ આદિ હિંસક પ્રાણીઓનો સુમાર ન્હોતો જેથી અંધકારમાં તેની અંદર

જવું એ પ્રાણુને કાળનાં ખોળામાં—મ્હોંમાં મુકવા બરોબર હતું. સૌ કોઇ જંગલના કિનારે, વૃક્ષની નીચે છૂપાઇ—લપાઇને બેસી રહ્યાં હતાં. કોઇએ મ્હોંથી એક શબ્દ સરખો બ્હાર કાઢ્યો નહોતો. કોઇ સ્ત્રી—યુવતી પોતાના બાળકના મ્હોંમાં સ્તન રાખી તેના કપાળપર, માથા પર આસ્તે આસ્તે ટપલીઓ લગાવતી '**येन केन प्रकारेण**' બાળકને રડતું બંધ રાખવા પ્રયત્ન કરતી હતી. બાળક જરીક "ઉંઆં" સરખું કરે નહિ તે માટે પૂરતું લક્ષ્ય આપતી હતી, નહિ તો રખેને મરાઠાઓ બાળકના રડવાનો અવાજ સાંભળીને ત્યાં આવી પહોંચે ! એ તે ઓછી મુસિબતની વાત ! 'ગુણુ ગુણુ' કરતા મચ્છરો જ્યાં ત્યાં દંશ કરતા હતા, પણુ અવાજ થવાના ભયથી કોઇ હાથ હલાવીને તેને ઉરાડી શકતું નહિ. હાય હાય ! અહીં પણુ શાન્તિ નહિ. મરાઠા ઘોડેસ્વાર ઘોડાઓની ખરીઓથી જમીનને ધ્રુજાવતા નજીકમાં થઇનેજ ચાલ્યા જતા હતા. હવે કેવી રીતે રક્ષા થઇ શકે ! નાસો, નાસો, નાસોનાજ શબ્દ થવા લાગ્યા. પ્રત્યેક માણુસો એ ઘોર અંધકારપૂર્ણુ જંગલમાં જ્યાં ત્યાં નાસવા લાગ્યા. કોઇના પગમાં મ્હોટી મ્હોટી ફાંસો પેસી જાય છે, તો કોઇનાં કપડાં કાંટાળાં ઝાડનાં ઝુણ્ડમાં ભરાઇ કપડાં ફાટી જાય છે. કોઇના હાથ પગમાંથી રક્તની ધારાઓ વહે જાય છે. હવે રહ્યાં માત્ર વાઘ વરૂ રીંછ વગેરે. તેમનાથી તો કદાચ બે ચાર મનુષ્યોનાજ જીવ જશે, પણુ એ દુષ્ટ મરાઠાઓ તો બાળ—બચ્ચાં સુધી કોઇને છોડેજ નહિને ! જંગલનાં હિંસક પશુ વિચાર કરતાં હશે, કે આજ આ કેવો અનર્થ થઈ રહ્યો છે. યદિ જો તે ગ્રામ્યજનો માફક બુદ્ધિ રાખતાં હોત તો ખબર પડત કે મરાઠાઓના અત્યાચાર કરતાં જંગલમાં કંઇ અધિક શાન્તિ નથી, પણુ આજ એવી હિલચાલની કંઇજ આવશ્યકતા ન્હોતી. ખરેખર મરાઠા ઘોડે-સ્વાર તો એ રસ્તે થઇને ગયા ન્હોતા, પણુ હરિણુ—હરિણિયોનું એક ટોળું ચરીને આવી રહ્યું હતું. મનુષ્યોની ગંધ આવતાં તેઓ ભયનાં માર્યા સૌ સાથે જોરથી દોડવા લાગ્યાં. એનેજ સૌએ મરાઠાઓના ઘોડાના પગરવ કલ્પી—માની લીધા. જંગલની અંદર ને અંદર નાસતાં આખર સૌ જણુ એક નિરાપદ સ્થાન પર આવી પહોંચ્યાં. કોઇ પ્રકારે ત્યાં રાત ગુજારી સ્હવાર થઇ ગઇ. સૂર્યોદય પણુ થયો.

એ મહાન્ વિપત્તિથી મુક્તિ મળી. હવે કયો રસ્તો લેવો ઉચિત્ત છે ? અનેક પ્રકારના તર્ક—વિતર્ક અને વાદાનુવાદ કરતાં સૌએ નિશ્ચય કર્યો કે: મરાઠાઓની હકિકત મેળવવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. એ કામને માટે ચાર સાહસિક માણસોને મોકલવામાં આવ્યા. એ લોકોએ જંગલને મોખરે જઇને એક ખૂબ—અત્યંત ઉંચા શાલ—વૃક્ષ પર ચ્હડીને ચારે બાજુ દ્રષ્ટિ કરી જોયું, પણ તેમને સર્વત્ર નિર્જનતા પ્રતિત થઇ. ત્યાંથી પાછા આવીને તેમણે એ બિના સર્વને કહી સંભળાવી ખૂબ સાવચેતીથી સૌએ જંગલોમાંથી બહાર નિકળવાનું સાહસ કર્યું. આગળ આગળ પુરૂષો ચાલતા હત્તા, તેમની પાછળ પાછળ બાળ—બચ્ચાં સહિત સ્ત્રીઓ ચાલી જતી હતી. આખરે ધીરે ધીરે ચારે બાજુ દ્રિ કરી તેમને બ્હીતાં બ્હીતાં ગામમાં પ્રવેશ કર્યો; પણ મરાઠાનું એક ચિહ્ન સરખું તેમણે મળ્યું નહિ. મરાઠાઓ ગયા ક્યાં ? ઘરબારમાં કંઇ માલમતા નહિ મળવાથી વ્હીલું મ્હોં લઇને પાછા ગયા હશે ? કોઇએ કહ્યું: “ ના ના, મરાઠાઓ આટલામાં કંઇ નજીકના જંગલમાં છૂપાઇ રહ્યા છે. ” કોઇએ વળી તેના આવવામાંજ સન્દેહ પ્રકટ કર્યો. કોઇ એ બાબતનું પ્રમાણ આપવા લાગ્યા કે, મરાઠાઓ રાયવણિક દુર્ગ તરફ લડવાને માટે ચાલ્યા ગયા. કોઈ ક્ષુદ્ર વકૃતા દ્વારા લોકોને સમજાવવા લાગ્યા કે, ફતેહસિંહને માટે નકામી વાતજ જૂઠી ઉડાવી છે. બિલ્કુલ જૂઠું. ગ્રામવાસિઓની આટલી બધી દુર્દશા થવા છતાં ફતેહસિંહની માને તેની રજે ચિન્તા નથી. તેણે તો આખી રાત્રિ માત્ર પોતાના ઘરમાંજ મચ્છરોની સાથે વિતણ્ડાવાદ કરવામાંજ ગાળી. આખી રાતમાં એક ઘડીકે તેને ફુર્સત મળી નહિ, એ કાળરાત્રિ તો એમ ને એમ પસાર થઇ ગઇ. મરાઠાઓ પરત્વે લોકોએ તેને પૂછપરછ કરી, પણ જે કોઈ એને ઘેર પૂછવા જતું તેને ગાળોજ દેવા મંડી જતી, જેથી સૌ ચૂપ થઇ ગયા. કેટલાક ભલા માણસ મફતની ગાળો ખાઇ આવ્યા પણ વ્હેમનું ઓસડ થયું નહિ.

ઉભય વિદેશિની વૃદ્ધાઓ આ સમયે પેલા બગીચાના વટ—વૃક્ષની નીચે બેઠી છે. ક્યાં જવું જોઇએ ? કેટલાય દિવસથી બિચારી લાગલાગટ ઉપ-વાસ કરી રહી છે. હરવા—ફરવાની પણ શક્તિ નથી. ફરતાં ફરતાં અકસ્માત

જ્યાં આગળ લક્ષ્મી બેઠી હતી, તે સ્થળે તેઓ પણ બન્ને આવીને ત્યાં આગળ બેઠાં. પૂછવાથી ગામનાં માણસોને તેમની થયેલી દુર્દશાનો કંઇક ખ્યાલ આવ્યો. સૌ કોઇ અફસોસ કરવા લાગ્યાં. પશ્ચિમ પ્રદેશના જગન્નાથજીની યાત્રાએ જતા યાત્રી, ગોડીખાલની દુર્ઘટના, આત્મીય લોકોનો વિનાશ, સર્વસ્વ અપહરણ, મરાઠા ફોજમાં બન્દી, વૃદ્ધા હોવાથી વર્જન—છૂટકારો—ઇત્યાદિ પ્રત્યેક બાબત યથાસ્થિત તેઓના સમજવામાં આવી ગઇ. ગામના દરેક માણસો કંઇ ફતેહસિંહની મા જેવાં ન્હોતાં. દયાળુ મનુષ્યોએ વૃદ્ધાઓને પોતાને ઘેર તેડી લઇ જઇ, તેમને સાન્તવન આપ્યું—તેઓ તરફ પોતાની સ્હાનુભૂતિ પ્રકટ કરી, ત્યારે લક્ષ્મીનું કંઇ ?

## અષ્ટાદશ પરિચ્છેદ.

### તમ્બોળી.



નવાબની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી મરાઠા ફોજદાર ભાસ્કર પણ્ડિત સૈન્ય સંગ્રહ કરવામાં વ્યસ્ત છે. આ સમયે તેનો પડાવ હલ્દીઘાટપર છે. અર્થની પિપાસા, ધન—લોભ એ મહાન ભયંકર છે ! ધન સંગ્રહ કરવાને માટે મનુષ્ય વિપદગ્રસ્ત સ્થાનમાં જવાને માટે પણ જરા અચકાતો નથી. સિપાહિઓને આવશ્યકતાની ચીજો વેચીને, અર્થ—સંગ્રહ કરવાની ખાતર નાના પ્રકારની ચીજો—વસ્તુઓ લઇ લઇને વ્યાપારી લોકો—ફેરીયાઓ ફોજની સાથે સાથે ફર્યા કરે છે. મરાઠા ફોજમાં આજકાલ કેટલાક દિવસોથી એક નવો વ્યાપારી આવ્યો છે. એ નવા વ્યાપારીની વ્યાપાર કરવાની કુનેહ ઘણીજ સારી છે. સૌ કરતાંય વકરા—પાણી તેને સારાં થાય છે.

વ્યાપાર કરવામાં ભણેલાઓનાં ભણતર અને ચોપડીઓનાં થોથાં કામમાં નથી આવતાં ! તેમાં તો ઇશ્વરદત્ત શક્તિનો મગજમાં વિકાસ જોઇએ. અભણ—બ્રહ્માક્ષર નહિ જાણનારા અનેક માણસો—શેઠીયાઓ—વર્ષે દહાડે કરોડો રૂપિયાની ઉથલ—પાથલ કરે છે. અમારા ભણેલા—ગણેલા એવા કેટલાય

વકીલ, બૅરીસ્ટર અને સોલિસિટરોને વર્ષ દિવસે હજાર રૂપરડી પેદા કરતાં કેટલા લોકોના ગળાપર છૂરી ફેરવવી પડે છે! કેટલાંક સાચાં–ખોટાં કરવાં પડે છે! તેમના સુખની સીમા તો તેમને પૂછો ત્યારે માલમ પડે નહિ તો માનીજ લ્યો કે " ઉપરકી અચ્છી ઓર ભિતરકી રામ જાણે! "

મરાઠા ફોજમાં દાખલ થયેલો અમારો નવો સાહસિક વ્યાપારી જાતે તમ્બોળી છે. પાન, સોપારી, તમાકુ, બીડી, ગડાકુ આદિ વેચ્યા કરે છે. તે સમયમાં સોડા, લેમન, જીંજીર, આઇસ, આઇસક્રિમનું નામ–નિશાન, ઠામ–ઠેકાણું પણ નહિ હોય, નહિતો એ મૂર્તિ કાચી ન્હોતી! એ તો મ્હારો વ્હાલો વગર પૂછે કે ગાછે તુરતજ ઝુકાવે! ખપાવવામાં તેને કંઇ હરકત પડે તેમ ન હતું. પણ કરે શું? માત્ર લાચાર. ફોજની ગડમથલમાં–ધમાલમાં કોણ કોને પૂછે છે? પણ તેની આકૃતિ–પ્રકૃતિ પાશ્ચિમાત્ય જેવી જણાતી હતી. તેની ઉમ્મર પચિશ વર્ષથી કંઇક ઓછી છે. લગભગ એટલીજ, પણ આશ્ચર્યની બાબત એક એ છે કે અદ્યાપિ પર્યંત તેને દાઢી–મુછ કંઇ આવ્યું હોય એમ જણાતું નથી. અરે! મુછનો દોરો સરખોય ફૂટયો નથી! રખેને ક્ષૌર કરાવ્યું હોય! શરીરપર તેણે એક ઢીલું અંગરખું પહેરેલું છે. શિર·પર એક નાજુક–ન્હાની પાઘડી છે. મરાઠા ફોજદારના તમ્બુમાં તેની વિશેષ આવ–જા છે. સત્કવિઓનું કથન છે કેઃ–વિદ્યા, વપૂ, (રૂપ) વાકય, (વાણી) વસ્ત્ર, અને વિભવ એ પંચવકારો યુક્ત હોવાથી મનુષ્ય સર્વદા–અવશ્ય વિપદ–ભંજન થાય છે. પરન્તુ–

" प्रायेण सामग्र्य विधौ गुणानां ।
परांमुखी विश्वसृजः प्रवृत्तिः ॥ "

એ સર્વે પાંચે વકાર ઘણે ભાગે દરેકના ભાગ્યમાં લખ્યા હોતા નથી. ફોજદારના અંગરક્ષક સિપાહિઓ તમ્બોળીને સારૂં માન આપતા હતા. તમ્બોળી દેખાવે ઘણોજ સુંદર હતો. તેનાં અંગ–વસ્ત્ર પણ બરાબર કંચન જેવાં–સાફ રહેતાં. હિન્દી મીશ્રિત ટૂટી–ફાટી ઉડિયા બોલી બોલી શકે છે. તેની વાણી ઘણીજ મધુર છે. માલ પણ ઘણોજ સસ્તો વેચે છે. વિના સંકોચે ઉધાર પણ આપે જાય છે. જેની પાસે પૈસો નથી હોતો તે પણ

એમને એમ પાન લઇ જાય છે. તેની પાસે એવા પાનનો કંઇ હિસાબજ રહેતો નથી! તમ્બોળી સ્હવારથી તે સાંજ સુધી ફોજદારના તમ્બુની પાસે ફરી ફરીને–ઘૂમી ઘૂમીને પાન–તમાકૂ વેચ્યા કરે છે. ભાઇ! મહેનત વિના પૈસો છે કયાં? રાતે તે કયાં સૂવે છે–શું ખાય છે, એ કોઇ જાણતું નથી. ફોજદારે યુદ્ધાર્થે ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું. તમ્બોળી પણ તેની સાથે ચાલતો થયો. જો આમને આમ લાંબો વખત યુદ્ધ ચાલુ રહ્યું તો તંબોળીનો બેડો પારજ સમજવો. વર્તમાન યુદ્ધ પ્રસંગને લઇને પેલા જાપાનનાં રદ્દી કાગળનાં પણ સારી રીતે માન વધ્યાં છે! એક સ્વદેશપ્રેમી સંતે યથાર્થ કહ્યું છે કે: અંધસ્થાન (હિન્દુસ્થાન)ના આંધળાઓની તો ઇશ્વર આંખ ઉઘાડે ત્યારે! બિચારા અપંગ–અનાથ એ તે શું કરી શકે? અમારા સાહસિક યુવાન તમ્બોળીનું અનુકરણ કરનારા તો જ્યાં ત્યાં જોવામાં આવે છે. માત્ર એજ એક શાન્તિ–સંતોષની વાત છે!

ધન્ય તમ્બોળી! ધન્ય ત્હારો વ્યાપાર!

---

# ઉનવિંશ પરિચ્છેદ.

---

## મીર હબીબ અથવા અપાત્રે દાન.

---


મીર હબીબ, નવાબ અલીવર્દીખાંનો એક મુખ્ય સેનાપતિ છે. તેનું જન્મસ્થાન પરશિયા (ઇરાન) છે. તેનો પિતા ઘણોજ ગરીબ હતો. તેનો બાલ્યકાળ પોળોમાં તેમજ સડકપર ભીખ માગવામાં પસાર થયો છે. તેને શિક્ષણ તો કંઇ મળ્યુંજ નથી. પોતાની સહી કરતાં પણ તેને પૂરૂં આવડતું નથી. ઉદર–પોષણ નિમિત્ત સિપાહી તરીકે તે હિન્દુસ્થાન આવ્યો હતો. મીરહબીબ જો કે કંઇ લખી–વાંચી શકતો નથી, તેમ છતાં તેની બુદ્ધિ ઘણીજ તીવ્ર છે. એ બળવાન, કાર્યદક્ષ અને આલસ્યરહિત છે. જે ગુણોને લીધે લક્ષ્મી પ્રસન્ન થાય છે, તે સર્વ ગુણ મીરહબીબમાં જણાય છે. કોઇ પણ મનુષ્ય પૂર્ણ ગુણવાન અથવા તો દુર્ગુણી હોતોજ નથી. ગુણ અને

દોષનું તારતમ્યજ મનુષ્યને ઉચ્ચ અને નીચ બનાવે છે. મીરહબીબમાં એક બે એવા મ્હોટા દોષ છે. તે મહાન્ ક્રોધી, ક્ષમા વિનાનો અને હિંસા પરાયણ છે. મીરહબીબ પહેલવહેલો મુર્શિદાબાદના નવાબને ત્યાં સિપાહી તરીકે નોકર રહ્યો. પોતાની કાર્યદક્ષતા વડે, ધીરે ધીરે તે જમાદાર, હવાલદાર, મન્સબદાર આદિની જોખમભરી જગાઓ સુધી પહોંચ્યો, અને અન્તે તેને બિહારનો અધિપતિ બનાવવામાં આવ્યો. એ રાજ્યપદપર રહેવાથી નવાબના દરબાર પરત્વે તેના મનમાં કંઇક મેલ ભરાયો; સમજો કે તેની બુદ્ધિ બગડી, તેનું કારણ એ હતું કેઃ નવાબના સેનાપતિ મીરજાફર, મુસ્તફાખાં, ઉમરાવ, ગુલામરસુલ, હબીબુલ્લા, રહેમાન, અબ્દુલ અને સુભાનખાં આદિ વર્ગ શીઆ દળનો હતો, પરન્તુ મીરહબીબ સુન્ની દળનો પક્ષપાતી હતો. જ્યારે દરબારમાં તેની ખબર પહોંચી ત્યારે તેના ઉપર મહાન્ ગુસ્સો પ્રકટ કરવામાં આવ્યો. જેથી માનો કે, એ અપમાનનો બદલો લેવાની ખાતર, અથવા તો એ સર્વ સેનાપતિ વર્ગપર સત્તા ચલાવવાને માટે, અરે! સ્વયં મુર્શિદાબાદના સિંહાસનપર બેસવાનો અધિકાર મેળવવા માટે, મીરહબીબ મરાઠાઓની સાથે મળી ગયો. એ આ સમયે માત્ર પાંચ હજાર માણસોની ન્હાની ફોજ સહિત મેદનીપુરમાં રહેતો હતો. ખડ્ગપુરની પાસે ભાસ્કર પણ્ડિત સાથે તેનો ભેટો થયો. મરાઠાઓ અને તુર્ક ભેગા મળીને બે દળમાં વિભક્ત થઇને તેમણે નવાબ અલીવર્દીખાંપર આક્રમણ કરવાનો ચોક્કસ વિચાર કર્યો.

વાંચક! પણ અન્નદાતાને ઉથલાવવા તૈયાર થએલો નરપશુ એ મીરહબીબ વિચાર કરો કે મરાઠાઓનું શું લીલું વાળશે? ગમે તેમ પણ મરાઠાઓ તેને પાણીમાં મૂઠીઓ વળાવે એમાંના ઘરાક છે! બિચારા નવાબ અલીવર્દીખાંને શું ખબર કે મહત્વાકાંક્ષિ મીરહબીબ માલિકપર તરાપ મારવા તત્પર થયો છે! અમારા આર્ય શાસ્ત્રકારોએ માણસની સાથે પ્રસંગ પાડવા પહેલાં—તેને કોઇ સારા હોદ્દાપર નિયુક્ત કરવા પહેલાં—તેની પૂર્ણ કસોટી કરી જોવાની આજ્ઞા કરી છે, પણ આર્યશાસ્ત્રના એ અદ્વિતીય–સર્વમાન્ય સિદ્ધાન્ત નવાબ અલીવર્દીખાંના કાન સુધી તે સમયે કોણે પહોંચડયા હોય? પહોંચેજ ક્યાંથી?

મીરહબીબ શૂરો તો ખરો, પણ સ્વામીદ્રોહી! કારણ? **અપાત્રે દાન** થયું તે એજ.



# વિંશ પરિચ્છેદ.

## મુસ્તફાખાં કે નસિબનો વાંક?



ન વાબ સાહેબના સેનાપતિની તે કંઇ સીમા હોય કે? તેમના એક બીજા સેનાપતિનું નામ મુસ્તફાખાં. તે રહેવાસી પંજાબનો હતો. તેના સમાન પદપર નિયુક્ત થયેલા કેટલાક જમાદાર, હવાલદાર, આદિ કર્મચારીગણ પણ પંજાબીજ હતા. એ પંજાબી લોકો આ સમયે નવાબ સાહેબની વિરૂદ્ધ થઇ ગયા; કેમકે ખજાનામાં નાણું ન્હોતું, જેથી તેમનો માસિક–દરમાયો પણ તેમને નિયમિત મળી શકતો ન્હોતો. તેમની વિરૂદ્ધ થવાનું વળી એક અન્ય કારણ હતું. સૈન્યના આગળના ભાગમાં—મોખરે ચાલવું એ એક સિપાહિયોને માટે ઘણીજ ગૌરવની વાત છે. નવાબ સાહેબે એ અપૂર્વ ગૌરવન્વિત પદ્દી એકલા મીરજાફરનેજ આપી ઘણોજ અન્યાય કર્યો હતો. ખરૂં જોતાં એ પદનો યથાર્થ રીતે અધિકારી તો એકજ માત્ર મુસ્તફાખાં હતો. એ પદ તેનેજ મળવું જોઇતું હતું. તે અવસ્થા, વંશ અને તેની સાથે પદમાં પણ મીરજાફર કરતાં એક–બે ડીગ્રિ ચડે તેવો શ્રેષ્ટ હતો. મુસ્તફાખાં અને અલીવર્દીખાંના મનોમાલિન્યની વાત મીરહબીબથી અજાણી ન્હોતી. મીરહબીબે સાહસપૂર્વક મરાઠાઓ સાથે મળી જવા માટે મુસ્તફાખાંને સૂચના કરી હતી; પરન્તુ હજી સુધી તેણે તેનો કંઇ સાફ જવાબ આપ્યો ન્હોતો. નવાબ સાહેબની પડતી કહો કે પરાજયનું આ એક બીજું કારણ ઉપસ્થિત થયું.

કલ્પના તો એવીજ કરી શકાય છે કે, કહો ના કહો પણ અલીવર્દીખાંના સર્વ ગ્રહો આ સમયે અવળા થતા જાય છે! રાજ્યલોભ, ધનલોભ, અને સત્તાની ભૂખ તો આ સંસારમાં ન્હાનાથી માંડીને ઠેઠ મ્હોટા સુધીમાં

પ્રતિપળે જોવામાં આવે છે. જો એ સ્વાભાવિક નિયમ તરફ દ્રષ્ટિ કરીએ તો મીરહબીબ અને મુસ્તફાખાંએ અરસપરસ મરાઠાઓ સાથે મળી જઇ નવાબ અલીવર્દીખાંપર આક્રમણ કરવાને પગલું ભર્યું હોય તો તેમાં કંઇ અસંભવિત નથી. કારણ વિના કાર્ય બનતું નથી. વળી પાછું ઉભયના હાથમાં કંઇ ને કંઇ કારણ આવ્યું પછી શા સારૂ વાટ જુવે ? બિચારાઓ નીતિ અને ન્યાયના ઉમદા ગ્રંથો ભણ્યા હોય તો તે અલીવર્દીખાંના સૈન્યમાં શરૂવાતમાં સિપાહીની નોકરી કરવા આવતજ શા સારૂ? અલીવર્દીખાંએ પણ વિચાર કર્યા વગરજ કસુંબાપાણીની ઘેનમાંજ મીરજાફરને ઉપરોક્ત સૈન્યના અગ્રભાગમાં ચાલવાનું માન તેને એકલાને આપ્યું હોય તેમ જણાય છે, નહિ તો મુસ્તફાખાં તેનાથી કંઇ જાય તેવો ન્હોતો, પણ અવસ્ય એ એક મ્હોટી ભૂલ થઇ, અને તેનું પરિણામ જો હવે કદાચ ભયંકર આવે તો તેમાં કોનો અપરાધ ? અમે ધારીએ છીએ કેઃ મુસ્તફાખાંને કદાચ “ જી લબ્બે ” કહી વળતો વખત શીર ઝૂકાવતાં—મસ્કો લગાવતાં નહિ આવડતું હોય. અમે ખાત્રીથી કહીએ છીએ કે જો તે આ પરીક્ષામાં પાસ થયો હોતા તે ઉપરોક્ત પદ પ્રાપ્ત કરવામાં પહેલે નંબરે પાસ થાત. અમારા કૃષ્ણચંદ્ર ભગવાન પણ મસ્કાના ભૂખ્યા—ચોર હતા ! તેમને તો વળી મસ્કો ઘણોજ પ્રિય હતો. કહો પછી એ તો જગપતિ હતા, અને આ તો બિચારો નવાબ, એમાં એનોએ શો દોષ કહાડીએ !

કહો, દોષ માત્ર નવાબના નસિબનો.

## એકવિંશ પરિચ્છેદ.

### રાતની લડાઇ વા અંધારાની મારી બે !



મ રાઠાઓ મહા ચાલાક છે. તેમની કાર્ય પદ્ધતિ કંઇક એવી હોય છે કે, તેના મૂળ હેતુ શત્રુઓના સમજવામાં કોઇ કાળે આવી શકે; અને માત્ર એજ કારણથી તેમને સદૈવ વિજય પ્રાપ્ત થાય છે.

રાત્રિનો સમય છે. સર્વત્ર નિસ્તબ્ધતા છવાઇ ગયેલી છે. દામોદર નદીના કિનારા પર, મહિષરેખા નામક ગામના વિસ્તીર્ણ મેદાનમાં, નવાબ અલીવર્દીખાંનું સુવિશાળ—સાગરવત્ સૈન્ય નિદ્રાદેવીની ગોદમાં વિશ્રાન્તિ લઇ રહ્યું છે. થોડા સમય પહેલાં નવાબ સાહેબના જાસૂસોએ ખડ્ગપુરથી આવીને સમાચાર કહ્યા હતા કે, મરાઠાઓના લશ્કરમાં હજી લેશ પણ યુદ્ધની તૈયારી જોવામાં આવતી નથી; તેઓ તો સ્વસ્થ—શાન્ત છે. ઉક્ત સમાચાર સાંભળી નવાબ સાહેબ પણ નિશ્ચિંત ચિત્તે સૂઇ રહ્યા છે.

નિશા—આકાશની નિસ્તબ્ધતાનો ભંગ કરતાં, અચાનક તોપોના ભીષણ અવાજ સંભળાવા લાગ્યા. એક પછી એક એમ, નિમિષ માત્ર પણ અટકયા શિવાય તોપ પર તોપ છૂટવા લાગી. તોપના અસંખ્ય ગોળાઓ અગ્નિનો વરસાદ વરસાવી રહ્યા. આકાશથી થતા વજ્રપાત સમાન નવાબી સૈન્ય પર ગોળા છૂટી રહ્યા. નવાબી સૈન્યના લશ્કરમાં ભંગાણ પડયું. આગના ગોળા પડવાથી કપડાના તમ્બુ સળગવા લાગ્યા, અને આગની જવાળાઓ આકાશ તરફ ઉંચે જવા લાગી. ભયભિત થઇને હાથી, ઘોડા, ઉંટ, ખચ્ચર આદિ પશુ પોતાના બંધ તોડી તોડીને આમ તેમ નાસવા લાગ્યાં. તેમના પદ—પ્રહારથી ઘણાક સૈનિકો કચરાઇ ગયા. નવાબ અને સેનાપતિની જ્યારે આંખ ઉઘડી, ત્યારે તેમણે પોતાની આંખ સામે આ વિષમ દેખાવ જોયો; પરન્તુ આ અણુચિન્તવી ઉપાધિથી પણ તેઓએ ધીરજ છોડી નહિ. સમયને અનુસરી તે પ્રમાણે તેમણે સૈન્યની યશોચિત્ વ્યવસ્થા કરી. શત્રુઓની તોપોના મ્હોંમાંથી નિકળતા અપરિમિત ધૂમાડાથી રાત્રિ વિશેષ અંધારી બની ગઇ. શત્રુ ક્યાં આગળ છે એનો પણ કંઈ પત્તો નથી. માત્ર શબ્દ પર લક્ષ રાખી ગોલન્દાજ કેવળ વ્યર્થજ તોપો છોડવા લાગ્યા. પ્રત્યેક ક્ષણે નવાબી સૈન્યની વધારે ને વધારે હાનિ થતી ગઇ. મરાઠા લશ્કર છાનુમાનુ છૂપાઇને પોતાનું કાર્ય કરી રહ્યું હતું. અંધારી રાતે આવીને મરાઠાઓએ નદીના અન્ય કિનારાપરનાં વૃક્ષો સાથે બરાબર શત્રુઓને તાકી તાકીને તોપો બરાબર બાંધી રાખી હતી. કેટલાએક મરાઠાઓ નજદીકમાંજ છૂપાઈ રહ્યા હતા, અને એજ કારણથી નવાબી સૈન્યની તોપોના પ્રહારથી તેમની વધારે હાની થતી

ન્હોતી. છેવટે મોગલ સૈન્ય પોતાના જમીનદોસ્ત થયેલા—ઘવાએલા સાથિઓ પર પગ મુકી મુકીને, નવાબનો સંગ છોડી છોડીને નાસવા લાગ્યું. પણ એ કામમાં પણ તેઓ ફાવી શકયા નહિ. મીરહબીબ મરાઠાઓના એક લશ્કર સહિત નવાબી સૈન્યના પાછલા ભાગમાં જઇ રસ્તો રોકીને છૂપાઇ રહ્યો હતો; તેથી જેટલા તુર્ક સિપાહિઓ એ રસ્તે થઇને નાઠા, તે સર્વ તેના પંજામાં જઇને પડયા. ધીમે ધીમે રાત વીતી ગઇ. પાછલી રાતનો થોડા સમયનો પણ ભયંકર અંધકાર ગગનમંડળમાં છવાઇ ગયો હતો. આશ્ચર્યની સાથે નવાબ સાહેબે જોયું કે, નવાબી ફોજ લગભગ જન શૂન્ય થઈ રહી છે. પોતે સ્વયં એકલાજ હાથી પર બેઠા છે—બે વિશાળકાય હાથી ઝણ્ડા સહિત નવાબ સાહેબના હાથીની આજુ બાજુ ઉભા રહ્યા છે.

નવાબ સાહેબના હાથી સુશિક્ષિત હતા. તોપોના અવાજથી સહજ પણ વિચલિત થતા ન્હોતા. નવાબની એવી શોચનીય અવસ્થા જોઇને નદીની પેલી પારનાં વૃક્ષ પર ચડેલા લગભગ બસો એક સશસ્ત્ર મરાઠાઓ થોડાજ સમયમાં નદી ઓળંગીને " હર હર મહાદેવ "ની ગર્જના કરતા તેના પર તૂટી પડયા. નવાબ સાહેબ એકલા અને શત્રુઓ અનેક—તેમનો વિનાશ અનિવાર્ય છે. પણ "જેને રામ રાખે રે તેને કોણ મારી શકે ?" તદનુસાર જેનું ઇશ્વર રક્ષણ કરવા ધારે છે—તેનું અનિષ્ટ કરવાની શક્તિ શત્રુમાં સંભવેજ નહિ. નવાબ સાહેબની સ્હામેના પતાકા યુક્ત હાથીઓ લોઢાની મ્હોટી મ્હોટી મજબુત સાંકળોથી જકડેલા હતા. હાથી જ્યારે ચાલતા હતા ત્યારે એ સાંકળોનો ખણુણુણ ખણુણુણ અવાજ થતો હતો. જેને લીધે તેમને પથ—શ્રમ જણાતો ન્હોતો, ઉલટો તેમના મનમાં હર્ષ થતો જણાતો હતો. ઝણ્ડા વાળા બેઉ હાથી અપરિચિત મનુષ્યોના આવવાથી તથા શત્રુઓની બરછી—ભાલાઓના પ્રહારથી ઉન્મત્ત બની ગયા. તેઓ પોતાની ગરદન પરથી તે ઠેઠ પગ સુધી લટકતી સાંકળોને સૂંડમાં લઇ લઇને, મહા ઉગ્રતાથી, તેને પોતાની ચારે બાજુએ એવી રીતે ઘૂમાવવા લાગ્યા કે તેના આઘાતથી શત્રુઓ વગર વિલંબે ભોંયપર પડવા લાગ્યા. વળી આ સમયે એક બીજી પણ વિચિત્ર બીના બની. જે સમયે ઉભય હાથી પોતાની સામેના શત્રુઓને મારવા લાગ્યા

હતા, એજ સમયે ચાર બળવાન યુવક મરાઠા ઘોડેસ્વારોએ પોતાના ઘોડાને ઘૂમાવી, એકદમ કૂદાવતાં નવાબ સાહેબ પર ભાલાનો પ્રહાર કર્યો. નવાબ અલીવર્દીખાં ભય વિહ્વળ થઇને તેઓ તરફ જોઇ રહ્યા. નવાબ સાહેબે જોયું કે એક મરાઠો ખુબ જોસથી તેમના પર પોતાનો ભાલો ફેંકવાની તૈયારીમાં હતો, તેજ સમયે કોઇએ તેના હાથપર એક ભાલાનો એવો બળપૂર્વક પ્રહાર કર્યો કે જેથી એ પોતાના ભાલા સહિત જમીન પર ગબડી પડયો. આ જોઇને બાકીના ત્રણ મરાઠાઓ ક્રોધાન્ધ બનીને નવાબ પર ઉછળી પડયા; પણ એક બલિષ્ટ યુવક સાહસ પૂર્વક નવાબસાહેબના હાથની પાછલી બાજુથી તેઓ પર ઝપટયો, અને ક્ષણુવારમાં એ ત્રણેનાં શિર ધડથી અલગ કરી નવાબને મૃત્યુ પ્રસંગથી મુક્ત કર્યા. શત્રુઓનો નાશ થયો—નવાબ સાહેબ પણ નિર્ભય થયા. મહારાષ્ટ્ર—સૈન્યમાં આ બાબતના સમાચાર પહોંચે તે પહેલાં તો નવાબ સાહેબ ત્યાંથી અગીઆરા ગણી ગયા. નાસતી વખતે કૃતજ્ઞ નવાબે પોતાનું સંરક્ષણ કરનાર પેલા અપરિચિત યુવકને પણ પોતાના હાથી પર બેસાડી દીધો. આ સમયે સૂર્યોદય થઇ ગયો હતો, મન્દ મન્દ શિતળ સૌગંધમય પવન પ્રવાહિત થઇ રહ્યો હતો. નવાબ સાહેબના ત્રણે હાથી, એક પછી એક ખુબ ઉતાવળી ઉભી પૂછડીએ ચાલ્યા જતા હતા. નવાબે જોયું કે આખો પ્રદેશ મૂર્દાંથી ભરાઇ ગયો છે. રક્ત—પ્રવાહથી ભૂમિ કાદવ જેવી બની ગઇ છે. મનુષ્યોનાં માથાં વૃક્ષ પરથી પડેલાં તાલ—ફળ સમાન જમીનપર ગબડી રહ્યા છે. સર્વત્ર હાહાકાર થઇ રહ્યાં છે. તોપોના મ્હોટા મ્હોટા ગોળાના આઘાતથી ચૂર્ણ—વિચૂર્ણ થયેલા નર—માંસના ઢગલા ને ઢગલા થઇ રહ્યા છે. મનુષ્ય આકારનું એક ચિહ્ન સરખું રહ્યું નથી. માથા વિનાનાં ધડ નૃત્ય કરી રહ્યાં છે. હજી પ્રાણવાયુ શરીરમાંથી બહાર નીકળી ગયો નથી. જમીન પર ઘાયલ થઇને પડેલા એવા અનેક અસહાય સિપાહિઓ ઉઠવાનો ઘણોય પ્રયત્ન કરે છે; પણ શત્રુનો પ્રબળ ઘાવ થવાથી તેમનામાં ઉઠવાની જરીક પણ શક્તિ નથી. પાસે થઇને ચાલ્યા જતા નવાબ અલીવર્દીખાંને વિનિત ભાવે તેબિચારા પ્રાર્થના કરી રહ્યા છે કેઃ “હે માલિક! અમને આ સ્થળેથી ઉઠાવીને લઇ જાઓ, અમે સ્વસ્થ થયા બાદ પુનઃ પાછા યુદ્ધમાં તમને

મદદ કરીશું. તમારે માટે અમે અમારૂં આ રણભૂમિમાં લોહી રેડયું છે, અને વળી રેડીશું. તમારા એ ઉપકારનો બદલો અમે વ્યાજ સાથે વાળીશું. પણ તેમની એ દીનવાણી સાંભળે છે કોણ? તેમને તો જરૂર હતી માત્ર મરનારની—મરેલાની. તેઓ શા સારૂ પરવાહ રાખે? કોઇ આર્ત સ્વરે પાણી પાણીના પોકાર કરી રહ્યું છે. દુઃખથી પીડાતા એવા કેટલાક દુર્ભાગી જીવો હૃદયભેદક—આર્ત સ્વરે પસ્તાવો કરી રહ્યા છે, તેની લેશ માત્ર અસર નવાબને થતી નથી. તેતો જોતા જોતા આગળ ને આગળ ચાલ્યાજ જાય છે. અસર થાય છે કંઇક પેલા નવાબ સહિત હાથીપર બેઠેલા યુવકને, પણ આ ઘડીયે તો એમજ ધારી શકાય છે કે બળવાન સમયે તેને પણ વિરાગી બનાવી દીધો છે. ચાહે તેમ કહો પણ ઉદાર ચરિત્ યુવક ધારી ધારીને જુવે છે, આંખમાંથી એક બે અશ્રુ—બિન્દુ વેરતાં કોઇ પરમાત્માનું નામ લેતા, કોઈ પોતાનાં સ્વજનોને યાદ કરતા, કોઇ પાણી પાણી પોકાર કરી રહેલા એવા અસંખ્ય મનુષ્યો તરફ પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરે છે. તે સારી રીતે જોઇ શકે છે કે: અનેક મરણ શરણ થયેલા, અર્ધજીવિત વીર યોદ્ધાઓ હાથી, ઘોડા, ઉંટ આદિ પશુઓની ઉપર નીચે પડયા છે. ઘવાયેલાં પશુઓના પદાઘાતથી ભૂપતિત અર્ધમૃત મનુષ્યો પ્રાણ ત્યાગ કરી રહ્યા છે. નવાબ સાહેબના ભયાકુળ બનેલા ત્રણે હાથી લોઢાના અંકુશનો માર સહન નહિ કરી શકવાથી જમીનપર પડે પડે પોકાર કરતા, કેટલાક સિપાહિઓને પગતળે કચડી નાખતા મહા વેગ પૂર્વક નાસતા ચાલ્યા જાય છે. મનુષ્યોનાં પેટ અને માથાં 'કૃચ કૃચ' 'કચડડ કચડડ' અવાજ કરતાં ફાટી ફૂચા—પાણી થઇ રહ્યાં છે! આ ભીષણ દ્રષ્ય નવાબ સાહેબથી જોઇ શકાયું નહિ, તેમણે પોતાના આત્મિયોની એવી દુર્દશા જોઇને પોતાની આંખો બંધ કરી દીધી.

નવાબ સાહેબના નાસી ગયા બાદ મરાઠાઓ રણભૂમિપર ઉપસ્થિત થયા. જો તેજ સમયે તેઓ નવાબ સાહેબની પાછળ પડયા હોત તો નવાબ સાહેબનું સંરક્ષણ થવું એ દુર્ઘટ હતું; પરન્તુ કેટલાંક કારણોથી તેઓ એમ કરી શક્યા નહિ. પહેલું તો એજ કે, તેમના આવ્યા પહેલાંજ નવાબ સાહેબ નાસી ગયા હતા; જેથી એ કઈ તરફ ગયા એનો કંઇ પત્તો મળ્યો નહિ.

બીજું એ કે મીરહબીબ દૂર હોવાથી ભાસ્કર પણ્ડિત તેની સલાહ લઇને પોતાનું કર્તવ્ય નિરૂપણ કરી શકતા ન્હોતા. ત્રીજું:, નવાબ સાહેબની ફોજનાં માલિક વિનાનાં અસંખ્ય પશુ, બહુ મૂલ્ય સમ્પત્તિ અને અપરિમિત ખાદ્ય પદાર્થ મેળવવાથી મરાઠાઓને નવાબ સાહેબની પાછળ પડવાનું યાદજ ન રહ્યું. નવાબ ફાવ્યા !

---

# દ્વાવિંશ પરિચ્છેદ.

## વીર પરિચય.

એ દિવસે કેટલાય ગાઉ ચાલ્યા બાદ, પોતાના સૈન્યને મળતાં મળતાં લગભગ રાત પડી ગઇ. થાકયા–પાકયા સિપાહિઓ એક ખુલ્લા મેદાનમાં ભૂખ્યા પડી રહ્યા હતા. તેઓએ ચોક્કસ કલ્પના બાંધી દીધી હતી કે, નવાબ સાહેબ શત્રુઓને હાથે માર્યા ગયા હશે, અથવા તો છેવટે તેમના હાથે કેદ પકડાયા હશે. આ વિચારથી તેઓ સઘળા નિરાશ થઇ ગયા હતા; પણ નવાબ સાહેબને સહિસલામત પાછા ફરેલા જોયા ત્યારે તેમના આશ્ચર્યની કંઇ સીમા ન રહી. તેઓએ તેમને જોતાંજ "અલ્લાહો અકબર" કહેતાં એ પવિત્ર ધ્વનિથી તેમનો સહર્ષ સત્કાર કર્યો.

હાથીપરથી ઉતરીને નવાબ સાહેબ, એક વૃક્ષની નીચે બેઠા છે. અંધકાર પ્રસરી રહ્યો છે. મોગલ–સૈનિકો ઉંઘને લીધે આળોટતા જમીનપર લાંબા થઇને સૂઇ રહ્યા છે. નવાબ સાહેબની આંખોમાં ઉંઘ નથી. તેમની પાસે માત્ર એકલો પેલો અપરિચિત યુવકજ બેઠો છે. રાત વિતાવવાની ખાતર, ઉભય આડી અવળી વાતો કરી રહ્યા છે. નવાબ સાહેબની ઇચ્છાનુસાર, એ યુવકે તેમને આ પ્રમાણે પોતાનો પરિચય આપ્યો:—

"મ્હારૂં નામ બળવતસિંહ છે, મ્હને બાલ્યાવસ્થામાં મુકીનેજ મ્હારા પિતા મરી ગયા હતા. વિધવા માતા સહિત હું મ્હારે સાસરે રહેતો હતો."

"મ્હારા સસરા એક સારા જમીનદાર હતા; તેઓ રૂહેલખંડના રહે-

વાસી હતા. અમે મ્હારા સસરા, સાસુ, પત્ની, તથા અન્યાન્ય કેટલાંક માણુસો એકઠાં મળીને ભગવાન જગન્નાથજીના દર્શનાર્થે ચાલ્યાં જતાં હતાં. ગોડીખાલની નજીક, અત્યાચારી મરાઠાઓએ અમારાપર આક્રમણ કર્યું અને સર્વને વધ કરી સઘળી માલ–મતા લૂંટી લીધી. હું પણ ઘણોજ ઘવાયેલો હતો, પણ આયુષ્ય બળવાન તેથી બચી ગયો. અમે લૂંટાયા તેને બીજે દિવસે મ્હારામાં કંઇક ચૈતન્ય આવ્યું, હું મહા કષ્ટપૂર્વક એક પાસેના ગામમાં ગયો. એ ગામના દયાળુ માણસોની દયા અને સુશ્રુષાથી, હવે હું આરોગ્ય થયો છું. મ્હેં મરાઠા સરદાર ભાસ્કર પણ્ડિતને આ હાથથી વધ કરીને તેના રક્તથી પિતૃ–તર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી છે. જો કદી હું મ્હારી પ્રતિજ્ઞામાં સફળ નહિ થાઉં તો આત્મહત્યા દ્વારાજ આ સંતપ્ત હૃદયની આગ ઓલવીશ." પણ એક બાબત છે. હું નિસ્સહાય અને એકલો છું. શત્રુ પ્રબળ અને અગણિત છે. એ અસાધ્ય કાર્યમાં સફળતા પ્રાપ્ત કરવાને માટે આપની સહાયતાની અવશ્ય આવશ્યકતા છે. "

"આ એક ક્ષુદ્ર જીવને માટે નવાબ સાહેબનો અનુગ્રહ પ્રાપ્ત કરવો એ કંઇ જેવું તેવું કાર્ય ન્હોતું; પરન્તુ યત્નબળ દ્વારા અસાધ્ય કાર્ય પણ સાધ્ય કરી શકાય છે. એજ વિશ્વાસથી હું કેટલાય દિવસથી આપનું અનુસરણ કરવાને માટે શુભ અવસરની રાહ જોયા કરતો હતો. અધ્યવસાયી મનુષ્યોને પરમાત્મા અવશ્ય સહાય્ય કરે છે. કેટલેક અંશે હું ધારૂં છું કે મ્હારો પ્રયત્ન સફળ થઇ ગયો છે. એક તો યુવકે નવાબ સાહેબના પ્રાણુની રક્ષા કરી હતી, બીજું નવાબ સાહેબના દુષ્મનનો વધ કરવો એ તેનું મુખ્ય કર્તવ્ય લક્ષ્યબિન્દુ હતું. એ કારણથી નવાબ સાહેબ તેના ઉપર મહા પ્રસન્ન થયા. તેમણે તુરતજ તેને એક હજારી મન્સબદારના પદ પર નિયુક્ત કર્યો. રાજપ્રિય મનુષ્યોનું સન્માન તો અવશ્ય કરવુંજ પડે છે. નવાબનો પ્રિતિપાત્ર એ અજ્ઞાત યુવક વાદળસિંહ થોડાજ સમયમાં આખી ફોજમાં સુપરિચિત થઇ ગયો. મરાઠાઓના ઘાવથી તેનો એક કાન કપાઇ ગયો હતો; જેથી દરેક જણુ તેને કાનકટા મન્સબદાર એ ઉપનામથી સંબોધતું !

વિશાળ આકાશના ગર્ભમાં ભાગ્યબળે છૂપાયેલો વાદળસિંહ રૂપી ચંદ્ર

—વાદળ—વિપત્તિઓનાં દળને વિખેરીને કર્મબળવડે અત્યલ્પ કાળમાં પ્રકાશમાં આવ્યો.

વાદળસિંહ! તું તો ખરેખરો યુક્તિબાજ! ત્હારી હિમ્મતની બલિહારી છે.

# ત્રયોવિંશ પરિચ્છેદ.

## નવાબ અને મુસ્તફાખાં.



આ રબ્ધવશાત્ સમયે રાજા મહારાજાઓને પણ સ્થળે સ્થળે ભટકવું પડે છે. બંગાળા, બિહાર, અને ઓરીસાના સુબેદાર હજરત અલીવર્દીખાં મરાઠાઓના ભયના માર્યા જ્યાં ત્યાં નાસતા ફરે છે! મહિપરેખાના યુદ્ધ ક્ષેત્રમાં મરાઠાઓએ નવાબી સૈન્યની સઘળી સમ્પત્તિ અને ડેરા તમ્બુ જે હાથમાં આવ્યું તે સર્વ લૂટ્યું છે. ઉલવાડીયા નામક સ્થાનમાં નવાબ સાહેબ એક ન્હાના સરખા જૂના—પુરાણા તમ્બુમાં વિશ્રામ કરી રહ્યા છે. અન્યાન્ય સેનાપતિઓ ખુલ્લા મેદાનમાં પડ્યા છે. નવાબ સાહેબે પોતાના પ્રાણાધિક દૌહિત્રને માટે મહા મહેનતે બે રોટલીઓ મેળવી હતી; તેમાંથી એક અર્ધી રોટલી ખાઇ એક ગ્લાસ ભરીને ઉપર પાણી પી નવાબ સાહેબ પોતે તૃપ્ત થયા. બહાબર રાતના એક વાગ્યાના સુમારે જાસૂસોએ આવીને ખબર આપી કે, શોધ કરતાં કરતાં શત્રુઓ અહીંથી એક ગાઉ પર પોતાનો પડાવ નાખીને પડયા છે. સાથે સાથે એ પણ સમાચાર મળ્યા કે સૈન્યમાંના સિપાહિઓનો ઘણો ખરો ભાગ વિદ્રોહી થઇ ગયો છે. નવાબ સાહેબે વિચાર્યું કે, હવે બચવાનો એક પણ ઉપાય નથી. જરૂર મરણ પ્રસંગજ જણાય છે. તેમણે પોતાના પાસે સૂઇ રહેલા સિરાજુદ્દૌલા તરફ એક વખત દ્રષ્ટિ કરી. તે સમયે તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. એ સમયે જો મરાઠાઓએ આક્રમણ કર્યું હોત તો કોઇ પણ રીતે નવાબ સાહેબની આત્મ રક્ષા થઇ શકે તેમ ન્હોતું; પરન્તુ એટલું એમનું અહોભાગ્ય

સમજવું જોઇએ કે, માત્ર બે કારણોને લીધે મરાઠાઓ તે સમયે આક્રમણ કરી શક્યા નહિ.

પહેલું: મીર હબીબની મન્ત્રણાથી નવાબી સેનાના કેટલાક સૈનિકો વિદ્રોહી બની ગયા હતા. મરાઠાઓ સાથે તેઓના મળી જવાથી યુદ્ધ અથવા તો રક્તપાત શિવાયજ નવાબ સાહેબ પરાજીત થઇ શકતા હતા, એથી જો કદાચ હમણાજ યુદ્ધારંભ કરવામાં આવ્યો હોત તો એ સમર–સ્વાદ નવાબને ચખાડવાનો સુયોગ પ્રાપ્ત થઈ શકે નહિ.

બીજું: અન્ય કોઈ પણ માર્ગ હાથ નહિ આવવાથી નવાબે વર્ધમાનના દીવાન જાનકી રામને સન્ધિ કરવાની ઇચ્છાથી ભાસ્કર પણ્ડિતની પાસે મોકલ્યા. સન્ધિ કરવાથી મરાઠાઓને ઘણે ભાગે ધન–લાભ ઘણો થાય તેમ હતું; પરન્તુ ભાસ્કર પણ્ડિત જે જે શર્તો કરવા માગતા હતા તે નવાબને માટે ઘણી અગવડ ભરેલી હતી. ગમે તેમ પણ ભાસ્કર પણ્ડિત નવાબ સાહેબના ઉત્તરનીજ રાહ જોઇને બેઠા હતા.

શૂન્યકાર રાત્રિ. નિસ્તબ્ધ પ્રકૃતિ. અન્ધકારમય દિશાઓ. એથી પણ નવાબ સાહેબનું હૃદય વધારે અંધકારપૂર્ણ છે. આંખમાં ઉંઘ નથી. સિરાજુદ્દૌલાની પથારી પાસે બેસી અતિ ચિન્તા કરી રહ્યા છે. એ ચિન્તાનો કંઇ પાર નથી ! ચિત્ત વિચલિત છે–ચિન્તામાં કંઇ બાબત ઠસતી નથી. મગજને ચેન નથી. “ **किं कर्तव्य विमूढ** ” થઇ રહ્યા છે.

નવાબ સાહેબે તમ્બુની અંદરથી દ્રષ્ટિ કરીને જોયું તો સઘળી દિશાઓ અંધકારથી છવાઇ ગએલી છે. આકાશમાં ન્હાના–મ્હોટા અનન્ત તારાઓ ચમકી રહ્યા છે, કેટલેક છેટે ન્હાની ન્હાની તાપણીઓ બળતી જોવામાં આવે છે. તાપણીઓની ઉંચે જતી જ્વાળાઓને લીધે લાલરંગનો મહા મનોહર પ્રકાશ દ્રષ્ટિગોચર થાય છે. નવાબે કલ્પના કરી કે, મરાઠાઓના વ્યૂહનો એ અભય–સૂચક પ્રકાશ છે. મરાઠાઓ અભય પ્રદાન કરતા, નવાબી સૈન્યને આત્મ પક્ષમાં ભેળવવાને માટે આહ્વાન કરી રહ્યા છે. મરાઠાઓ સાથે મળી જઇને આ ઉપસ્થિત થએલી વિપત્તિથી મૂક્ત થવાને માટે થાકયા–પાકયા નવાબી સૈનિક અને સેનાપતિઓ અવસ્ય તૈયાર થઇ જાત;

પણ તેઓ સારી રીતે સમજતા હતા કે, ઇસ્લામ ધર્માવલમ્બી પોતાના સ્વામીનો પક્ષ ત્યાગ કરીને વિધર્મી લોકોનો સંગ કરવો એમાં ઘોર પાપ છે. તેમ છતાંય સેનાપતિઓએ મરાઠાઓના પક્ષનું અવલમ્બન કર્યા શિવાય એકલા સૈનિકો જઇને તેમની સાથે મળી જઇ શકે તેમ ન્હોતું. તમ્બુના દરવાજા પર છાનામાના ઉભા રહીને, નવાબ સાહેબ મરાઠાઓની વ્યૂહ રચના જોતા વિચાર કરવા લાગ્યાઃ "જણાય છે કે, હવે અમે દિનનો પ્રકાશ જોઇ શકીશું નહિ. આ ઘોર અન્ધકારમાં મરાઠાઓ ચૂપચાપ આક્રમણ કરીને અમારો વધ કરશે." નિરાશાસૂચક એક દીર્ઘ નિશ્વાસ મુકીને નવાબ સાહેબ સર્વશક્તિમાન દયામય ભગવાનના અભય પાદપદ્મનું સ્મરણ કરવા લાગ્યા. તે દરમિયાન તેમને અચાનક સેનાપતિ મુસ્તફાખાનું સ્મરણ થઇ આવ્યું.

નવાબે વિચાર્યું કે, મુસ્તફાખાં મહાન્ સાહસી, રણ–કુશળ અને બહુદર્શી સેનાપતિ છે. તેનું સૈન્ય પણ સુશિક્ષિત અને કર્તવ્યપરાયણ છે. મરાઠાઓ અવશ્ય રણ–નિપુણ છે, પણ મુસ્તફાખાંની બરાબરી તો તેઓ કોઇ પણ પ્રકારે કરી શકે તેમ નથી; કેમકે મરાઠા સૈન્ય શ્રૃંખલાબદ્ધ નથી.

આ સમયે મુસ્તફાખાં સિવાય અમારી મુક્તિ નથી. એના શિવાય અમારો કોઇ કાળે છૂટકો નથી. મ્હેં મુસ્તફાખાંનું અપમાન કર્યું એ મ્હોટી ભૂલ કરી છે. તેમ છતાંય જો તે કદી મહેરબાની કરીને મ્હને સહાય્ય થાય તો આ વિપત્તિથી ઉદ્ધાર પામવાનો કંઇક સંભવ છે; પણ શું મુસ્તફાખાં હવે મ્હારૂં કહેવું સાંભળશે ? આ આફતકાળે સગો ભાઈ સરખો આપણો થતો નથી, અરે ! પેટનો દિકરો તે પણ માત–પિતાનો ત્યાગ કરીને ચાલતો થાય છે, તો મુસ્તફાખાંને માટે શું કહી શકાય ? ગમે તેમ હો, એક વખત તેની સહાયતા મેળવવાને માટે પ્રયત્ન કરવાની જરૂર છે, ધન અને સેવાથી સંસારમાં અસાધ્ય કાર્ય પણ સાધ્ય થઇ શકે છે. એ વિચારથી નવાબ સાહેબના કાળજામાં કંઇક તાઢક વળી, તેમને કંઇક ધીરજ–હિમ્મત આવી, અને તેમના શરીરમાં એક અપૂર્વ નૂતન બળનો સંચાર થઇ આવ્યો. આ સમયે રાતના ત્રણ પ્રહર વીતી ચૂકયા હતા. સૂતેલા સિરાજુદ્દૌલાને જાગૃત કરી, તેનો એક હાથ પકડી તેને લઇને તે ભીષણ અંધકારને ભેદતાં તેમણે

મુસ્તફાખાંના તમ્બુ તરફ પ્રયાણ કર્યું. એક ક્ષુદ્ર તમ્બુમાં મુસ્તફાખાં સૂતો હતો. નવાબ સાહેબે ત્યાં જઇને તેને જગાડ્યો. મુસ્તફા, પોતાના અન્નદાતા સ્વામી બંગાળા, બિહાર અને ઓરીસાના નવાબ સાહેબ હજરત અલીવર્દીખાને તેમના દૌહિત્ર સાથે દીનભાવથી પોતાની સ્હામે ઉભેલા જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો, અને કંઇક લજ્જિત પણ થયો. તુરતજ એક ઉચ્ચાસન પર નવાબ અને સિરાજને બેસાડી હાથ જોડીને કહેવા લાગ્યો: "જહાંપનાહ ! ગુલામને શો હુકમ થાય છે ?" આંખમાં પાણી ભરેલા નેત્રે અત્યંત દીનભાવે નવાબે કહ્યું: "દોસ્ત મુસ્તફા ! હું બીજું શું કહું—મ્હારા કહેવા સાંભળવા આગમચજ થઈ ગયું. દોસ્ત ! સાંભળ, મનુષ્યને પોતાના પ્રાણથી અધિક વ્હાલી એવી કોઇ ચીજ આ સંસારમાં નથી; તેમ છતાં આ સમયે મ્હારૂં જીવન મ્હને ભારરૂપ લાગે છે. હું મૃત્યુનો સત્કાર કરવાને માટે હરેક રીતે તૈયાર છું. મ્હારે નહિ કહેવું પડે કે, આજકાલ તું મ્હારાથી વિરક્ત છે. જો ત્હારી એવીજ ઇચ્છા હોય કે, મ્હારે નવાબનો વધ કરી શાન્તિ-તૃપ્તિ મેળવવી છે, તો લે, બેશક તું જો, એ નવાબ આજ ત્હારી નજર આગળ દીન ભાવે, ત્હારી એ અભિલાષાને સફળ કરવા ઉભો છે. પરન્તુ યાદ રાખ ભાઇ ! કે મ્હને મારવાને માટે, દોસ્ત ! મ્હારો વધ કરવાને માટે એવા પ્રપંચની કંઇજ અગત્ય નથી. વ્યર્થ પ્રપંચ શા સારૂ ? સત્ય છે, હું ત્હારો અપરાધી છું, પણ શું એ પાપનું કોઈ અન્ય પ્રાયશ્ચિત નથી કે ? દોસ્ત ! પવિત્ર ઇસ્લામ ધર્મનું એકવાર સ્મરણ કર. મુસલમાન થઇને મુસલમાનના ગૌરવની રક્ષા કર. હું આ વિપત્તિને વધારે સહન કરી શકતો નથી. ( નવાબ સાહેબે પોતાની તલવાર મુસ્તફાખાની આગળ ધરીને કહ્યું,) બીજું કંઇ નહિ, લે ચાલ, વિલમ્બ થાય છે. હું ત્હારી સાનિધ્યજ ઉભો છું, મ્હારી આંખની કીકી સમાન આ સિરાજ પણ ત્હારી સમીપ છે, આજ સ્થળે બેઉનો એકજ સાથે ફેંસલો કરી—વધ કરી ત્હારા ઉદ્વિગ્ન હૃદયને શાન્ત કર. વિધર્મી લોકોને માટે આ દેહ રાખીશ નહિ; પણ મુસ્તફા ! એક વાત છે. જો ત્હને મ્હારી સાથેના આટલા બધા દિવસોના સબંધનું યત્કિંચિત્ સ્મરણ હોય—મ્હેં કદી ત્હારા ઉપર કોઇ કાળે કંઇ પણ ઉપકાર કર્યો

હોય, અથવા કંઈ નહિ તો છેવટે તું મ્હારા તરફ ત્હારી ઉદારતા પ્રકટ કરી શકતો હોય, ત્હારા જાતિય ગૌરવની તું ત્હારે હાથે રક્ષા કરી શકતો હોય એ ત્હને ઇષ્ટ લાગતું હોય, તો આવ, લે આ કુરાનેશરીફ હાથમાં પકડ અને સોગંદ લે કે: "હું તમારી બાંહ્ય કદી છોડીશ નહિ." માત્ર મ્હારે તને એજ કહેવાનું છે. આ સમયે તું મ્હને એ સૂચવ કે ભાસ્કર પણ્ડિત સાથે અત્યારે કેવા વ્યવહારની આવશ્યકતા છે. ત્હારાથી મ્હારો અભિપ્રાય કંઇજ છૂપો નથી. મરાઠા સરદારે સન્ધિની જે જે સર્તો કહાવી મોકલી છે, તેને સંમ્મત થવું એ મ્હારે માટે મહાદુઃખની વાત છે. માત્ર એક મ્હારે માટેજ નહિ, પણ મુસલ્માન માત્રને માટે એ કરાર અસહ્ય અનુચિત છે."

નવાબ સાહેબનાં ઉક્ત કરૂણ વચનો સાંભળી મુસ્તફાખાં વિચલિત થઇ ઉઠ્યો. તેનું પત્થર જેવું હૃદય પિગળી ગયું. નવાબ સાહેબના પ્રશ્નનો શો ઉત્તર આપવો એનીજ તેને કંઇ સમજણ પડી નહિ. કેટલાક સમય પર્યંત લાકડાના પૂતળાની માફક મુંગે મ્હોડે ઉભોજ રહ્યો. થોડા સમય બાદ તેણે અતિશય વિનીત ભાવથી કહ્યું: "પ્રભો ! ક્ષમા કરો, મ્હને વિચાર કરવાને થોડોક સમય આપો. આપણા અંગત માણુસોની સાથે સલાહ–મસલત કર્યા સિવાય તેમનો અભિપ્રાય જાણ્યા વગર હું મ્હારો એકલાનો તુચ્છ અભિપ્રાય જણાવી શકીશ નહિ." નવાબે મહાવ્યગ્રતાથી કહ્યું: "ભલે, એ બરાબર છે. એમાં મ્હને કોઇ પણ પ્રકારની અગવડ નથી."

મુસ્તફાખાંએ તુરતજ એક માણુસ મોકલી, હવાલદાર સમશેરખાં, જમાદાર સર્દારખાં, મન્સબદાર અબ્દુલ સુભાનખાં, અબ્દુલ રહેમાન આદિને બોલાવી મંગાવ્યા. જ્યારે તેઓ સર્વ આવી પહોંચ્યા, ત્યારે મુસ્તફાખાંએ નવાબ સાહેબને કહ્યું: "જહાંપનાહ ! આપે મ્હને થોડી પળ પહેલાં જે હકિકત કહી તે આ સર્વને કહી સંભળાવો.

આવેલા માણુસોને નવાબ સાહેબે પોતે જે હકિકત અગાઉ મુસ્તફાખાને કહી હતી તે સઘળી અથથી ઇતિ સુધી કહી સંભળાવી. તેમની એ હકીકત સાંભળીને પ્રત્યેક જણ નિરૂત્તર થઇ ગયા. મુસ્તફાખાંએ કહ્યું: "ભાઇઓ ! નવાબ સાહેબને તાકીદે ઉત્તર આપવો જોઇએ." ત્યારે સર્વની અનુમતિ લઇને સમ-

શેરખાં અને સર્દારખાંએ મુસ્તફાખાંને કહ્યું: "અમે સર્વ શું કરી શકીએ એમ છે? આપ અમારા સર્દાર છો, આપ અમારા સેનાપતિ છો, જે રસ્તો આપને ઠીક લાગે તે અમારે સર્વથા માન્ય છે. તમે જે કંઈ કહેશો તે અમારે કબુલ છે. આપની આજ્ઞાનું અમે કોઇ દિવસ ઉલ્લંઘન કર્યું નથી–કરીશું પણ નહિ." શરણાગત નવાબ સાહેબનાં હૃદયગ્રાહી વચનો સાંભળી, તથા તેમની આંખો-માંથી નિકળતાં અનર્ગળ અશ્રુની ધારા પ્રવાહિત થતી જોઇને મુસ્તફાખાંનું હૃદય પિગળી ગયું. તેણે સમશેરખાં, સર્દારખાં, અબ્દુલ સુભાન આદિ જનોને સંબોધન કરીને કહ્યું: " ભાઇઓ ! જે થયું તે થઇ ગયું. ગઇ ગુજરી વાતોને હવે ભૂલી જાઓ. હું નિષ્કપટ ભાવથી પવિત્ર કુરાને શરીફના સોગંદ ખાઇને કહું છું કે, આજથી હું મ્હારાં પુત્ર કન્યા સહિત નવાબનો દાસાનુદાસ થયો. આજથી આ મ્હારા શરીરનાં પ્રત્યેક રજકણો–રકત–બિન્દુપર આ ( નવાબ તરફ આંગળી કરીને ) મ્હારા માલિકનો પૂર્ણ અધિકાર થયો. આ શરીર હવે એ સ્વામીનીજ સમ્પત્તિ છે."

" ભાઇઓ ! હું દ્રઢતાપૂર્વક કહું છું. કોઇપણ જાતના કપટ ભાવથી નહિ–આ મ્હારા અંતરનો વિચાર છે. ભાઇઓ ! જો હું તમારા જેવાજ બીજા સો એક માણસો મેળવી શકું તો તે એક સો વીરોની તલવારના વિશ્વાસથીજ, હું એક મહારાજ્ય સ્થાપન કરી શકું એમ છું. ભાઇઓ ! નિરાશ થવું નહિ. આ સમયે પણ વિશ હજાર ઘોડે સ્વાર સૈનિકો હાજર છે. જો તેઓ હૃદયના ઉત્કટ ભાવથી માલીકની ખાતર–પોતાના સ્વામીના અભિમાનની ખાતર–પોતાના જાતિ–ગૌરવની ખાતર અપૂર્વ ઉત્સાહથી યુદ્ધ કરે, તો હું નિશ્ચયથી કહું છું કે, શત્રુઓ થોડાજ સમયમાં નષ્ટ ભ્રષ્ટ કરી શકાય તેમ છે."

" ભાઇઓ ! હું કહી ચૂકયો છું. અને ફરીથી પણ કહું છું કે, ભૂતકાળની વાતો એકદમ ભૂલી જાઓ. મ્હેં તો મ્હારા અંતઃકરણની વાત તમારી આગળ જાહેર કરી છે. હવે તમારે પણ તમારા અંતરનો પરદો ઉઘાડી નાંખ-વાની ખાસ આવશ્યક્તા છે."

મુસ્તફાખાંની હકિકત સાંભળીને દરેક જણે કહ્યું: " ભાઇ સાહેબ !

અમને વધારે કહેવાની કંઇ જરૂરજ નથી. તમારી મરજી એ અમારી મરજી છે, એ વાત નિશ્ચય છે. આપનો તથા નવાબ સાહેબનો વિશ્વાસ મેળવવાને માટે, અમે સર્વ પણ અત્યારથી કુરાને શરીફના સોગંદ ખાઇએ છીએ."

તૃષાર્તને શિતળ જળ ધારા પ્રાપ્ત થઇ. ક્ષુધાર્તના કર-કમળમાં કામ-દુધા આવી. અથાગ સમુદ્રના ગર્ભમાં તણાતા આત્માને અનુપમ એક નિર્ભય નૌકા મળી ગઇ. અમાવાસ્યાની ઘોર અંધારી રજનીમાં સહસા શિતરશ્મિ-ભગવાન કુમુદ-કાન્તનો ઉદ્‌ભવ થયો. નવાબ સાહેબને કંઇક ધીરજ આવી. નવાબ સાહેબે મનથી વિચાર્યું. કે, મુસ્તફા નિષ્ઠુર અને મહાન્ ક્રોધી છે, એ વાત તો ઠીક છે; પરન્તુ એ યથાર્થ રીતે મહાવીર અને સત્યવાદી છે. ઇસ્લામ ધર્મપર તેનો દ્રઢ વિશ્વાસ છે. મનુષ્ય જાતિના જે બે મહદ્‌ગુણ, સ્વજાતિ-વાત્સલ્ય અને સ્વજાત્યાભિમાન. એ ઉભય ગુણ મુસ્તફાખાંમાં સંપૂર્ણ રીતે જોવામાં આવે છે."

ત્યારબાદ નવાબ સાહેબ સિરાજુદ્દોલા સહિત પોતાના તંબુમાં પાછા આવ્યા. મુસ્તફાખાં આવીને તેમને તમ્બુના દ્વાર સુધી પહોંચતા કરી ગયો. અમે એ કહેવાનું તો ભૂલીજ ગયા કે: પેલો કાન કટ્ટો મન્સબદાર પણ ઉપરોક્ત ઘટનાની શરૂવાતથી તે છેવટ સુધી, નવાબ સાહેબના અંગ-રક્ષક તરીકે સાથેને સાથેજ હતો.

## ચતુર્વિંશ પરિચ્છેદ.

### મન્ત્રણા.

રાત વીતી ગઇ. સૂર્યોદય થયા પહેલાંજ નવાબ સાહેબે પવિત્ર થઇ પોતાની સ્હવારની ઇશ્વરોપાસના સમાપ્ત કરી. તેમણે મનનો સંશય મટાડવાને માટે આજમાબાદના વજીર ગુલામકાદરને ફરી પાછો મુસ્તફાખાંની પાસે મોકલ્યો. પાછા ફરતાં વજીરે આવીને નવાબને કહી સંભ-

આવ્યું કે, મુસ્તફાખાં દ્રઢ મનનો છે. તે પ્રાણુ જતાં ફરી શકશે નહિ. નવાબ સાહેબના તમ્બૂમાં મન્ત્રણાને માટે એક સભા ભરવામાં આવી. મુસ્તફાખાં, સમશેરખાં, સર્દારખાં, મીરજાફર, અબ્દુલકાદર, વાદળસિંહ (કાનકટ્ટો મન્સબદાર) અને નવાબ સાહેબ સ્વયં હાજર હતા. કુલ સર્વ મળીને આઠ સભાસદો હતા. કોઇ એક નૂતન હિંદુને આ ગુપ્ત મન્ત્રણાગૃહમાં ઉપસ્થિત જોઇ, તુર્ક સેનાપતિ વર્ગ એકબીજાના મ્હોં સ્હામે તાકી તાકીને જોવા લાગ્યા. એઓ સર્વનો અભિપ્રાય સમજી નવાબ સાહેબે ગયા દિવસની દુર્ઘટનાઓનું સવિસ્તૃત વર્ણન કહી સંભળાવ્યું ત્યારેજ મોગલ સૈન્યાધ્યક્ષોને સમજણ પડી કે, મહિષરેખા યુદ્ધમાં જો કદી વાદળસિંહ નહોત તો આજ અમે નવાબ સાહેબને આ સ્થળે જોવાને ભાગ્યશાળી થયા ન હોત. સર્વને સલામ કરી વાદળસિંહે કહ્યું: “ ખાં સાહેબો ! સાંભળો, મ્હારા અંતઃકરણની વાતો એક વખત આપ સર્વ સાંભળો, મ્હારી પ્રતિજ્ઞા સાંભળો, આપ સર્વની નજર સ્હામે હું એક હિંદુ છું; પણ સાહેબો ! હિંદુઓનો પણ એક સર્વ શક્તિમાન ઇશ્વર છે. ઇશ્વર આપના અલ્લાહતાલાથી કંઇ જુદો નથી. હું એજ પાકપરવરદિગાર ખુદાતાલાનું નામ સ્મર્ણ કરીને આજ તમારે શરણે આવ્યો છું. હું એક જમીનદારનો પુત્ર છું. મ્હને ધનની પરવાહ નથી. મ્હારી સાંસારિક વાસનાઓ સર્વ તૃપ્ત થઇ ગઇ છે. (પોતાના કપડામાં વિંટાળેલી એક કાળની જીભ જેવી ચકચકિત્ કટાર બહાર કાઢીને તેણે કહ્યું) હું તે પરમ પિતાનું સ્મરણ કરીને, મ્હારા ઇષ્ટદેવનું નામ લઇને, પ્રતિજ્ઞા કરૂં છું કે: મ્હારાં માત–પિતાના પ્રાણ લેનાર પેલા પાપિષ્ટ મરાઠા–સરદારના હૃદય–રક્તથી પિતૃ–તર્પણ કરીને, હું આખર કેવળ તપશ્ચર્યા કરવાને માટે હિમાલય તરફ ચાલ્યો જઇશ. જો હું મ્હારી એ પ્રતિજ્ઞા–પાલન કરવામાં સમર્થ નહિ થાઉં તો આ અસ્ત્રદ્વારા આત્મઘાત કરીશ. ખાં સાહેબો ! હું આપ સર્વની સમક્ષ હજી કંઇક કાચી ઉમ્મરનો છું, આપ સર્વ મ્હારા બંધુ સમાન છો, આજથી તમે સર્વ મ્હારા ધર્મ–બંધુ થયા. આપ સર્વ અંતઃકરણપૂર્વક એક વખત મ્હને આશિર્વાદ આપો કે જેથી હું મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકું; નહિ તો હું મ્હારા માત–પિતાનો ઋણી રહેવાથી અન્તે રૈરવ નર્કનો અધિકારી થઇશ.”

વાદળસિંહ પોતાનાં માત-પિતાનું સ્મર્ણ કરી, અત્યાર સુધી દયાર્દ્ર વચનો દ્વારા પોતાના આંતરિક ભાવ પ્રકટ કરી રહ્યો હતો, પણ અચાનક તેના હૃદયના ભાવનું એવું પરિવર્તન થઇ ગયું કે, એ ધરતીપર પગ પછાડતો લમણે હાથ મૂકી નિઃશ્વાસપર નિઃશ્વાસ મુકવા લાગ્યો. તેની આંખોમાંથી અગ્નિની જ્વાળાઓ નિકળવા લાગી. તેને અચાનક પોતાની હૃદયેશ્વરીનું સ્મર્ણ થઇ આવ્યું. શત્રુઓ તેનું હરણ કરી ગયા છે-એ મુખ્યત્વે કરીને ક્ષત્રિઓ માટે ઘણુંજ અસહ્ય જણાયું.

વાદળસિંહનો વૃતાંન્ત સાંભળીને, ખાં સાહેબોએ તેને ધીરજ આપી, અને તેને પોતાની પાસે બેસાડી શાન્તવન આપવા લાગ્યા. સભાનું કાર્ય શરૂ થયું. મરાઠાઓની સાથે યુદ્ધ કરવું કે સન્ધિ તે પરત્વે સૌ કોઇ વિચાર કરવા લાગ્યા. મુસ્તફાખાંએ કહ્યું: "મરાઠાઓની સાથે સન્ધિ કરવી એ મ્હારી મરજી વિરૂદ્ધ છે; તેમ છતાં વિચાર કરવાની આવશ્યકતા છે, કે આ સમયે શત્રુઓ સાથે યુદ્ધ કરવું એ આપણુ સર્વને ઉચિત્ છે કે નહિ. સૈનિકોને યુદ્ધ-ક્ષેત્રમાં મોકલવા, એ અન્ય કઇજ નહિ, પણ માત્ર તેમને કાળના ડાચામાં ધકેલવા બરાબર છે. તેઓ દોડી દોડીને ઘણાજ થાકી ગયા છે. ખાવા કરવાની વાતતો અલગ રહી, પણ તરશ છીપાવવાને માટે પાણી સરખુ મેળવવું એ તેમને માટે મુસ્કેલીની બાબત છે. તેમને પિવાનું પાણી સરખું પૂરતું મળતું નથી એ ઓછી અફસોસની વાત છે ? વળી મ્હારી સેનાનો દારૂગોળો પણ શત્રુઓને હાથ ગયો છે. શરીર શક્તિહીન, અને તેમ છતાંય અસ્ત્ર-શસ્ત્ર પણ જરૂર જેટલાં નથી, આવી પરિસ્થિતિમાં યુદ્ધની ઇચ્છા કરવી એ માત્ર વિનાશની નિશાની વગરે અન્ય કંઇજ નથી. આ સમયે ફોજમાં સૈનિક અને લશ્કર મળીને લગભગ એક લાખ માણસો છે. એમને માટે ખોરાકનો બંદોબસ્ત કરવો એ કંઇ જેવી તેવી બાબત નથી. આગળ પાછળનો એ સઘળો વિચાર કરીને મ્હેં નિશ્ચય કર્યો છે કેઃ એકદમ યુદ્ધારમ્ભ કરવો એમાં કુશળ નથી."

નવાબ સાહેબે કહ્યું: " ભાસ્કર પણ્ડિત એક કરોડ રૂપિઆ અને ચોથ-રકમને માટે વર્દ્ધમાન અને મેદનીપુર બેઉ જીલ્લા લેવા માગે છે, સાથે સાથે એ એટલું પણુ કહે છે કેઃ મીર હબીબ પૂર્વવત બિહારનો શાસન કર્તા થશે.

આ બાજુ બાલાજીરાવ હોલ્કર, ચોથ વસુલ કરવાને માટે, બિહારમાં જ્યાં હોય ત્યાં ઉત્પાત મચાવી રહ્યો છે. ભાસ્કર પણ્ડિતને રૂપિયા આપવાની હકિકત સાંભળતાંજ એ પણ ઉશ્કેરાઇ જશે. ખજાનાની હકિકત તો સૌને વિદિતજ છે. જે સિપાહિઓ મ્હારે માટે પ્રાણ—વિસર્જન કરવા મ્હારી પાછળ આવ્યા છે, તેમને સારૂ ખાવા–પિવાનું પણ કંઇ ઠેકાણું નથી. જેમણે તાઢ તડકાની કંઈ પણ પરવાહ રાખ્યા સિવાય ઉઘાડે પગે અને ખુલ્લે શરીરે મ્હારી ખાતર જંગલોમાં દ્રોડવાનું ઇષ્ટ ધાર્યું છે, તેમનાં બાળ–બચ્ચાં, પરિવાર શું ભૂખે મરશે!" મુસ્તફાખાંએ ઉત્તર આપ્યો:—" નહિ, કદી નહિ. સન્ધિની એ શર્તોનો અમે કદાપિ સ્વીકાર કરી શકીશું નહિ. અમારા મુસલ્માન સિપાહિઓ ક્ષુધાર્ત વદને મ્હોં તાકતા રહેશે અને એ હિંદુઓ "જબર્દસ્તીથી શિરપર પગ મૂકીને રૂપિઆ લઇ જશે! એ અમે કોઇ કાળે સહન કરી શકીશું નહિ!"

અનેક પ્રકારના તર્ક–વિતર્ક કર્યા બાદ નિશ્ચય કરવામાં આવ્યો કે, કોઇ પણ પ્રકારે આડાં–અવળાં કારણો બતાવીને એ ચાર દિવસ માટે યુદ્ધ બન્ધ રાખી શકાય તેવી વ્યવસ્થા કરવાની અગત્ય છે. દારૂ–ગોળો વગેરે પ્રાપ્ત કરવાને માટે કોઇને, મુર્શિદાબાદ મોકલવાની જરૂર છે. સેનાપતિ મીરજાફર હલ્દીઘાટના યુદ્ધમાં ઘાયલ થયા છે, તેઓ હવા–પાણી ફેર કરવાને માટે મુર્શિદાબાદ જાય તો ઠીક, આરોગ્ય થઇ ગયા બાદ તેઓ કેટલાક નવા સિપાહિઓ સહિત ફોજને આવી મળશે."

સમશેરખાંએ કહ્યું: " નવાબ સાહેબનો પક્ષ ત્યાગ કરીને અમે મરાઠાઓ સાથે મળી જઇશું, એ આશયનો એક પત્ર આપીને કોઇ યોગ્ય માણસ સાથે તે ભાસ્કર પણ્ડિતને પહોંચાડવો જોઇએ. ભાસ્કર પણ્ડિત એની રાહ જોતો એ ચાર દિવસ યુદ્ધ બન્ધ રાખશે."

મુસ્તફાખાંએ એ પર કંઇક નારાજ થઇને કહ્યું: " એ નાલાસીભર્યા કામમાં અમે સમ્મત નથી. એ નાક કપાવાનો ધંધો કરવા અમારી બિલકુલ સલાહ–ઇચ્છા નથી."

લજ્જિત થઇને સમશેરખાંએ કહ્યું: " ના ના, હું તો માત્ર આપણો સ્વાર્થ સરી જાય તેની ખાતરજ એ યુક્તિ લડાવવાને સૂચવું છું: "

પાછળથી જાણવામાં આવ્યું કે: સમશેરખાં અને નવાબ સાહેબ એક-જણે નામનો એક ઉપરોક્ત આશયનો પત્ર ભાસ્કર પણ્ડિત તરફ રવાના કર્યો હતો !

અન્તિમ સભાની સમ્મતિ અનુસાર જાનકીરામને પત્ર આપી ભાસ્કર પણ્ડિતની પાસે મોકલવામાં આવ્યા. તેમને આ કાર્યમાં જેમ બને તેમ વિલમ્બ થાય તેમ કરવાની ગુપ્ત રીતે સૂચના કરવામાં આવી હતી.

રાજ્ય-તંત્રમાં દાવ-પેચ વગર તો દહાડો વળેજ નહિ; પણ યુક્તિબાજ મોગલોને માટે તો, **બસ કંઇ ન પૂછો !**

---

## પંચવિંશ પરિચ્છેદ.

---

### ક્ષણિક વિશ્રામ.

---

પ્રત્યેક કામનો પૂરેપૂરો સારી રીતે વ્યવસ્થાપૂર:સર બંદોબસ્ત થયો, એતો ઠીક છે; પરન્તુ સૈનિકો ભૂખના માર્યા વિશેષ જીર્ણ શીર્ણ થઇ રહ્યા છે; હવે આગળ યુદ્ધ કરવાનું કંઇક બંધ રાખ્યું છે. બે દિવસ થયા ઘોડાઓને એક તૃણસરખો ચારો મળ્યો નથી. મુસ્તફાખાં, સમશેરખાં અને સર્દારખાં વગેરે સઘળા પંજાબી વીરોએ કંઇક ટોઠા જેવા ખીચડીયા ચોખાનો થોડોક ભાત અને જરી જરી માંસ પકાવીને કેટલેક અંશે ક્ષુદ્ધા શાન્તિ કરી છે. આ બાજુ સ્વયં પણ એજ દશા થઇ રહી છે ને ! ગઇ રાત્રિના ઘોર અંધકારની સાથે સાથે નવાબ સાહેબની ચિન્તા કંઇ થોડી થોડી ઓછી થઇ છે. તેમના મ્હોટા મ્હોટા સેનાપતિ વર્ગને હોજરી ભરવાને માત્ર માંસનો એક એક ટૂકડો મળ્યો છે, પછી દોડી દોડીને થાકી ગયેલા ક્ષુધાર્ત સૈનિકો ને વળી સારૂં-ખોટું શું ? પાણીની શોધમાં તેઓ આગળ ને આગળ દોડતાજ રહ્યા. ખાવાનું તો કોરાણે રહ્યું, પણ ખૂબ તરશને લીધે તેમના કંઠ સુદ્ધાં સૂકાઇ ગયા હતા, કોક કોકની છાતીમાં ગભરામણ થતી હતી, કોઇની આંખે

અંધારાં આવતાં હતા, કોઇના મગજમાં વળી ભૂખની ગરમી ચડી ગઇ હતી. કેટલાએક સેવકોએ પાણી નહિ મળવાથી પ્રાણ ત્યાગ કર્યાં છે. એ રસ્તે એટલામાં જળનો એક છાંટો સરખો મળવોએ દુષ્કર હતું. અસ્તુ, દિવસ ઉગ્યા પછી એક જળ-પૂર્ણ નિર્મળ તળાવ તેમની દ્રષ્ટિએ પડયું. યાત્રાળુઓના સુખની ખાતર-પરોપકારને માટે હિન્દુ-ધનવાન ગૃહસ્થોએ જગન્નાથપુરી જવાના રસ્તામાં આ, અને આના જેવાં બીજાં કેટલાંક જળાશયો ખોદાવ્યાં છે. એ તળાવની આસપાસ ચારે તરફ ઘણું ઘાડુ શિતળ છાયાયુક્ત આ વન હતું. સમજો કે એ તળાવની આસપાસ આ એક આંબાનાં વૃક્ષનો અદ્‌ભુત-સુંદર, નયન-મનોહર કોટ હતો. પરમ સુખકર વસન્તનો સોભાયમાન સમય હતો. નવીન કુમળાં પાંદડાંથી વૃક્ષ પલ્લવિત થઇ રહ્યાં હતાં. આમ્ર વનથી થોડેક છેટે એક સાધારણ જંગલ હતું, જેમાં સારાં સારાં મિષ્ટ ફળ ફુલથી લચી રહેલાં અનેક વૃક્ષો ભૂખથી પિડાતા આત્માઓને ક્ષુધા તૃપ્તિ કરી જવા ઝોલાં ખાતાં ખાતાં અપૂર્વ સ્નેહભર્યું સ્વાગત કરી રહ્યાં હતાં. નવાબના સૈનિકોએ તે સ્થળે જઇ ફળ, મૂળ ભક્ષણ કરી કેટલોક સમય ત્યાં વિશ્રાન્તિ કરી. પાણી પણ દૂર ન્હોતું. ખોરાક, અને પાણીથી તેમના શરીરમાં કંઇક નવીન બળ સંચાર થયો. તેઓ ખુદા તાલાનો મન ભરીને એહશાન માનવા લાગ્યા. ઘણા દિવસના કોક કોક ખૂબજ ભૂખ્યા સૈનિકોએ તો વગર વિચારે આંખ સરખી ઉંચી કર્યા સિવાય ફળ આરોગ્યા કર્યા, અને ઉપરથી ઘડો દોઢ ઘડો પાણી પીધું ! કમનસિબ આત્માને-કેટલાકને આફરો ચઢયો અને એક અકરાંતિયો અક્કલહિન સૈનિક તો લાંબો થઇને સૂતો તે સૂતોજ રહ્યો ! તૃણ—ભક્ષણ, જળ-પાન અને જમીનપર સારી રીતે આળોટવાથી અવાચક પ્રાણી-બિચારાં ઘોડાંઓનો થાક પણ દૂર થયો.

ઉપરોક્ત સ્થળનો ક્ષણિક વિશ્રામ પણ સર્વને સ્વર્ગીય સુખાનુભવ તુલ્ય થઇ પડયો.



# ષડવિંશ પરિચ્છેદ.

## અણુચિન્તવ્યું યુદ્ધ.



ળ એકત્ર કરવાને મોગલોએ સન્ધિનું કહેણ મોકલ્યું છે; પરન્તુ ખરૂં જોતાં તેમનો મુખ્ય ઉદ્દેશ્ય સન્ધિ કરવાનો નથી. તેમની વાક્ય–ચાતુરી અને વિશ્વાસઘાતથી મરાઠાઓ ઘણા સારી રીતે જાણીતા છે. મોગલ સેનાપતિઓએ મરાઠા સૈનિકો સાથે મળી જવું એ પણ ખરૂં પુછાવો તો એક પ્રકારનો ગુપ્ત પ્રપંચજ છે. થોડોક વખત કંઇક ગુલાંટ ખવરાવવાનો વિચાર હશે. ખોરાક તેમજ લડાઇના કેટલાક સામાનને માટે જે ઘોડેસ્વાર ગુપ્ત રૂપે મુર્શિદાબાદ ગયા હતા, તે સર્વ વૃતાન્ત પણ ભાસ્કર પણ્ડિત ઘણી સારી રીતે જાણે છે. એ હકિકત પણ પૂરેપૂરી તેમને કાને આવી છે. દગાબાજ શત્રુઓના વચન પર વિશ્વાસ કરવો એ કેવળ મૂર્ખ મનુષ્યોનું કામ હતું. સન્ધિનું કહેણ મોકલાવીને વિશ્વાસઘાત કરી મોગલ–સૈન્ય જ્યારે રાતો રાત રવાના થવા લાગ્યું; ત્યારે સઘળા મરાઠા સૈનિકોના અંતઃકરણમાં શંકા ઉત્પન્ન થઇ. સંશય આવતાંની સાથેજ, તેઓએ લડાઇ કરવાને માટે કુચ કરવાનો એકદમ આરંભ કર્યો. એ સમયે મોગલો એક વિસ્તીર્ણ–સપાટ–મેદાનમાં પડયા હતા. મરાઠા સૈનિકોએ એજ મેદાનની પાસે વટ–વૃક્ષ સાથે તોપો ગોઠવી, તુર્ક સૈનિકો પર તોપનો મારો શરૂ કર્યો. એ વખતે મોગલો અશક્ત હતા. ફળ–મૂળનો જુસ્સો શરીરમાંથી ગયો ન્હોતો. મુસ્તફાખાં, સર્દારખાં, સમશેરખાં એ ત્રણે સેનાપતિઓએ ત્રણ ટૂકડીઓ લઇ ત્રણે તરફથી મરાઠાઓ પર આક્રમણ કર્યું. આવી રીતે ઘોર અંધારી રાત્રિમાં, ઉભય પક્ષમાં ભારે યુદ્ધ થયું. ઘોર અંધકારને લીધે તેમને દિશા–અદિશા તેમજ લક્ષ્યાલક્ષ્યનું કંઇજ ભાન રહ્યું નહિ. ભયંકર રીતે ઉભય પક્ષમાં શસ્ત્ર–પ્રહાર

થવા લાગ્યા. કોઇ કોઇ ચક્રમ જેવા તો પોતાના સૈનિકોનોજ પ્રાણ વાળવા મંડી ગયા. અંધારામાં કેવી રીતે મ્હારૂં ત્હારૂં સમજણ પડે! કેટલાક મુખ્ય મુખ્ય યોદ્ધાઓના ઘાયલ થવાથી મરાઠા સૈનિકો સહજ હતાશ થઇ ગયા, તેઓ વિસ્મય પામી ગયા. છેવટે તેમણે કેટલીક ન્હાની ન્હાની ટૂકડીઓ બનાવી, અને તેમને અનુક્રમે જૂદી પાડી પુનઃ મોગલો પર આક્રમણ કર્યું. ઉભય પક્ષના સૈનિકો પરિશ્રમથી થાકીને ઘોર અંધકારમય રાત્રિમાં, ભ્રમના માર્યા વારંવાર શૃંખલાભ્રષ્ટ થઇ જતા હતા; પણ કરે શું ? શૃંખલાભ્રષ્ટ થઇને પણ જો હથિઆર ચલાવી ના શકે તો, પરાજય સિવાય કંઇ પ્રાપ્ત થાય તેમ ન હતું. સૈન્ય સંરક્ષણ કરવા સારૂ મરાઠા સૈનિકોએ સમ્મુખ રહી આક્રમણ કરવાનું ત્યજી દઇને, પાછળના ભાગમાં એ ટૂકડીઓ ગોઠવી દીધી, આથી મોગલોને સૈનિકો પાછા હઠાવાનો યોગ મળ્યો. એઓ યુદ્ધ કરતા કરતા, પાછળ ને પાછળ હઠવા લાગ્યા. આ પ્રકારે આખી રાત અને બીજે દિવસે એક પ્રહર પર્યંત બન્ને લશ્કરમાં યુદ્ધ ચાલુજ રહ્યું. આખર મોગલો નિસ્તેજ થઇને હારવાની અણી પર આવી ગયા. જો બરાબર એક પ્રહર વધારે લડાઇ ચાલુ રહી હોત તો તેમના પરાજયને માટે કંઇ પૂછવું પડે તેમ ન્હોતું. સમજો કે પરાજય થયો તો? પણ એ ભૂલ્યાઃ—

"ભૂલે ભલભલા ભૂલે રે, ભાવીનો ભરમ કોથી નવ ખૂલે."

માનવ જાતિનું શુભ અથવા અશુભ તેના પોતાના અલક્ષિત ભાવથી ઉપસ્થિત થાય છે. ઉચાડિયાં નામક સ્થાનમાં, મરાઠાઓને સહસા ભગવતી ભાગીરથી શ્રી ગંગા માતાનાં દર્શન કરવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો. માતેશ્વરી ગંગાના પુણ્ય પુણ્યોદય સ્પર્શથી મરાઠાઓ આનંદ સાગરમાં તરવા લાગ્યા. માનો કે મહાનંદથી નૃત્ય કરવા લાગ્યા. તેઓએ વિચાર્યું કેઃ હવે મોગલ સૈનિકો નિસ્તેજ થઇને બેસી ગયા છે. થોડી વાર પછી તેમનો વિનાશ કરી શકાશે; પરન્તુ ગંગામાતાનાં દર્શનની પ્રાપ્તિ એ તો મહા સૌભાગ્યની વાત! પ્રારબ્ધયોગે અત્રે એ ગંગામૈયાનાં પવિત્ર દર્શન કરી કૃતાર્થ થયા છીએ; જેથી તેમનું ધ્યાન–સ્નાન કર્યા સિવાય આગળ વધવું એ એક રીતે અધર્માચરણ જેવું છે!

નીતિવેત્તાઓનું કથન છે કે, "શત્રુ ગમે તેટલો દુર્બળ કેમ ન હોય, તેની અપેક્ષા કરવી, તેથી બેદરકાર રહેવું એ સર્વાંશે અનુચિત છે. તેમણે એ વિષય પરત્વે એટલું પણ કહ્યું છે કે: "કાર્યની શરૂવાતથી માંડીને, છેવટ પર્યંત મનુષ્યે સચેત રહેવું એ પરમ શ્રેષ્ઠ છે." અસ્તુ. મરાઠા સૈનિકો યુદ્ધ પડતું મુકી જાહ્નવિ માતનાં પવિત્ર તટપર વિશ્રાન્તિ લેવા લાગ્યા. પેલી તરફ મોગલો પણ ગતિ—શક્તિ—રહિત શત્રુઓને અટકેલા જોઇ સુસ્તી ઉડાડવાને માટે, થાક ઉતારવા ત્યાંજ અડિંગા નાખીને પડયા.

## સપ્તવિંશ પરિચ્છેદ.

### ભીષણ યુદ્ધ—એ યુવક કોણ ?

એક લંબ ચોરસ સુવિશાળ મેદાનમાં તુર્ક સેનાએ પડાવ કર્યો છે. બીજો પહોર છે. ઘણોજ સખ્ત તાપ પડે છે. આખી રાતની મહેનત. અનેક દિવસથી પેટ ભરીને પૂરૂં શાન્તિથી અન્ન ખાવા મળ્યું નથી, અને તેમાં વળી સૂર્યનાં પ્રખર અગ્નિ વર્ષાવતાં કિરણો મનુષ્યો અધમૂવા જેવાં થઇ રહ્યાં છે. આની અગાઉજ મરાઠાઓએ આ આસપાસના પ્રદેશમાં ખુબ લુંટ ચલાવીને મરૂભૂમિ સમાન કરી નાખ્યો છે. ખેતરોમાં અનાજનો ઉભો પાક, અને ગામનાં મનુષ્યોનો સઘળો ધનમાલ મરાઠાઓ રૂપી મહાગ્નિના પ્રજ્વલિત કુણ્ડમાં જઇ પડયો છે? જે જે ચીજ મરાઠાઓ સ્વયં પોતાની સાથે ન લઇ જઇ શકયા, તેને આગ લગાડી સળગાવીને ભસ્મિભૂત કરી ગયા છે. ગામ સૂના—સ્મશાનવત્ થઇ ગયાં છે. પોતાનો જીવ લઇ લઇને, બાળ—બચ્ચાંવાળાં મનુષ્યો ગામમાંથી ઉભે શ્વાસે ફાવે ત્યાં જંગલોમાં નાસી ગયાં છે. ઉનાળાના દિવસોમાં ખેતરો પાકથી પરિપૂર્ણ હોય છે, લોકોના ઘરોમાં પણ ધન—ધાન્યની કંઇ કમી નથી હોતી. ઘોડેસ્વાર મરાઠાઓના ઘોડાઓને માટે જ્યાં નજર પડે ત્યાં દાણા—પાણીની ખોટ ન મળે; અને

તેથીજ મરાઠાઓ ઉનાળાના દિવસોમાંજ લુંટ-ફાટ અને લડાઇને માટે ઠેર ઠેર રખડતા ફરે છે. લુંટફાટ અને લડાઇને માટે ઉનાળો તેમને સારો સદી ગયો છે!

મરાઠાઓની લુંટ-ફાટ અને ઉપદ્રવથી બચી ગયેલાં જે કંઇ ફળ-મૂળાદિ એકત્રિત કરી શક્યા, તે વડે તેઓ પેટની પૂજા કરવા લાગ્યા. પણ આ અડધાં-પડધાં બાકી રહેલાં ફળ-ફુલ અને ખેતરોમાં બાળી નાંખતાં બચી ગએલું અર્ધ દગ્ધ કાચુકોરૂ અનાજ તે પણ પુરૂં સર્વને મળી શકયું નહિ. મ્હોટા મ્હોટા ખાં સાહેબ જે વસ્તુની માત્ર સુગંધ સરખી ન લે તે તેઓ હસ્તે મ્હોંઢે ખાઇ રહ્યા હતા! કરે શું?

એક સ્થાન પર લમણે હાથ મુકી મુસ્તફાખાં વિચાર કરતા બેઠા છે. તેમની પાસે જઇને વિનયપૂર્વક વીર વાદળસિંહે તેમને સલામ કરી.

મુસ્તફાએ પુછ્યું: "કેમ વાદળસિંહ! શા સમાચાર છે?"

વાદળસિંહ: "ખાં સાહેબ! તકલિફ માફ કરશો. હું આપને સલાહ આપવા નથી આવ્યો. આપ તો પૂર્ણ અનુભવિ અને વૃદ્ધ આદમી છો, અને આપ સમક્ષ હું તો હજી કાચી ઉમ્મરનો એક નાદાન બાળક છું. કહો, હું આપને કેવી રીતે કોઇ પણ પ્રકારની સલાહ આપી શકું? ઠીક, તો હું આપને સહજ પૂછું છું કે, અમે આમને આમ ક્યાં સુધી ભીખ માગતા ફરીશું? અમારે ક્યાં સુધી આમ ભીખ માગ્યા કરવી? હજી ક્યાં સુધી નાસતા મ્હોં સંતાડતા ફરવાના? કેટલાક દિવસથી દુષ્મનો અમારા મ્હોમાંથી રોટલી સરખી ખુંચાવીને લઇ જશે, અને બીકના માર્યા, ડરકણની માફક અમે નાઠા જઇશું! ઘણી વખાણવા જેવી બાબત છે! ઠીક જ્યારે મરવું એ નિશ્ચય છે. જ્યારે કોઇ ને કોઇ દિવસ અમે કાળના કોળીયા થવાનાજ છીએ. અમને કાળ છોડે એમ નથી, ત્યારે આવોને. હાથમાં તલવારો પકડી પકડીને શત્રુઓ સાથે લડતાં વીરોચિત્ મૃત્યુ પ્રાપ્ત કરીએ-વીરને મ્હોતે મરીએ. નાસી નાસીને આખર ભૂખ અને તરસના માર્યા આમ ક્યાં સુધી દુષ્મનોને જવા દઇશું? સમર સુધાનો અહોનિશ આસ્વાદ લેનારા યુદ્ધ-પ્રેમી વીરો તે કદી ભૂખથી નાસીપાસ થતા હશે કે? આપજ જરી સમજાવો કે શું એ કાર્ય

અમને લાયક છે ? એઇ પુછાવો તો શરમ છે આપણી ડરકણ વીર્યહિન સેનાને ! કહો, આપ કંઇ આજ્ઞા ફરમાવી શકો છો કે ? "

વાદળસિંહની વીર ગર્જના સાંભળીને મુસ્તફાખાં તો મ્હોં વિકાસીને ઘડીભર તેના સ્હામે ચૂપચાપ તાકી તાકીને જોઇજ રહ્યો. સમશેરખાં, સદ્દારખાં, આદિ સેના નાયકોને બોલાવીને તેમના ઉપર અગ્નિ વર્ષાવતી રાતી આંખે જોઇજ રહ્યો. પુનઃ ગુસ્સે થઇને તેમને કહેવા લાગ્યોઃ "ભાઇઓ! સાંભળો, આ હિન્દુ વીર મન્સબદાર શું કહી રહ્યો છે ? અફસોસ ! અલ્લાહ અકબર ! સમજો અનેક વખત ધિક્કાર છે ! અમારા મુસલમાન નામને પણ લજાવીએ છીએ ! અમે મુસલમાન કુળના કંટકજ છીએ ! કાબૂલના કલંકરૂપ છીએ ! અમારામાં બળજ નથી. જુમ્માામસજીદમાં અમે લોકોએ માત્ર વ્યર્થ બતાવવાની નમાજ પઢી ! હિન્દુ શત્રુઓ અમારી પાછળ પડયા છે, અને અમે લોકો પગમાં પુછડીઓ ઘાલી નાસતા જઇએ છીએ ! નવાબ સાહેબે અમારા લોકોનું નિરર્થક પાલણ પોષણ કર્યું. અમે મુર્શિદાબાદમાં જઇને શું મ્હોં બતાવીશું ? કાબુલના વતનીઓ અમને શું કહેશે ? એઓ અમારી તરફ કેવી દ્રષ્ટિથી જોશે ? હવે વિલંબની જરૂર નથી. આવો, પોતપોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાડી કાડીને, ગણી ગણીને હિન્દુ મરાઠાઓને કત્લ કરી તેમને યમ સુધીનો માર્ગ બતાવીએ."

ઉપર મુજબની હકિકત સાંભળીને સર્વ સેનાપતિ ખૂબ ગુસ્સાના આવેશમાં આવી ગયા. "દીન દીન"નો પોકાર કરતાં હજાર હજાર તુર્ક નગ્ન તલવારો લઇને જોતજોતામાં ઉછળી પડયા.

આ તરફ સમર વિજયી મરાઠાઓ અત્યાનંદમાં મસ્ત બની ગયા છે. માનો કે દીવાના જેવા બની ગયા છે. તુર્ક ફોજ ફના ફાતિયા થઇને નાસી ગઇ છે. કોઇ મેદાનમાં જઇને, ભૂખ તરસથી અધમુઇ થઇ રહેલી કોણ જાણે ક્યાંએ આળોટતી પડી હશે ! એનાં તો હવે ડોઘલાં પૂરેપૂરાં બેસી ગયાં. હવે સાયંકાળને વખતે અહીંથી ઉપડી તેમનો ફેંસલો કરી નાખીશું; પછી ફરીથી દગાબાજ મોગલો પોતાનું માથું ઉંચુ કરી શકશે નહિ. મહદ્ પુણ્ય પ્રતાપે ગંગા મૈયાનાં દર્શન પ્રાપ્ત થયાં છે. ઘણે દિવસે આનંદપૂર્વક સ્નાન સંધ્યા,

પૂજન વંદન કરવાનો શુભ અવસર હાથ આવ્યો છે. ભલા, એને કેમ વ્યર્થ જવા દેવાય ? માતેશ્વરી ભાગીરથીમાં સ્નાન કરવાથી અનેક જન્મ જન્માંતરનાં પાપ નષ્ટ થશે, એવો વિચાર કરતા મરાઠાઓ નિશ્ચિત ચિત્તે સ્નાન પૂજનમાં નિમગ્ન છે. કોઇ, હરહર મહાદેવ ! કોઇ ગંગેહર ! કોઇ જય નર્મદેનો ઉચ્ચાર કરતા. કોઇ કોઇ મૃત્તિકાની શિવમૂર્તિ બનાવી રહ્યા છે. કોઇ

**गंगा तरंग रमणीय जटा कलापं,**

**गौरी निरन्तर विभूषित वामभागम्।**

નો સુમધુર સ્વરવડે પાઠ કરી રહ્યા છે, કોઇ ભગવાન ભાષ્યકાર શંકરાવતાર ભગવાન શંકરાચાર્ય રચિત્ નર્મદાષ્ટકનું મુક્ત કંઠે સ્તુતિ ગાન કરી રહ્યા છે. "नमामि देवी नर्मदे" એ પુનિત નાદ ગર્જના તો એ શાન્ત પ્રદેશમાં ઘણોજ કર્ણ પ્રિય લાગે છે. કોઇ કણ્ઠ પર્યંત ગંગા ધારામાં સ્વચ્છ શરીરે, પવિત્ર હૃદયથી "ગંગા સ્તવન" કરતા સાથે સાથે 'દેહ અને આત્મા' ઉભયની પવિત્રતા સંપાદન કરવામાં નિયુક્ત છે. કોઇ ભગવાન સૂર્યનારાયણને અર્ધ્ય—પ્રદાન કરી રહ્યા છે. કોઇ ભક્તિ—યુક્ત ચિત્તે પ્રણામ કરી રહ્યા છે. કેટલાએક નવયુવક મરાઠાઓ ગંગાના અગાધ જળ—પ્રવાહમાં તરી રહ્યા છે. કોઇ કોઇ પાણીમાં ડૂબકી મારીને એક બીજાને પકડવાની રમત રમી રહ્યા છે.

ગાડે ગાડાં ભરીને લોટ, તેટલોજ ગોળ, સેંકડો મણ ઘી, હજારો ગાડાં દાળ—ચોખા, યથેષ્ટ માલ—મસાલો આજ મરાઠાઓને હાથ આવ્યો છે. કેટલાય દિવસ પર્યંત કંઇ ખાવા કરવાનું બરાબર ઠેકાણું ન્હોતું; આજ મરાઠા સૈન્ય આ સઘળી ઉપયુક્ત ભોજન સામગ્રી નજર સમક્ષ જોઇને અત્યંત પ્રસન્ન થઇ રહ્યા છે. આજ અનુપમ આનંદનો દિવસ છે ! તીર્થ—ક્ષેત્રમાં સ્નાન અને વળી ઇચ્છાનુસાર ઉત્તમ ભોજન સોનું અને સુગંધ, મુક્તિ અને તૃપ્તિની સમાન પ્રાપ્ત !

સમજો કે બીજી બાજુ શત્રુનો નાશ થયો, એ પણ ઠીક નિરાંત છે. ખૂબ ધન—માલ હાથ આવ્યો છે. મરાઠાઓના નસિબની તો બલિહારી છે. તેમના સૌભાગ્યની તે શી વાત ! સત્ય છે, સારા દિવસોમાં—ઉત્કર્ષના દિવસોમાં—ચારે બાજુથી સુખ—સમૂહ આવીને એક પછી એક એકઠાં થાય છે.

એવા શાન્તિદાયક સુસમયમાં લડા-ઝગડી અને નાસ ભાગની વાત કોને યાદ આવે ?

જુવો તો ખરા, અદ્યાપિ સુધી પૂજન-કાર્ય સમાપ્ત થયું નથી. સિપાહી લોકોએ પોતાનાં કપડાં લત્તાં, અને હથિયાર આદિ જ્યાં ત્યાં નાંખી મુકયાં છે. "હર હર મહાદેવ" "જય ગંગે" ના આનંદ-ધ્વનિ કરતા સૈનિકોનાં ટોળે ટોળાં ગંગાના ગર્ભમાં ઉતરી રહ્યાં છે, સરિતા સ્નાન કરી રહ્યાં છે.

આમ જુવો, કોઇ રોટલી કરી રહ્યું છે, કોઇની દાળ ચઢી રહી છે, કોઇ ભાતના બે ચાર દાણા કાઢી કડછીમાં લઇ ચાંપી રહ્યા છે—ચઢ્યા ના ચઢ્યાની પરીક્ષા કરી રહ્યા છે, કોઈ શાક સમારી રહ્યું છે, કોઈ અધિરા-અભાગીયા જીવ તો ચઢ ચૂલા ખાઉ કરતા લ્હોઢી ઉપરથી રોટલી લઇનેજ બરાબર પેટની પૂજા કરી રહ્યા છે, કોઇ વળી સંગીતના ગાન-તાનમાંજ ગસ્ત છે. બે ચાર જણ પડ્યા પડ્યા ગઇ રાત્રિની મારકાપની કથાજ કહી રહ્યા છે. એકે કહ્યું: "ભાઇ ! પણ મ્હેં કેટલાય મોગલોનો કચ્ચર ઘાણ વાળી નાંખ્યો છે." સાંભળનારે કહ્યું: "હું શું કહું ! મ્હેં બરાબર ગણી ગણીને લગભગ સત્તાવીશ મોગલોને યમરાજાના દરબારમાં પહોંચતા કર્યા છે. તેમની દાઢિયો પકડી પકડીને કેળના ઝાડની માફક કાપતાં, તેમને "હિંદુ હત્યા" નો ખૂબ સ્વાદ ચખાડ્યો છે!"

મ્હોટા મ્હોટા સેનાપતિ બિસ્તરા પાથરી પાથરીને બેદરકાર પડ્યા છે. કોઇ ખર્ચનું બજેટ બનાવવામાં મશગુલ બન્યા છે. અમારા ડાક્ટર સાહેબો—કોક ઘવાયેલા સૈનિકોને મલમ-પટા લગાવવામાં રોકાયા છે—દવા-દારૂ કરી રહ્યા છે. "**वैद्यो नारायणो हरि ।**" એકાએક "તુર્ક આવી પહોંચ્યા, તુર્ક આવી પહોંચ્યા" ના પોકારથી મરાઠા સૈન્યમાં મહા ગભરાટ મચી ગયો. લગભગ પંદર હજાર તુર્ક સ્વાર નાગી તરવારો સહિત જોત જોતામાં આવી પહોંચ્યા. સૂર્યનાં તેજસ્વી કિરણોને લઇને તેમની તરવારો કાળની જીભ સમાન "ઝગક ઝગક" થઇ રહી છે. કંઇ નિયમ નથી, અન્ય નિશ્ચય પણ નથી, માત્ર મારવા યા મરવું એજ નિશ્ચય કરીને મોગલ ઘોડેસ્વાર મરાઠાઓપર તૂટી પડ્યા છે. આવા સમયે મોગલો આવીને હુમલો કરશે,

એ બાબતની મરાઠાઓને સ્વપ્ને પણ શંકા ન્હોતી. નહિ તો આમ પડયા રહે કે ? સઘળા નિશ્ચિંત હતા, શત્રુઓ અણચિન્તવ્યા આવતા કે કાપાકાપ કરી રહ્યા છે. જમીન પરથી લઇને હાથમાં તરવાર પકડવી એટલો પણ અવકાશ નથી. મરાઠાઓ જ્યાં જે હાલતમાં હતા, ત્યાંથી તે અવસ્થાએ જીવ લઇને નાઠા. કોઇ નદીમાંથી બહાર નિકળીને ભીંજાયેલે કપડે મુઠીઓ વાળીને નાઠા જાય છે. કોઇ હાથમાં રોટલી પકડી મ્હોંમાં મુકી રહ્યું છે. કોઇ દાળનો સબડકો લઇ રહ્યું છે. કોઇ ધર્મ—પ્રાણ આત્માને એંડા હાથે મોગલોને અથડાઇને નાસવું પડે છે. કોઈ પૂજા પડતી મુકીને પલાયન કરી રહ્યું છે. કોઇના હાથમાંની “ મૃત્તિકા—શંકર ” ની મૂર્તિ પડી ગઇ છે, અને તેની પરવાહ રાખ્યા શિવાય પ્રાણ—ભયથી નાસી ગયા છે. પોતાનાં કપડાં પહેરવાનો યા તરવાર શોધવાનો પણ સમય નથીને !”

“ દીન—દીન ” કહેતા તુર્ક જે ઝપાટામાં આવ્યા તેને કાપી રહ્યા છે. ભયના માર્યા મરાઠાઓ મુખથી એક શબ્દોચ્ચાર કરી શકતા નથી. જેમ તેમ કરીને જ્યાં ત્યાં નાઠા જાય છે. ઘણાએક મરાઠાઓ શત્રુઓને હાથે માર્યા જવાના ભયથી પોતાને હાથેજ ગંગા મૈયાની ગોદમાં અનન્ત કાળની શાન્તિ મેળવી રહ્યા છે. ભલા બિચારા નદીમાં ડુબીને મરી ગયા છે. મ્હોટા મ્હોટા સેનાપતિઓ પણ આવા સમયે પોતાના સૈન્યને કેવી રીતે સંભાળી શકે ? પોતે બચી ગયા, એજ ઠીકને, નહિતો કયારનો ઘડો લાડવો ન થઇ ગયો હોય કે ?

મહિષરેખાના રણક્ષેત્રમાં મોગલો પાસેથી, મરાઠાઓએ જેટલો માલ મેળવ્યો હતો, તેનો બદલો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે શત્રુઓએ પૂરેપૂરો ચૂકાવી લીધો છે. તેમને આજ વ્યાજ સાથે મુદી મળી તેથી વળી અધિક આનંદ કયો હોય ? લૂંટમાં હાથ આવેલો સઘળો માલ, ધન—ધાન્ય જે સઘળું તે સઘળાની દરકાર રાખ્યા વગર મરાઠાઓ મ્હોતની બીકે મન ફાવે ત્યાં રસ્તો માપી ગયા. મેળવેલા માલ સાથે માથાનું મહોતું પણ ગુમાવી બેસવાનો સમય આવ્યો. જે પ્રમાણે મરાઠાઓ છૂટા—છવાયા નાઠા જતા હતા, તે પર લક્ષ્ય આપી જો મોગલ સૈન્ય તેમની પાછળ પડયું હોત તો તેમની પૂરી રેવડી થઇ જાત; પરન્તુ તુર્ક સેના પણ કેટલાક સમયથી નાસ—ભાગ-

ને લીધે થાકીને લોથ-પોથ થઈ ગઈ હતી. તેમનામાં એટલું બળ પણ ન્હોતું, અને હવે તેમને તેઓનો પીછો પકડવાની પરવાહ પણ ભાગ્યેજ હતી. પાછા ખાં સાહેબો ને ! કલ દેખા જાયગા-ખુદા ભેજેગા. ઔર કયા?

મોગલોએ જોયું કે: દાળ, ભાત, રોટલી, શાક, સઘળું તૈયાર છે. કોક કોક શોખિન મરાઠાએ તો સરસ પકવાન જેવો મિષ્ટ ખોરાક તૈયાર કરી થાળીમાં પિરસી રાખ્યો હતો. વાર હતી માત્ર આરોગવાની; પણ એટલામાં નસિબ આગળ ફરી વળ્યું. ભૂખને લીધે મોગલોના જીવ ઉડી જવાની તૈયારીમાં હતા, પણ હવે તે કયાં ? અલ્લાહ માલિક, ખુદા દેને વાલા, અબ દોસ્ત ! દેરી કયોં ? ઘોડાપરથી ઝટપટ ઉતરી ઉતરીને, માથાપરની પાઘડી ફેંટા, ટોપી, જે કંઈ હતું તે ઉતારી ઉતારીને, પાંચ પાંચ, દશ દશ જણ ભેગા બેસી ગયા; બાદ "બીસમિલ્લાહ રહમાન ઉલ રહીમ" મન્ત્ર-પાઠ પૂર્વક નાસ્તા નામક કાર્યનો આરંભ થઈ ગયો ! તુર્ક ફોજની સાથે આગેવાની ભાગ ભજવતો મન્સબદાર " વાદળસિંહ " આવ્યો હતો. તેણે આનંદ અને ઉત્સાહ પૂર્વક શત્રુઓનો સંહાર કરતાં, મરાઠા લશ્કરના એક યુવકને નાસતાં જોયો. તે યુવકની આકૃતિ જોયા બાદ, એ પુન: હથિયાર ધારણ કરી શકયો નહિ. મોગલો આ તરફ આનંદ-ઉત્સવમાં મગ્ન થયા, પરન્તુ વાદળસિંહ ગંગા તટપર જઇને છાનોમાનો બેસી ગયો. તે અત્યંત નારાજ-વ્યાકુળ બની ગયો ! તેના ચ્હેરાપર સંપૂર્ણ ઉદાસી છવાઇ ગઇ.

નો, એ યુવક કોણ-શત્રુ કે મિત્ર ?

---

## અષ્ટાવિંશ પરિચ્છેદ.

### કાટોયામાં નવાબ.



નવાબ અલીવર્દીખાં એક મહાન્ ચાલાક પુરૂષ હતા. એ સારી રીતે સમજી શકયા છે કે, મ્હેં મરાઠાઓપર જે વિજય પ્રાપ્ત કર્યો છે, તે બળ-પરાક્રમ વડે નહિ, પણ માત્ર દૈવયોગજ છે. જો મરાઠાઓ

કદી યદ્દ કિંચિત્ સાવધાન રહ્યા હોત તો જીતની આશા ન્હોતી—સફળતા પ્રાપ્ત થવી એ તદ્દન અસંભવિત હતું. ગમે તેમ હો, "ઉમાહિયા" સૈન્યને માટે વિશ્રાન્તિ લાયક સ્થાન નથી. આ સ્થળે નિરાંતે બેસી રહેવું, એ હાથે કરીને મૃત્યુને આમંત્રણ કરવા જેવું છે. એવો વિચાર કરી બીજે દિવસે સહવારે નવાબ સાહેબે પોતાનું સઘળું સૈન્ય કાટોયા નામક સ્થાન તરફ ર-વાના કરી દીધું, અને પોતે પણ તે તરફ કુચ કરી; પરંતુ તેમની એ યાત્રા પણ કુશળતાપૂર્વક પૂરી થઈ શકી નહિ. મરાઠાએ ગંગા તટ પરથી નાસીને લગભગ ચાર ગાઉ જેટલે દૂર જઈ થાક ખાવા લાગ્યા છે. મોગલોએ તેમની પાઠ પૂજા અને ભોજન વિશ્રામને સમયે તેમનું જેવું અપમાન કર્યું હતું, તે કંઈ તેઓ જરીકે ભૂલી જાય તેવા ન્હોતા—વીર મરાઠાઓ એ અપમાન કોઇ કાળે સહન કરી શકે તેમ ન્હોતું. મરાઠા સેનાપતિઓ ન્હાની ન્હાની ટૂક-ડીઓ કરી "નવાબ" પર આક્રમણ કરવાને માટે રવાના થયા, અને બ-રાબર મોખ તાકીને તેમણે નવાબ પર આક્રમણ કર્યું. રસ્તામાં અનેક સ્થળે ન્હાનાં ન્હાનાં યુદ્ધ થયાં; પણ એ લડાઇઓથી કોઇ પક્ષની કંઇ અધિક હાનિ થઇ નહિ; કેમકે મરાઠા સાનિધ્ય રહીને યુદ્ધ નહિ કરતાં ખૂબ ચા-લાકી ભરેલી રીતે અમૂક એક બાજુએ રહીને લડતા હતા. તેમના યુદ્ધ કર-વાનો કંઇ નિયમ ન્હોતો. શત્રુની સૈન્ય-શ્રેણીમાં જે સ્થાન તેમને સહજ દુર્બળ જણાતું, તેજ જગો પર તેઓ તુરતજ અચાનક આક્રમણ કરતા. શત્રુ-ઓની વ્યૂહ રચના અવ્યવસ્થિત થઇ જતી, અને તેઓ વિખેરાઇ જતા. જો શત્રુઓ તે સ્થળે કદાચ સામટા એકઠા થઇ જતા તો, મરાઠા ટૂકડી પાછી સરકી જતી. અસ્તુ, આવી રીતે કુમળા—ન્હાનાં ન્હાનાં યુદ્ધ કરતા કરતા ન-વાબ સાહેબ મહા મહેનતે "કાટોયા" પહોંચ્યા!

દિવસ અને રાત્રિની માફક મનુષ્યને સુખ અને દુઃખ ઉભય પ્રસંગે—સમયે સમયે ભોગવવાં પડે છે. નિરવચ્છિન્ન દુઃખ વિધાતાએ મનુષ્યના ભાગ્યમાં નથી લખ્યું. વિપદ્ અવસ્થામાં રહેવું, એ કોને વ્હાલું હોય? દુઃખી અવસ્થા ભોગવવી એ કોને પ્રિય હોય? સંસારમાં પ્રાણી માત્ર દુઃખ શબ્દથી થથરી જાય છે, સુખની અભિલાષા એ મનુષ્ય જાતિનો સ્વાભાવિક ધર્મ છે. કોણ સુખની ઇચ્છા નથી રાખતું? એમ છતાંય મનુષ્યો અનેક વખત દુઃખી

દુઃખી થઇ જાય છે. એ અન્ય કંઇજ નહિ પણ વિશ્વ–વિધાતાનું દુર્લંઘનીય વિધાન છે. ફ્રાન્સના અધિશ્વર મહાવીર નેપોલિયને કહ્યું છે કેઃ–" હે, મનુષ્ય! તું ચિર સુખી છે વા ચિર દુઃખી છે, એ વાત ત્હારા જીવન કાળમાં કહેવાનો તને કંઇ જ અધિકાર નથી."

" नीचैर्गच्छत्युपरिच दशाचक्र नेमि क्रमेण. "

સૃષ્ટિ કર્તાએ સંસારમાં સુખ–દુઃખની દિવસ અને રાત્રિ જેવી અપૂર્વ જોડ બનાવી છે. દિવસે ચારે દિશામાં જેવી રીતે પ્રકાશ છે–ઘર–બહાર ઝાડ–પ્હાડ જ્યાં જુવો ત્યાં ચૈતન્ય પ્રેરક પ્રકાશજ દ્રષ્ટિગોચર થાય છે, તે પ્રમાણે રાતને વખતે સર્વ સ્થળે અંધકારનુંજ આધિપત્ય હોય છે.

નવાબે ઘણી વિટંબના ભોગવી–ઘણું સહન કર્યું હવે તેમના ભાગ્ય–ચંદ્રના પરિવર્તનનો સુસમય આવી પહોંચ્યો છે. " કાટોયા " માં પહોંચ્યા બાદ નવાબ સાહેબે પૂરો દમ પણ દીધો–જીવને કંઇક ટાઢકજ ત્યારે વળી. "કાટોયા" એ યુદ્ધને માટે, વ્યૂહ રચનાને માટે ઘણુંજ અનુકૂળ સ્થાન છે. " અજય " અને " ભાગીરથી " એક નદીઓ ચારે બાજુએ ખાઇની માફક ઘેરાયેલી છે. ત્યાં એકાએક શત્રુ આક્રમણનો સંભવ–ભય કંઇક ઓછો રહે છે. એ ઉત્તમ અને સુરક્ષિત સ્થાન છે. દરેક વાતની અનુકૂળતા છે. જે જોઇયે તે સારી રીતે પ્રાપ્ત થાય તેમ છે. ત્યાં પહોંચતાંની સાથે નવાબ સાહેબની નજર સમિપ ભાત ભાતના ખાદ્ય પદાર્થોનાં ગાડાંની ઠઠ્ઠ જામી ગઇ છે. દાળ, ચોખા, લોટ, કેળાં, ઘી, ગોળ, લસણ, મશાલો, લાકડાં, એ સર્વનો ઢગલો થઇ ગયો. ધાન્યનો વરસાદ વરસી રહ્યો. કેટલીક અપ્રાપ્ય વસ્તુઓને જોતાં જ માત્ર ખાં સાહેબોના મ્હોંમાંથી લાળ છુટવા માંડી. ખુશી થતા મોગલ સૈનિકો આનંદ સાગરમાં સ્નાન કરવા લાગ્યા. તેમના અંતરાત્મા ખૂશી થતા નૃત્ય કરવા લાગ્યા. જેને જે ચીજ જોઇએ તેની ઘુમરાણ મચી ગઇ. ઘી લાવો, ગોળ લાવો, લોટ લાવો, એવો મહા શોરબકોર થઇ રહ્યો.

નવાબ સાહેબનો રસાલો આવી પહોંચવાનો છે, તેથી સર્વ પ્રકારની વ્યવસ્થા કરવાને આગળથી હુકમ કરવામાં આવ્યો હતો, અને તેથીજ આસ-પાસના જમીનદાર લોકો અનાજનાં ગાડે ગાડાં ભરીને નવાબ સાહેબને

નજરાણું કરવા—સલામ ભરવા આવ્યા હતા.

નવાબ સાહેબે જોયું કે હવે કોઇ વાતની હરકત નથી. આક્રમણનો પણ ડર નથી. સૈનિકો પણ સર્વ ખુશ મિજાજમાં છે. એ પણ એક મહા સંતોષની વાત છે. તેમના ભાગ્ય બળે આજ અઢળક ખોરાક પણ તેમને પ્રાપ્ત થયો છે. તેમની ઘણા દિવસની ભૂખની આગ હવે સંપૂર્ણ રીતે ઓલવાશે. પેટમાં વ્હેંત વ્હેંતના ખાડા પડી ગયા હોય ત્યાં લડવાનું કયાંથી સૂઝે ? વિદ્વાનોએ સત્ય કહ્યું છે કે:—

" क्षुधातुराणात् न बलं न तेजः "

પણ હવે તો સારી રીતે માલ—મશાલો મળ્યો એટલે પછી પૂછવુંજ શું ? ઘણા દિવસનો થાક—ભૂખ મટાડીને, હવે પુનઃ પૂર્ણ જુસ્સાથી લડવાને માટે મોગલ સૈનિકો તૈયાર થઇ ગયા. હવે તો તેમણે જીવ સટ્ટે લડવાનો નિશ્ચય કર્યો છે. અત્યારે તેઓ પૂર્ણ જોસમાં આવી ગયા છે. આ સમયે લડવાની સોળેસોળ આની હિંમત તેમનામાં આવી હોય તેમ પ્રતિત થાય છે. વખતો વખતની હાર, અને નાસાનાસીથી તેમજ ભૂખ તરસથી જે સૈનિકો હેરાન થઇને ઉદાસ અને મુડદાલ જેવા થઇ ગયા હતા, તેઓ બહાદુરીથી મૂછપર તાવ દેવા લાગ્યા છે. એમાં એમનો વાંક નથી, તેમને અભિમાની—ગર્વિષ્ટ કહેવાનું કારણ નથી. કારણ એ તો " સમયની બલિહારી " છે !

સેનાપતિ મીરજાફર દશહજાર ઘોડેસ્વારની ફોજ સહિત મુર્શિદાબાદથી રવાના થઇ ચૂકયાના સમાચાર નવાબ અલીવર્દીખાંના સાંભળવામાં આવ્યા છે. નવાબ સાહેબના આનંદની હવે કંઇ અવધી નથી. મરાઠાઓ પાસેથી મેળવેલો દારૂ—ગોળો અને અન્ય સરસામાન એ કંઇ તેમને નવો તો મળ્યોજ નથી, પરન્તુ પોતાનો ઢેર ઢેર ગુમાવેલો માલ આ એક વિજય પ્રસંગે તેમને પાછો હાથ આવ્યો છે તેથી તેઓ અંતરમાં ખૂબ હરખાઇ રહ્યા છે. ગુમાવેલું મેળવવું એ પણ કંઇ છોકરાંની રમત નથી ! નવું પ્રાપ્ત કરતાં જે પરિશ્રમ વેઠવો પડે છે, તેથી અધિક પરિશ્રમ ગુમાવેલું પાછું મેળવતાં સહન કરવો પડે છે. એ યુદ્ધ પ્રસંગ અનુભવી લેવા જેવા નથી, તેની તો સાંભળવામાંજ લિજ્જત રહે છે. મિત્ર રાજ્યોની બહાદૂરી અને જર્મનોની ખુવારી પેપરોમ

વાંચવામાંજ પૂરો રસ છે, બાકી એ બહાદુરી–ખૂવારી નજરે જોવામાં પ્રસંગ આવે તો આંખના ડોળા પણ બહાર નિકળી પડે !—હેંત કાળજુ ખસી જાય ! ગમે તેમ પણ દેશ, ધર્મ અને નીતિને માટે સર્વસ્વ વિસર્જન કરતા સમર–પ્રેમી શૂરવીરોને અનેક ધન્યવાદ છે. સ્વાર્થની મારામારી તો સંસારમાં જ્યાં ત્યાં જોઇએ છીએ પણ દુર્બળને સહાય્ય કરવાના પરમાર્થ કાર્યમાં ભાગ લેવા રણ યજ્ઞમાં યાહોમ કરીને પડનાર મીત્ર રાજ્યોની બલિહારી છે. અમારા નવાબ અલીવર્દીખાંના સમયનાં યુદ્ધ અને વર્તમાન યુદ્ધમાં આકાશ જમીનનો તફાવત છે. કારણ કે એ ભૂત કાળના અને પ્રસ્તુત યુદ્ધના હેતુજ જુદા છે. યુદ્ધ પ્રસંગે હારવું, જીતવું, મરવું, જીવવું, ખોવું, મેળવવું એતો સ્વાભાવિક નિયમ છે અને તે મુજબ કદાચ કેટલોક સામાન મરાઠાઓનો પણ નવાબી સૈન્યને હાથ આવ્યો હોય તો તેમાં કંઈ નવાઇ જેવું નથીજ. કામળા, કામળી, ટટ્ટુ, તમંચા કંઇ ને કંઇ હાથતો આવ્યુંજ હશે.

વ્યાજ સાથે મુડી મળી ગઇ છે. આજ નવાબ સાહેબની ખુશાલીનો કંઈ પાર નથી. શત્રુનો નાશ અને પોતાનો અભ્યુદય જોઇ આનન્દિત થવું. એ માનવ જાતિનો નૈસર્ગિક ધર્મ છે. અને તે સૂત્ર મુજબ આજે મોગલ સૈન્ય મહા આનંદમાં મસ્ત છે.

---

# ઉનત્રિંશ પરિચ્છેદ.

## આક્ષેપ અને આશ્વાસન.

મરાઠાઓ ભયને લીધે અસ્થિર થઇ રહ્યા છે. ભાસ્કર પણ્ડિત ગાલપર હાથ ટેકવી ભારે ચિન્તામાં ડૂબી ગયા છે. એમના મનથી એમ ને એમજ થઇ ગયું છે કે: “ હાય, આ થઇ શું ગયું ? પકડતાં પકડતાં શત્રુઓ હાથમાં આવેલા છટકી ગયા, એ પણ એક નવાઇ-નીજ વાત છે ને ! ગમે તેમ પણ નવાબ અલીવર્દીખાં બડો ભાગ્યશાળી.

તેની એક લાખથી પણ અધિક સેનાને મ્હેં ચૂર્ણ કરી નાખી નષ્ટ—ભ્રષ્ટ કરી નસાડી મુકી. તેમનાં અસ્ત્ર શસ્ત્ર, અને તેમનાજ દારૂ ગોળા દ્વારા મ્હેં તેમના સૈન્યનો વિનાશ કર્યો. "બાલેશ્વર"ની "કુલવાર" નદીથી લઇને ઠેઠ ભાગીરથી—ગંગાનદીના તટ સુધી તેમને વળાવતો આવ્યો. તેમનો ધન—માલ રાચ—રચિલું જે હાથ આવ્યું તે લૂંટી લીધું. લાચાર! એટલું થતાંય પંજામાં આવેલો શિકાર નાસી છૂટયો. આટલી આશા, આટલો ભરોસો, તેમ છતાં મ્હારે સર્વથી નિરાશ થવું પડયું હાય! એક દિવસમાંજ બધી બાજી પલટાઇ ગઇ. તાલ બગડી ગયો. હવે તો તેમની પાસે ધન—ધાન્યના ઢગલે ઢગલા અને સર્વ, અમારી પાસે જે કંઇ હતું તે સર્વ તેમને હાથ આવી ગયું. હવે નાણાંની પણ તેમની પાસે કમી ન રહી. મુર્શિદાબાદથી કેટલીક નવી પલ્ટણ પણ આવી પહોંચી છે. હવે દરેક દિશામાંથી તેમના નસિબના દરવાજા આપો આપ ઉઘડી ગયા છે. તેમને જયાં ફાવે ત્યાં આગળ વધવાના માર્ગ પણ કુદરતે મોકળી કરી આપ્યા છે. જ્યાં ઇચ્છા થશે, જે બાજુ જવાની મરજી હશે તે બાજુ વગર હરકતે બેપરવાહ, ખુશીથી જઇ શકશે. હાય! મ્હેં આટલું બધું કષ્ટ સહન કર્યું, આટલી બધી વિપત્તિઓની સ્હામે થયો—તેને ગણકારી નહિ, અને હિમ્મતથી આગળ વધે ગયો, જીવ જતાં પણ શત્રુઓ સાથે યુદ્ધ કરવામાં આધુપાછું જોયું નહિ, એ સર્વ ધૂળમાં મળી ગયું; એનું મ્હને શું ફળ મળ્યું? હવે અલીવર્દીની સ્હામે કોણ ટકી શકે એમ છે? મ્હારી પાસે તીર કમાન નહિ, દારૂ ગોળો નહિ. રૂપિઆ—નાણું નહિ, તલવાર, બરછી અને ભાલા સરખાં સમર—સાધનો પણ પૂરતાં નથી. એ સઘળી બાબત એક તરફ રહી, મુખ્ય વસ્તુ ખોરાક પણ અમારી પાસે નથી. બધું અનુકૂળ હોય તથાપિ ખાવાનું ન હોય તો આગળ કેવી રીતે વધી શકાય? તે વગર તો ચાલેજ નહિ. લડવુ અને ભૂખે મરવું એ કયાંથી બને? નજીકમાં એવું કોઇ ગામ પણ નથી કે લૂટ—ફાટ કરીને પણ ત્યાંથી કંઇ પ્રાપ્ત કરી શકીએ. બંગાળાના સૂબાનાં આખાં ગામના ગામ વેરાન જેવાં થઇ પડયાં છે. લડાઇના ભયંકર મામલાને લીધે પ્રજા બિચારી ગામ છોડી છોડીને પહાડ અને જંગલોમાં નાસી—છૂપાઇ ગઇ છે. મ્હારા શૂરવીર સિપાહિઓના ચ્હેરા

પણ સેવાઇ ગયા છે. આજ તેઓ નારાજ અને ઉદાશ જણાય છે. તેમનો પણ શો દોષ? કેટલા માસ વીતી ગયા, પગારમાં તેમને એક પૈ સરખી મળી નથી. દોડતાં—નાસતાં બિચારા થાકીને હેરાન થઈ ગયા છે. હવે હું તેમને સમજાવી પણ કેવી રીતે શકું ? મુસ્તફા, મીરજાફર સર્વને મ્હેં પરાજીત કર્યા હતા. પણ એ બેવકૂફ હિન્દુ મન્સબદાર કોણ ? તેનું તો મ્હેં પણ નામ ન્હોતુ સાંભળ્યું. એજ નરાધમ, એજ પાખણ્ડી, મ્હારા વિજય પ્રયત્નમાં ખલેલ પહોંચાડનાર છે. જો એ કોઇ નવો હિન્દુ મન્સબદાર ન હત, તો " મહિ પરેખા "માંજ બધો ઇન્સાફ અપાઈ જાત—મ્હેં તેમનો ક્યારનોય ફેંસલો કરી નાખ્યો હોત. પણ એ દુષ્ટ ! જાતિ દ્રોહી ! પવિત્ર તિર્થસ્વરૂપ ગંગાના કિનારાની સખ્ત હારનું કારણ એજ એકલો સ્વજાતિ વિદ્રોહી હિન્દુકૂળ કલંકજ છે. એવાજ પાખંડી અને કુળ—કલંક પાપી લોકોને લીધે આજ હિન્દુ ધર્મનો લોપ થવા આવ્યો છે ! ! ! હવે અહીં ટકવામાં શ્રેય નથી. આ વખતે બંગાળ દેશમાં હજી વધારે સમય રોકાવામાં સર્વ નાશ સિવાય અન્ય કંઇજ નથી. હવે તો જેટલી બને તેટલી ત્વરાથી સીધા સ્વદેશ તરફ ચાલ્યા જવું એજ શ્રેયસ્કર છે."

ભાસ્કર પણ્ડિતે પોતાનો એ અભિપ્રાય પોતાના સૈનિકોને જણાવી દીધો. એ સઘળી હકિકત સાંભળી મીર હબીએ કહ્યું:—" પંડિતરાજ ! આપ એ શું કહી રહ્યા છો ? શું એ વીરોનું કામ છે ? માત્ર એકજ લડાઇમાં પરાજય થવાથી આટલા બધા હિમ્મત હારીજાઓ છો ? જુવો, જુવો, નવાબના ધૈર્ય અને સાહસનો સહજ મનથી ખ્યાલ તો કરો ! તમે શું સમજ્યા ? અનેક વખત હાર પામવા છતાં કદી પ્રસંગવશાત્ નવાબે તમને એક વખત હાર ખવરાવી તો તેથી શું તમારે આમ ના ઉમેદ—ના હિમ્મત બની જવું એ શું તમને વીર પુરૂષને ઉચિત છે કે ? એ વીર ધર્મ છે કે ? જો જો, આપના એ નિરાશા ભર્યા—નિન્દિત કાર્યથી આપ તરફ દુનિયા હસે નહિ. મૂળથી એવા શબ્દો ઉચ્ચારી દુનિયાને હાથે કરી વ્યર્થ હસાવો નહિ. મરાઠાઓની નિષ્કલંક કીર્તિને તમારી બીકણુતાથી ડાઘ લગાડો નહિ. આપ જરા શાન્ત થાઓ. ધૈર્ય ધારણ કરો. આપની પુનઃ જીત થશે; હું છાતી

ઠોકીને કહું છું કે અવશ્ય આપણી જીતજ છે. તમને એવું શું ભારે નુકશાન થયું છે ? શત્રુ-સૈન્ય દ્વારા જે કંઈ મેળવ્યું હતું, તેજ આપણે ગુમાવ્યું છે તેનું હતું તે તેને હાથ આવ્યું છે–પોતાનું હતું અને પોતે લઇ ગયો છે. એમાં અમારી ગાંઠનું અમે તેને શું છોડી આપ્યું છે ? જરા વિચાર કરો. જો પરમાત્માની ઇચ્છા હશે તો ફરી એટલીજ—નહિ બલ્કે તેથી પણ બમણી, તમણી માલમતા, દારૂગોળો, પૈસો સર્વ અમે તેની પાસેથી પડાવી–લૂંટી છીનવી શકીએ છીએ. એની વળી ફીકર શી ? વિચાર કરો, જુવો, કેટલાં વર્ષના ઘોર મહાઘોર પરિશ્રમ બાદ આપને આ મહાન્ અધિકાર પ્રાપ્ત થયો છે. રૂષિકુલ્યા નદીથી તે ઠેઠ ગંગાનદી પર્યંત, આ વિશાળ રાજ્ય હવે આપના હાથમાંજ સમજોને ! લડાઇ બંધ કરવાથી આટલા મ્હોટા રાજ્યથી આપને હાથ ધોવા પડશે. તેના નામનુ મ્હોટું મીડું વળી જશે. છટ ! છટ ! એવી અનુચિત બાબત જવા દો. ઉડિયા ખંડાયત ( ખંડિયા વીર ) આપને શું કહેશે ? જવાદો એ વાત. સેનાપતિના બળપર આખા સૈન્ય બળનો આધાર છે. નજર કરો, અમારા વીર મરાઠા ઘોડે સ્વાર કેવા નિસ્તેજ બની ગયા છે? આવો, એક વખત આપ ઉભા થઈ કમર કસીને સહજ આગળ ડગ ભરો, અને પછી આપ જોયા કરો કેઃ હું શું શું કરૂં છું. એ પછી આપને ખબર પડશે. આપ મીરહબીબના બળ–પરાક્રમથી મ્હારા ધારવા મુજબ અપરિચિત તો નથીજ. કહો કહો, શો વિચાર છે ? કલંક વ્હોરવું છે વા વિજયમાળ પહેરવી છે ? માથું કોરાણે મુક્યા વગર માલ નહિ મળે. કહો, ઝટ કહો. ”

એટલું સાંભળીને ભાસ્કર પંડિતે પોતાનો સર્વ હેવાલ મીર હબીબને કહી સંભળાવ્યો, તેણે એ પણ કીધું, કે આવી દશામાં પ્રબળ શત્રુની સાથે યુદ્ધમાં ઉતરવું એ મ્હોટો કઠિન વ્યાપાર છે. નવાબના મહાસાગર જેવા સૈન્ય આગળ મ્હારા થાક્યા પાક્યા ભૂખ્યાં ડાંસ જેવા મૂઠ્ઠીભર મરાઠાઓનો શો આશરો ! જરા તમે વિચાર કરો.”

મીરહબીબે કહ્યું: “ એની ખાતર આપ આટલા બધા નિરાશ થઇ રહ્યા છો ? સાંભળો, પંડિતજી ! સીધા રસ્તાપર તો સઘળા ચાલી શકે છે; પણ અસાધ્ય સાધન કરવામાંજ ખરી વીરતા છે. એ સત્ય છે કેઃ આપની પાસે

નાણુ નથી. રૂપિયા હું આપીશ. આપને જેટલા રૂપિયાની જરૂર હોય, તેટલા આપ બે ફીકર મ્હારી પાસેથી ગણી લેજો. તેમ છતાં પણ જો આપ મ્હારી હકિકત સાંભળીને પાછા ફરશો તો આપ ખરી ખાત્રીથી માનજો કે, વરાડ–અધિપતિ રાઘોજી ભોંસલેને હું લખી જણાવીશ કે, ભાસ્કર પંડિત સૈન્યાધ્યક્ષના પદને માટે તદ્દન નાલાયક છે–એ બંગોત્કલ દેશમાં મરાઠા–ગૌરવનો નાશ કરનાર છે. ”

ભય અને બન્ધુતાને લીધે, ભાસ્કર પંડિત મીર હબીબનું કથન સાંભળી કંઈ બ્હીધા અને સહજ શાન્ત પણ થયા. મીર હબીબના જીગરને પણ ધન્ય છેને. તેણે દમ કસવામાં કંઇ કચાશ રાખી છે કે ?

મરાઠા–સૈન્ય મીર હબીબને સારી રીતે માન આપે છે. તેના બુદ્ધિ–બળ વડે કેટલીક વખત તેમની જીત થઇ છે. તેના વીરતાના પરિણામેજ મરાઠાઓએ અનેક વાર મોગલોને મ્હાત કર્યા છે.

મીર હબીબનું કહેવું સર્વ મરાઠા સૈન્યે માન્ય કર્યું, અને નવાબની સાથે પુનઃ યુદ્ધ કરવાનો નિશ્ચય થયો. બરાબર છે, શત્રુથી ડરીને નાસી જવું એ તે વીર–ધર્મ છે ?

મરાઠાઓએ જ્યાં પડાવ નાંખ્યો હતો ત્યાંથી મુર્શિદાબાદ ફક્ત વિશ ગાઉ દૂર હતું. મીર હબીબે ચૂપકીથી પંદર હજાર રણનિપુણ ઘોડેસ્વારની ફોજ લઇ રાતોરાત મુર્શિદાબાદ તરફ પ્રયાણ કર્યું. મરાઠાઓની આ ચાલાકીની નવાબને ખબર ન્હોતી. સ્હવારે તેમણે મુર્શિદાબાદના સુપ્રસિદ્ધ ધનાઢ્ય શેઠ જગતશેઠની કોઠી ( ધન ભંડાર ) પર હલ્લો કર્યો. નગદ બે કરોડ રૂપિયા અને અન્યાન્ય ઘણોક બહુમૂલ્ય સામાન મરાઠાઓએ હાથ કર્યો. મીર હબીબની ચાલાકીથી અતુલ ધન પ્રાપ્ત થવાથી મરાઠાઓ ખૂશ ખૂશ થઇ ગયા; અને સર્વ એકે અવાજે મીર હબીબના બુદ્ધિ ચાતુર્યની પ્રસંશા કરવા લાગ્યા.

જો મરાઠાઓએ ધાર્યું હોત તો તેઓ નવાબના મ્હેલ અને રાજ્ય–ભાણ્ડારને પણ ઘણી ખૂશીથી લૂંટી શકત; કેમકે મહેલ અને ખજાના પર ઘણાજ થોડા પહેરાવાળા હતા; પણ તેમ કરવાનું તેઓ સાહસ કરી શકયા નહિ, અને એમ કરવું એ ઘણે ભાગે મીર હબીબને પણ ઉચિત લાગ્યું નહિ.

આ તરફ મીર હબીબ મુર્શિદાબાદ તરફ રવાના થયાના સમાચાર નવાબનાથી છૂપા ન રહ્યા. તેને તુરતજ ખબર પડી ગઇ. હલકારા દ્વારા એ સમાચાર મળતાંજ, તેમણે કાટોયા છોડીને ઉતાવળથી મુર્શિદાબાદ તરફ ચાલતી પકડી. નવાબના જીવને હજીય પૂરી નિરાંત કયાં છે ?

## ત્રિંશ પરિચ્છેદ.

### ઉદ્વિગ્ન તંબોળી.



વાબી ફોજમાં જે નવીન મન્સબદારની નિમણુક થઇ છે. તેની વીરતા, ધીરતા—અરે ચાતુરીપૂર્ણ ગંભિરતાની વાત મ-રાઠા સૈન્યમાં છૂપી નથી રહી. સૌ મુક્ત કંઠે કહેવા લાગ્યા છે કે, નવાબની જે જીત થઇ છે—નવાબ જીવતા રહ્યા છે તેનું કારણ માત્ર એ એક હિન્દૂ મનસબદારજ છે. મન્સબદાર રૂહેલખંડનો રહીશ છે. એ યુવાન પુરૂષ છે. મરાઠા સૈન્યમાંથી જેણે જેણે તેને જોયો છે, તેઓ તેના રૂપ, તેનું શારીરિક બળ અને દેહ—ગઠન પરત્વે વિવિધ પ્રકારની વાતો કરવા લાગ્યા. અમારો પૂર્વ પરિચિત પેલો પાન વેચનાર તમ્બોળી યુવક પણ મરાઠા સૈન્યની સાથે સાથે જોડાએલોજ છે. પોતાના નિત્ય નૈમિત્તિક નિયમાનુસાર, પોતાના હમે-શના મુકરર કરેલા સ્થાનપર એ હમેશ પાન—બીડી વેચવાનું કામ કરે જાય છે. કેટલાક દિવસથી લોકો તેને કંઇક ઉદાસ જુવે છે. એ અગાઉની માફક હમણાંનો ખિન્ન જણાય છે. તેની ચિત્તવૃત્તિ પહેલાંની માફક સ્થિર જણાતી નથી. કોઇ તેની પાસે પાનનું બીડું માગે છે, તો તે તેને ચૂનો આપે છે. સોપારી માગનારને ઇલાયચી આપવા માંડે છે. કેટલીક વખત માલ આપી આપીને મૂલ લેવાનું પણ ભૂલી જાય છે! સમયપર એ ચાર પાંચ સૈનિકો એકઠા થતાં તેમને મફત મસાલાદાર પાનનાં બીડાં બનાવી આપી ખુશી કરી "મહિષરેખા" યા 'ગંગાકૂલ'ની લડાઇનું વૃતાંત સંભળાવવાને આ-

જીજી કરે છે. હિન્દુ મન્સબદારની વાતો સાંભળવામાં તે ઘણો ઉત્સુક જણાય છે. માત્ર હિન્દુ મન્સબદારની વીરતા સાંભળવાની ખાતરજ તે લડાઇની ચર્ચા છેડે છે. એટલું છતાં પણ, તેણે સ્પષ્ટ રીતે કોઇને એ હિન્દુ મન્સબદાર સંબંધી પ્રશ્ન કર્યો નથી.

એક દિવસ તમ્બોળી એકાન્તમાં બેસીને ચિન્તા કરવા લાગ્યોઃ—

"હે પ્રભો ! હે દયામય ! શું આપે મ્હારાપર ખરેખર—અચૂક કૃપા કરી? શું પુનઃ મ્હારા ભાગ્યનો ઉદય થશે ? શું હું ફરી તેમના ચરણદર્શન કરી શકીશ ? પ્રભો ! હવે આપની ઇચ્છાપર મ્હારા સઘળા સુખ–દુઃખનો આધાર છે. દયામય ! વિપદભંજન ! આપનું દયામય નામ સાર્થક હો."

તમ્બોળીએ વિચાર્યું: "નિવાસ રૂહેલખંડ છે. લોકો જેવા રૂપનું વર્ણન કરે છે, તે પણ બરાબર મળતું આવે છે. નામ શું છે ? હિન્દુ મન્સબદાર ! એ નામ તો કંઇ મળતું આવતું નથી. ઠીક, એ વ્યર્થ વિચાર કરવાથી શો લાભ ? સ્વયં એક દિવસ જાતે જઇને, તેને જોઇ આવવાથી સઘળો સંદેહ દૂર થઇ જશે. આજકાલ નવાબ મુર્શિદાબાદમાં છે. ફોજ અને સઘળા સપાહિ સરદાર પણ ત્યાંજ હશે. "**શુભસ્ય શીઘ્રમ્**" એજ ક્ષણે તમ્બોળી મુર્શિદાબાદ તરફ ચાલી નીકળ્યો; પરન્તુ મુર્શિદાબાદ સુધી ચાલીને જતાં તેને થાક પણ ન લાગ્યો, અને તેના પગ પણ દુખ્યા નહિ ! રસ્તામાંજ તેના મનનો સંદેહ ટળી ગયો.

હિન્દુ મન્સબદારનું નામ "કાનકટો" મન્સબદાર છે. તેનો એક કાન કપાઇ ગયો છે; જેથી તે "યથા નામ તથા રૂપ" છે.

તમ્બોળી પોતાના મન સાથેજ વિચાર કરવા લાગ્યો કેઃ હું કેમ આમ મૃગ તૃષ્ણિકામાં પડયો છું ? આ તો એક ભૂલ–ભુલૈયાં છે. ચાર દિવસ થઇ ગયા. અહીં તહીં માર્યો માર્યો ફરી રહ્યો છું. હવે એ દુરાચારી ( ભાસ્કર પંડિત ) કંઇક નિરાશ જણાય છે. બેચેન જણાય છે પણ રહે છે સાવધાન. કોને ખબર કે આ ચાર દિવસમાં મ્હને કંઇને કંઇ 'સુયોગ' પ્રાપ્ત થઇ જાત. મ્હેં મ્હારા કુળ–દેવતા ભગવાન "એકલિંગ" ના નામોચ્ચારણપૂર્વક પ્રતિજ્ઞા કરી છે કે, આ જીવનની એક પળ પણ વ્યર્થ ગુમાવીશ નહિ. મ્હારા ઉદ્દેશ્ય

સાધનમાં હમેશ તત્પર રહીશ. મ્હારો ઉદ્દેશ્ય મહાન્ ભીષણ છે; મહાન કષ્ટ-સાધ્ય છે. એમ છતાં મ્હારો ઇશ્વર મ્હને સહાય્ય કરનાર છે. એ મ્હને બળ આપશે. એજ મ્હને શક્તિ પ્રદાન કરશે. જય! ભગવાન જય. ત્હારો આશરો છે મ્હારા પ્રભુ! મ્હારી મનોકામના સિદ્ધ કરજે.

તમ્બોળી પોતાના પૂર્વસ્થાન તરફ પાછો ફર્યો.

---

## એકત્રિંશ પરિચ્છેદ.

### મરાઠા વિશ્રામ.

નવાબ અલીવર્દીખાં કાટોયા નામક સ્થાનનો ત્યાગ કરી જ્યાં ચાલતા થયા, ત્યાં તો ભાસ્કર પંડિતે તે સ્થાનપર જઇને તુરતજ પડાવ નાખ્યો. અમે શરૂવાતથીજ જણાવ્યું છે કે, "કાટોયા" લડાઇને માટે ઘણીજ સરસ જગા છે. માનો કે, એ એક ન્હાનોશો અકૃત્રિમ દુર્ગ છે. ત્રણ માસ વીતી ગયા છતાં હજીય મરાઠા સૈન્ય અહીંયાં મોજથી આરામ કરી રહ્યું છે. લડાઇનો પરિશ્રમ અને ભોગવવી પડેલી હાડમારીને હવે સઘળા મરાઠા સિપાહિઓ ભૂલી ગયા છે. હવે તેમની તંદુરસ્તી દિનપ્રતિદિન સુધરતી જાય છે. અગાઉના જેટલું નવીન બળ અને જુસ્સો પણ તેમના શરીરમાં સારી રીતે આવી ગયો છે. બર્દ્દવાન, વીરભુમિ, બાંકુડા તથા બરાકર આદિ સ્થાનોને મરાઠાઓએ પોતાના અધિકાર નીચે રાખ્યાં છે. એ ત્રણ સ્થાન પોતાને સ્વાધીન રાખ્યાં છે. જ્યાં ત્યાં સર્વના મનમાં હવે એવી ખાત્રી થઇ ગઇ છે–એવી અફવા ફેલાણી છે કે, મરાઠા હવે નિર્વિઘ્ને "બંગેશ્વર" થઈ ચૂક્યા છે; પરન્તુ ભાસ્કર પંડિત હજી સુધી પોતાની ઇચ્છાનુસાર અર્થ લાભથી વંચિતજ છે. તેને તેની આશા અને ઇચ્છા પૂરતો ધન–માલ હજી પ્રાપ્ત થયો નથી. તે ઘણો હતાશ થઇ ગયો છે. ભાસ્કર પંડિત ભયંકર અર્થ–પિશાચ, શ્રેષ્ઠ દરજ્જાનો ધન–કીટ તથા લોભી પુરૂષ છે. ધન એજ તેનું સર્વસ્વ છે. " ટકા ધર્મ, ટકા કર્મ, ટકાહી પરમમ્ પદમ્."

એ તે અર્થ લોલૂપ આત્માનો જીવનમંત્ર છે. સિપાહિઓના અત્યાચારથી પ્રજાજનો દેશત્યાગી, ગૃહત્યાગી થઇ રહ્યા છે. પછી ધન તે ક્યાંથી આવે ? ધનવાન લોકો, હિન્દુ વા મુસલમાન, પોતપોતાની ધન સમ્પતિ સાથે લઇ લઇને કલકત્તાના અંગ્રેજોના શરણમાં જઇને પડયા છે. જો એકલી કલકત્તા પરજ ધાડ પાડવામાં આવે તો અઢળક ધન સમ્પત્તિ અણુમાત્રમાં હાથ આવી શકે તેમ છે; પણ કેટલાંક કારણોને લીધે ભાસ્કર પંડિતે અંગ્રેજો સાથે યુદ્ધમાં ઉતરવાનો હજી સુધી વિચાર કર્યો નથી. અંગ્રેજોની સંખ્યા ઘણીજ થોડી છે. એક મૂઠીભર સૈન્ય કહીયે તો પણ કંઇ ખોટું તો નથીજ. પણ તેમના ગોરા સિપાહિઓ અપૂર્વ સુશિક્ષિત છે. સમર–સમર્થ છે, બંદૂક ચલાવવામાં જાદૂના જેવી અતૂલ શક્તિ ધરાવે છે, તથા સાંભળવામાં આવ્યું છે કે મદ્રાસમા તેમના ઘણા સિપાહિઓ રહે છે. કામ પડે–સમયે તેઓ પવન વેગે યુદ્ધ સ્થળપર આવીને ઉપસ્થિત થાય તેવા છે. એ વાત પણ સાથે પ્રસરી રહી હતી કે, શ્વેતાંગ અંગ્રેજોના રાજા જોર્જ અદ્વિતીય સમ્રાટ છે. અનન્ત સમુદ્રના એ અધિપતિ છે. નૌકા યુદ્ધમાં તેમની બરોબરી કરી શકે તેવી એક પણ પ્રજા અવની પટપર નથી. સાગર યુદ્ધપર તેમનો જબરો પ્રભાવ છે. એટલાજ માટે કલપત્તાપર લૂંટ ચલાવવી એ લાભકારક છતાં, પરિણામે મહા ભયંકર છે. ત્રણ ત્રણ ચાર ચાર વર્ષનાં વ્હાણાં વહી ગયાં, અનેક ભીષણ યુદ્ધ અને ઘોર રણસંગ્રામ જામ્યાં છતાં હજી સુધી નવાબ અલીવર્દીખાં હાથમાં આવ્યા નથી. તેમાં વળી અંગ્રેજોની સાથે યુદ્ધ છેડવું, એ હાથે કરીને વ્યર્થ શિરપર આફત વ્હોરી લેવા બરોબર છે. આગળ પાછળ બન્ને બાજુથી શત્રુ સાથે લડવું એ કંઇ સહજ વાત નથી. એ સઘળી બાબતોનો વિચાર કરી, ભાસ્કર પંડિતે કલકત્તાપર તરાપ મારવાને ઉચિત ધાર્યું નહિ. કોઇ પણ ઉપાયે પ્રબળ શત્રુ નવાબ અલીવર્દીખાં માર્યો જાય અને કોઇ રસ્તે મુર્શિદાબાદનો ખજાનો પોતાને હાથ આવે, માત્ર એજ ચિન્તામાં ભાસ્કર પંડિત રાત–દિવસ ઉદ્વિગ્ન–અસ્થિર રહ્યા કરે છે. તેમનો પ્રબળ સહાયક અને સલાહકાર મીર હબીબ એકાએક મુર્શિદાબાદ લૂંટી લેવાની હમેશાં સમ્મતિ આપી રહ્યો છે. જો કદી તેની સમ્મતિ પ્રમાણે મુર્શિદાબાદ

પર લૂંટ ચલાવી હોત તો સઘળી બાજી હાથ આવીજ ગઇ હતી. તેમને અવશ્ય સફળતા પ્રાપ્ત થાત. પરન્તુ કેટલાંક કારણોથી મીર હબીબની એ મન્ત્રણા સમ્મતિથી અમલમાં મુકી શકાઇ નહિ.

અમલમાં કેમ મુકી શકયા નહિ, તે અમે શું કહી શકીએ ?

## દ્વાત્રિંશ પરિચ્છેદ.

### સન્ધ્યાના રંગ.

મરાઠાઓ સાથેના ભીષણ યુદ્ધથી નવાબ કુશળતા પૂર્વક ઘેર પાછા ફરશે, એ આશા મુર્શિદાબાદ નિવાસીઓને ન્હોતી. ખુદ નવાબ સાહેબ પણ લડાઇને સમયે પોતાના જીવનની આશા ત્યાગી બેઠા હતા. નવાબ સહિસલામતીથી ઘર તરફ પાછા ફરી રહ્યા છે. આજ મુર્શિદાબાદ નગરી આનંદોત્સવથી પરિપૂર્ણ થઇ રહી છે. પુષ્પ—માળા, ધ્વજા પતાકા, તોરણ આદિ અનેક મંગળ નિદર્શન સ્વરૂપ સાજથી રાજમાર્ગ શોભાયમાન થઇ દ્વિગુણિત શોભા ધારણ કરી રહ્યો છે. નવ—નવીન આભૂષણોથી રાજમાર્ગ હસી રહ્યો છે. રહે છે માત્ર રાજનગરમાં વીજળીના દીવા ! સ્થળે સ્થળે મંગલ નાદ કરતાં ભીન્ન ભીન્ન પ્રકારનાં વાજાં વાગી રહ્યાં છે. હિન્દુઓના દ્વારપર કેળના સ્થંભ, અને આસોપાલવનાં તોરણોથી લગ્ન જેવી ધામધૂમ નજરે પડે છે. મૌલવી સાહેબ કીમતી કપડાં પહેરીને, સેન્ટ—અત્તર દ્વારા અંગમાંથી ગંધ ઉડાવતા ઉતાવળા ઉતાવળા નવાબ સાહેબને માટે દુવા માગવા મસજિદ તરફ જઇ રહ્યા છે. ગલી—ખૂંચીઓમાં જ્યાં જુવો ત્યાં નાચ—રંગના નમુનેદાર જલસા ઉડી રહ્યા છે. હિન્દુ ધનવાન લોકો ગરીબોમાં દીન—દુઃખીમાં મિઠાઇ વ્હેંચી રહ્યા છે—તેઓ વળી એ પ્રકારે પુણ્યદ્વારા પોતાનો અંતરનો ઉત્સાહ પ્રકટ કરી રહ્યા છે. ગમે તેમ પણ ભૂખ્યા—ભટકતા નિરાધાર આત્માઓને તૃપ્ત કરનાર પરોપકારી હિન્દુઓની ધાર્મિક ભાવનાની તો બલિહારીજ છે ! કેટલાક લોકો સરિયામ રસ્તા ઉપર

આની, બે આની, ચાર આની, આઠ આની લૂંટાવી રહ્યા છે. નવાબ સાહેબનાં દર્શનને માટે, મ્હોટા મ્હોટા ધનવાન, આબરૂદાર શેઠ, શાહુકાર તેમજ રાજ્ય કર્મચારી પુરૂષો નવાબ સાહેબના મહેલ તરફ ખુશ બની દનીને જઇ રહ્યા છે.

બરાબર સમયે નવાબ સાહેબની સ્વારી મુર્શિદાબાદમાં પહોંચી. લોકોએ પોકાર કર્યો: " હાથી દેખાયો, હાથી દેખાયો. નવાબ સાહેબ બહાદુર કુશળ આવી પહોંચ્યા છે." આનંદનો સમુદ્ર ઉભરાઇ ગયો. ચારે દિશામાં આનંદની છોળો ઉછળતી પ્રત્યક્ષ થવા લાગી. વાહવાહ ! રસ્તે પસાર થતા નવાબ સાહેબપર ઝરૂખાઓમાંથી પુષ્પ–વૃષ્ટી થવા માંડી, મનુષ્યો હર્ષ–સૂચક ધ્વનિ કરી રહ્યા. આખા નગરમાં માનો કે નવજીવનનો સંચાર થઇ ગયો. સિંહ-દ્વાર આવતાં હાથી અટકી ગયા. નવાબ સાહેબ નીચે ઉતર્યા. કોણ કહી શકે કે અદૃષ્ય રહીને મોતીનો વરસાદ કોણે વરસાવ્યો ! સ્વયં નવાબ સાહેબે નજર કરી પણ કોઈ જણાયું નહિ. ગમે તેમ પણ તે માંગલિક પ્રસંગે નવાબ સાહેબને મોતીડે વધાવનારની વાહવાહ બોલાઇ ગઇ ! મ્હોટા મ્હોટા સરદાર, ઉમરાવ, મૌલવી, પંડિત, શેઠ, શાહુકાર કેડ જમીન સુધી વળી–નીચા નમી નમીને સલામ કરવા લાગ્યા. નવાબ સાહેબ અલીવર્દીખાં-એ પોતાના આત્મ સ્વરૂપ દૌહિત્ર સિરાજુદૌલાનો હાથ પકડી, સર્વનાં અભિ-વંદનનો સ્નેહથી સ્મિતહાસ્ય સહિત પ્રત્યુત્તર વાળતાં મહેલમાં પ્રવેશ કર્યો.

બાંદિયોના લશ્કર સહિત ખુદ બેગમ સાહેબા નવાબના સત્કારાર્થે આગળ વધીને અત્યંત પ્રેમ પુરઃસર તેમને સ્નેહોર્મિથી વધાવા લાગી–તેમને અભિવંદન દેવા લાગી, અને ઘણા દિવસ થયા અંતઃપુરનો રસ્તો ભૂલી ગયે-લા નવાબને રસ્તો બતાવતી તેમની આગળ ને આગળ ચાલતી તેમને પોતાની સાથે સાથે લઇ ચાલી. બેગમનો આનંદ ખરેખર બે, ગમ–જાણી શકાય તેવો નથી. તેની કલ્પના સરખીય કરી શકાય એમ નથી. જે સમ-યથી નવાબ સાહેબ લડાઇ કરવાને માટે મુર્શિદાબાદમાંથી ચાલ્યા ગયા હતા, તે સમયથી એ જીવનમૃત સમાન થઇ રહી હતી. ઘણી વ્યાકુલ, અતિશય ચિન્તાતુર અને દુઃખિત રહેતી હતી. આજ પો-તાના જીવન–વલ્લભને મેળવી એ જીવનમયી થઇ રહી છે. હાસ્ય,

કૌતુક, ગીત, વાદ્યના આનંદ ઉત્સવથી બેગમ સાહેબાનો મહેલ ગૂંજી રહ્યો છે. સિરાજુદ્દૌલાને પોતાની ગોદમાં લઇ બેગમ સાહેબ પુનઃ પુનઃ પ્રેમ પૂર્વક—વાત્સલ્યભાવથી તેનું મુખ ચુંબન કરી રહ્યાં છે. નવાબ અલીવર્દીખાંમાં બીજા અનેક દુર્ગુણ હોવા છતાં તેમનામાં એક મહાન્ ગુણ હતો. તેમનો એ એ દૈવી ગુણ " એક પત્નીવ્રત " હતો. બહુ પત્નીપ્રિય મુસલ્માન નવાબ-મંડળીમાં આ એકજ માત્ર વિચિત્ર દ્રષ્ય છે. એ સ્વર્ગીય પ્રેમ—પ્રસાદથી તેના ભાગ્યમાં દેવદુર્લભ સુખ સંભોગ સુલભ થઇ રહ્યાં હતાં. બેગમ સાહેબાએ ધન, રત્ન, વસ્ત્રાભૂષણ, સુરસ મિષ્ટ ભોજન ઇત્યાદિદ્વારા આજ પોતાના ધનાગાર, વસ્ત્રાગાર અને ભોજનગૃહને ખૂબ ઝાક ઝમાળ કરી દીધાં છે. જ્યાં ત્યાં આનંદ પ્રદર્શક વસ્તુઓજ દ્રષ્ટે પડે છે. જ્યાં જુઓ ત્યાં આનંદ, આનંદ ને આનંદજ.

હવાલદાર, સરદાર, મન્સબદાર, જમાદાર અને સિપાહી સૌ કોઇ દુશ્મનોનો સંહાર કરી—વિજય પ્રાપ્ત કરી પાછા ફર્યા છે. સ્ત્રી વર્ગના આનંદની પણ સીમા નથી. ભોજનને માટે ઘેબર, કચોરી, સીરા, પુરી, ખાજાં, જલેબી, સુત્રફેણી જેઓ જે જે ખોરાક ઉપયોગમાં લઇ શકતા હોય તે સઘળી રસોઇ કરવાના આનંદમાં ભઠીયારણો મશગૂલ બની ગઇ છે. કેટલાક દિવસ આ પ્રમાણે આનંદ—ઉત્સવ, નાચ—રંગ, જાફત—મિજમાનીમાં પસાર થયા. અમારા આદિ પિતા, માનવ—સૃષ્ટિના પ્રથમ પુરૂષે સૂર્યોદય જોઇને મનથી વિચાર્યું હશે કે, એ દીપ્યમાન પદાર્થ સર્વદા ગગન—મંડળમાં વિરાજીત રહેશે. પૃથ્વી પણ તેની માફક સદૈવને માટે આલોકિત રહેશે, પરન્તુ સન્ધ્યા સમયે સૂર્યાસ્ત જોઇને તે અવશ્યમેવ ચકિત્ થયા હશે. ઘોર અંધકારમય રાત્રિ જોઇ, તેણે વિચાર્યું હશે કે પૃથ્વીમાં આ મુજબ ચિરકાળ પર્યંત અંધકારજ વ્યાપ્ત રહેશે. હવે ફરીથી સૂર્યોદય નહિ થાય. એ પ્રમાણે અમે પણ સુખના સમયમાં એવા ઉન્મત્ત થઇ જઇએ છીએ કે, આની પછી દુઃખની પણ વારી આવશે તથા સુખના સમયમાં પણ ઘોર રાત્રિ તુલ્ય નિરાશા આવીને અમારા હૃદયદેશને આચ્છન્ન કરી દેશે. એ વાતનો અમને સહજ ખ્યાલ પણ નથી રહેતો.

મુર્શિદાબાદના એ સર્વ આનંદ ઉત્સવ ક્ષણિક હતા. મેઢ નામક એક જાતનું વન–પુષ્પ જે પ્રમાણે ખીલીને તુરતજ જમીન પર ખરી પડે છે, તે પ્રમાણે એ સર્વ આનંદ ઉત્સાહ પણ કોણ જાણે ક્યાંય અદ્ધર ઉડી ગયા; અને ઘોર વિપદ્ આવીને ઉપસ્થિત થઇ, ત્રણ તરફથી ત્રણ શત્રુઓ નવાબના રાજ્યને ઘેરી હચમચાવવા પ્રયત્ન કરી રહ્યા છે. ધીમે ધીમે વીકટ રૂપ ધારણ કરે જાય છે.

પહેલો શત્રુ: પ્રબળ પ્રાધાન્ય શત્રુ ભાસ્કર પંડિત એ તો પાછળ પડેલોજ છે.

બીજો શત્રુ: બાલાજીરાવ હોલ્કરે " ચોથ " વસુલ કરવાને માટે બિહાર પ્રદેશમાં લૂંટ–ફાટ મચાવી મુકી છે. લાગ સાધીને એ પણ એક ફાટયામાં પગ ઘાલી રહ્યો છે !

તીજો શત્રુ: દિલ્લીના બાદશાહના કારકુન છે. બંગાળાના સૂબાની ખંડણી બે વર્ષથી દિલ્લીના ખજાનામાં પડતી નથી–ખંડણી ભરાતી નથી; જેથી બાદશાહને ખાસ " પરવાનો " લઇને કારકુનો મુર્શિદાબાદમાં આવીને જુલ્મ વર્તાવી રહ્યા છે. એ પણ એક તકદિરનો અજબ તમાસો છે.

ભલા બિચારા નવાબ સાહેબના મનને તો પૂછે ખબર છે ! તેમના અંતરમાં ચિન્તાનો કંઇ પાર નથી. વિકટ–સહજ અગવડના સમયે જ્યાં ત્યાંથી અગવડતાનાજ દેખાવ નજરે પડે છે. ખજાનામાં નાણાંની ભીડ છે. પ્રજાની પાસેથી કર ઇત્યાદિ વસુલ થઇ શકે તેમ નથી. વળી, નવાબ સાહેબના ચિત્તને લેશ માત્ર સ્થિરતા નથી.

રાજ્યની કેટલીક પ્રજા પોતાનાં ઘર–બ્હાર છોડી છોડીને આમ તેમ ભટકતી ફરે છે. જેઓ બાપ–દાદાની સમ્પત્તિની માયા ન છોડી શક્યા, તેઓ બિચારા ઘરમાં પડી રહ્યા છે પણ **"गज मुक्त कपित्थवत् "** નિસાસા નાંખતા લમણે હાથ મુકીને બેઠા છે. મરાઠાઓનો જુલ્મ, ચોર–બદમાસોનો ઉત્પાત, પ્રજા બિચારી મધુહીન મધમાખ સમાન થઇ રહી છે. વસ્તુ સ્થિતિ તદ્દન પલટાઇ ગઇ છે. હવે ઉક્ત સ્થિતિમાં શું કરી શકાય ?

નવાબ સાહેબે જગત શેઠ અમીચન્દ પાસેથી પૈસા દેવા કરી બાદશાહી દેવું ચુકાવવાની કંઇક વ્યવસ્થા કરી શકત; પણ નિમકહરામ મીર હબીબે

જગત શેઠનો ધન ભાણ્ડાર લૂંટીને તે નિર્ભય રસ્તામાં પણ કંટક પાથર્યાં છે.

નવાબ અલીવર્દીખાં પ્રવીણ અને ધૈર્યશાળી પુરૂષ છે. આવી વિપત્તિની વખતે પણ તેઓ ધૈર્યચ્યુત થયા નહિ. દિલ્લીના બાદશાહ તરફ તેમણે એક પ્રાર્થના પત્ર લખી મોકલ્યું–" ગરીબ પરવર શાહનશાહ ! મરાઠાઓએ જ્યાં ત્યાં દરેક સૂબામાં ઉત્પાત મચાવી મૂકયો છે. રાજ્ય અરણ્યમય થઇ રહ્યું છે. રૈયત તોબાહ તોબાહ થઇ રહી છે. હવે આવી સ્થિતિમાં સરકારી લ્હેણું મ્હારે કેવી રીતે ચૂકવવું ?"

નવાબની અરજી પ્રાપ્ત થતાની સાથે બાદશાહને તે પર પૂરો વિશ્વાસ બેઠો–તેને તે સર્વ હકિકત સત્ય લાગી. તેણે હુકમ ફરમાવ્યો કેઃ બાદશાહી દેવું ચૂકવવાનું હમણાં મુલતવી રાખવું. તદુપરાંત તેને મદદ કરવાને માટે તેમણે અવધના સૂબેદારના નામ પર એક પરવાનો લખી મોકલ્યો. આ સમાચાર સાંભળીને નવાબના જીવમાં જીવ આવ્યો. તેમ છતાંય હજી બે શત્રુ તો ઉભા છે. એક શત્રુને જીતવો એજ કઠિન થઇ પડયું છે, તો પછી બે શત્રુની તો વાતજ શી કરવી ?

મંત્રિઓની મન્ત્રણાનુસાર હોલ્કરની સાથે સન્ધિ કરવાનું મુકરર થયું. નાના પ્રકારની ભેટની કીમતી ચીજો લઇને જાનકીરાય અને સદારખાં બેઉ જણ સન્ધિના પ્રસ્તાવને માટે હોલ્કરના સૈન્યમાં આવી પહોંચ્યા. " જોયતું-તું અને પાછાં પિયરીયાં મળ્યાં. " હોલ્કરની પણ એજ ઇચ્છા હતી. વિના રક્તપાત અને વિના પરિશ્રમે જ્યારે ધનલાભ થયો તો તેનાથી વધારે આનંદની વાત બીજી કયી હોય ?

રાજમહેલની નજીકજ નવાબ સાહેબ અને હોલકરની ભેટ થઇ. હોલ્કરને અનેક વસ્તુઓ ઉપહાર તરીકે આપી મધુર વચનાલાપથી નવાબ સાહેબ તેને પ્રસન્ન કરવા લાગ્યા; પરન્તુ હોલ્કર કંઇ કાચા ગુરૂનો ચેલો ન્હોતો. એ નકામી વાતોથી–મસ્કાથી ખૂશ થાય એવો ન્હોતો. એને તો ખાસ નાણાં–રૂપિયાની અગત્ય છે. એ ધન–કીટ છે. આ તરફ તેની ઇચ્છા પૂર્ણ કરવાને નવાબ અક્ષમ છે. નવાબ સાહેબની પાસે હાલમાં નાણાંની ઘણીજ તંગી છે. છેવટે એ વાતનો નિશ્ચય થયો કેઃ હોલ્કરનો પ્રતિનિધિ મુર્શિદાબાદમાં રહેશે,

અને ચાર માસ પછી સન્ધિની શર્તો પ્રમાણે એક કરોડ રૂપિયા લઇને તે તેની મેજે ચાલ્યો જશે. ચાર માસ બાદ નવાબ એક કરોડ રૂપિયા કોઇ પણ પ્રકારે હોલ્કરને પહોંચતા કરશે.

સૈન્ય સહિત બાલાજી હોલ્કર સ્વદેશ તરફ પાછા ફર્યા. આ તરફ વરાડ–ફોજદાર ભાસ્કર પંડિત કાટોયામાં પડાવ કરીને છાનામાના પડ્યા છે. તેમણે સાંભળ્યું કે, નવાબે બાલાજીરાવ હોલ્કરને એક કરોડ રૂપિયા આપ્યા. હવે તો તેને લેશમાત્ર ધીરજ રહી નહિ–તે ઘણોજ અધિર થઇ ઉઠ્યો. લાભ–લોભે તો તેને ખૂબ વિકળ કરી નાખ્યો! લડાઇને માટે તે ઘણાજ ઉતાવળથી તૈયારીઓ કરવા લાગ્યો.

ચંચળ લક્ષ્મીના ક્ષણિક સુખને માટે મનુષ્ય કેવાં કેવાં અધમાધમ કૃત્ય કરવા તત્પર થાય છે! લક્ષ્મીએ તો કેટલીય શાહનશાહતનાં સત્યાનાશ વાળ્યાં છે'

## ત્રયસ્ત્રિંશ પરિચ્છેદ.

### નવાબ અને વાદળસિંહ.

### ( વિતંડાવાદ ! )




ત્રિનો એક પ્રહર વ્યતીત થઇ ચૂક્યો છે. નવાબ સાહેબના મહેલમાં બે જણ બેઠા બેઠા ચૂપચાપ કથોપકથન કરી રહ્યા છે. આ બે સિવાય અહિં અન્ય ત્રીજું કોઇ પણ નથી. ઉઘાડી તરવાર સહિત દરવાજા પર સિપાહિઓ પહેરા ભરી રહ્યા છે.

"વાદળસિંહ મન્સબદાર! જુવો, અમારા બન્ને જણનો એકમાત્ર ઉદ્દેસ્ય કેવળ ભાસ્કર પંડિતનો ધ્વંસ કરવાનો છે; પરન્તુ આ સમયે અમારી એવી અવસ્થા થઇ રહી છે કે, સન્ધિ કરવા શિવાય અમને હવે એવો અન્ય એક પણ માર્ગ સૂઝતો નથી." નવાબ અલીવર્દીખાંની આવી વાતો સાંભળી વાદળસિંહે સહજ ઉત્તેજીત થઇને કહ્યું: "હુજૂર! મ્હારો ગુનોહ માફ કરજો. જો એમજ

હોય તો આપ આ મ્હારૂં રાજીનામું કૃપા કરી સ્વીકારી લ્યો. હું આ સ્થળેથી હમણાં ને હમણાં ચાલ્યો જઇશ ! હુજુરે અમણેજ ફરમાવ્યું કે, હમારા બન્નેનો ઉદ્દેસ્ય એકજ છે, પણ ખરૂં પૂછાવો તો તે સત્ય નથી. હુજૂરનો ઉદ્દેસ્ય રાજ્ય—શાસન, અને મ્હારો વૈર—સાધનનો છે. હુજૂર હજારો પ્રયત્ન કરીને શત્રુની કૃપા પ્રાપ્ત કરી શકે તેમ છે પણ તેથી મ્હને શું? એ સાથે મ્હને કંઇજ સબંધ નથી. મ્હને હૂકમ કરો, હું અહીંથી આ પળે ચાલ્યો જઇશ. મ્હને એ હમેશાં સાંભરશે કે, બંગાળ, બિહાર અને ઓરીસાના સૂબેદાર પોતાના કર્તવ્ય-પાલનમાં બિલકુલ અસમર્થ છે. દુનિયા સારી રીતે જાણી લેશે કે, નવાબ સાહેબ વિર્ય—બળહિન છે, તેમનામાં કંઇજ શક્તિ નથી, માત્ર શત્રુની કૃપા પ્રાપ્ત કરીનેજ તે રાજ્ય—શાસન કરી રહ્યા છે. કલકત્તાના વ્યાપારીયોને પણ એ સમજતાં કંઇવાર નહિ લાગે કે, ભય—પ્રદર્શન દ્વારા દ્રવ્ય મેળવવું અથવા કંઇક ચમત્કાર બતાવીને, નવાબી તખ્તપર અધિકાર પ્રાપ્ત કરવો તેમાં કાંઇજ મુસ્કેલીની વાત નથી. દિલ્લીના શાહનશાહ જાણશે કે, ઉપર્યુક્ત આદમી નવાબ પદને યોગ્ય નથી. તે નવાબી તખ્તને દિપાવી શકશે નહિ."

નવાબ સાહેબે કહ્યું: "વાદળ ! તું ગુસ્સે ન થા. તું મ્હને ઘણો પ્રિય છે. તું ત્હારી મેળે ધૈર્ય પૂર્વક અહીં રહે. હું ત્હારી પ્રતિજ્ઞા—પાલનમાં સમયપર ત્હને અવસ્ય સહાય્ય કરીશ. તું મ્હારી પાસેથી ચાલ્યા જવા પછી એકલો શું કરી શકીશ દોસ્ત ! ઉતાવળે તે આંબા પાકતા હશે કે ? જરા શાન્ત થા."

વાદળસિંહે ઉત્તર આપ્યો: "સમજતા નહિ કે હું એકલો છું. સર્વશક્તિમાન ભગવાન્ એકલિંગ મ્હારા સહાયક છે. જો મ્હારો ઉદ્દેસ્ય કેવળ પવિત્ર અને મહાન છે, તો મ્હારા ઇષ્ટિદેવ મ્હને અવસ્ય સહાય કરશે. મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે, પ્રાણી-માત્રના સત્સંકલ્પ તે સર્વાન્તરયામી પરમાત્મન્ હમેશાં સિદ્ધ કરે છે. મ્હારા કર્તવ્ય-નો સઘળો ભાર તે શ્રીહરિના શિરપર છે. હું અને તમે તો છીએ નિમિત્તમાત્ર! મનુષ્યનો ભરોસો રાખવો તમામ વિડંબના છે—ઉલટી ઉપાધિ છે. હું ભરોસો ભગવાનનો રાખું છું અને તેજ ભક્તપ્રિય ભગવાન મ્હારી બાંહ્ય પકડી મ્હારો ઉદ્ધાર કરશે. મ્હારી પ્રતિજ્ઞા—પાલનમાં મ્હને બળ અર્પશે. દૃષ્ટાંત તરીકે મ્હેં ઇશ્વરના નામપર પ્રતિજ્ઞા કરી છે કે: " આ ભૂજાવડે પિતૃઘાતી પાપા-

ત્માનો હું વધ કરીશ; નહિ તો આત્મઘાત કરી આ તુચ્છ શરીરનો ત્યાગ કરીશ. ક્ષત્રિયો સત્યવાદી હોય છે, ક્ષત્રિયોની પ્રતિજ્ઞા અટલ હોય છે. કોઇ પ્રકારની લોભ–લાલસા અને કોઇ પ્રકારનાં વિઘ્ન મ્હને મ્હારી પ્રતિજ્ઞાથી વિચલિત કરી શકશે નહિ. મેં સત્ય પ્રતિજ્ઞા કરીને જે કંઇ કહ્યું હતું. તેથી વિરુદ્ધ વર્તવાની કલ્પના કરતાં આપ લેશ પણ અચક્યા નહિ! રાજપુરૂષોને માટે આ એક પ્રકારની વિચિત્રતા નથી! રાજનીતિનો એ સિદ્ધાન્તજ છે કે: "**विश्वासो नैव कर्तव्य स्त्रीषु राज्यकुलेषुच**"! ત્હમારાં વચનના તે વિશ્વાસ શા? રાજપુરૂષો પોતાના વચનના મજબુત નથી હોતા; પરન્તુ હું તો સ્વતંત્ર છું. હું અન્નદાસ બનીને આપની નોકરી નહિ કરી શકું. આપ આ ઘડીએજ મહેરબાનીની રાહે મ્હારૂં રાજીનામું પાસ કરી મ્હને મુક્ત કરો."

વાદળસિંહની આ સઘળી હકિકત સાંભળીને નવાબ સાહેબ વિરક્ત ન થયા–પરન્તુ કંઇક લજ્જિત થયા.

નવાબ સાહેબે વિચાર્યું કે, વાદળસિંહને તેના પ્રાણની પરવા નથી–તેને જીવનનો મોહ નથી. જેને મૃત્યુનો કંઇ ભય નથી હોતો તેજ યથાર્થ રીતે નિર્ભય છે. વળી પણ નવાબે વિચાર્યું કે, વાદળને ધનની અભિલાષા નથી. પદ પ્રાપ્તિની ઇચ્છાથી તે મ્હારા સૈન્યમાં નોકરીયે જોડાયો નથી. પછી એ શા સારૂ મ્હારા અસદ્ વ્યવહારની નિન્દા ન કરે? એ હજી ન્હાનો છોકરો છે, મ્હારે આધિન છે, તેની સાથે મ્હેં જે પણ લીધું હતું, તે પાળવામાં મ્હેં વિલંબ કર્યો, એ મ્હારે માટે ઘણીજ શરમની વાત છે. વાદળ હિન્દુ–શત્રુ છે.–પોતાની પ્રતિજ્ઞા–પાલનમાં અટલ છે. હું મુસલ્માન થઇને પણ મ્હારૂં વચન પાળી શકતો નથી. શરમ છે!"

હરેક રીતે વિચાર કરી નવાબ સાહેબે કહ્યું: "વાદળ! તું છોકરમત કરે છે. તું સમજ્યા વગર મ્હારાથી વિરક્ત થાય છે. જો, આજ ત્રણ વર્ષ થયાં મરાઠાઓ અમારી પાછળ પડયા છે. અમારૂં સર્વસ્વ સ્વાહા થઇ ચૂકયું છે. અમારો દારૂ ગોળો પણ કયારનો ખૂટી ગયો છે. ખાવાને પૂરતું અન્ન પણ નથી. ખજાનો ખાલી હોવાથી કોઇ ઉધાર પણ આપતું નથી.

રાજ્યનો પાયો હાલમ્ ડોલમ થઇ રહ્યો છે. હું કેવી રીતે મરાઠાઓ સાથે હવે યુદ્ધ કરી શકું ? અને વળી રાત દિવસની ચિન્તાથી, તથા યુદ્ધ ક્ષેત્રમાં અનાહાર, ઉજાગરાથી શરીર પણ ચૂંથાઇ ગયું છે. શરીરમાં રજે શક્તિ નથી. વાદળ ! મ્હારા તરફ નજર કર, હું કંઇ એમ ને એમ સહજમાં સન્ધિ કરવા તૈયાર થયો હોઇશ ? યુદ્ધ ક્ષેત્રની દુર્દશાનો હેવાલ તને કંઇ કહેવા જેવોજ નથી. એ વિપત્તિને સમયે કદાચ જો ત્હેં મ્હને સહાય ન કરી હોત તો આજ મ્હારી શી સ્થિતિ હોત ? અમારી કેવી દશા થઇ ગઇ હોત ? વાદળ ! ખરૂં જોતાં ત્હારી પ્રતિજ્ઞા સાંભળીને કેટલીક ધિરજ આવી હતી; પરન્તુ કરવું શું ? લાચારી છે. ”

વાદળસિંહે નમ્રતાથી કહ્યું: “ જહાંપનાહ ! શું શત્રુને હણવાનો કોઇ અન્ય ઉપાય નથી કે ? ”

ત્યારબાદ નવાબ સાહેબ અને વાદળસિંહ મોડી રાત સુધી કંઇક ગુપ્ત મન્ત્રણા કરતા બેસી રહ્યા.

તેમણે એટલી સાવધાનતાથી તથા એટલે ધીરે ધીરે વાર્તાલાપ કર્યો કે, બીજા કોઇથી તેમાંનું કંઇ પણ સાંભળી શકાય નહિ—અરે ! અડીને બેઠા હોય તોય શું થયું ? છેવટે નવાબ સાહેબે કહ્યું:—“શકશો તો ?”

વાદળસિંહે પ્રત્યુત્તર આપ્યો: “ અવશ્ય, હું ધર્મ અધર્મ કંઇજ જાણતો નથી. ન્યાય અન્યાયનું મ્હને કંઇ જ્ઞાન નથી. સમજો કે: આ પળે નીતિ-અનીતિનું પણ મ્હને કંઇ ભાન નથી. હું એટલુંજ માત્ર જાણું છું કે: પિતૃઘાતી અવશ્ય વધ્ય છે. હું મ્હારા હાથથી એ પિતૃ ઘાતકનો વધ કરીશ એ મ્હારી અચલ અટલ પ્રતિજ્ઞા છે. હું પિતૃઘાતીને તેના અધર્મનું પ્રતિકૂળ ફળ ચખાડવામાં પાપ નથી માનતો. જહાંપનાહ ! હું તો તેમાં મહા પુણ્ય સમજું છું. **येन केन प्रकारेण** શત્રુનો વિનાશ કરવો અને સુખી થવું, એ શાસ્ત્રસમ્મત છે. સ્વયં શ્રી કૃષ્ણચંદ્ર ભગવાને જરાસંધનો વધ કર્યો હતો. ”

નવાબ: “ સેનાપતિ મુસ્તફાખાં આ બાબતમાં સમ્મત થશે કે કેમ તેની મ્હને શંકા છે. પછી તો બને તે ખરૂં. ”

વાદળ: " આપના કાબૂલી કિસમિસવાળા સેનાપતિને તો મ્હેં ઓળખી લીધો. ભસતા કુતરાને જો કદી એક રોટલીનો ટૂકડો નાખવામાં આવે તો તે શું શાન્ત ન થાય કે ? નહિ તો પછી નવાબ સાહેબ:

"અંકુશે મદમસ્ત હાથી લગૂડે ગધ્ધો અને શ્વાનરે ! "

---

## ચતુસ્ત્રિંશ પરિચ્છેદ.

### સન્ધિ પ્રસ્તાવ.

( ચતુરતા. )

કાટોયા નામક સ્થાનમાં, ભાસ્કર પંડિતના તમ્બુની અંદર, નવાબ સાહેબ તરફથી સન્ધિનો પ્રસ્તાવ લઇને આવેલા દિવાન જાનકીરામ, મન્સબદાર સર્દારખાં અને સ્વયં ભાસ્કર પંડિત બેસીને સન્ધિ પરત્વેની સલાહ–મસલત કરી રહ્યા છે. અનેક તર્ક વિતર્ક, અનેક વાદાનુવાદ અને અનેક કથોપકથનની બાદ જાનકીરામે કહ્યું: "જુવો, પંડિતજી ! હું હિન્દુ છું. હિન્દુએ પોતાના જાતિ બન્ધુ હિન્દુનું મંગલ થાય તે પ્રમાણે કાર્ય કરવું તે એક સ્વાભાવિક છે; પરન્તુ હું નવાબ સાહેબનો સેવક છું. તેના સ્વાર્થ પર લક્ષ્ય રાખીને કાર્ય કરવું, એ મ્હારૂં પરમ કર્તવ્ય છે. આ સમયે હું ઉભય પક્ષના મંગલ–સાધનની દ્રષ્ટિથી કહી રહ્યો છું કે: સન્ધિ કરવી સર્વ પ્રકારે શ્રેયસ્કર છે. સન્ધિ નહિ કરવાથી, આપને અધિક કષ્ટ ઉઠાવવું પડશે. નિશ્ચિત લાભનો ત્યાગ કરીને અનિશ્ચિત લાભની આશા રાખવી એ બુદ્ધિમાન પુરૂષોનું કામ નથી. નવાબ સાહેબ તરફથી સન્ધિ કરવાના ઉદ્દેશ્યથી, આપના જેવા નીતિજ્ઞ સામે સટીક વ્યાખ્યા કરવી એ તદ્દન અનાવશ્યક છે. આપની સમિપ વ્યર્થ ડાહી ડાહી વાતો કરવી એ અમને ઘણું લજ્જાસ્પદ છે–ઉલટો એ તો અમે અમારો દંભ પ્રકટ કરીએ છીએ. ગયાં ત્રણ વર્ષની લડાઇથી અરસ–પરસને એક બીજાના વિરત્વનો કેટલેક અંશે

પરિચય થઇ ગયો છે. આ સ્થિતિમાં, આપ જો સહજ અનુમાન કરશો તો આપને વિના પરિશ્રમે સમજાશે કે, સન્ધિ ખાસ અગત્ય છે. આપ સ્વયં સારી રીતે જાણો છો કે, કેવળ બળાબળ પરજ કંઇ જય–પરાજયનો આધાર નથી રહેતો. વિજય–લક્ષ્મી સદૈવ દૈવાધિન રહે છે. પરન્તુ આ સમયે દેશની સ્થિતિ તરફ લક્ષ્ય આપતાં ખરી ખાત્રીથી માનવું જોઇયે કે જય પરાજય ઉભય પક્ષનોજ છે. બંગાળ જન સૂન્ય થઇ રહ્યું છે. જો હજી કંઇક લાંબા સમય સુધી યુદ્ધ ચાલ્યું, તો પછી તેને વન પશુઓનું નિવાસ સ્થાનજ સમજી લેવું. જન શૂન્ય રાજ્ય પર વિજય પ્રાપ્ત કરી, તે પર અધિકાર પ્રાપ્ત કરવો, એ કેવળ વિડંબના છે, ઉલટી ઉપાધિ છે. શરૂવાતમાં તો નવાબ સાહેબ પણ આપની માફક સન્ધિના વિરોધી હતા. પરન્તુ જ્યારે અમે તેમને યથાર્થ રીતે સમજણ પાડી, ત્યારે તેમણે પોતાના ખરા મનથી સ્વીકાર્યું છે કે, આવી પરિસ્થિતિમાં સન્ધિ એજ એક સુલભ–ધૃષ્ટ માર્ગ છે. ”

શ્રાવણ માસ ચાલે છે. ઉપયુક્ત સ્થાનાભાવને લીધે મરાઠા સિપાહી મહા ગભરાટમાં પડયા છે. મરાઠાઓના જીવન સ્વરૂપ ઘોડાઓના પગમાં, રાત દિવસ કીચડમાં ઉભા રહેવાથી રસવાત નામનો અમુક વ્યાધિ ઉત્પન્ન થવા લાગ્યો છે. ભાગીરથી અને અજય, એ ઉભય નદીઓમાં ખુબ પાણી આવવાથી રસ્તો રોકાઇ ગયો છે. બાલેશ્વર બંદર તરફ ચાલ્યા જવું કે પછી નવાબ સાહેબ સાથે સલાહ કરવી, એ બાબત ભાસ્કર પંડિત પોતાના સેનાપતિયો સાથે વાતચિત કરી રહ્યા હતા. ઠીક, એજ સમયે નવાબ સાહેબ તરફથી સન્ધિનો પ્રસ્તાવ લઇને દૂત આવી પહોંચ્યો, જેથી તેઓ પોતાના મનથી ઘણા પ્રસન્ન થયા; અને વિચાર કરવા લાગ્યા કે, આવો સુયોગ તો પૂર્વના સુભાગ્ય બળ વડેજ પ્રાપ્ત થાય છે. અમારા ભાગ્યમાં આવા દુઃખ–સુખ પૂર્ણ પ્રસંગો અનેક વખત આવે છે! દુઃખ અને સુખનો અનુભવ ઘણે ભાગે વિપરિત અવસ્થામાંજ થાય છે. અમે સમજીએ છીએ કે સમયે દુઃખકર વિષય સુખકર અને સુખકર વિષય ઘણી વખત દુઃખકર થઇ પડે છે. પણ ભવિષ્યમાં શું થનાર છે, એ મનુષ્યથી જાણી શકાતું નથી.

ભાસ્કર પંડિતે પોતાનો અભિપ્રાય છૂપાવીને, તથા સન્ધિ પ્રસ્તાવપર

પોતાની સમ્મતી પ્રકટ કરીને કહ્યું: "અવશ્યમેવ યુદ્ધ કોઇને વાંચ્છનીય હોય નહિ; પરન્તુ કોઇ એમ ને એમ તે પોતાનો સ્વાર્થ ગુમાવે ? તમે તો સુવિજ્ઞ રાજનીતિજ્ઞ છો. ઉભય પક્ષની મંગલ કામનાથી સન્ધિનો પ્રસ્તાવ કરી રહ્યા છો. પણ આશા છે કે, પહેલાં આ વિષયપર કંઇક વિચાર કરશો."

જાનકીરામ: "આપ જે કંઇ કહો તે કંઇ અનુચિત તો નથીજ, કારણ તે પણ સન્ધિનું એક મુખ્ય અંગ છે; પરન્તુ આપે એટલું લક્ષ્યમાં રાખવું જોઇએ કે: સન્ધિ કરવાથી ઉભય પક્ષને કંઇ ને કંઇ હાનિ ઉઠાવવી પડે છે."

ભાસ્કર પંડિત: "હા હા, આપ કહો છો તે સત્ય છે. પણ ન્યાયની રીતે જેને જેટલું મળવું જોઇયે, તેતો તેને અવશ્વ મળવુંજ જોઇયે. વરાડ–પતિને તેની યોગ્યતાના પ્રમાણમાં જેટલું દ્રવ્ય મળવું જોઇયે, તેટલું તેને આપવાને જો નવાબ સાહેબ તૈયાર હોય, તો અત્યારે સન્ધિ કરી શકાય તેમ છે."

જાનકીરામ: "આપ કયી શર્તોપર સન્ધિ કરવા તૈયાર છો ?"

ભાસ્કર પંડિત: "આપ જ્યારે એ બાબત સ્પષ્ટ કહી રહ્યા છો; ત્યારે મ્હારે પણ આડું અવળું કર્યા શિવાય તેનો સ્પષ્ટ ઉત્તર આપવોજ જોઇયે. બાલેશ્વર, બાંકુડા, વર્ધમાન અને હુગલી એ ચારે જીલ્લા તો મહારાષ્ટ્ર પતિએ જીતી લીધા છે. એ બાબત તો કંઇ કહેવા કરવાનું છેજ નહિ. બંગાળાનો અન્યાન્ય પ્રદેશ અને વરાડને ચોથ તરીકે બે કરોડ રૂપિયા આપવાને નવાબ સાહેબ ખુશી હોય તો, સન્ધિ કરવામાં મ્હને કંઇજ હરકત નથી."

જાનકીરામ: "આપની ધારણા–ઇચ્છા–કંઇ અનુચિત તો નથીજ. પરન્તુ એ વિષય પરત્વે આપ આપની મેળેજ તેનું નિરૂપણ કરી શકો તેમ છે. વિચાર કરો, હુગલીપર તો મરાઠાઓએ કદી જીત મેળવીજ નથી. તેમ છતાંય, એ દૂરના પ્રદેશમાં બેઉ રાજ–શક્તિઓ શાન્તિપૂર્વક રહી શકે નહિ. આમ બિહારની ચોથને માટે બાલાજીરાવ હોલ્કરે એક કરોડ રૂપિયા લઇ લીધા છે."

ભાસ્કર પંડિત: "નવાબ સાહેબના સંતોષ–સાધનને માટે હુગલીનો

દાવો તો અમે છોડી શકીએ છીએ, પણ બાલાજીરાવ હોલકરે જે ચોથ લીધી તે લેવાનો તેને કંઇજ અધિકાર નથી. તેણે મફતના એક કરોડ રૂપિયા લઇ લીધા !"

જાનકીરામ: "સન્ધિ કરવાના સમયે જેમ તેમ કરીને, એક વખત સારાસારનો વિચાર પણ મુકીને માત્ર કાર્ય પતાવવું પડે છે. ભાઇ ! નરમ ગરમ થવું પડે છે. એક માત્ર સ્નેહ સંબંધ સાચવવાની ખાતરજ હોલ્કરને એક કરોડ રૂપિયા આપવામાં આવ્યા છે."

ભાસ્કર પંડિત: "આપ તો અવસ્યજ શાન્તિ પ્રિય છો. આપના પ્રયાસ અને પરિશ્રમથીજ નવાબ સાહેબ અને હોલ્કરની વચ્ચે શાન્તિ સ્થાપિત થઈ શકે છે કે, આપ પ્રસ્તુત સન્ધિને માટે પણ, વરાડ પતિને માટે કંઇક કચાશ નહિ રાખો. આપ જો ધારો તો તે વગર હરકતે અવિલંબે થઇ શકે તેમ છે."

જાનકીરામ: "અમે નિશ્ચય પ્રાણપૂર્વક તેનો યત્ન કરીશું. પણ જ્યારે ત્હમે અને નવાબ સાહેબ આપોઆપ એક બીજાને મળશો ત્યારે તુરત તેનો નિવેડો આવી જશે. એવી અમને પક્કી ખાત્રી છે. હોલ્કરની સાથે પણ સન્ધિ કરવાની વખતે ઘણા વખત સુધી એવા વ્યર્થ તર્ક-વિતર્ક ચાલ્યા; પરન્તુ જ્યારે પરસ્પર તેમનો સાક્ષાત્કાર થયો ત્યારે તેનો તુરત નિકાલ થઇ ગયો. અમારા કથનની સત્યતાનો આપને અનુભવ થશે ત્યારે જણાશે. ભાસ્કર પંડિતને ઉપહારમાં આપવાને માટે, જાનકીરામ અને સર્દારખાં નવાબ સાહેબની આજ્ઞાથી રાજ્ય ભણ્ડારમાંથી મણી–માણિક્ય જડિત્ અનેક પ્રકારનાં સ્વર્ણાલંકાર અને વિવિધ જાતના બહુ મૂલ્ય પદાર્થો તેઓ સાથે લાવ્યા હતા. તેને જોઇને ભાસ્કર પંડિત ખૂબ ખૂશ થયા, અને પોતાના મન સાથેજ વિચાર કરવા લાગ્યા કે, દ્રવ્ય–લાભનું આ મંગળાચરણ તો ઘણું મીઠું છે ! એ તો કહેવત નથી કે: Well begun is half done."

ત્યારબાદ સર્વ કાર્ય નિષ્કપટ ભાવથી કરવાને માટે ભાસ્કર પંડિત અને જાનકીરામે હાથમાં ગંગાજળ લીધું, તથા સર્દારખાંએ કુરાને શરીફ ઉપાડીને સોગંદ લીધા. નિશ્ચય થયો કે, નવાબ સાહેબ અને ભાસ્કર પંડિતની રૂબરૂમાં મુકરર કરેલી શર્તો અનુસાર સલાહ–પત્રપર એક બીજાના સહિદસ્કતથી થઇ

જશે. ઉભય પક્ષની મર્યાદાના રક્ષણને માટે કોઇના પોતિકા સ્થાન પર કોઇ જઇ શકે નહિ, તેટલા માટે મુર્શિદાબાદ અને કાટોયાના મધ્ય પ્રદેશમાં "માનકર" નામક સ્થાનમાં નવાબ સાહેબના તમ્બૂમાં ઉભય પક્ષનું મિલન થશે. કેવળ પદ ગૌરવની રક્ષાને માટે બેઉ તરફના મળીને એકસો સિપાહી હાજર રહેશે.

શ્રાવણ વદ ત્રીજ યાને શનિવારે પ્રાતઃકાળે મળવાનો નિશ્ચય થયો. પરસ્પર પ્રેમાલાપ પૂર્વક સૌ વિદાય થયા, હસ્તધૂનન કરી એક બીજાથી છૂટા પડયા.

આથી ઉભય પક્ષને આનંદ થયો, તેમાં કંઇજ સંદેહ નથી. નવાબ પક્ષવાળા એથી હર્ષિત થયા કે, બિલાડી કોઇ રીતે ફંદામાં આવી જાય છે, અને ભાસ્કર પંડિતના માણસો એ વિચાર કરવા લાગ્યા કે કોઇ પ્રકારે મુસલ્માનને ત્યાંથી નાણું નિકળે છે, પછી જોઇ લેવાશે. હોલ્કરે એની મેળે ચાલાકીથી એક કરોડ રૂપિયા કઢાવી લીધા. જોઇયે કે હવે શું થાય છે ? આતો એના જેવો ઘાટ કે: " કુતરૂ તાણે ગામ ભણી, અને શિયાળ તાણે શીમ ભણી !" ખેર ગમે તેમ હો, એક કરોડથી તો એક પાઇ પણ ઓછી લેવી નથી. એવો ભાસ્કર પંડિતે પોતાના મનથી દ્રઢ નિશ્ચય કર્યો છે. ભગવાન્ વાસુદેવે અર્જુનને કહ્યું હતું કે: **લોભજ મૂળ વિપત્તિનું દ્વાર છે. લોભથીજ વિનાશ થાય છે.** કબિરજીએ પણ યથાર્થ કહ્યું છે કે:—

કામીકા ગુરૂ કામ હૈ, લોભીકા ગુરૂ દામ:
ગુરૂ કબિરકા સંત હૈ, સંતનકા ગુરૂ રામ.

ચાલાકી વાપરવામાં કોઇ કોઇથી ઉતરે એવા નથી. અદ્રષ્ય શક્તિદ્વારા —ગુપ્ત રીતે અમને કંઇક એમ માલમ પડયું છે કે, ભાસ્કર પંડિત અને જાનકીરામે ગંગાજળ કહીને જેનો સ્પર્ષ કર્યો હતો, તે યથાર્થ રીતે ગંગાજળ ન્હોતું. ઉભય પક્ષના નોકરો યુક્તિથી કૂવાના પાણી લાવ્યા હતા. સર્દારખાંએ પણ ગુલિસ્તાંને કુરાને શરીફ કહીને ચાલાકી વાપરી હતી. પોતપોતાના મનથી પોતાની અક્કલ—હુશિયારીની પ્રશંસા કરતા—ખાંડ ફાકતા ઉભય પક્ષવાળા નિશ્ચિંત હતા !

વાંચક ! બડેખાં નવાબ સાહેબને કંઇ કહેવાનો અમને હક્ક—ઇચ્છા નથી.

પણ ભલા બિચારા ધન લોભી ભાસ્કર પંડિતનો અમને કંઇક વિચાર થઇ આવે છે. તેને અમે બીજું તે શું કહીયે ? બસ એજઃ—

ચેતી ચેતી ચેતી અબ, ચેત કહા સોવે મૂઢ ?
ચીરી ચૂગી જાય ખેત, પીછી પિછતાઇગે;
યા માયા કે ફંદ મહીં, પર્યો હે કા અંધ અરે !
ભજી લે ગોવિંદ સબ, કાજ સધ જાયગો;
કહે કવી ગંગ તેરા, અંગકો ભરોસો નાહં,
મુઠ્ઠી બાંધ આયો તું, પસાર હાથ જાયગો.

## પંચત્રિંશ પરિચ્છેદ.

### આનન્દ.

હે ભગવાન્ રક્ષા કરો. વિદ્યુતગતિથી આ શુભ સમાચાર આખાં દેશમાં ફેલાઈ ગયા, કે નવાબ સાહેબ અને મરાઠાઓ વચ્ચે સલાહ થશે. આ સમાચાર સાંભળી સૌ કોઇ હર્ષિત થઇ ઉઠયા. વ્યાપારી વર્ગમાં મહા આનંદ પ્રસરી રહ્યો. વ્યાપાર કરવાનો માર્ગ ખુલ્લો થશે. ખેડુત વર્ગ ખુશ ખુશ થઈ ગયો. ખેતી કરવાનો શુભ–શાન્તિયુક્ત અવસર પ્રાપ્ત થશે. સૈનિકો આનંદમાં નૃત્ય કરવા લાગ્યા–ચોમાસાના ચાર મહિના ઘેર બેઠે બેઠે ખીચડી ખાઇશું અને લડાઇના પરિશ્રમ પછી ખૂબ આરામ લઇશું. સેનાપતિવર્ગ ખુશમિજાજમાં હતો–વર્ષાઋતુની રૂમઝુમ કરતી રાત્રિઓ, બિહાગ અથવા મ્હલારના આલાપ અને સંગિત–વિનોદદ્વારા સુખમાં વ્યતિત કરીશું. મરાઠાઓ હર્ષિત હતા–સ્વદેશ તરફ પાછા ફરીને કુટુમ્બવર્ગનું મુખાવલોકન કરી સંતુષ્ટ થઇશું. મુર્શિદાબાદમાં વાહ વાહ ! અપૂર્વ આનંદ ઉત્સવ થઇ રહ્યો છે. આ સન્ધિની સાથે અનેક મનુષ્યોના સુખ–દુઃખનો સંબંધ છે. સૌ કોઇ સન્ધિની શર્તો જાણવાને અત્યંત આતુર છે. હા, એક તો વાદળ-

સિંહ નિર્જન સ્થળે બેસીને પોતાનો ઘણોખરો સમય કંઇક ઉંડા-ગર્ભિત વિચારમાં પસાર કરે છે.

મનુષ્ય જાતિને એ વાતનો મ્હોટો ગર્વ રહે છે કે: તે ઇશ્વરીય સૃષ્ટિનું સર્વ શ્રેષ્ટ પ્રાણી છે; પરન્તુ ઘોર અંધકારમય ભવિષ્યના પરદામાં છૂપાયેલી અનેક બાબતો જાણવાને માટે, અથાક પ્રયત્ન કરવા છતાં, આજ સુધી એ અનંત સત્તાધિશ ઇશ્વર સિવાય અન્ય કોઇ સમર્થ થયું નથી. જો કે એ બાબત સત્ય છે, તો પણ મનુષ્ય આશારૂપી ચક્ષુદ્વારા એ ઘોર અંધકારમાં પણ સુખ પૂર્ણ દ્રષ્ય જોયા કરે છે; પરન્તુ દુઃખ પૂર્ણ દ્રષ્ય જોવાની તેને કોઇ કાળે ઇચ્છા થતી નથી. વળી, મનુષ્ય જે વસ્તુ પ્રાપ્ત કરવાની દ્રઢ આશા કરી બેસે છે તે વસ્તુ તેને પ્રાપ્ત થતી નથી. એને ઠેકાણે કોઈ એવોજ ખેલ બની જાય છે કે, જેનો તેણે સ્વપ્ને સહજ ખ્યાલ પણ નથી કર્યો હોતો! મનુષ્ય આ સઘળી બીનાઓ નિત્ય અનુભવે છે, તેમ છતાંય અજ્ઞાનાન્ધકારમાં પડી રહે છે. કેવી આશ્ચર્યની વાત ?

ભાસ્કર પંડિતે પોતાના અનુયાયિઓ સાથે આખી રાત સુધી ગડમથલ કર્યા કરી, કે કેવી રીતે નવાબ સાહેબ સાથે સન્ધિ કરવામાં આવશે, કેટલા રૂપિયા લેવાના છે, એ રકમમાંથી કોને કેટલા મળવાના છે, કયી બાબતમાં કેટલા વાપરવાના છે, એ સર્વ બાબતોનું બજેટ તૈયાર કરવું એજ માત્ર આ સભાનો મુખ્ય ઉદ્દેશ્ય હતો. સમય પ્રવાહને વહેતાં વાર શી ? એક પછી એક એમ દિવસ ચાલ્યા ગયા અને શ્રાવણ વદ બીજને શુક્રવારની સન્ધ્યાકાળ થઇ. ત્રિજને શનિવારનો પ્રાતઃકાળ ઉપસ્થિત થયો. "માનકર" ગામના સુવિસ્તૃત મેદાનમાં નવાબ સાહેબનો સુવિશાળ દરબારી તમ્બૂ ખેંચાયો છે. તમ્બૂના મધ્ય ભાગમાં, જરીઆનથી ભરેલા કિનખાપના મહામૂલ્ય વસ્ત્રથી આચ્છાદિત થએલું નવાબ સાહેબનું નયન મનોહર સિંહાસન શોભી રહ્યું છે. ભાસ્કર પંડિત પણ પોતે મહારાજાધિરાજ વરાડ-અધિપતિના પ્રતિનિધિ અને સાથે કુશળ સેનાપતિ છે- માનો યા ન માનો, આખર એ પણ એક અસાધારણ પ્રતિભાશાળી મનુષ્ય છે.

નવાબ સાહેબના સિંહાસનની ડાબી બાજુએ, તેમને માટે એક સ્વ-

તંત્ર આસન ગોઠવવામાં આવ્યું છે. તેમના દરજ્જા પ્રમાણે તેમને પણ માન મળવું જોઇએ તેવો પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. દરબારી તમ્બુના એક ગાઉ જેટલા ઘેરાવામાં કપડાનો એક ગોળાકાર ઘેરો લગાવવામાં આવ્યો છે.

સિંહાસન પર વિરાજીત નવાબ સાહેબ અલીવર્દીખાં, ભાસ્કર પંડિતની રાહ જોયા કરે છે. મુસ્તફાખાં, સૈયદ અસફઅલી, જાનકીરામ, સર્દારખાં, વાદળસિંહ, અબદુલ સુભાનખાં, મીર હબીબુલ્લા, ગુલામકાદર આદિ મુખ્ય મુખ્ય કર્મચારી મનુષ્યો પ્રસન્ન ચિત્તે આમ તેમ ઘૂમી રહ્યા છે.

એજ સમયે મરાઠા તમ્બુમાંથી બે અશ્વારોહી ભાસ્કર પંડિતના આવવાના સમાચાર લઇ આવીને ઉપસ્થિત થયા. એકનું નામ આલીમા કારાયુએલ અને બીજાનું નામ કિસનજીરાવ હતું. એ ઉભય વીર ભાસ્કર પંડિતના પ્રધાન સેનાપતિ અને વિશ્વાસુ બાન્ધવ હતા. હમેશાં તેના જમણા હાથની માફક તેની પાસે ને પાસે જ રહેતા હતા.

યુદ્ધ વ્યવસાયી આત્માઓ સદાય શંકાશીલ બની રહે છે. એક બીજાએ અન્યોન્ય સોગંદ લીધા ને સ્નેહપૂર્વક વાર્તાચિતો થઇ ગઇ, ભેટ આપવા–મેલવાની પણ વ્યવસ્થા થઇ ગઇ; પણ ભાસ્કર પંડિતનો વિશ્વાસ, સમયે સમયે, સંદેહની કાલિમાથી હજી પણ ઘેરાઇ જાય છે, તેના હૃદયમાંથી મોગલો પરત્વેનો અણુવિશ્વાસ જરાકે ખસતો નથી. બરાબર છે, કોણ જાણી શકે કે, મોગલોના અંતઃકરણમાં શું હશે? નવાબ સાહેબનો અભિપ્રાય, તમ્બુની આસપાસની અવસ્થા અને કર્મચારિયોની પરીક્ષા કરવાના ઉદ્દેશથી, ઉક્ત અશ્વારોહી સેનાપતિઓનું આવવું થયું હતું; પણ તેમણે ચાલાકીથી પોતાનો મૂળ હેતુ છૂપાવી રાખ્યો અને "નવાબ સાહેબને અવકાશ છે કે નહિ," એની ખબર કાઢવા માટે આવવું થયું છે, એમ બહાનું બતાવી દીધું. નવાબ અલીવર્દીખાં અને સેનાપાત મુસ્તફાખાં વિચિત્રનાં પૂતળાં હતાં. વિચિત્રતા એજ તેમનું આભૂષણ હતું. તેમની દ્રઢ ધારણા હતી કે, વિચિત્રતાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે; અને એ કારણથી નવાબ સાહેબનો દરબાર સદૈવ વિચિત્ર મન્ત્રણાઓથી ભરેલો હોય છે. એ કરોળીયાની જાળમાં સહેલાઇથી માખીયો લપટાઈ

આખર પાયમાલ થાય છે. મરાઠા—ઘોડેસ્વાર નવાબ સાહેબના પ્રેમાલાપ અને નાના પ્રકારની ભેટોથી વિમોહિત બની ગયા. તમ્બુની સંદેહહિન અવસ્થા, નવાબ સાહેબનો મિષ્ટાલાપ અને કાર્યભારિયોની પ્રસન્નતાથી તેમના હૃદયમાં સહજ પણ શંકા ઉદ્દ્ભવી નહિ. મરાઠા દૂતોએ કૌશલપૂર્વક જોયું કે, દરબારી તમ્બુ કપડાના કોટથી ઘેરાયેલો છે. કોઇ સ્થળે કોઇ માણુસ જોવામાં આવતું નથી. મુખ્ય મુખ્ય વિશ્વાસુ કાર્યવાહકો વગર દરબારી તમ્બુમાં, અથવા તો તેની આસપાસ એક પણ માણુસ નથી.

દૂત પોતાના તમ્બુ તરફ પાછો ફર્યો. તેમની હકિકત સાંભળીને ભાસ્કર પંડિત નિઃસંશય થઇ ગયા, ત્રિજને શનિવારને દિવસે સૂર્યોદય સમયે પ્રયાણુ કર્યું. સાથે મહા શૂરવીર પચાશ અસ્ત્રધારી ઘોડેસ્વાર પણ હતા. આ અસ્ત્રધારી ઘોડેસ્વાર સાથે કદાચ પંડિતજીના પ્રયાણુને કંઇક ગુપ્ત સંબંધ હશે; પણ જણાવવામાં આવ્યું હતું કે, સન્ધિ—પત્રપર સહી કરતી વખતે દરેકે પોતપોતાના અસ્ત્ર—સ્પર્ષ કરીને સોગંદ લેવા પડશે.

આજ કેટલાક દિવસ થયા, અમારો પેલો પૂર્વ પરિચિત તમ્બોળી કંઇક અસ્થિર અને વ્યસ્ત રહ્યા કરે છે. ભાસ્કર પંડિતના શરીર રક્ષકોની કૃપા પ્રાપ્ત કરવાને માટે, તેણે પોતાની આખી પાનની દુકાનની સઘળી પૂંજી ખલાસ કરી નાંખી છે! તેઓની કૃપાથી પ્રત્યક્ષ સન્ધિ કાર્ય જોવાના ઇરાદાથી એક નોકર બનીને, પોતે પણ તેઓની સાથે ચાલતો થયો. નવાબ સાહેબના તબુમાં ખબર પહોંચી ગઇ કે " મરાઠાઓ આવ્યા, મરાદાઓ આવ્યા." પ્રત્યેક જણ પોતપોતાના કાર્યમાં તત્પર થઇ ગયા. નવાબ સાહેબ અનિમિષ નેત્રોએ મરાઠા સરદારની પ્રતિક્ષા કરવા લાગ્યા. સર્વત્ર નિસ્તબ્ધતા છવાઇ ગઇ. કાર્યભારીઓ પોતાના મનના ભાવ પ્રકટ કરવાને માટે એક બીજાની સામે જોવા લાગ્યા. સૌની આંખોમાંથી એક વિજાતિય જ્યોતિ નિકળવા લાગી.

ઘોડા પરથી નીચે ઉતરી જમીનપર પગ મૂકતાની સાથે સરદારખાં અને જાનકીરામ ભાસ્કર પંડિતને તમ્બુની અંદર લઇ ચાલ્યા. આગળ જાનકીરામ, મધ્યમાં ભાસ્કર પંડિત અને તેમની પાછળ સરદારખાં અને તેમની પણ

પાછળ મરાઠા—અનુચર—વૃન્દ હતું. ભાસ્કર પંડિત શૂરવીરની માફક પગ મૂકતાં ઘણી સાવચેતીથી ચાલ્યા જતા હતા. તેમના ચિત્ર વિચિત્ર જરીદાર મખમલના પોશાક પર પ્રાતઃકાળના બાળ—સૂર્યનાં સોનેરી કિરણો પડી રહ્યાં હતાં, જેથી તેની ચમક—દમક વળી કંઇક ઓર વધી ગઇ હતી. કમર પર લટકતી રત્ન—જડિત—તલવારનો "ઝનન ઝનન" શબ્દ થઇ રહ્યો હતો.

અરે ! અચાનક આ થઇ શું ગયું ! નવાબ સાહેબના દરબારી તમ્બુઆંથી "પકડો, પકડો, મારો મારો, નાસો નાસો," ની નિકળતી ઘોર ગર્જના આકાશ—મંડળને આન્દોલિત કરવા લાગી. દારૂ ભરેલી તોપના મ્હોંમાં અગ્નિ ચાંપવાથી જે પ્રકારે વિકટ અવાજ ઉત્પન્ન થઇને સઘળી દિશાઓ કંપાવી મૂકે છે, તે પ્રમાણે અચાનક સેંકડો મનુષ્યોની કીકીયારીથી એક ભીષણ શબ્દ ઉત્પન્ન થયો. "મારો મારો" કરતા ભાસ્કર પંડિતના સશસ્ત્ર ઘોડેસ્વાર સિપાહિયો તેજ ક્ષણે ઉછળી પડયા; પરંતુ અત્યલ્પ સમયમાં તેનું શિર ધડથી અલગ થઇને જમીનપર અથડાઇ પડયું. નવાબ સાહેબ ચૂપચાપ પોતાના સિંહાસનપર બેઠે બેઠે ઉક્ત—દ્રષ્ય જોઇ રહ્યા હતા. ભાસ્કર પંડિત જ્યાં આગળ તમ્બુના દ્વારને ઉલ્લંઘી સહજ આગળ વધ્યા તેની સાથે જ બેઉ બાજુથી બે નવયુવક એકી સાથે એકજ સ્વરે "ભગવાન્ એકલિંગની જય" નો ઘોર ચિત્કાર કરતા ઘણા દિવસના ભૂખ્યા સિંહની માફક અચાનક તેના પર તૂટી પડયા. નવાબ સાહેબની નજર સામે, જોતજોતામાં બેઉ યુવકોની તિક્ષ્ણ છરીઓના આઘાતથી ભાસ્કર પંડિતની ગર્દન બેઉ બાજુથી અર્ધી અર્ધી કપાઇ ગઇ. તત્ક્ષણ લોહીથી લદબદ થયેલું મરાઠા સેનાપતિનું ધડ મૂળમાંથી ઉખડી ગયેલા કેળના વૃક્ષની માફક ધડાક દઇને જમીનપર ગબડી પડયું, અને અસહ્ય યન્ત્રણાથી પિડિત થઇને હાથ—પગ પછાડવા લાગ્યું. પરન્તુ તેને આ કષ્ટ લાંબા સમય સુધી ભોગવવું પડયું નહિ. ખોળીયામાંથી પ્રાણ તરતજ નિકળી ગયો. ઇષ્ટ દેવતાનું નામ સ્મરણ કરવાનો સમય પણ ન મળ્યો. નવાબ સાહેબે જોયું કે, એ યુવકોમાં એક વાદળસિંહ છે પણ બીજો કોણ છે તે કંઇ ઓળખી શકાયો નહિ. નવાબ સાહેબે પોતાના મન સાથેજ પ્રશ્ન કર્યો: "પણ એ અપરિચિત યુવક છે કોણ?"

વાદળસિંહે જમણા હાથથી ભાસ્કર પંડિતના ગળાપર છરી ચલાવતાંની સાથે ડાબા હાથથી એક સીટી બજાવી. સીટીનો શબ્દ સાંભળતાંની સાથે તમ્બુની ચારે તરફથી પચાશ સશસ્ત્ર સિપાહી તીરને વેગે આવી પહોંચ્યા. તેઓએ મરાઠા ઘોડેસ્વારપર આક્રમણ કરીને તેમને ક્ષણવારમાં પાયમાલ કરી નાંખ્યા, મરાઠાઓએ આત્મરક્ષાનો વ્યર્થ પ્રયત્ન કર્યો. નવાબના પક્ષની કંઇ અધિક હાનિ થઇ નહિ. હા. દિવાન જાનકીરામ અને મન્સબદાર સર્દારખાં મરાઠાઓની તલવારના આઘાતથી ઘાયલ થયેલા મૃતવત્ મળી આવ્યા. ખાસ નવાબ સાહેબના પક્ષવાળાઓના મ્હોંથી પણ સાંભળવામાં આવ્યું કે, એ એમની વિશ્વાસઘાતકતાનુંજ એમને ફળ મળ્યું છે. ભાસ્કર પંડિતનો વધ કરતી વખતે આવેગમાં આવીને બેઉ હત્યાકારી યુવકો એક બીજાના શરીર સાથે અથડાઇ પડયા. એ સમયે એક બીજાના અંગ–સ્પર્શથી બેઉ જણને ઘડીભર સ્વર્ગીય સુખનો અનુભવ થયો. એવું જણાવવા લાગ્યું કે, તેમના અંગ–પ્રત્યંગની પ્રત્યેક નસોમાંથી અમૃતની ધારા પ્રવાહિત થઇ રહી છે. પરસ્પર મુખાવલોકન કરતા બેઉ સ્તંભિત–ભાવથી ઉભા થઇ ગયા. બેઉના હાથમાં લોહીથી ખરડાયેલી કાળની જીભ જેવી વિકરાળ છરીયો હતી! પગ નીચે ભાસ્કર પંડિતનું શરીર અથડાતું ટિચાતું હતું–ઠોકરે આવતું હતું!

એટલો શોર–બકોર થયો, એટલાં મનુષ્યો માર્યાં ગયાં, પણ તે તરફ એ ઉભય નરહત્યાકારીઓનું સહજ પણ લક્ષ્ય ન્હોતું. તે તો કેવળ પૂર્ણાનંદમાંજ મસ્ત હતા.

નાયકહિન મરાઠાઓ “ **किं कर्तव्य विमूढ** ” થઇને જંગલને રસ્તે બંગાળા પ્રાન્તમાં ચાલ્યા ગયા. કેટલાક તો બાલેશ્વર બંદર તરફ અને કોક કોક સ્વદેશ તરફ ચાલ્યા ગયા.



## ષટ્ત્રિંશ પરિચ્છેદ.

### ઉમેદવારની પ્રાર્થના.



મહાવીર મરાઠા સૈન્યાધ્યક્ષ, રાઘોજી ભોંસલેના પ્રાણ-સ્વરૂપ શ્રીમાન્ ભાસ્કર પંડિતના વધનો હાહાકાર જ્યારે કંઇક શાન્ત થયો ત્યારે નવાબ સાહેબે સિંહાસન પરથી ઉતરીને મન્સબદાર વાદળસિંહને સપ્રેમ આલિંગન કર્યું. બીજા યુવકોને પણ આલિંગન કરવાને માટે નવાબ સાહેબ આગળ વધી રહ્યા હતા; પણ એ સલજ્જ ભાવથી સહજ પાછો હઠી ગયો. નવાબ સાહેબ પૂરા નસિબદાર નહિ તો! આલિંગન કરવાને બે હાથ લાંબા કરી જરા વધારે વાંકા વળ્યા હોત તો પૂરી ફજેતી! દાઢી અને કપાળના કૂચા થઇ જાત! બિચારા અજ્ઞાત યુવકને પણ તે સિવાય છુટકો ન્હોતો, નહિતો નવાબના માનનો અસ્વીકાર શા સારૂ કરે?

બ્હેબાકળા જેવા નવાબ સાહેબ કેટલાક સમય પર્યંત એ ઉચ્છૃંખલ યુવકની તરફ ખુબ ધ્યાનપૂર્વક તાકી તાકીને જોઇ રહ્યા. બાદ ઉમદા હૃદયના નવાબે તેને સ્નેહ પૂર્વક પૂછ્યું: " યુવક! તું કોણ છે? "

એ યુવક અમારો પૂર્વ પરિચિત પેલો પાન વેચનારો તંબોળી છે.

નવાબ સાહેબનો પ્રશ્ન સાંભળીને, એ યુવકે વિનિત ભાવથી કુરનિસ કરી. એ કંઇ નિશ્ચય કરી શકયો નહિ કે, મ્હારે તેમના પ્રશ્નનો શો ઉત્તર આપવો. આખર તેણે ઉતાવળથી કહી દીધું: "હજૂર! હું ઉમેદવાર છું."

નવાબ સાહેબને મ્હોટી નવાઇ લાગી. " ઉમ્મેદવાર! અવશ્યજ, સેનામાં ભરતી થવાથી કદાચ એ ખાલી ઉમ્મેદવારી કરતો હશે; પણ તેણે આવું ભયંકર કાર્ય કરવાનું દુઃસાહસ શા સારૂ ખેડયું? તે સાથે તેને શું લાગતું-વળગતું! આ તો પોતાના જાનનું જોખમ વ્હોરવા જેવું છે! શું તેને

પોતાના પ્રાણની મમતા નહિ હોય ? તેમ છતાંય, એ તો મ્હારા હિતનું કાર્ય છે પણ તે વાતની તેને શી રીતે ખબર પડી ? આ અગમ્ય સ્થાનનો પત્તો તેને ક્યાંથી મળ્યો ? આ સુરક્ષિત સ્થાનમાં તે શી રીતે આવી શક્યો ? કોઇ કાર્ય કુશળ કર્તવ્યશાળી યુવક છે. ચાહે તે હો પણ મ્હારા શત્રુનો વધ કરનાર સર્વથા એ મ્હારા આદરને પાત્ર છે. તેના સંબંધી સઘળી હકિકત તો હું મ્હારી મેળે સમયે મેળવી લઇશ—એતો એની મેળે ખબર પડશે."

એજ સમયે સર્વ કર્મચારિઓ નવાબ સાહેબને ઘેરાઇ વળ્યા. નવાબ સાહેબ જરા મજાક કરવાના અભિપ્રાયથી કૃત્રિમ ક્રોધ પ્રકટ કરતા કહેવા લાગ્યાઃ " અરે ! ઓ નાદાન યુવક ! ત્હેં મરાઠા સરદારનું નિષ્પ્રયોજન—વગર ગુન્હે—ખૂન કર્યું ! તું જાણે છે કે: " એ મહાન્ અપરાધની તને શું સજા ભોગવવી પડશે ? "

અમારો તમ્બોળી અનેક પ્રકારની વિપત્તિઓ સહન કરીને રીઢો થઇ ગયો છે ! સૈનિક પુરૂષોની સાથે રહીને તે મહાન્ સાહસિ થઇ ગયો છે. માનો ન માનો પણ તેનું કાળજું વજ્ર જેવું થઇ ગયું છે, પણ એ સત્ય કે, જેને પોતાના પ્રાણની પરવાહ નથી હોતી, તે હમેશાં નિર્ભય રહે છે. તેણે કુરનિસ કરીને બિલકુલ નિર્ભયતાથી સઘળા કર્મચારિયોની રૂબરૂમાં નવાબ અલીવર્દીખાંના કથનનો ઉત્તર આપ્યોઃ " જહાંપનાહ ! જો એમાં મ્હારો કોઇ પણ પ્રકારે અપરાધ ઠરતો હોય, તો બેશક તેનો દંડ સહન કરવાને હું તૈયાર છું; પણ હું ભુલતો ન હોઉં તો, મ્હેં હુજૂરના દુષ્મન-નોજ વધ કર્યો છે. "

નવાબઃ " નહી, કદી નહિ. મરાઠા સરદાર મ્હારો દુષ્મન નહિ, પણ દોસ્ત હતો. "

તમ્બોળીઃ " મરાઠા સરદાર આખી દુનિયાનો દુષ્મન હતો. જે દુનિયાનો દુષ્મન હતો તે અવશ્ય બાદશાહનો પણ દુષ્મનજ હતો; અને તેથીજ મ્હેં તેનો વધ કર્યો છે. કહો ! બાદશાહનો દુષ્મન વધ કરવા યોગ્ય નહિ કે? "

નવાબઃ "ઠીક, પણ ત્હેં તેનો વધ શા સારૂ કર્યો એ કઇ કહીશ કે?"

તમ્બોળીઃ " એટલાજ માટે કે એ દુનિયાનો દુષ્મન હતો. "

નવાબ: " પાછી એ વાત—એ દુનિયાનો દુષ્મન હતો તેમાં ત્હારૂં શું ગયું ? એ ત્હારો તો દુષ્મન ન્હોતો ને, ત્હારે ત્હારૂંજ સંભાળી લેવું હતું ને ? "

તમ્બોળી: " જી જહાંપનાહ ! હું મ્હારી મેળે મ્હારૂંજ સંભાળીને હવે નિરાંતે બેઠો છું. એ દુનિયાનો દુષ્મન હતો. હું પણ એક દુનિયાનોજ માણસ છું. કહો હવે કંઇ ? "

નવાબ અલીવર્દીખાં મહા ગુણગ્રાહી હતા. જો કે પોતે શરૂવાતથીજ તેના કાર્યથી અત્યંત સંતુષ્ટ હતા, પરન્તુ હવે તેના વાક્ય, વિન્યાસ, વચન-માધુર્ય અને રૂપ લાવણ્યથી અતિશય મુગ્ધ થઇ ગયા. કૃત્રિમ ક્રોધ ત્યાગ કરીને, નવાબ સાહેબે તેને અતિશય સ્નેહ પૂર્વક કહ્યું: " ઠીક, ત્હેં દુનિયાના દુષ્મનનો વધ કર્યો છે, તો તું અવશ્ય ઉત્તમ બક્ષિસ મેળવવાને લાયક છે. "

તમ્બોળીએ ફરી કુરનિસ કરીને, વાદળસિંહ તરફ સલજ્જ ભાવથી હાથ લાંબો કરી કહ્યું: " હુજૂરનો એ સાહસિ સિપાહી બક્ષિસ મેળવવાને યોગ્ય છે. "

નવાબ: " એને તો અવશ્ય મળશે, પણ ત્હનેય મળવી જોઇયે. "

તમ્બોળી: " હુજૂર માલિક છે. "

સૌ સૌને ફાવે તેમ કહો, પણ વાદળસિંહ કરતાં તમ્બોળીની (મસ્કાની) ગોળી બરાબર વાગી !

## સપ્તત્રિંશ પરિચ્છેદ.

### સાક્ષાત અને સંશય.



હોકાયંત્ર જેવી રીતે કોઇ પણ દિશા તરફ રાખવા છતાં, હમેશાં ઉત્તર તરફજ ફરી જાય છે, તે પ્રમાણે અમારા તમ્બોળીની દ્રષ્ટિ પણ હરઘડી વાદળસિંહ તરફજ રહે છે. એ યુવકના દર્શ-

નથી વાદળસિંહને પણ અપૂર્વ સુખ પ્રાપ્ત થાય છે—કંઇક ધીરજ ઉદ્ભવે છે. અને તેને સ્વર્ગીય શાન્તિ મળે છે. એજ કારણથી, એ પણ તમ્બોળી તરફ ઘણા પ્રેમથી અનિમષ નેત્રે જોયા કરે છે, અને તેની વાતચિત બરાબર કાન માંડીને યથાસ્થિત સાંભળી રહ્યો છે. તમ્બોળીની વાતચિતપરથી માલુમ પડે છે કે, નવાબ સાહેબની સાથે તેણે જે સ્વરે વાર્તાલાપ કર્યો, તે તેનો પ્રકૃત સ્વર ન્હોતો, તેનો પ્રકૃત સ્વર સાંભળીને તથા તેના રૂપ લાવણ્યને જોઇ વાદળસિંહના આશ્ચર્યની કંઇ સીમા ન રહી. વિસરેલી દુર્ઘટનાઓ યાદ આવવાથી તેનું હૃદય ડામાડોળ થઇ રહ્યું છે. વાદળસિંહે પોતાના મનથી વિચાર કર્યો કે, લક્ષ્મીને કદાચ કોઈ ભાઇ હોત તો તેનું આવુંજ રૂપ અને આવીજ બોલી હોવાનો ઘણે ભાગે સંભવ હતો. ત્યારે આ શું? પૃથ્વીમાં ક્યાંય કદી બે જણનું એક સરખું રૂપ હોઇ શકે કે? ચાલ અને ચ્હેરો તો કોઇનો કોઇ દિવસ મળતો આવેજ નહિ. એકલું એવું રૂપજ નહિ, પણ સાથે સ્વર પણ મળતોજ આવે છે. મહા આશ્ચર્યની વાત છે! પણ આ અવસ્થાફેર શો? પિંડ-ભેદ કેવો! ના, ના, એ તો મ્હારો ખાલી ભ્રમ છે. શું લક્ષ્મીનું આવુંજ રૂપ હતું—આજ લક્ષ્મીનું રૂપ? છટ, એ સ્વર્ગીય સૌંદર્ય ક્યાં? એ વીણાના નાદ જેવાં કોમળ મધુર વચન ક્યાં? એ અનૂપમેય નિર્મળ સલજ્જ દ્રષ્ટિ ક્યાં? એ મૃદુ મંદ હાસ્ય ક્યાં? હા! ભગવન્! બાલ્યકાળથીજ હું નામ વગરનો હતો, ત્હેં મ્હને પિતા આપ્યો, અઢળક ધન વિભવ આપ્યો. પતિવ્રતા સતી સુલક્ષણી સ્ત્રી આપી; પણ આ સમયે તો એ સઘળું મ્હને સ્વપ્ન જેવું થઇ પડયું છે! ખરેખર એ સ્વપ્ન વગર અન્ય કંઇજ નહિ. નહિ તો નાટક જેવો આ નવનવીન ખેલ શો! મ્હેં શું શું જોયું છે અને અત્યારે હું આ શું જોઇ રહ્યો છું!"

વાદળસિંહે લક્ષ્મીના અન્તિમ પરિણામની કલ્પના કરી એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. તેના અંતરમાં કંઇ કળતર થવા માંડયું. તે અતિશય ચિન્તા કરવા લાગ્યો કેઃ "હાય! મ્હારી પ્રાણ પ્રતિમા, આંખની કીકી, હૃદયેશ્વરી લક્ષ્મી પરલોક સિધાવી ગઇ વા દુષ્ટ મરાઠાઓના હાથમાં હજી સુધી કેદજ છે?" એ વિચારથી વાદળસિંહનું હૃદય ક્રોધાગ્નિથી સળગી ઉઠયું. તે હાથ-

માંની છરીની મૂઠ જોરથી પકડીને વારંવાર લાલચોળ જેવી આંખોવડે ભાસ્કર પંડિતના શબ તરફ જોવા લાગ્યો. તેના હૃદયનો અભિપ્રાય સમજી જઇને નવાબ સાહેબે તુરતજ હસતાં હસતાં તેના હાથમાંની છરી ખુંચવી લીધી. પ્રાણેશ્વરીનો વિયોગ પ્રિયતમને પરમ દુઃખકર થઇ પડયો છે.

વાદળસિંહ એની મેળે વ્હેમને હિંચોળે હિંચતોજ રહ્યો!

## અષ્ટત્રિંશ પરિચ્છેદ.

### માગતાં ભૂલ્યો કે આપતાં?



અનુભવી જનોનું એવું કથન છે કે, વિજિત સ્થાનમાં વિશ્રામ કરવો એ સર્વાંશે અનુચિત છે. મુર્શિદાબાદ રવાના થવાને માટે નવાબ સાહેબે ફોજને હુકમ આપી દીધો.

જે પ્રમાણે સરિતા અનેક વિઘ્ન અડચણોને ભેદીને આગળ ને આગળ પસાર થઇ સમુદ્રને મળવાને માટે ઉતાવળા વેગે પ્રવાહિત થાય છે, તે પ્રમાણે અમારો તમ્બોળી પણ પોતાનાથી બની શકે તેટલી ત્વરાથી વાદળ-સિંહને મળવાની આકાંક્ષામાં રાતદિવસ વ્યગ્ર રહેવા લાગ્યો; પરન્તુ સ્વેચ્છા પૂર્ણ કરવાને અંગે જે સુયોગ અને અવકાશની અગત્ય છે તે તેને પ્રાપ્ત થતાં નથી.

કેટલાક દિવસથી લાગલાગટ મુર્શિદાબાદમાં આનંદની મહાધૂન મચી રહી હતી, પણ આજ એ આનંદ ઉત્સવ હજાર દરજજે વધી ગયો છે. શત્રુઓનો વિનાશ થઇ ગયો, સમસ્ત દેશમાં હવે થોડા સમયમાં સંપૂર્ણ શાન્તિ પથરાઇ જશે, એ વિચારથી પ્રજાના હર્ષનો કંઇ પાર નથી. સર્વદા શત્રુ વિહિન સ્થાનજ દૈવી શાન્તિનો અનુભવ કરી શકે છે. નવાબ અલી-વર્દીખાંના પ્રધાન શત્રુનો એકાએક અણુચિન્તવ્યો એક તદ્દન અજાણ્યુ યુવકને હાથે વધ થયો એ બીના બીજા સર્વના અંતઃકરણમાં સાનંદાશ્ચર્ય પ્રકટાવી રહી.

રાજ સેવકો, શેઠ, શાહુકાર, સૈન્યના સૈનિકો, દેશનો સઘળો ખેડૂતવર્ગ આદિ લગભગ પ્રત્યેક ગામવાસી અને નાગરિક જનો દરબારમાં આવી આવીને નવાબ સાહેબને અભિવંદન આપવા ઉતાવળા ઉતાવળા દોડ ધામ કરી રહ્યા છે. નવાબ સાહેબ પણ પ્રીતિપૂર્વક પ્રેમાલાપ દ્વારા સર્વને સંતોષિ રહ્યા છે. ત્યાર બાદ કેટલાક સમય પર્યંત મહા ધામધૂમથી વિગતવાર માન ચાંદની લ્હાણી થઇ. સર્વ સેનાપતિ વગેરે મુખ્ય મુખ્ય યુદ્ધ દરમિયાન અપૂર્વ પરાક્રમ બતાવનાર પરાક્રમી વીરોના કાર્યની યથેષ્ટ કદર થઇ. અન્તિમ મરાઠાઓ સાથેના રણયજ્ઞમાં પોતાનું જીવન વિસર્જન કરવા તત્પર થયેલા મોગલ વીરત્વના મરાઠાઓને સ્વાદ ચખાડનાર કેટલાક સૈનિકો સાથે વાદળસિંહને પણ બોલાવવામાં આવ્યો. નવાબ સાહેબે હર્ષની સાથે કહ્યું: "વાદળ ! ત્હારો ઉપકાર, ત્હારૂં સાહસ અને માત્ર ત્હારા વીરત્વથીજ આજ અમે નિષ્કલંક થયા છીએ. મ્હારા અન્ય સેનાનાયકો સમાન, મ્હારો વિચાર છે કે, મ્હારે તને પણ એક સારી જાગિર આપી ત્હારા અનુપમ કાર્યની મ્હારે કદર કરવી. ત્હારા એ ઋણથી મ્હારે કંઇક મુક્ત થવું. આમ આવ સાંભળ ( પીઠ થાબડતાં, સાબાસી આપતાં ) "રાજાની પદ્ધિ સહિત તને મેદિનિપુર જીલ્લાન્તર્ગત વનવિષ્ણુપુર પરગણું આજથી બક્ષિસ આપવામાં આવે છે. હવે ત્હારી જે કંઇ ઇચ્છા હોય તે ખુશીથી જણાવ. જેની તું ઇચ્છા રાખતો હોય તે વગર હરકતે આજ મ્હારી પાસેથી મેળવી લે. મ્હારો જાન બચાવનાર ક્ષત્રિય વીર! હું ત્હારાપર અત્યંત પ્રસન્ન છું, ત્હારાથી હું સંતુષ્ટ છું. કહે, કંઇ ઇચ્છા છે કે ?"

વાદળસિંહની દ્રષ્ટિ જ્યારથી તમ્બોળીપર પડી છે, ત્યારથી વિસરી ગયેલી વિપત્તિ પુનઃ યાદ આવી, તેના હૃદયને ખાખ કરી રહી છે–તેનું હૃદય અવિરત શોકથી ઉભરાઇ જાય છે. હાલમાં એવી કોઇ પાર્થિવ વસ્તુની તેને ચાહના નથી. જીંદગીના જોખમે પણ તેણે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી છે. બસ તેને મન એજ તેણે મ્હોટું સામ્રાજ્ય મેળવ્યું છે. બરાબરા છે, એતો ક્ષાત્ર સિદ્ધાન્તજ છે કે: "રઘુકુલ રીતિ સદા ચલી આઇ, પ્રાણુ જાય અરૂ વચન ન જાઇ." એ વચન સિદ્ધ વીરને હવે માગવાનું કે મ્હેલવાનું કંઇજ નથી, હવે તેને અન્ય કોઇ પણ પ્રકારની ચિન્તા નથી.

વાદળસિંહે કહ્યું: " હુજૂર ! હવે મ્હારી કંઇ પ્રાર્થના નથી. " વાદળસિંહના હૃદયનો ભાવ જોઇને આસપાસ બેઠેલા સર્વ મનુષ્યો વિસ્મિત થઇ ગયા.

ત્યાર બાદ નકીબે પોકાર કર્યો: " ઉમેદવાર હાજર ! ઉમેદવાર હાજર છે !"

દરબારમાં ખૂબ ભીડ હોવાથી, અમારો તમ્બોળી એક નિર્જન સ્થાને ઉભો ઉભો એક મીટ સરખી માર્યા સિવાય અતૃપ્ત નયને ફક્ત વાદળસિંહને જોઇ રહ્યો હતો. પોકાર સાંભળીને તે ધીરે ધીરે આગળ વધ્યો. આ પળે તેના સ્વભાવમાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું. જે વીર મનુષ્યે પોતાના પ્રાણની પણ પરવાહ રાખ્યા સિવાય, સેંકડો વીરોની વચમાં, મહાન નિર્ભયતાથી, એક જગદ્વિખ્યાત અજાન બાહુ વીરનો વધ કર્યો હતો; તે આ સમયે એવો બીકણ બાયલો બની ગયો હતો કે, નવાબ સાહેબની સામે જઇને ઉભા રહેવું એ તેને મન મ્હોટો પ્હાડ ઉલ્લંઘવા બરાબર થઇ પડ્યું. લજ્જા–ભય અને સંકોચના દબાણથી તે એટલો દબાઇ ગયો હતો કે, આગળ પગ મૂકવાની તેનામાં યત્કિંચિત્ શક્તિ ન્હોતી; પણ નવાબ સાહેબના વારંવાર બોલાવવાથી અમારો તમ્બોળી વાદળસિંહ તરફ સલજ્જ નયનોથી જોતો જોતો મહા મહેનતે જેમ તેમ કરીને આગળ વધ્યો. તેને જોઇને નવાબ સાહેબે અપૂર્વ સ્નેહ અને આદરની સાથે કહ્યું: " યુવક ! તું પણ કંઇક યોગ્ય બક્ષિસ મેળવવાને લાયક છે. મ્હારો વિચાર છે કે મ્હારે જાગીર તરીકે તને પણ કંઇક આપવું. તું કહીશ કે ત્હારી શી ઇચ્છા છે ? કહે, ગભરાવાની કંઇજ જરૂર નથી. ત્હારા કાર્યનો બદલો મેળવવાની તને ઇચ્છા થતી નથી ? કેવો વિચિત્ર છોકરો ! કંઇ કહે છે કે ! ''

નવાબ સાહેબના " પ્રશ્નનો શો ઉત્તર આપવો " એનો તે કંઈ નિશ્ચય કરી શક્યો નહિ. નીચુ માથુ કરી જમીન તરફ જોતો, ડાબા પગના અંગુઠાથી જમીન ખોતરતો તે તો માત્ર ચૂપચાપ ઉભોજ રહ્યો. દરબારના સર્વ મનુષ્યોની દ્રષ્ટિ તેના ઉપર ચોંટેલી હતી. યુવક વધારે તો તેથી સંકોચાતો હતો. નવાબ સાહેબના પ્રશ્નનો ઉત્તર આપવાની તેનામાં શક્તિ ન્હોતી. તેણે એકદમ કહી નાખ્યું: " મ્હારી બ્હેનની સાથે એ મન્સબદારનાં લગ્ન થાય. " નવાબ સાહેબે ધાર્યું હતું કે, આ યુવક ઉમેદવાર છે. એ ઘણે ભાગે હવા-

લ્દારી, મન્સબદારી અથવા તો કોઇ એવી બીજી પદ્વિ મેળવવાની અવશ્ય એ પ્રાર્થના કરશે, પણ તેની આ વિચિત્ર બક્ષિસની ઇચ્છા સાંભળી તેમને ઘણું નવાઇ જેવું લાગ્યું. દરબારી જનો તો સર્વ એક બીજાની સામે જોતા દિગ્મૂઢ બની ગયા. કેટલાક ઉમેદવારના મ્હોં તરફજ તાકી તાકીને જોઇ રહ્યા. કેટલાક મૂર્ખાઇ પર હસવા લાગ્યા. કેટલાક તેના નસિબનો વાંક કાઢવા લાગ્યા. કેટલાક બિચારા દરબારની મર્યાદાનું રક્ષણ કરવાને લીધે મ્હોં-માંથી એક દાંત સરખો બહાર કાઢી શકયા નહિ. બનાવ પણ એવોજ બન્યો કે હસવું આવ્યા વગર રહેજ નહિ, અને વાદળસિંહ, એતો બિચારો તેની વાત સાંભળીને "**दारुभूतो मुरारी**" થઈ ગયો. તેની તરફ જોતો વિચારવા લાગ્યો: "આ યુવક પાગલ તો નથી ?"

નવાબ સાહેબે વાદળસિંહ તરફ દ્રષ્ટિ કરીને કહ્યું: "જુવો, મન્સબદાર ! અલ્લાતાલાની તમારા ઉપર તો મ્હોટી મહેરબાની થઇ. રાજા થઇ ગયા, વંશપરંપરા બક્ષિસ જાગીર મળી ગઇ અને વળી એક કોઇ રૂપ યૌવનસંપન્ન પત્ની પણ તમને પ્રાપ્ત થશે. તું તો દોસ્ત પૂરો નસિબદાર, વાદળ !"

વાદળ છાનોમાનો ઉભો રહ્યો હતો. નવાબ સાહેબની વાત સાંભળીને તેણે કહ્યું: "હુજૂરને મ્હારી પ્રતિજ્ઞા માલમ છે કે આ દુનિયા અને તેની દૌલતની હવે મ્હને કંઇજ ઇચ્છા નથી. ગયા ક્ષેત્રમાં, પિતૃ-તર્પણ દ્વારા પિતૃ-ઋણથી મુક્ત થવું, એ એકજ કાર્ય કરવાનું મ્હારે માથે હવે રહી ગયું છે. હુજૂર ! અવિનય માફ કરશો, મ્હેં મ્હારી સ્ત્રી સમક્ષ એક પત્નીવ્રત પાળવાની પ્રતિજ્ઞા કરી છે. હું અન્ય સ્ત્રીનું કદાપિ મુખાવલોકન પણ નહિ કરી શકું. જીવન પર્યંત મ્હારા હૃદય મંદિરમાં પ્રિયતમાની મંગલ મૂર્તિ સ્થાપિત કરીને, તેની મનસા-વાચા દ્વારા શુદ્ધ અંતઃકરણના સાત્વિક પ્રેમથી તેની અહર્નિશ ષોડશોપચાર પૂજા કર્યા કરીશ."

નવાબ સાહેબે વાદળસિંહને સમજાવવાના અભિપ્રાયથી મુસ્તફાખાં તરફ દ્રષ્ટિ કરી. મુસ્તફાખાં અને વાદળસિંહ વચ્ચે સારો સ્નેહ હતો. નવાબનો અભિપ્રાય સમજીને મુસ્તફાખાંએ કહ્યું: "દોસ્ત વાદળ ! હજી તો તું યુવાન છે. જરા દુનિયાદારીની વાતોમાં લક્ષ્ય આપતો જા. આ વળી અત્યારથી ફ-

ફીરી લેવા ક્યાં જાય છે ? એક સ્ત્રીની સાથે લગ્ન થયું હતું, તેની તો હવે વાતજ કરવાની નથી, કારણ ત્હારા વિયોગે અથડાઇ ટિચાઇને કોણ જાણે કેવા મ્હોતે ક્યાંય મરી ગઇ હશે. સાંભળ, કુરાને શરીફમાં લખ્યું છે કેઃ માણુસ ચાર વાર લગ્ન કરી શકે છે. કોઇ કોઇ મહાપુરૂષોએ તો એટલે સુધી કહ્યું છે કેઃ આકાશમાં જેટલા તારા છે, તેટલી વખત માણુસ નિકાહ કરી શકે છે. દોસ્ત ! તું તો હજી ખીલતું ફુલ છે, ત્હારે વળી આવા વૈરાગ્યના વિચાર શા કરવા ? શું એક સ્ત્રી ફના થઈ ગઇ તો તેની પાછળ આપણે પણ વગર મ્હોતે ચાલ્યા જવું ? ઘણી શરમ ભરેલી વાત છે. જહાંપનાહનાં વચનને માન આપવું એ શું ત્હારી પહેલી ફરજ નથી કે ? આ તો ત્હને ઉલટું ભારે માન મળે છે.

મુસ્તફાખાંનો વાણી—વિનોદ વાદળસિંહના હૃદયમાં કંઇ અસર કરી શક્યો કે નહિ, એ તો કંઇ કહી શકાય તેમ નથી. મુસલમાનોના હૃદયાકાશમાં અસંખ્ય તારા પ્રકાશિત થઇ રહ્યા છે; પણ વાદળસિંહના હૃદય—ગગનમાં તો એકવાર જે ચંદ્ર ઉદિત થઇને અસ્ત થઇ ગયો છે, તે સિવાય ત્યાં નિરાશાનો ઘોર અંધકારજ છવાયેલો છે. અશ્રુ ભર્યાં નેત્રે વાદળ માત્ર મૌન્ય ધારણ કરીને ઉભોજ રહ્યો છે, તેની પ્રતિજ્ઞા પૂરી થઇ ગઇ. હવે તેને અન્ય કોઈ વસ્તુની ચાહના નથી. તેનાં મન પ્રાણ પ્રયતમા પત્ની લક્ષ્મીમય થઇ રહ્યાં છે. અદ્રષ્ય રીતે જ્યાં ત્યાં એ લક્ષ્મીની નયન મનોહર પ્રતિમાજ જોયા કરે છે. સૌભાગ્યવતી લક્ષ્મીના ભણકારા ઘડી ઘડી તેના કાનમાં આવીને અથડાય છે. ચમકીને પુનઃ પાછો શાન્ત દુઃખી થઇ જાય છે. હવે તેના જીવનમાં તેને શું કાર્ય કરવાનું છે, તેનું પણ તેને કંઈ જ્ઞાન નથી. રહ્યું રાજપદ અને જમીનદારી પણ વાદળ જે અમૂલ્ય અદ્વિતીય વસ્તુથી હાથ ધસીને બેઠો છે, તેની ખોટ તો એવાં સેંકડો હજારો રાજ્યની પ્રાપ્તિથી પણ પૂરાઇ શકે તેમ નથી. એ પત્ની કોણ ! એ પત્નીની મહત્તા શું ! મહામૂનિ માર્કણ્ડેય શું કહે છેઃ—“ **पत्नीं मनोरमां देवीं, मनोवृत्तानुसारिणि तारिणि दुर्ग संसार सागरस्य कुलोद्भवाम् ।** ” સાંસારિક વિભવ ભોગના ભાગી કુટુમ્બના અભાવથી, સુખ સાધનાથી પરિપૂર્ણ, ધનપતિ કુબેરની સમ્પત્તિ પણ દુઃખનું કારણ બની જાય છે.

મુસ્તફાખાં અને વાદળસિંહ વચ્ચે જે કંઇ વાતચિત્ થઈ તેનો પ્રત્યેક શબ્દે શબ્દ અમારો તમ્બોળી મનોયોગ પૂર્વક શાન્તિથી સાંભળી રહ્યો હતો. તેણે પોતાના હૃદયના ભાવ છૂપાવવાની અનેક પ્રકારે ચેષ્ટા કરીઃ પણ તેમાં તે ફાવી શકયો નહિ. તેની આંખમાંથી અશ્રુની અવિરલ ધારા વહેવા લાગી, વાદળનો અનૂપમેય પત્ની પ્રેમ જોઇ તેનું હૃદય ભરાઇ આવ્યું. તેના માનાસક કષ્ટની કલ્પના કરી, તે તેથીય વધારે વ્યાકુળ થઇ ઉઠયો. આ જોઇને મુસ્તફાખાંથી મૂગા રહી શકાયું નહિ. તેણે કહ્યુંઃ " આ બન્ને યુવક મ્હારા વ્હાલા કેવા બેવકુફ છે ! " મ્હોટા મરદ થઈને ઓરતની માફક આમ વ્યર્થ આંસુ વેરે છે ! નાદાન ! કમ અક્કલ ! "

નવાબ સાહેબે મનથી કલ્પના કરી લીધી કેઃ " વાદળ તેનાં માત-પિતાને યાદ કરી અશ્રુ પાત કરે છે; અને ઉમેદવાર એટલા માટે રડે છે કેઃ વાદળે તેની બ્હેનનો સ્વીકાર ન કર્યો. ઠીક એ બાબત આગળ ઉપર વિચાર થશે. "

દરબાર બરખાસ્ત સૂચક વાદ્ય વાગ્યું. નવાબ સાહેબના આદેશાનુસાર તમ્બોળીને રહેવા બેસવાની સારી રીતે વ્યવસ્થા કરવામાં આવી.

તમ્બોળી માગતાં ભૂલ્યો કેઃ પછી વાદળસિંહ આપતાં ? એ તોઃ-
"ભૂલે ભલાભલા ભૂલેરે, ભાવીનો ભરમ કોઇ નવ ખૂલે."

---

# ઉનચત્વારિંશ પરિચ્છેદ.

## શોધ કે સ્વપ્ન દર્શન ?



દાંભિક મિથ્યાભિમાની માનવ ! આત્મ-પૌરૂષ-કર્તવ્યનેજ તું શ્રેષ્ટ માને છે; પરન્તુ કોઇ ને કોઈ દિવસ ત્હારા જીવનમાં અવશ્ય કોઇ એવો સમય આવી જશે, કે જેથી તને એ બાબતનો સહજ કંઇક ખ્યાલ આવી જશે કે તું માત્ર આ સંસારમાં એક અદ્રષ્ય શકિત દ્વારા

પરિચલિત થઇ રહ્યો છે. ઘટના ચક્રમાં પડીને મનુષ્ય નિત્યપ્રતિ અવસ્થા-ન્તરને પ્રાપ્ત થયે જાય છે, અને વળી પ્રાપ્તિ અપ્રાપ્તિનો વિષય પણ દૈવાધિનજ છે. કવચિદ્ એવો સમય આવે છે કે, અમે ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત કરવાને માટે ખરે મરી મથીએ છીએ, છતાંય તેમાં સફળતા પ્રાપ્ત થતી નથી. સમયે અનાયાસજ વાંચ્છિત્ વસ્તુની પ્રાપ્તિનો સુયોગ અમને પ્રાપ્ત થાય છે; પણ અમારા નસીબની જો તેમાં કંઇક ન્યૂનતા હોય છે તો, એ હાથ આવેલો સુયોગ પણ હવામાં અદ્ધર ઉડી જાય છે! સમજો કે જોત જોતામાં હાથથી ગુમાવી બેસીએ છીએ. માનવ ! તું કોઇ પણ સમયે, કોઇ પણ અવસ્થામાં, અને કોઇ પણ વિષયમાં, કર્તવ્ય પાલન તરફ કદાપિ ઉદાસિનતા પ્રકટ ન કર. અમે કર્તવ્ય—પાલનના ફળને—દૈવ અને પ્રયત્ન ઉભયને—સ્વીકારીએ છીએ. એક એકથી ઉતરે તેમાંનું નથી. પ્રારબ્ધ અને પુરૂષાર્થ એકનો દોર—દમામ સરખો છે.

ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે શ્રીમુખે અર્જુનને કહ્યું છે:—

**" कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन। "**

અમારા પેલા રડતા તમ્બોળીની સ્થીતિ હવે કંઇક ઠીક છે. હવે તેના હૃદયમાં કંઇક શાન્તિ અને સંતોષ જણાય છે. અદૃષ્ય સત્તા દ્વારા તેને સહજ આશ્વાસન મળ્યું લાગે છે. તેના આનંદની સીમા નથી. ભગવાન એકલિંગજીજ તેના સહાયક થયા છે. તેણે અસાધ્યને એકવાર સાધ્ય કરી બતાવ્યું છે. જે હૃદય—સર્વસ્વનું તેને સૂતાં જાગતાં, હરતાં ફરતાં, ખાતાં—પીતાં, પળે પળે સ્મરણ થયા કરતું હતું. તેજ આજે તેને અનાયાસે મળી ગયું છે. હર્ષને લીધે આજ તે અધીર થઇ રહ્યો છે; પરન્તુ તેને ડર માત્ર એટલોજ છે કે, રખેને તેનો ગુપ્ત વેશ પ્રકટ ન થઇ જાય. તેને મહા સાવધાનતાથી રહેવું પડે છે. અમારો તમ્બોળી એક ભેદી આત્મા છે—ગુપ્ત વેષિ છે. અમે તેને વખતો વખત અમારો કહીએ છીએ તેનું એક મુખ્ય કારણ છેઃ અમે અનેકવાર તેના હાથનાં મફત પ્રેમ ભર્યાં પાન ચાવ્યાં છે, તેના પાનમાંની ઇલાયચીની સૌગંધ તો હજી અમારા મગજમાંથી ખસતી નથી. ગમે તેમ પણ તેના પાન તરફ અમે માનની દ્રષ્ટિથી જોઇયે છીયે.

અરે ! એ પાનના પ્રતાપિ રંગેજ તેના પૂર્વજોનો રંગ રાખ્યો છે. તેના ગુપ્ત વેષનો રંગ રાખ્યો છે. તેની પ્રતિજ્ઞાનો પણ પૂરો રંગ દાખવ્યો છે. કહો હવે તેને અમે હરઘડી અમારો કહીશું તો તેમાં કાંઇ વાંન્ધો હરકત છે ? શું કહીએ ? એ તમ્બોળીના પાનનો દાગ તો હજી અમારા કાળજામાં જેવો ને તેવોજ છે. હવે તમે શું કહેશો ? અમે તો કહેતા આવ્યા છીએ અને કહીશું કેઃ " ધન્ય તમ્બોળી ! ધન્ય ત્હારૂં પાન ! "

બરાબર એક પ્રહર રાત્રિ વ્યતિત થઇ ચૂકી છે. અમારા તમ્બોળીએ ખુબ ધારી વિચારી રાત્રિના અંધકારમાં નિર્જન સ્થાનમાં, વાદળસિંહની પાસે જવાનો વિચાર સ્થિત કર્યો, કૌશલ પૂર્વક એ વાદળસિંહના રહેવાના મકાનનો બરાબર પતો મેળવી પાછો પોતાને સ્થાને પાછો આવ્યો.

અહા ! આજનો દિવસ કેવો મહાન્ છે. કેમે કર્યો સૂર્યાસ્તજ થતો નથી ને. અમારા તમ્બોળીએ કોણ જાણે સેંકડોવાર આકાશ તરફ જોયા કર્યું, અનેકવાર લોકોને પૂછ્યું કેઃ " કેટલો સમય થયો છે ? કેટલા વાગ્યા હશે ? " આનંદના ઉદ્વેગમાં તેને ખાવું પીવું પણ ઠીક લાગતું નથી. તેના વિચારમાં એમજ આવ્યું છે કે, બધા દિવસ કરતાં આજનો દિવસ ઘણો વધી ગયો છે. પણ યથાર્થમાં એમ ન્હોતું ! એમ તે બને કે ? યથા સમયે સૂર્યાસ્ત થયો; ક્રમશઃ એમ ને એમ રાતનો એક પ્રહર ચાલ્યો ગયો. રાજમાર્ગમાં લોકોનો અવર જવર કંઇક ધીરે ધીરે ઓછો થવા લાગ્યો. કોક કોક એ ચાર અભાગી જીવડા હજીય કામથી પરવાર્યા નથી. કુટુંબનું ભરણ પોષણ કરવાની ગડમથલમાં કંઇક ઉંધાં ચતાં કરતાં હરાયા ઢોર જેવા, હાથની આંગળીઓ હલાવતા, કપાળની કરચલીઓ ચઢાવતા ઉભે પગે ચાલ્યા જાય છે !

હવે વિલમ્બ કરવાનું કંઇ કારણ ? આ સમયે અમારા છદ્મવેશી તમ્બોળીના મનમાં અનેક પ્રકારના વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. કેવી રીતે જઇને મળીશ. શી શી વાતો કરીશ; આ પ્રમાણે તેના સામે એક વિષમ સમસ્યા આવીને ઉપસ્થિત થઇ. સાથે સાથે તેને ભય પણ ઉપજવા લાગ્યો. ધીરે ધીરે તેનો ભય વધી ગયો. મ્હારો સ્વીકાર કરશે કે નહિ ? આટલા

દિવસ પર્યંત હું એકલી હતી, અનેક પુરૂષોના સહવાસમાં હું સદૈવ રહેતી હતી, ના ના, હું તેમના ચર્ણમાં આળોટી પડીશ, રોઇ રોઇને તેમને હું મ્હારા પર ગુજરેલી, આપ વીતી કહી સંભળાવીશ. ઇષ્ટ દેવના સોગંદ ખાઇને કહીશ. હું કંઇ મ્હારી મરજીથી એકલી પડીને જ્યાં ત્યાં ભટકતી રહી નથી. એ સર્વ વૃતાંત સ્વામીના જાણવામાં તો છેજ, પછી શા સારૂ મ્હને ગૃહણ નહિ કરે ? મ્હારા પ્રત્યે જેનો આટલો અટલ અનુરાગ છે, જેનો મ્હારા પર દૈવી પ્રેમ છે. મ્હારે માટે જે વીર પુરૂષને આટલું માન છે, જે મ્હારા સિવાય રાજ–પદને પણ તૃણવત્ લેખે છે, જેણે અન્ય સ્ત્રીનું મ્હોં સરખું નહિ જોવાને દ્રઢ પ્રતિજ્ઞા ગૃહણ કરી છે, એ શું એમ નિષ્ઠુર થઇને મ્હારો એકદમ અસ્વીકાર કરશે ? નહિ, એમ કદાપિ નહિ બને. એ મ્હને અવશ્ય શરણે લેશે. મ્હારા અક્ષમ અપરાધની પણ હું માફી મેળવી શકીશ. એ જીવન–દેવના પાવત્ર પદ પંકજની સેવા કરવાને પુનઃ હું અધિકારિણી બની શકીશ. મન પ્રાણ એક છે, માત્ર દેહજ જૂદા છે ને ! ભક્તાધિન ભગવાન છે. શું એ મહા પ્રભૂ મ્હને આધિન નહિ બનાવે ? હું અશ્રુ જળ વડે તેમના પદ–પ્રક્ષાલન કરીશ. પતિ ભક્તિથી તેમની પૂજા કરીશ. અંતરના ઉમળકાના ફુલડે એ નયનારામ અગ્નિદેવને વારંવાર નમી નમીને વધાવીશ. પછી એની તો ચિન્તાજ વ્યર્થ છે.”

બીજી ચિન્તા એ બાબતની હતી કે, મૂળ વેશે જવું કે ગુપ્ત વેશે. “નહિ આ સમયે રાજમાર્ગમાં પ્રકૃત વેશે જવું એ ઠીક નથી.” તમ્બોળીએ દીર્ઘ નિશ્વાસ નાંખીને ઇષ્ટ દેવતાનું નામ સ્મરણ કરી......દર્શનની શુભ યાત્રા કરવા પ્રયાણ કર્યું. એક રીતે જોતા જતાં રાજમાર્ગ નિર્જીવ છે— ક્વચિદ્ક ક્વચિદ્ એક બે મનુષ્યો વચ્ચે આવતાં જતાં જણાય છે. પહેરા-વાળા સિપાહીઓ “ કોણ છે? કોણ છે? ” કરતા પોતાની કર્તવ્યતત્પરતા પ્રકટ કરી રહ્યા છે. ગલીયો અને સડકપર કૂતરાંના ભસવાના અને કોક કોક દિશામાંથી રડવાના શબ્દ સંભળાય છે. રાજમાર્ગ પર શહેરમાંના એક શુકલ વર્ણ સાંઢ ( આખલો ) વાગોળતો મ્હોટા નવાબ જેવો નિશ્ચિંત થઇને પડયો છે ! અમે આ સાંઢને નવાબ અલીવર્દીખાં કરતાંય મહા ભાગ્યશાળી સમજીએ

છીએ; કેમકે નવાબ સાહેબ આટલા બધા સત્તાધિશ છતાંય નિરાંતે બેસીને નિશ્ચિંત જીવે જમી શકતા નથી ! અંતરમાં કંઇ ને કંઇ ઉત્પાત મચીજ રહ્યા હોય. કોણ સુખી ? શહેરની દુકાનો બંધ થઇ ગઈ છે. જ્યાં ત્યાં નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય છે. કોઇ કોઇ ઘરનાં બારણાં અને બારીયોમાંથી બળતા દિવાના મંદ મંદ પ્રકાશ સડક પર પડી રહ્યા છે. ઘણે ભાગે દરજી, મોચી અને ઘાંચી વધારે જાગતા હોવાનો સંભવ છે, પણ ઉંચી ડોક કરવાનો અવસર તેમને કયાંથી મળે ? અમુક–તમુક જગાએથી કંઇક અસ્પષ્ટ શબ્દ પણ સંભળાય છે ખરા.

અમારો તમ્બોળી વાદળસિંહના નિવાસ સ્થાન તરફ ધ્યાન લગાવી માત્ર તેજ લક્ષ્ય બિન્દુ રાખી આડું અવળુ જોયા સિવાય સડક પર ચાલ્યો જાય છે. આશંકા અને ઉદ્વેગને લીધે તેના મનમા અનેક પ્રકારના તર્ક વિતર્ક ઉત્પન્ન થઇ તેને વ્યાકુળ કરી રહ્યા છે. અગાધ મહાસાગરમાં વહન કરતી નૌકા, જે પ્રમાણે પવનના વેગથી તરંગોમાં પડીને વિચલિત થઈ જાય છે; તે પ્રમાણે અમારો તમ્બોળી પણ નાના પ્રકારના વિચાર વમળમાં ગોથાં ખાતો વિચલિત થઇ રહ્યો છે, એટલે સુધી કે ચાલતાં ચાલતાં તેના બન્ને પગ એક બીજાને અથડાતા જતા હતા, અને ઘણું જોર કરવા છતાં ઉતાવળથી આગળ વધી શકતા નહિ.

છદ્મવેશી તમ્બોળી વાદળસિંહ મન્સબદારના મકાન પર પહોંચી ગયો. દરવાજા પર સન્ત્રિએ હાંક મારીઃ " કોણ છે ? "

અમારો તમ્બોળી મુર્શિદાબાદમાં કંઇ રજે અજાણ્યો નથી. નવાબ સાહેબની જેના ઉપર સંપૂર્ણ કૃપાદ્રષ્ટિ છે, તેને કોણ માન ન આપે ? સન્ત્રિએ નિચા નમીને અદબ પૂર્વક સલામ કરી અને પ્રશ્ન પૂછે તે પહેલાંજ કહ્યુંઃ " હુજૂર ! મન્સબદાર સાહેબ કાર્યવશાત્ બહાર ગયા છે. " શું બહાર ગયા છે ? અમારા તમ્બોળીના મનમાં અચાનક અમંગળ જનક આ શંકા થઇ. પોતાના પ્રેમીના વિષયમાં ભિન્ન ભિન્ન પ્રકારની શંકાઓ ઉદ્દભવે તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. કેટલાક સમય સુધી તમ્બોળી સ્તમ્ભિત થઈને ઉભો રહ્યો. હાય ! મનુષ્યને અનેક વખત એ વાતનાં પ્રમાણ મળ્યાં છે કેઃ આશા

મ્હોટી વિશ્વાસઘાતિની છે; તેમ છતાં તે તેની ભૂલ ભૂલૈયાંમાં પડયોજ રહ્યો છે. હા, એક બાબત છે. આશા અવસ્ય મહાન્ વિશ્વાસઘાતિની છે; પરન્તુ તેના મોહનમન્ત્રમાં મુગ્ધ થયા વગરના આ સંસારમાં એક પણ મનુષ્યને જીવન ધારણ કરવું એ એકલું કષ્ટદાયક છે એમ નહિ પણ અસમ્ભવ છે. મહાત્મા કબિરજીએ યથાર્થ કહ્યું છે:—

જહાં દેખો જ્હાં દુઃખિઆ રે......બા......બા,
સુખીઆ કો નહિ હે, રે...બા...બા સુખીઆ કો ન હે.
જોગી દુઃખિઆ જંગમ દુઃખિઆ, તપસિકુ દુઃખ દુના;
આશા—તૃષ્ણા સબ ઘટ વ્યાપિ, કોઇ રહે નહિ સુના.—સુખીઆ.
રાજા દુઃખિઆ, પ્રજા દુઃખિયા, દુઃખિઆ ગૃહ, વૈરાગી;
દુઃખકારનસેં શુકદેવને, ઉદ્ધરી માયા ત્યાગી.—સુખીઆ.
સચ કહો તો સબ જગ દુઃખિઆ, જૂઠા કહી ના જાઇ;
બ્રહ્મા, વિષ્નુ, શંકર દુઃખિઆ, ઉન્નેં સૃષ્ટિ જમાઇ.—સુખીઆ.
ધુત્તા અવધૂત દુઃખિઆ, દુઃખિઆ હે ધનરૂ રંકા;
કહત કબિરા વો નહિ દુઃખિઆ, જીન્હેં નિયમ કીયા હે મનકા.—સુખીઆ.

બીજી જ ક્ષણે તેનો અંતરાત્મા તેના કાનમાં કહેવા લાગ્યો કે: “બહાર ગયા છે તો, હમણાં પાછા ફરશે. આટલી બધી અધિરાઇ શા સારૂ ?”

તમ્બોળીએ સન્ત્રિને પૂછયું: “મન્સબદાર સાહેબ કયારના બહાર ગયા છે? કેટલા વાગે?”

સન્ત્રિ: “એક પહોર રાત પછી એ અહીંથી નિકળ્યા હતા.”
તમ્બોળી: “કયાં ગયા છે?”
સન્ત્રિ: “એ કંઇ કહ્યું નથી.”
તમ્બોળી: “ક્યારે પાછા આવશે?”
સન્ત્રિ: “માલમ નથી.”
તમ્બોળી: “શું નવાબ સાહેબની ખિદમતમાં ગયા છે?”
સન્ત્રિ: “સંભવ નથી, કેમકે તેઓ સાધારણ કપડાં પહેરીને ગયા છે.”

તમ્બોળી ચૂપ થઇ ગયો.

રાજ–માર્ગની તરફ અનિમિષ નેત્રે દ્રષ્ટિ ફેંકતો, અમારો છદ્મવેશી તમ્બોળી દરવાજાની નિસરણીના પગથિયા પર ચૂપચાપ વિચાર કરતો બેઠો છે. રાજ–માર્ગ ઘોર અંધકારમય છે. ક્વચિદ્ ક્વચિદ્ આગિયાનો ક્ષણિક પ્રકાશ પ્રકાશિત થઇને અંધકારમાં ભળી જાય છે. તમ્બોળીના હૃદય–રાજ્યમાં તેથી પણ અધિક અંધકાર છવાયેલો છે. આગિયાના ક્ષુદ્ર પ્રકાશની માફક આશાની જ્યોતિ પ્રજ્વલિત થઇ થઇને નિરાશા રૂપી અંધકારમાં વિલિન થઇ રહી છે !

એમ કરતાં કરતાં રાત્રિનો બીજો પહોર અને ત્રીજો પહોર પણ વીતિ ગયો. પહેરાવાળા સિપાહી બે ત્રણ વખત એ રસ્તેથી પસાર થઈ ગયા. મનુષ્યને સમય પર અવશ્ય ધૈર્ય ધારણ કરવું પડે છે; પરન્તુ એ ધૈર્યની કંઇક સીમા હોય છે. આકાશ પાતાળની બાબતોના મ્હોટા મ્હોટા વિચાર કરીને પણ અમારો તમ્બોળી કંઇજ નિશ્ચય કરી શક્યો નહિ. રાત્રિની સાથે ને સાથે તેની આશાનો પણ અન્ત આવી ગયો. કાળ પ્રવાહને વહેતાં શી વાર ? થોડી વારમાં સ્હવાર થઇ. જો કે અમારો તમ્બોળી પોતે સારી રીતે જાણતો હતો કે, વાદળસિંહ ઘરમાં નથી. તોપણ અધિર હૃદયે ઘરમાં જઇ પ્રત્યેક ખૂણેખૂણા તેણે ચોકસાઇથી પૂર્ણ રીતે તપાસી લીધા. માત્ર એકજ ખંડ જોવાનો બાકી રહી ગયો, તેની અંદર એ જઇ શક્યો નહિ. આખર થાકી અસહાય્ય થઇ તે દરવાજાપર જઇને બેઠો.

સૂર્યોદય થયો. નવાબ સાહેબને ત્યાંથી તેડું આવ્યું. વાદળસિંહ પોતાના ઘરમાં નથી. પ્રત્યેક સ્થળે તેની તપાસ કરાવવામાં આવી, પણ તેનો કંઇ પત્તો લાગ્યો નહિ. સૌ એજ નિશ્ચયપર આવ્યા કે કહો ન કહો પણ વાદળસિંહ આજ મુર્શિદાબાદ શહેરમાં નથી.

નવાબ સાહેબે અમારા તમ્બોળીને પણ બોલાવ્યો પરન્તુ એ છદ્મવેશી તમ્બોળીની હવે શક્તિ નથી કેઃ પુનઃ તે નવાબ સાહેબની સાનિધ્ય જઇને નિર્ભયપણે ઉભો રહે. એ અશક્ત હોવાથી નાદુરસ્ત સ્થિતિમાં પથારીવશ થઇને પડ્યો છે. તેનામાં પથારીમાંથી ઉઠીને જરા બેઠા થવાની પણ તાકાત

નથી. જોકે તેની આવી શોચનીય અવસ્થા છે, તેમ છતાં અન્ય મનુષ્યો દ્વારા એ ગુપ્ત રીતે વાદળસિંહની ખોળ કરી રહ્યો છે, પણ આ અમારા તમ્બોળી જેવો તે કોઇ મૂર્ખ માણુસ હશે કે ? જ્યારે વાદળસિંહને તેની પરવાહ નથી, ત્યારે તેને તેની શી સાડા બાર પડી છે ! એને અનેક વખત સમજાવવા છતાં વ્યર્થ વાદળ વાદળ કરીને નકામી પોક મૂકે છે. નવાબની મહાકૃપાના પરિણામે કદી વાદળના મગજમાં પવન ભરાયો હોય–તેને કંઇક ગર્વ થયો હોય, તોપણ તેથી બીજાને શું ? નવાબ સાહેબ તમ્બોળીનેય ક્યાં ભૂલ્યા હતા–તે મૂર્ખ માગતાંજ ભૂલ્યોને ? વાદળે શું એનું માન રાખ્યું ? વગર બોલાવે વગર તેડે વાદળને ત્યાં આવવાનું ભાઇ શું પ્રયોજન ? કંઇક સમજુ છે, પણ શાન નથી. અમે તેને લાખ વખત સમજાવ્યું, આ અમારૂં માથું પણ પાકી આવ્યું કે: જો ભાઇ:—

આવ નહિ આદર નહિ, નહિ નૅનન મેં નેહ,
ઉસ ઘર કબૂ ન જાઇએ, કંચન વરસે મેહ.

કહો ત્યારે તમ્બોળીની આ મ્હોટી મૂર્ખાઇ કે અન્ય કંઇ ? હજીય ક્યાં છાલ છોડે છે ! સાંજ પડી. તેને સખ્ત તાવ ચડ્યો છે; છતાં વાદળની યાદ જરીય વિસરતી નથી ! ધીરે ધીરે તાવ વધવા લાગ્યો. નવાબ સાહેબના કાને વાત પહોંચતાં તેમણે કોઇ સારા હોંશિયાર હકીમને તેની ચિકિત્સા કરવા મોકલ્યો. કેવી મમતા !

ત્રીજે દિવસે રાત્રિના ચોથા પહોરમાં તમ્બોળીને એક સ્વપ્ન આવ્યું. તેણે જોયું કે: "અનન્ત આકાશ ફેલાઇ રહ્યું છે, તેમાં અનન્ત તારાઓ ઝબક ઝબક થઇ પૃથ્વીપરનાં પ્રત્યેક પ્રાણી માત્રને પોતાના ક્ષુદ્ર તેજની પ્રતીતિ કરાવતા ગર્વ કરી રહ્યા છે, પણ એ નકામો ગર્વ શો ? અરે ! વળી આ પેલો ચંદ્રનો પ્રધાન કહીયે કે પટાવાળો–શુક્ર તેની ખુમારીનો–તેના અભિમાનનો તે કંઇ આડો આંક છે કે ? એ પણ અમારા આજકાલના મ્હોતને ભૂલી ગયેલા, કદાચ સહજ જોરથી પૃથ્વીપર પગ પડેતો પૃથ્વી ફાટી જાય તેવો મગજમાં પવન રાખતા ધમ ધમ કરતા ચાળા ચટકા કરીને ચાલનારા નવાબજાદા જેવો ઉચ્છૃંખળજ છે ને ! એ અભિમાનનું પૂતળુ ઉંચે અને

અમે નીચે ! અમારૂં કહેવું ક્યાંથી તેના કાન સુધી પહોંચે ! પહોંચે વા ન પહોંચે પણ અમારો ધર્મ છે, અમારે એને-સૌને કહેવું જોઇએ કે દોસ્તઃ-

બચ્ચા મત કરના અભિમાન, એક દિન નિકલ જાયગા પ્રાન. ટેક.
રાવનકી તો સંપત દેખો, ફીરત લંકમેં ઢુંડી;
રામચંદ્રકા લગા ઝપેટા, ગુસડ ગઇ દશ મૂડી ! બચ્ચા.
દુર્યોધનકા બલ કયા, દેખો, બારા હજાર હસ્તિ;
ભિમસેનકી લગી ગદા જબ, તનકી હો ગઇ મટ્ટી ! બચ્ચા.
સાત બાલ કૌંસનને મારે, મસ્ત હૂવે મથુરામેં;
સપડ ગયા જબ બાલકૃષ્ણુસે, મીલા રાજ ધૂલનમેં ! બચ્ચા.
કહત મછેન્દર સૂન એ ગોરખ, બારબાર નહિ આવે;
નહિ સરન સાધુ કે વાનર, ફીર ફીર ગોથાં ખાવે. બચ્ચા.

તમ્બોળી અમારા સ્વપ્નમાં અદ્દભુત દ્રષ્ય જોઇ રહ્યો છે. તેણે જોયું કે, નક્ષત્ર-મંડળની ઉપર પિતૃલોક વિરાજિત છે. ત્યાં આગળ પિતૃઓની એક મહા સભા ભરાઇ છે. નિષ્કલંક, પવિત્ર મનુષ્યના આત્માઓ દિવ્ય શરીર ધારણ કરીને સભાના મધ્ય ભાગમાં શોભાયમાન થઇ રહ્યા છે. મનુષ્યના આત્માઓના પુત્ર-પૌત્ર વિદ્વાન અને સદ્દવર્તનવાળાં છે, તેમનાં આસન સર્વોચ્ચ છે. સચ્ચરિત્ર સંતાનના ભાગ્યશાળી-દૈવી આત્માઓ એ દિવ્ય ધામમાં ધન્ય ! ધન્ય ! કહાવે છે. તેમનો ત્યાં સારી રીતે સત્કાર થાય છે.

તમ્બોળીએ જોયું કે તેના પિતા ધોકલસિંહનો આત્મા એ પિતૃ—સભાના દ્વારપાળો દ્વારા ધૂતકારી કઢાય છે. દ્વારપાળો તેને ધક્કા મારી મારીને દૂર કાઢી મૂકે છે. અવિરત કલ્પાંત કરતો, વારંવાર નિસાસા નાંખતો ધોકલસિંહનો દુર્ભાગી આત્મા નિરાશાપૂર્વક દૂતના ત્રાસથી દબાતો એક તુચ્છ સ્થાનપર નિચું જોઇને ઉભો છે-અનિમિષ નેત્રે અશ્રુ ટપકાવતો પૃથ્વી તરફ જોઇ રહ્યો છે. પિણ્ડહીન અપવિત્ર-આત્માનો એ દેવ-સભામાં પ્રવેશ ક્યાંથી ? ”

તમ્બોળીની નિદ્રા ભંગ થઇ. તે પોતાની જાનને ધિક્કારતો મન સાથે વિચાર કરવા લાગ્યોઃ “ હાય ! હું એકજ માત્ર મ્હારા પિતાનો વારસ

છું, તેમના વંશમાં હું એકલોજ છું. પિતૃ આત્માનો ઉદ્ધાર કરનાર બીજો કોઇ નથી. હાય ! મ્હેં કર્તવ્ય—પાલન કરવામાં ઘણો વિલંબ કર્યો છે. પિતાના આત્માનો ઉદ્ધાર કરવો એ મ્હારૂં પ્રથમ પરમ કર્તવ્ય છે. હું અધમ સંતાનને લીધે મ્હારા પિતા એ દેવ—ભૂમિમાં નિસાસા નાંખતા, દીન સ્વરૂપે અપમાન અને અત્યંત કષ્ટ સહન કરતા એક તુચ્છ સ્થાનપર ઉભા રહેવા પામ્યા છે. પિતૃદેવ ! દયા ! ક્ષમા ! ”

પ્રતિદિન અમારો તમ્બોળી સ્વસ્થ થવા લાગ્યો. તેનો તાવ ઉતરી ગયો. પરમાત્માની ઇચ્છા જો અનુકૂળ હશે તો અલ્પ સમય બાદ તેના અંતરના સઘળા તાપ પણ આપોઆપ સમાઇ જશે. પરન્તુ આજ પાંચ દિવસ થયા તે મુર્શિદાબાદમાં કોઇના જોવામાં આવ્યો નથી ! પણ એ ભલો માણસ ત્યારે ગયો ક્યાં !

વાંચક ! પાન—બીડીની દુકાન માંડીને તો કોઇ ઠેકાણે નહિ બેઠો હોય ?

---

## ચત્વારિંશ પરિચ્છેદ.

### ગયા ક્ષેત્ર.



ભગવાન વિષ્ણુએ ગયાસુરનો વધ કરી, આ પવિત્ર ક્ષેત્રની પ્રતિષ્ઠા કરી છે. જમ્બુદ્વીપ—ભરતખંડમાં એ એક મહાપુણ્ય-પવિત્ર ધામ છે. ભારતવર્ષના પ્રત્યેક ખુણામાંથી અસંખ્ય શ્રદ્ધાળુ હિન્દુ—સન્તાન હજારો ગાઉનો રસ્તો કાપીને, અનેક ગાઉથી પગે ચાલતા જઇને, પોતાના પ્રાણની પણ દરકાર કોરાણે મુકીને, અનેક પ્રકારનાં કષ્ટ સહન કરીને, મહા પરિશ્રમે મેળવેલા ધન ધામનો મોહ છોડીને, એ મહદ્ પુણ્યમય ક્ષેત્રમાં આવીને ઉપસ્થિત થાય છે. જનકનન્દિની સતિકૂળ શિરોમણી સીતા દેવીએ વનવાસ સમયે, પોતાના પિતૃઓના ઉદ્ધારને માટે એ પવિત્ર તિર્થ-ક્ષેત્રમાં પિણ્ડદાન કર્યું હતું. બંગલા જેવાં પત્થરનાં સુવિશાળ મકાનો અને દેવ-

મંદિરોના પગ પ્રક્ષાલન કરતી પ્રસન્નસલિલા, પતિતપાવની, પિતૃલોક તારિણી ફલ્ગૂ નદી વહન થઇ રહી છે. નદીના રેતાળમય ગર્ભમાં અસંખ્ય યાત્રાળુઓ પૂજ્યભાવથી પિણ્ડદાન કરી રહ્યા છે.

પ્રાતઃકાળ પૂર્ણ થયા બાદ લગભગ નવ દશ વાગ્યાના સુમારે, ઘણે ભાગે પચ્ચિશેક વર્ષની ઉમ્મરનો કોઇએક સુકોમળ તેજસ્વી યુવક ફલ્ગૂ નદીની રેતાળ જમીનમાં આમ તેમ ભ્રમણ કરતો દેશ પરદેશથી આવેલા અસંખ્ય યાત્રાળુઓના પિણ્ડદાનની ક્રિયા જોઈ રહ્યો છે. યાત્રાળુઓનાં ટોળે ટોળાં ઉપરા છાપરી આવેજ જાય છે. એક ટોળું જ્યાં પિણ્ડદાન સમાપ્ત કરીને ચાલતું થયું કે તેની જગાએ બીજું આવીને ઉભુંજ છે. એ યુવકે જોયું કે: એક જગાએ એક પુરૂષ સૂર્યના કિરણોના તાપથી બચવાને માટે મસ્તક પર એક વસ્ત્ર રાખી, હાથ જોડીને, આંખો બંધ કરીને ધ્યાનસ્થ થઇને, સરિતા તટપર રેતમાં આસન માંડીને બેઠો છે. તેની સામી બાજુએ બેસીને ગોર મહારાજ મન્ત્રપાઠ કરી રહ્યા છેઃ

“ पिता स्वर्ग, पिता धर्म, पिता हि परमं तपः ।
पितरी प्रीतिमापन्ने, प्रीयन्ते सर्व देवताः ॥ ”

જોનાર યુવકે ધ્યાનપૂર્વક તે મન્ત્ર સાંભળ્યો. આ ઘડીએ તેના મનમાં લેશ પણ ચિન્તા નથી. બીજી એકે ચિન્તા તેના ચિત્તમાં પ્રવેશજ નથી કરી શકતી. તેની ચિત્તવૃત્તિ, તેની સઘળી ચિન્તાઓ પિતૃદેવમય છે, તેનું આખું હૃદય પિતૃદેવમય થઇ રહ્યું છે. તેણે કાલ્પનિક નેત્રવડે જોયું કે, તેના પિતૃદેવનો આત્મા પિણ્ડ પ્રાપ્તિની આશાથી પિતૃ લોકમાંથી પોતાના એકના એક એ વારસ, વંશધર તરફ એકી ટસે જોઇ રહ્યો છે!

એ યુવક અન્ય કોઇ નથી, એ અમારો જાણીતો અને માનીતો પેલો છદ્મવેશી તમ્બોળી પોતેજ છે.

તમ્બોળી આ સમયે એક વિષમ અવસ્થામાં આવી પડયો છે. તેને કંઇ સૂજ પડતી નથી. ધર્મકાર્યમાં હમેશાં ગુપ્તવેશ એકદમ ત્યાગ કરવો જોઇયે. વિશેષ કરીને પિતૃક્રિયા કરતી વખતે પોતાનું મૂળ નામ, મૂળ ગોત્ર, અને અવશ્ય મૂળ વેશ ધારણ કરવાની આવશ્યકતા છે. એમાં તો જરાકે

મીન મેષ થાયજ નહિ. તીર્થક્ષેત્રમાં આપણા કહ્યા પ્રમાણે કાર્ય થાયજ નહિ. ત્યાંના ગોર પણ નવગજના કરવા જેવા ! કારણ લાગ આવે તો આદાની સૂંઠ કરી નાંખે. એ તો કહેશે કે "નામ, ગોત્ર અને વેશ તો ખરોજ જોઇયે. નહિ તો પિતૃઓને પહોંચે નહિ. પિતૃદેવ યથેષ્ટ તૃપ્ત ન થાય. આ તો મહા ધર્મ–સંકટ. "મૂંગેકું સ્વપ્ના ભયા સમજ સમજ પસ્તાય." ધર્મકાર્યોમાં તો ધૂર્ત કપટ કદાપિ ચાલેજ નહિ. હવે તો આ ગુપ્તવેશના ત્યાગ વગર છૂટકોજ નથી.

પણ હવે ત્યારે તેમાં મુહૂર્ત જોવાની શી જરૂર ? એ તો 'શુભસ્ય શિઘ્રમ્ ।'

## એક ચત્વારિંશ પરિચ્છેદ.

### અપૂર્વ મિલન !



મધ્યાહ્નનો સમય છે. ઘણાખરા યાત્રાળુઓ ફલ્ગૂ ક્રિયા સમાપ્ત કરી, વિષ્ણુપદમાં પિણ્ડદાન કરી રહ્યા છે. કેટલાક યાત્રિઓએ પહેલે દિવસેજ એ બન્ને ક્રિયાઓ પૂર્ણ–સારી રીતે કરી આટોપી લીધી હતી. આજ તેમને સુફળ પ્રાપ્ત થશે. એ સુફગ ગ્રહણ કર્યા વગર તો તેમને ચાલેજ નહિ. પ્રત્યેક યાત્રાળુઓને માટે ષોડશ દાનની સામગ્રી ત્યાં હાજર હોય છે. ગાય, શય્યા બિછાવેલો પલંગ અથવા ખાટલો, જળપાત્ર, અન્નપાત્ર આદિ સેંકડો રૂપિયાની કિમ્મતની મહામૂલ્ય વસ્તુઓ નજર સામે ધરેલીજ હોય છે. કોઇ કોઇ ગરીબ યાત્રી રૂપિયા આઠ આનામાંજ એ સર્વ ચીજો ખરીદીને ગોરને દાન કરી પ્રણામ કરે છે. ઉપરોક્ત સર્વ વસ્તુઓનું મૂલ્ય વધારે હોવા છતાંય ચાર આઠ આનામાં તેને વેચવામાં ગોર મહારાજને જરાકે નુકશાન નથી ! કેમકે એ સઘળી ચીજો ગોર મહારાજના પોતાના ઘરનીજ હોય છે, અને પાછી જાયછેય એમના ઘરમાં ! એ સઘળાં દાન

કરવાનાં સાધનો આખો દિવસ ત્યાંજ પડ્યાં રહે છે. યજમાનરાજ દ્વારા તે ચીજોનો માત્ર સંકલ્પ મુકવો પડે છે. પછી બે પાંચ, દશ, પચિશ, પચાશ જે કંઇ યથાશક્તિ મળે તે ગોર મહારાજને આપ્યું એટલે એ સઘળાંય દાનનું સત્ફળ મળીજ ચૂકયું સમજવું. આ પ્રણાલિકા કંઇ આજ કાલની નથી. હમેશાં સેંકડો યાત્રાળુઓ આવીને આ પ્રમાણેજ ખરીદીને દાન કરી ચાલતા થાય છે. વચનથીજ ખરીદવાં અને મન્ત્ર પાઠ પૂર્વક દાન કરાય છે. એ તો આગળજ કહ્યું ને કે: પછી જે મળે તે. "**पुष्पं पत्रं**–ફુલ નહિ ને ફુલની પાંખડી." એટલે બધુંય પહોંચ્યું.

પુણ્યદાન કરી, ઉત્તમ ફળ પ્રાપ્ત કરવાના એ પરમ વંદનીય સ્થાનમાં ધારવા મુજબ લગભગ પચિશ વર્ષની અપૂર્વ રૂપ–યૌવનસંપન્ન સુંદરી, કોઇ એક ક્ષત્રિય કન્યા કર કમળમાં દર્ભ ગૃહણ કરી આંખો મીંચીને ધ્યાનમગ્ન સ્થિતિમાં બેઠી છે. સામે કસવાળી તંગ બંડી પહેરી, ખભાપર સફેદ ખેસ અને અંચળો નાખી, ગયા ક્ષેત્રના ગરવા ગોર મહારાજ મહા ગંભિર ભાવ વડે, કંઇક પોતાના જ્ઞાનનો આસ્તિક યજમાનને પરિચય કરાવતા પલાંઠી વાળીને બેસી સંકલ્પ કરાવી રહ્યા છે! સુંદરી ગોરના કહેલા મન્ત્રોનો પુનઃ સ્વમુખે શ્રદ્ધાપૂર્વક ઉચ્ચાર કરી રહી છે. યજમાન રમણીએ ભક્તિયુક્ત ચિત્તદ્વારા ગંભિર સ્વરે ઉચ્ચાર કર્યો:

**" अहं लक्ष्मी देव्या, पितुः धोकलसिंह वर्म्मण. "**

વાહ વાહ! એજ સમયે નજીકમાંજ એક તેજસ્વી વીર ક્ષત્રિય યુવક પણ સુફળ ગૃહણ કરી રહ્યો હતો. એ પણ હાથમાં કુશોદક સહિત ધ્યાનમગ્ન હતો. ગોર શ્રીયુત ભોજન પ્યારા ચોબાજીના કથનાનુસાર તેણે ઉચ્ચાર કર્યો:—

**" अहं बादलसिंह वमण, पितुः हरिभजन सिंह वर्म्मण. "**

ઉભય યજમાન પરસ્પર ઉચ્ચારેલાં વાકયો સાંભળી ચકિત્ નેત્રોએ એક બીજાના સામે જોવા લાગ્યા. ઉભયનાં ચતુર્નયનનું સ્વર્ગીય મિલન થઇ રહ્યું છે! એક સહજ પલકારો મારવો તે પણ મહા કઠિન્ થઇ પડયું છે. આ તે સ્વપ્ન છે યા દેવમાયા છે! અથવા તો પિણ્ડદાન સમયે હમેશાં એવું

જ થતું હશે ? બેઉના મનમાં એવા વિચાર ઉદ્દ્ભવવા લાગ્યા. એમાં કંઇજ સન્દેહ નથી, પ્રભુ પ્રત્યક્ષ પ્રમાણુમાં શંકા કેવી ? લોહ ચુમ્બક સમાન આકર્ષિત થઇને પોતાનાં દ્રઢાસનનો એકદમ ત્યાગ કરીને બન્ને ઉલટભેર અન્યોન્ય તરફ દોડયાં ! સહસા ધડાક દઇને દંડવત્ કરી આદર્શ સતિરત્ન લક્ષ્મી વાદળસિંહના ચરણુમાં પડી ઘડીભર બેહોશ બની ગઇ !

અહાહાહા ! સ્વર્ગીય વિશુદ્ધ પ્રેમની બલિહારી છે. પત્ની પ્રેમથી અંજાઇ ગયેલો વીર વાદળસિંહ લક્ષ્મીની બેહોશ અવસ્થા જોતાં એક નાદાન બાળકની માફક આંખમાંથી અશ્રુ વેરવા લાગ્યો. પાપી વ્યભિચારી જન દાનવોને પોતાના અખંડિત—શુદ્ધ પત્નીવ્રતનો પરિચય કરાવવા લાગ્યો. નહિ તો નવાબના દરબારમાં અમારા તમ્બોળીની બ્હેનનું કેમ પાણિ ગૃહણુ ન કરે ? જીવનમાં અનુભવી સહન કરેલી અસંખ્ય આફતો કરતાં આ અણધારી આફતથી વાદળસિંહ વ્યાકુળ બની ગયો. આસપાસથી માણુસો દોડી આવ્યાં. લક્ષ્મીનું શિર પોતાના ખોળામાં લઇ નદીના સર્વ વિઘ્ન વ્યાધિહર જળની અંજલિઓ ભરી ભરી વાદળસિંહ તેની આંખો, મ્હોંપર આસ્તે આસ્તે છાંટવા લાગ્યો. સતિ સુલક્ષણીની સેવા કરવા લાગ્યો.

આજ કયાં છે એવી પતિ ભક્તિપરાયણુ સ્ત્રીઓ ? ઘણે સમયે પતિને જોતાં ભાન અને સાન ભૂલી જનારી ભાગ્યવતી આર્યકૂળતિલક સતી સ્ત્રીઓ કયાં છે ? વાદળસિંહ જેવા પત્નીવ્રત પાળવામાં દ્રઢ પ્રતિજ્ઞ પ્રતિભાશાળી રાજપૂત ક્ષત્રિય વીર યુવકો ? પુરૂષથી તે પત્નીની સુશ્રુષા થાય કે ? સ્ત્રીને દુઃખે તે કંઇ પતિથી દુઃખી થવાય કે ? નાની નાદાન ભટકતી ભિખારિણીઓની પાસે નરક સુખની ભિક્ષા મગાય ! તેમના અપવિત્ર પગમાં માથું મુકી તેના પ્રેમની માગણી કરાય ! ઘરની દુર્ભાગી ગૃહિણી ઘરમાં સડતી રહે, અને શંખિનિઓના ક્ષુદ્ર સમાગમની ભયાકુળ ચિત્તે બાહૂકની માફક આમતેમ ડોકરાં મારતાં રાહ જોવાય ! ધીઃક ધીઃક ! એવા વ્યભિચારી વિષયવિષના તરસ્યા નરરાક્ષસોને ! ધિઃક ધિઃક ! અભાગિનિઓ પતિપ્રેમ, પતિસેવાને તજી પર પુરૂષની ઇચ્છા કરનાર રમણી કૂળકલંક કર્કશા કામિનિઓને ! સત્યાનાશ જજો આ સંસારમાંથી એ વ્યભિચારી, અનાચારી, અત્યાચારી,

અને તેવા મનુષ્ય કુળકંટક આત્માઓનાં !

જે વૃક્ષનું જેવું બીજ તેવુંજ તેનું ફળ સમજવું. એક વ્યભિચારી સ્ત્રી હો યા પુરૂષ તે પર પુરૂષ અથવા પરસ્ત્રી તરફ દ્રષ્ટિ કરી સંસારના મનુષ્ય માત્રને શું બતાવી આપે છે? બસ, એજ કેઃ એ વ્યભિચારની ઓલાદ છે. તેની મા વ્યભિચારિણી હોવાથીજ તેના સંતાનનુ ચિત્ત તે દુઃખમાં પ્રોવાયલું રહે છે. સાધુ–પવિત્ર સ્ત્રી પુરૂષનાં સંતાન પવિત્ર કેમ ન હોય? પોતાના નિચ કર્મથી પોતાનાં–માત તાતની એબ ઉઘાડી કરનાર એ નરાધમોને અમે શું કહીયે? તેમનું નામ લેવામાં પણ મહા પાપ છે. તેમનું એ અમાનુષિક કામનું કથન કરવામાં પણ માનો કે એ કાદવના છાંટા ઉડે તેમ છે. માનવ પ્રાણી જરા સમજઃ—

"યે ચન્દ રોજા જીંદગી સિર્ફ પાનિકા હય બુલબુલા."

કહો વાંચક ! લક્ષ્મી અને વાદળસિંહની કેવા મનુષ્યમાં ગણત્રી કરો છો? તમે ચાહો તેમ કહો પણ અમે તો તેમને દેવ કહીશું. ધન્ય ! વાદળ-લક્ષ્મી ! ધન્ય ! તમારો દામ્પત્ય સ્નેહ ! સ્વર્ગ સુખના અધિકારી તો તમે એજ છો. અમે તો પાપી–પામર પ્રાણી !

પ્રેમી મનુષ્યોની પરમાત્મા પળે પળે કસોટી કરે છે. વાદળ અને લક્ષ્મીની સંપૂર્ણ કસોટી થઇ ચૂકી છે, વળી કંઇક અધૂરી હશે તો પૂરી થઇ રહી છે. વાદળના પત્ની પ્રેમના પ્રભાવે, તેની અસાધારણ સેવા–સુશ્રૂષાથી કમળની પાંખડી જેવાં બિડાયેલાં લક્ષ્મીનાં એક નયનો એકદમ ઉઘડી ગયાં. માણસોની મેદની વચ્ચે પોતે પોતાના પતિના ખોળામાં પડી છે, અને પતિ પોતાને માટે પરિશ્રમ લઇ રહ્યો છે એ વિચાર આવતાં બ્હેબાકળી થઇને લક્ષ્મી તુરત બેઠી થઇ ગઇ. સ્નેહ સરિતાનો અસ્ખલિત પ્રવાહ તે રોકયો રહે કે? બધું ડહાપણ જતું રહ્યું અને બેઠા થતાંજ લક્ષ્મી પ્રિયતમને ગળે વળગી પડી. કૃતજ્ઞતા પ્રકટ કરવા લાગી. આસપાસ ઉભેલા સૌ કોઇ ચકિત્ થઇ ગયાં. એક બીજાના ખભાપર માથાં મુકી પતિ–પત્ની અવિરત અશ્રુપાત કરી રહ્યાં. પણ કોઇથી એક શબ્દ ઉચ્ચાર કરી શકાયો નહિ.

બીજી બાજુ એ ભિખારિણી વૃદ્ધાઓ પણ સુફળ ગ્રહણ કરવાને માટે

એટી હતી. જ્યાં ત્યાં ભીખ માગીને જે કંઇ થોડું ઘણું દ્રવ્ય તેમણે મેળવેલું હતું, તે તો ગોર મહારાજને ક્યારનુંય સમર્પણ થઇ ચૂક્યું હતું. સુફળ દક્ષિણા આપવાની તેઓમાં શક્તિ ન્હોતી જેથી કામ અટકી પડ્યું હતું. તેઓ તદ્દન લાચાર બની ગઇ હતી, તે અરસામાંજ નજીકમાં ઉપરોક્ત બનાવ બન્યો. એ જોતાંજ સુફળ આપવાનું તો દૂર રહ્યું પણ આશ્ચર્યવશ એક વૃદ્ધાઓ "અરે ! મ્હારી લક્ષ્મી ! ઓય મ્હારો વાદળ !" કહીને ઉતાવળી થઇ.

એકજ સંબંધ સૂત્રમાં ચાર પ્રાણી–પુણ્ય પરમાત્માએ પુનઃ એકજ સમયે પાછાં પ્રોવી દીધાં. ચારે જણ મળ્યાં. કોઇના મુખથી એક શબ્દ સરખો નિકળતો નથી. કેવળ ચિત્કાર, કેવળ આક્રંદ સર્વની આંખોમાંથી અવિરત અશ્રુધારા પ્રવાહિત થઇ રહી છે. સમયે સમયે પરસ્પર એક બીજા સામે જોઇ વધારે જોરથી રડી ઉઠે છે. વિધાતાનાં કર્મની કેવી વિચિત્ર ગતિ ? ગુણ ગુણ કરતાં ત્યાં આગળ જેટલા માણુસ હતાં તેઓ સર્વે મળી એક બીજાના કાનમાં કંઇક આ અપૂર્વ મિલનને જોઇને મહા આશ્ચર્ય પ્રકટ કરવા લાગ્યાં.

કેટલીક વાર પછી ચારે જણ સ્વસ્થ થયાં, અને બાકી રહેલું પિતૃ કાર્ય સમાપ્ત કરી પિતૃ બંધનથી મુક્ત થઇ આનંદ સાગરમાં તણાતાં ગોરમહારાજ ભોજન પ્યારા ચોબાજી સાથે તેમને ત્યાં ચાલતાં થયાં !

ઉભય વૃદ્ધાઓમાં એક તો લક્ષ્મીની મા અને બીજી તેની સાસુ છે, અર્થાત વાદળની સાસુ અને મા છે એ જણાવવાની કંઇ જ અગત્ય નથી.

પિતૃ–તર્પણનું પુણ્ય કેવું ? કેવો તેનો પ્રભાવ ?

## દ્વાચત્વારિંશ પરિચ્છેદ.

### વંશ–પરિચય.



કર્નલ ટૉડ સાહેબ, સંસારને રાજસ્થાનનો વીરત્વપૂર્ણ ઇતિહાસ ભેટ કરીને ભારતવાસિયોના ધન્યવાદને પાત્ર થયા છે. રાજસ્થાનના ઇતિહાસથી જણાય છે કેઃ ભારતવર્ષમાં ઇ. સ. ૧૧૯૩ ની લગભગ,

એજ સમયમાં મહારાજા પૃથ્વીરાજ અને મહારાજા જયચંદ પારસ્પરિક વિદ્રોહ અને કેટલાંક વર્ષની સખ્ત ચાલુ લડાઇને લીધે નિર્બળ અને નિર્ધન થઇ ગયા હતા. એજ સમયે મુસલ્માન વીર શાહબુદ્દીને પાણ્ડવ તિલક ધર્મરાજ—યુધિષ્ઠિરના પવિત્ર હસ્તિનાપુરને તાબે કરી જયચન્દ પર ચડાઇ કરવા આક્રમણ કર્યું. જયચન્દ આ સમયે બળહીન અને અર્થશૂન્ય થઇ ગયો હતો; તોપણ તે ઘોરી વીરનો માર્ગ રોકવાને માટે તૈયાર થયો. દષ્યદ્વતી નદીને કિનારે મહાન્ ભયંકર લડાઇ થઈ. જ્યારે દૈવ કોપ થાય છે, ત્યારે ચારે બાજુથી એક પછી એક વિપત્તિઓ આવીને ઘેરાઇ વળે છે. ભાવીજ કંઇક એવું હતું. પરમાત્માનીજ કદાચ એવી ઇચ્છા હશે, જેથી ભારતવર્ષપર વિદેશિયોએ અધિકાર પ્રાપ્ત કર્યો. જે સમયે જયચન્દ નદી પાર ઉતરવા પ્રયત્ન કરી રહ્યો હતો, તેજ સમયે તેની નૌકા નદીના ગર્ભમાં નિમગ્ન થઈ ગઇ. તેનો સેનાપતિ અને વંશધર પાકેલા શાલ્મલી બીજની માફક ભારતવર્ષમાં ફેલાઇ ગયા. પાછળથી, તેઓએ અનેક સ્થાનોમાં ન્હાનાં ન્હાનાં રાજ્યવંશ સ્થાપન કર્યાં. રામશરણસિંહ અને દીનદયાળસિંહ નામક બે સેનાપતિયોએ, અનેક દેશમાં ભ્રમણ કરીને અન્તે રૂહેલખણ્ડમાં જઇને નિવાસ કર્યો. લક્ષ્મીનો પિતા ધોંકલસિંહ અને વાદળસિંહનો પિતા હરિભજનસિંહ એઓ બન્નેના વંશનાજ હતા. જે સમયનું આ ચરિત્ર છે, તે સમયે રૂહેલખણ્ડમાં સમર—વ્યવસાયી અને લૂંટફાટ કરનારી જાતિઓ વાસ કરતી હતી. તેઓ સર્વે મુસલ્માન ધર્માવલમ્બી હતા. હિન્દુઓ તેમની સાથે ખાવા—પીવાનો અગર કન્યા આપવા લેવાનો વ્યવહાર રાખતા ન્હોતા, પરન્તુ જાણવામાં આવ્યું કે: ધોંકલસિંહ અને હરિભજનસિંહ હિન્દુ હોવા છતાં પણ તેમને સહાયતા કરતા હતા. લક્ષ્મીની મા રૂક્મિણી અને વાદળસિંહની મા શ્યામાબાઇ બેઉ ઘણી સરલા, સચ્ચરિત્રા અને પતિપરાયણા હતી. જ્યારે તેમના પતિની દુશ્ચરિત્રતાનો હેવાલ તેમના જાણવામાં આવ્યો, ત્યારે તેઓ અત્યંત દુઃખિત થઇ. તેમણે પોતાના સ્વામીને સચ્ચરિત્ર બનાવવાને માટે, તેમને યથોચિત પંથપર લાવવાને માટે પોતાનાથી બની શકે તેટલા પ્રયત્ન કર્યા, તેમાં તેમણે કંઇજ કચાશ રાખી નહિ છતાં એ મહદ્ કાર્યમાં તેમને સફળતા પ્રાપ્ત ન

થઇ. તેમના એ પાપના પ્રાયશ્ચિતની ખાતર અનેક તીર્થ યાત્રાઓ કરવાનો પ્રસંગ આવ્યો હતો. માત્ર એજ નિમિત્તે ભગવાન્ જગદિશચંદ્રની સર્વે મળી યાત્રા કરવા જતાં હતાં.

ધોંકલસિંહ અને હરિભજનસિંહ જે સમયે સપરિવાર તીર્થ ભ્રમણ કરી રહ્યા હતા, તે સમયે કૃતઘ્નિ અને નિર્દય એવા શત્રુના વિશેષણથી તે સમયે ઓળખાતા મુસલ્માનોએ તેમની સઘળી સમ્પત્તિ નષ્ટ ભ્રષ્ટ કરી તેમને પાયમાલ કરી નાંખ્યા હતા.



## ઉપસંહાર.

મનુષ્યનું ભાગ્ય મહા પરિવર્તનશીલ છે. વાદળસિંહ અને લક્ષ્મીનું ભાગ્ય પણ આજ ફરી ગયું છે. વનવિષ્ણુપુર પરગણામાં રાજધાની સ્થાપન કરી આજ તેઓ સુખપૂર્વક રાજ્યભોગ ભોગવી રહ્યાં છે. આ સમયે રાજા વાદળસિંહ અને રાણી સતી લક્ષ્મીનું નામ બંગદેશમાં સુપરિચિત છે. બેગમસાહેબની ઉત્કટ ઇચ્છા અને નવાબ સાહેબની સંપૂર્ણ કૃપાથી સ્વ. શ્રી શ્રી શ્રી માન્ધાતા–સતી મહાદેવીનું મંદિર કહો વા રાય વણિક દુર્ગ મહારાજ્ઞિ લક્ષ્મીને પુરસ્કારમાં પ્રાપ્ત થયો છે. શ્યામાબાઇ અને રૂકિમણી, અત્યન્ત વૃદ્ધાવસ્થામાં, ભગવાનના શ્રીચરણોનું ધ્યાન લગાવી પરમ શાન્તિથી પરલોકગામી થયાં છે. સચ્ચરિત્રા સતી સ્ત્રીયોનાં સન્તાન આ સંસારમાં અવશ્યમેવ સત્કિર્તિ અને અપૂર્વ સુખ–વૈભવનાં અધિકારી થાય છે. ધર્મ–નિષ્ઠા, પ્રજાવાત્સલ્ય, પરોપકારિતા, દાનશીલતા આદિ સ્વર્ગીય ગુણોથી અલંકૃત થઈ રાજેન્દ્ર વાદળસિંહ અને રાજ્ઞિકૂલ આદર્શ સતી લક્ષ્મીએ–લચ્છમાએ–લાંબા સમય પર્યંત સુખ–શાન્તિપૂર્વક રાજ્ય ભોગવ્યું. વર્તમાન સમયમાં એ રાજવંશ અને એ રાયવણિક દુર્ગ ક્યાં છે ?

" यदुपतेः क गता मथुरापुरी
रघुपतेः क गतोत्तर कोशलः ।

**इति विचिन्त्य कुरुष्व मनःस्थिरं**
**न सदिदं जगदित्यवधारय ॥**

વેણી કવિએ એ સઘળો વિચાર કરી આખરે આત્મબોધ કર્યો છે કે:—

જશ અપજશ જગમાં જનનો રહી જાય છે;
ધામ, ધરા, ધન "વેણી" કો સંગે ગયાં ?



॥ श्री गुरुराज समर्थः ॥

# २-सती राधाकिशोर

## ૧.

## પિયર મંદિરમાં રાધાકિશોરી.



ઢાકા જીલ્લામાં આવેલા બહર નામક એક સુપ્રસિદ્ધ ગામમાં દીનબન્ધુ નામે એક ધાર્મિક પુરૂષ નિવાસ કરતો હતો. તેનું મૃત્યુ થયે આજ લગભગ પચિશેક વર્ષ થયાં છે. તે સ્વભાવે ઘણોજ શાન્ત, સરળ અને સાધુ પ્રકૃતિનો પુરૂષ હતો. તે પોતાનો સઘળો સમય પરમાત્માની ભક્તિ કરવામાં ગાળતો. ભગવદ્-ભક્તિ એજ તેના જીવનનું લક્ષ્યબિન્દુ હતું. સંસારના ક્ષણિક સુખ-વૈભવ તરફ તેને ઘણો તિરસ્કાર હતો. તેને બસ એકજ રઢ લાગી હતી કે: આત્માનો ઉદ્ધાર કેવી રીતે થઈ શકે ? કયા યત્નોવડે આત્મા મુક્તિ—પદ પ્રાપ્ત કરી શકે ? વ્રજલાલ-ભગવાન્ કૃષ્ણચંદ્રની તેને કંઇક ઓરજ લગની લાગી હતી. ખાતાં, પિતાં, હરતાં-ફરતાં, અન્ય પરિજનોને વારંવાર ઉપદેશ કરતાં પણ તેઓ સ્મિત હાસ્ય સહિત આંખના અણુસારાવડે, હાથના હ્હેકાવડે અત્યંત આનંદ પામતા કહેતા કે: " કહો કહો, ભાઇ રાધે કૃષ્ણ કહો. " " બ્હેન ! રાધાકૃષ્ણ કહે જોઉં. "

અમે જે સાધ્વી સતીની પતિ-ભક્તિની પુણ્ય કથા આજે અમારા વાંચક સજ્જન સમક્ષ રજુ કરવા ઉત્સુક છીએ, તે તેની એકની એક કન્યા

હતી. પિતાએ કન્યાનું નામ રાધાકિશોરી રાખ્યું હતું. રાધાકિશોરીએ પોતાનો યૌવન કાળ માત્ર પતિ–સેવા કરવામાંજ ગાળ્યો છે. તેણે પોતાનું અલબેલું યૌવન પતિ—ભગવાનને રીઝવવામાંજ અર્પણ કર્યું છે. અમારી આજકાલની કેટલીક ઉચ્છૃંખલ, ઉન્મત્ત, યૌવનના તુચ્છ મદમાં તણાતી શ્રીમંત કન્યાઓની માફક તેણે પતિને દાસ રૂપે ગણ્યો નથી! પણ તેણે તો પતિની ઇશ્વર તુલ્ય–પ્રભુ તુલ્ય પૂજા કરી છે. તેણે અમારી સુધરેલી (અ) બલાઓની માફક પતિને સ્વપ્નેય છણકા–છાકોટા કર્યા નથી! તેણે તો પતિના પડતા બોલ અત્યંત વિનય અને સ્નેહ પૂર્વક વખતો વખત ઝીલી લીધા છે. તેનો પતિ આજના કોલર–નેકટાઇ લગાવી સેન્ટ–લવન્ડરની સરિતામાં તણાતા યુવાનોની માફક ન્હોતો અલબેલો, તેમ ન્હોતો પત્નીને ખૂશ કરવા–તેના માનની ખાતર જ્યાં ત્યાં હાથ પકડીને બાગ–ચોપાટિ અગર મન ફાવે તેવાં નાટક–ચેટક જોવા તાણી જનારો! તેના પતિ તો માત્ર રૂપની તરસી ભોગ–વૈભવની ભોગી ભામાઓનેજ કામના છે. સતી રાધાકિશોરીનો પતિ તો તદ્દન સાદો યુવાન છતાં સાધુવૃત્તિવાળો અને પત્નિમાંજ આખા ત્રૈલોકયની સુન્દરતા જોવાવાળો હતો. ત્રૈલોકયની સુંદરતાની અધિદેવી જેના ચર્ણની પૂજા કરે તેના જેવો કોણ ભાગ્યશાળી? તેને કોની ગરજ હોય? પતિની પર્ણ-કુટિમાંથી નિકળતો સતીનો સ્વર્ગીય નાદ તો જેણે સાંભળ્યો છે તેજ તેમાં રહેલા માધુર્ય–તત્વને અનુભવી શકયા છે. મૃદુ સ્વરે સતી પળે પળે, ડગલે–પગલે, કેવા સંતોષ ઉદ્દગાર કાઢતી:—

> " સ્વર્ગ કે અપવર્ગ વ્હાલું વૈકુંઠ અમ પર્ણકુટિ,
> નાથ મ્હારા કૃષ્ણ, વિરહ ઘેલી હું ગોપિ;
> જડ–ચેતનમાં (એ) એજ ઇષ્ટ જોતી.

સતીના હૃદયની સઘળી વૃત્તિઓ માત્ર પતિ તરફજ અચળ ભાવે વળી રહી છે. તેનો પતિપ્રેમ, પતિભક્તિ, પતિસ્નેહ, પતિહિત સાધનમાં તત્પરતા અને પતિવ્રત્ય અસાધારણ હતાં. તેણે તેના જીવનમાં જે મહાભાવ, મહાપ્રેમ, મહાતપસ્યા અને જે દૈવી શક્તિનો પરિચય કરાવ્યો છે, તે ખરેખર અનુ-પમ અને અનિર્વચનીય છે. યજ્ઞ–વ્રત ઉપવાસ આદિમાંનું કાંઇ પણ રાધા કિશો-

રીના જીવનમાં જોવા–સાંભળવામાં આવ્યું નથી. તે પોતાના અંતઃકરણ પૂર્વક એમજ માનતી હતી કે એક માત્ર પતિસેવાથીજ સ્ત્રી સ્વર્ગની અધિકારિણી થઇ શકે છે. સતીની એ માન્યતા સર્વાંશે સત્ય છે. શાસ્ત્ર પણ તેની સાક્ષી પુરે છે કેઃ "જે નારી પોતાના પતિની પરમાત્મ–ભાવથી ભક્તિ–સેવા કરે છે, તે પતિ સહિત પરમ સુખ–શાન્તિ પૂર્વક અન્તે અમર ધામની પ્રાપ્તિ કરી શકે છે." આર્ય ઋષિ–મહર્ષિના એ પરમ વંદનીય આદેશ અવશ્ય મહાન પવિત્ર અને સત્ય છે. તે પરમ કલ્યાણકારક આદેશનું સતીએ યથાર્થ રીતે પાલન કર્યું હતું. મુખ્યત્વે આર્ય ઋષિમહર્ષિનાં પ્રત્યેક શિક્ષા વચન પ્રમાણે જે આર્ય રમણી–મહાદેવી ભક્તિ–શ્રદ્ધા, સ્નેહ દયા અને હૃદયની અસાધારણ શક્તિ તેમજ અતુલિત માધુર્ય વડે પૂર્ણ છે. તે સર્વ ગુણો જેના દ્રષ્ટાંત રૂપ જીવનમાં જોવામાં આવ્યા છે, તે સતી–મહાદેવીની પ્રેમકથા, પ્રીતિકથા, સ્નેહ-કથા, શ્રદ્ધા કથા, અને તેના દિવ્ય પ્રેમ પુલકિત્ હૃદયની રસિક કથા રજુ કરવા અમે કાંઇક પ્રયાસ કરીએ છીએ.

રાધાકિશોરી પિતાની એકની એક ઘણીજ લાડકવાયી પુત્રી હતી. બાલ્યા-વસ્થામાંથીજ પિતાએ પુત્રીના હૃદયમાં ભગવદ્ ભક્તિનાં બીજ વાવેલાં છે. પિતાએ પુત્રીને અહર્નિશ ભગવદ્ ભક્તિનું ઉચ્ચ શિક્ષણ આપ્યું છે. પિતાના સદ્‌શિક્ષણના પ્રભાવે રાધાકશોરી બાલ્યાકાળથી ધર્માનુરાગિણી થઇ છે. તેનું સુકોમળ હૃદય ધર્મપ્રેમ તરફજ વળ્યું છે. તે હમેશાં તુલસી સેવા કરે છે. ભગવદ્ ભક્તિ વિષયક સારાં સારાં ઉત્તમ ભજન–કિર્તન સુમધુર સ્વરે પિતાને સંભળાવે છે. પિતા પણ સમયે તેને લાડ ભર્યા શબ્દોમાં ખુશ થતા કહેતા કેઃ બ્હેન! પેલું "કમલેવાલે સાંઇ" વાળું કિર્તન સંભળાવ જોઇએ. પિતાએ પુત્રીને એવાં લાડ ન્હોતાં લડાવ્યાં કે ઉચ્છૃંખલ–હઠીલી બની પૂજ્ય મનુષ્યોની આજ્ઞાનો અનાદર કરે. રાધાકિશોરી કેટલીક વખત તો પિતાના મ્હોં પરથી તેમના હૃદયના ભાવ પરખી જતી અને તેમના કહ્યા પહેલાંજ બાપુ! કહીને શરૂ કરતી કેઃ—

કીસ ઘરમેં તુજકો ઢુંઢું! સબ ઘરમેં તુંહે તુંહે; (૨)
મસજીદ હય બુતકદા હય, દીલે હૈ રંગ ગુલે હય. કીસ ઘરમેં

હય (૧) બેમિસાલ તુજકો, ક્યસા (૨) મિસાલ દઉંમેં;
સૂરત હય તેરી સબમેં, સબ સૂરતો મેં તુંહે તુંહે. કીસ ઘરમેં ?
અય કમલી વાલે સાંઇ ! (ક્રિષ્ણુ) જરા મુખડા બતા દો;
મેરી એહી આરજુ હય, મેરી જુસ્તે જુ હય. કીસ ઘરમેં ?
ફરમાય તે અઉવલ હક્ક, કહતે તેવો અનહલક;
માયલ જબી સમ્હાલો, વોહી જુસ્તે જુ હય. કીસ ઘરમેં ?

શ્રીકૃષ્ણ ભગવાનની માધુર્યભરી લીલા-કથામૃતનું પાન કરવું તો તેને ઘણુંજ ગમતું. આવી રીતે અનેક વખત રાધાકિશોરી પિતાની પાસે બેસી કૃષ્ણ-કિર્તન કરતી, અને દિવસમાં એક વખત પિતા સંભળાવતા તે સુરસિક કૃષ્ણ-કથા મુગ્ધ હૃદયે સાંભળ્યા કરતી. સાધારણ બાળક-બાલિકા ઢીંગલા-ઢીંગલીની અગર એવીજ બીજી રમતો રમ્યા કરે, ઢીંગલા-ઢીંગલીના વિવાહ કરી તેને પરણાવે, તેને સારાં સારાં લાડ લડાવે, ભુત-પ્રેતની અને સાપ-વીંછીની તેમજ એવીજ અનેક તુચ્છ વાતો કરી આખો દિવસ ધમાચકડીમાં ગાળે, તેવાં અસંસ્કારી બાળકોને એવી નકામી હૃદય-મનપર ખરાબ અસર કરે તેવી વાતો સાંભળવાની સારી લાગે, પરન્તુ રાધાકિશોરી તેમના જેવી ન્હોતી. તેતો પોતાની મેળે ભગવદ્ભક્ત પિતાની સાનિધ્ય બેસી ઉત્તમ પૌરાણિક કથા સાંભળ્યા કરતી. વૃન્દાવનમાં સર્વ જીવ વત્સલ શ્રીકૃષ્ણ ભગવાને કેવા દિવ્ય સ્વરૂપે લીલા કરી છે, કેવી રીતે મ્હોટાં મ્હોટાં ગાયોનાં ટોળાં ચરાવી ભગવાન મુરલીધર ગોપ-બાલક વૃન્દ સહિત મિત્ર ભાવે સ્નેહ રસનો આસ્વાદ લેતા હતા, શ્રી ભગવાનની વ્રજલીલાનો અર્થ શો ? એ સર્વ તત્વ-કથા સાંભળવાની તેને પ્રબળ ઇચ્છા થતી.

રાધાકિશોરીના પિતાએ બાળક-કન્યાને ધાર્મિક વાતો સાંભળવાનીજ શિખામણ આપી છે. ધર્મોપદેશ સાંભળવાની તેની દૃઢ ભાવના અને ધર્માચરણમાં તેનો ઉત્સાહ અને શ્રદ્ધા જોઇ તેને અપૂર્વ આનંદ થતો હતો. કન્યાના હૃદયમાં જે ધાર્મિક ભાવના અને ધાર્મિક કાર્યોમાં તેની સત્ય નિષ્ઠા છે તેને ખીલવવાને તે ઘણો પરિશ્રમ લેતા-બરાબર કાળજી રાખતા. ખરાં માત-

૧ અનુપમ. ૨ ઉપમા.

પિતાનો ખરો સન્તાન-સ્નેહ તો તેજ છે. છોકરા અગર છોકરીને સારૂં સારૂં ખવરાવીને સારી રીતે શણગારીને અનેક માત-પિતા પોતાનો સન્તાન સ્નેહ એ દ્વારા પ્રકટ કરીને પોતે પોતાના મનથી કૃતાર્થ થયેલા માને છે તેઓ માત-પિતાના મ્હોટી જવાબદારીભર્યા નામને કોઇ દિવસ યોગ્ય નથી. તેઓને માત-પિતાના નામને કલંકરૂપ કહેવામાં કંઇજ અસત્ય નથી. કારણ કે, પુત્ર અગર કન્યાને કેવળ સુન્દર ભપકાબંધ પોષાક તેમજ પુષ્ટિકારક-ઉત્તમ ખોરાક ખવરાવવાથી માતપિતાની ફરજો પુરી થઇ ગઇ એમ માનવાનું નથી. એથી તેમણે યથાર્થ રીતે પોતાનું સત્ય કર્તવ્ય બજાવ્યું છે એમ કોઇ કાળે કહેવાય નહિ. પુત્ર-પુત્રીને ઉચ્ચ શિક્ષણ આપવું, ધાર્મિક વૃતિવાળાં બનાવવાં, સત્યનિષ્ટ અને ઇશ્વર પરાયણ કરવાં એજ તેમનું સત્ય કર્તવ્ય યાને અન્તિમ્ કર્તવ્ય છે. પુત્ર-કન્યાના દુર્લભ માનવ જીવનની અન્તરાળમાં જે આનન્દમય, પૂણ્ય પવિત્રતાપૂર્ણ, ચિર સુખ-શાન્તિ ભર્યું જે ઉન્નત જીવન છે, તેનો પૂર્ણ અનુભવ કરાવવો-પુત્ર-કન્યાને એ દિવ્ય જીવનનાં ખરાં અધિકારી બનાવવાં-એ આદર્શ જીવનને લાયક બનાવવાં એજ માત-તાતનું યથાર્થ કર્તવ્ય છે. ખરો સન્તાન સ્નેહ અને યથાર્થ સન્તાન પ્રતિપાલન પણ તેજ છે. નહિ તો શું પશુ પક્ષિ તેમના સન્તાનનું પ્રતિપાલન કરી તેમના પર સ્નેહ મમતા નથી રાખતાં કે ?

રાધાકિશોરીના પિતાએ બાળક કન્યાના હૃદયમાં જે ધર્મ બીજનું આરોપણ કરેલું છે, તે બીજમાંથી અમૃત ફળ પેદા થયાં હતાં. આર્ય ઋષિ મહર્ષિઓ આર્ય નારી રત્નને જે અપૂર્વ ગૌરવ દાન કરી ગયા છે, તેમણે સતી સ્ત્રીઓનો મહિમા સંસારી જનોના હૃદયમાં ઠસાવ્યો છે. તે સર્વ સદ્ગુણ પિતાના સદ્શિક્ષણના પ્રભાવે રાધાકિશોરીમાં સંપૂર્ણ રીતે જોવામાં આવ્યા છે. એ અદ્ભુત ગૌરવની અધિકારિણી રાધાકિશોરી બની શકી છે. જે ગુણ વડે સંસારમાં સ્ત્રીઓનું મહાત્મ્ય અને જે જ્ઞાનની સ્ત્રીઓમાં ખાસ આવશ્યક્તા છે તે ગુણ જ્ઞાનથી રાધાકિશોરી સારી રીતે વિભૂષિત છે. મહાત્મા પુરૂષોએ માત્ર સ્ત્રીઓનું બાહ્ય સૌન્દર્ય જોઈ તેમના મહિમાનું ગુણ કિર્તન કર્યું નથી પણ તેમના મહાન્ પવિત્ર અંતઃસૌન્દર્યનું-તેમના અંતઃકરણમાં રહેલા અદ્ભુત

દૈવિ ગુણોનું તેમણે સદા સર્વત્ર ગાન કર્યું છે. ઉજળા અંતઃકરણની અને મહદ્ ગુણ જ્ઞાનથી ભરેલી હોય તેજ યથાર્થ રમણી, યથાર્થ માતા, યથાર્થ પત્ની, અને યથાર્થ ગૃહલક્ષ્મી છે. બહારનું નહિ પણ ખરૂં અંતઃકરણનું સૌન્દર્ય પ્રાપ્ત કરવા આર્યસ્ત્રિઓને માટે જે વિધિવ્યવસ્થા, આદેશ અને ઉપદેશ કરવામાં આવ્યો છે, તે મહાપુરૂષોના દિવ્ય આદેશ અને ઉપદેશનું પ્રતિપાલન રાધાકિશોરી પોતાની બાલ્યાવસ્થાથીજ કરતી હતી. શાસ્ત્રનાં સતવચનો પર તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી. બાલ્યકાળથીજ તેને એવું ઉચ્ચ શિક્ષણ મળ્યું છે કેઃ રમણીમાં જે આદર્શરૂપ સદ્ગુણ જોઇએ તે સર્વ તેનામાં સંપૂર્ણ રીતે ખીલી નિકળ્યા હતા.

બાલિકા રાધાકિશોરીને હાઇસ્કૂલ અગર કોલેજનું સ્વપ્નુય ન્હોતું આવ્યું. તેની જીંદગીમાં તેણે તે નામ પણ નહિ સાંભળ્યાં હોય. તેણે તો માત્ર પોતાના પિતા પાસેથી કંઇક જરૂર જેટલું લખવા વાંચવાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તે હમેશાં મહાભારત અને રામાયણના એકેક અધ્યાયનું પ્રીતિ પૂર્વક અવલોકન કરતી હતી—એ ઉભય ગ્રંથ રત્ન તરફ તેનો પૂર્ણ ભક્તિ ભાવ હતો. તેના પિતા સંસ્કૃત ઘણુ સારૂ જાણતા હતા. સુકુમાર બાલિકા રાધાકિશોરી માત્ર ખૂબ લખી વાંચીનેજ બેસી રહે તે દીનબન્ધુને પસંદ ન્હોતું. તેમની એ ઇચ્છા હતી કેઃ તે ઉચ્ચ ચારિત્ર્યવાન બનીને તેને આપેલા સદ્શિક્ષણનો એ દ્વારા સદુપયોગ કરી તેને દીપાવે, અને તેને માટે તેઓ સવિશેષ કાળજી રાખતા હતા. પુત્રીની માત્ર ડાહી ડાહી વાતો અને તેના પોપટિયા જ્ઞાનથી તેઓ રજે ખુશ થાય તેવા ન્હોતા. તેના સત્કર્તવ્યથી તેઓ સંપૂર્ણ પ્રસન્ન થતા. તેઓ કન્યાને પોતે જાતે રામાયણ અને મહાભારત સંભળાવતા. એક એક શબ્દનું વીણી વીણીને એવું સ્પષ્ટિકરણ કરતા કે તે સાંભળવું રાધાકિશોરીને ઘણુંજ ગમતું, અને તે તેના મગજમાં ઠસતાં પણ વાર ન્હોતી લાગતી. દીનબન્ધુ તેને સાદી ભાષામાં સાદુ પણ સર્વોત્તમ જ્ઞાન આપતા. રાધાકિશોરી સારાં કપડાં પહેરે અને તેને જોઇ પોતે મનમાં ખુબ હરખાઇ જાય, અથવા તો પત્ની અગર પુત્રી અપ—ટૂ—ડેટ કેવી રીતે બને તે તેમની આંતરિક ભાવના ન્હોતી! તેઓ સારી રીતે જાણતા અને માનતા હતા કેઃ " સુંદર વસ્ત્રાલંકાર પહેરી મર્યાદાને કોરાણે મૂકી રસ્તામાં

જ્યાં હોય ત્યાં નિષ્પ્રયોજન રખડતી દેવ–દરબાર અને બાગ–બજારમાં વિચરતી તરેહ તરેહવારનાં નખરાં કરી ચાળા–ચટકા કરી ચાલતી શ્રીમંત અગર કંગાલ ગમે તે સ્થિતિની સ્ત્રી હો પણ અવશ્યમેવ તે સુધરેલી વેશ્યા જેવી ગરજ સારે છે! એવી કુટિલ કામિનિઓએ પવિત્ર નિર્દોષ રસ્તે ચાલ્યા જતા અનેક નામવીર નરોની નામનાને ધૂળમાં મેળવી દીધી છે! એવા હજારો દાખલા તેમણે કાને સાંભળ્યા છે અને ક્વચિદ વાંચ્યા પણ છે. આ જમાનામાં તો અમે હમેશ વાંચીયે છીએ, કારણ પેપરની સંખ્યા એટલી વધી ગઈ છે કેઃ **લોક વાંચતાંજ થાકે!** જે સમયે સાધુપુરૂષ શ્રીમાન દીનબન્ધુ લોકમાતા સીતા અને સાવિત્રીના સચ્ચરિત્રની મધુર કથા હેત ભાવ વડે સંભળાવતા હતા તે સમયે તેઓ બાલિકા રાધાકિશોરીના મસ્તિક પર હાથ મૂકી આ-શિર્વાદ આપતા–હૃદયના ઉંડાણ ભાગમાંથી તેમનો અંતરાત્મા ઉચ્ચાર કરતો કેઃ " બ્હેન ! તું પણ સીતા સાવિત્રીના જેવી થજે. " કેવી ભાવના ! કેવી આશિષ !

રાધાકિશોરીની પાસે એક રામાયણ અને એક મહાભારત હતું. એ બેઉ ગ્રંથ તરફ તેને ઘણો પૂજ્યભાવ હતો–ઉભય ગ્રંથનું તે અતિશય કાળજી પૂર્વક રક્ષણ કરતી હતી. લગ્ન થયા બાદ એ બન્ને ધર્મ–ગ્રંથ પોતાને સા-સરે લઈ ગઇ હતી, અને ગૃહકાર્યથી પરવારતાં જ્યારે જ્યારે તેને સહજ અવકાશ મળતો ત્યારે તે શ્રદ્ધાપૂર્વક તેનો પાઠ કરતી હતી.

માત–પિતા દ્વારા બાલ્ય કાળથીજ તેના મગજ પર એવી છાપ પાડ-વામાં આવી હતી કેઃ ધાર્મિક કથાઓ સાંભળવી, ધાર્મિક પુસ્તકો વાંચવાં, અને સાથે સાથે ગૃહવ્યવસ્થા સંબંધી જ્ઞાન મેળવવા તરફ વિશેષ લક્ષ્ય આપવું, એ સિવાય રાધાકિશોરીને પણ અન્ય કંઇ રૂચતું નહિ; છતાં આજ્ઞાં-કિત તો હતીજ.

રાધાકિશોરી એ એક અસામાન્ય સ્ત્રી હતી. બાલ્યકાળથીજ તેનો કંઇક પરિચય થયો હતો. સાધારણ બાળક–બાલિકા જેવું તેનું બાલ્યચરિત્ર ન્હોતું. તેની દેવભક્તિ, ગુરૂજનભક્તિ, ધર્મકથા સાંભળવાનો તેનો આંતરિક અનુરાગ અને હમેશાં આસપાસનાં બાળક–બાલિકા તરફ તેનો સરળ સુન્દર વ્યવહાર

જોઇ તેનાં આત્મિય-સ્વજન અને તેના પરિચયમાં આવનાર પ્રત્યેક મનુષ્ય કહેતાં કે; "એ કોઇ અસાધારણ કન્યારત્ન છે. એ બાલિકા અમારી જાતિનું મુખ અવશ્ય ઉજવળ કરશે, અને તેટલાજ માટે તેનો જન્મ થયો છે."

રાધાકિશોરી અત્યન્ત રૂપવતી હતી. બાલ્યકાળથીજ સૌ કોઇ તેને સ્વર્ગભ્રષ્ટ દેવબાલિકા કહીને સંબોધતા. તેના અંગમાં અનેક શુભ ચિહ્ન હતાં—સુલક્ષણ તો જાણીતાંજ છે. પરમ સૌભાગ્યવતી આદર્શ નારી કૂળ ભૂષણ સ્ત્રી શિવાય અન્ય કોઇ સ્ત્રીમાં એવાં—એટલાં સુલક્ષણ જોવામાં આવતાં નથી. બાળક કન્યામાં અનેક સુલક્ષણ જોઇ દીનબન્ધુ પોતાના મનથી એમજ માનતા કેઃ ઇશ્વર કૃપાથી મ્હારે ત્યાં સ્વયંલક્ષ્મીનો અવતાર થયો છે. બાલિકાનાં ઉજ્વળ ચક્ષુ, ભરાવાદાર સુન્દર વદન મંડળ અને લાવણ્યયુક્ત દેહકાન્તિ જોઇ દરેકજણના હૃદયમાં અપૂર્વ પ્રીતિનો સંચાર થતો હતો. તેની દ્રષ્ટિ શાન્ત—નિર્મળ અને કરૂણાપૂર્ણ હતી. વાકય મધુર તેમજ મનોહર અને તેની ચાલવાની ગતિ મન્દ અને મનહરણ કરે તેવી હતી. રાધાકિશોરી પોતાના મુખથી કોઇ દિવસ કર્કશ અને ઉચ્ચ સ્વરે કોઇને કંઇ પણ કહેતી નહિ. તેનું બોલવું તો સર્વને ઘણું આનંદજનક લાગતું. તેની શુદ્ધ—સંસ્કાર ભરી મૃદુ વાણીમાં સર્વજનો અમૃત કરતાં પણ અધિક મીઠાશ અનુભવતા. તેના આચાર—વ્યવહાર આજકાલની સુશિક્ષિત બાળાઓ કરતાં ઓરજ હતા. તેના એ આચાર—વ્યવહારના પરિણામે એક સમયે સતી નામથી અનેક મનુષ્યોએ મુક્ત કંઠે તેના ગુણનું—તેની પતિ ભક્તિનું—પવિત્ર હૃદયથી કિર્તન કર્યું છે. તેના જેવા સદ્‌ગુણ તો જવલ્લેજ કોઇ બાલિકામાં જોવામાં આવતા. બાલિકા રાધાકિશોરી જે વખતે એક ચિત્તે પિતાની પાસે બેસી આતુર નયને પિતાના મુખથી નિકળતી અમૃત તુલ્ય કથા સાંભળતી, ત્યારે તેની દેહકાન્તિ અપૂર્વ ઉજ્વળ જણાતી, અને તેના મુખમંડળમાંથી એક દિવ્ય જ્યોતિ નિસરતી. મુગ્ધા બાલિકા કથા શ્રવણમાં એટલી બધી તન્મય થઇ જતી કેઃ સમય પર નિશ્ચેષ્ટ પાષાણપ્રતિમા સમાન બની જતી! ક્વચિત ભાન અને સાન ભૂલી જઇ જમીન પર ગબડી પડતી! એનુંજ નામ ચિત્તની એકાગ્રતા. દીનબંધુની કહેણી પણ એક અલૌકિક હતી, તેમ સાંભળનાર બાલિકા

પણ એક દૈવી વ્યક્તિ હતી, આજ ક્યાં છે એવા વકતા? આજ એવા શ્રોતા પણ ક્યાં છે? અમારા આજના વ્યાસજી મહારાજોને વિદ્વાનવકતાઓની-શ્રોતાઓની ખુશામદ કરવી પડે છે. તેમને સમયપર હા જી હા ભણી આજીજી કરવી પડે છે. તેમ છતાં તેમનાં પૂરાં ભાગ્ય હોય તો તે તેમના વ્યાખ્યાન અગર કથા પુરાણકથામાં તેવા કથા-પ્રેમી સજ્જનો ભાગ લઇ તેમના પર ઉપકાર કરે. શું કહીએ? આજ તો અજ્ઞાન મૂર્ખ બૈરાંઓને "કથા સાંભળવા પધારજો; તમારા જેવાં એક બે ભાવિક છે ત્યાં સુધી આ કાંઇક આશા છે નહિ તો પછી અમારે તો ફૂરી વળ્યું (નસીબ)!" આવી રીતે અનેક બૈરાં-ઓની આજીજી કરતા કથા સાંભળવા સપ્રેમ આગ્રહ કરતા એવા ઘણા વ્યાખ્યાતાઓ અમે જોયા છે! એ વ્યાખ્યાનનું ગૌરવ સાચવનાર, વીરલ નર હજીએ છે! પાત્ર જોયા સિવાય-અધિકારી ઓળખ્યા વગર જ્ઞાન નહિ આપનાર, જેને કથા અગર શાસ્ત્ર જ્ઞાન સાંભળવાની પરવાહ નથી, તેમને સંભળાવવી તે જ્ઞાન-ની વ્યર્થ હરાજી કરી નાખવા કરતાં, નિસ્પૃહ ભાવથી નહિ સંભળાવનારા બે-પરવાહ વિદ્વાનો પણ મોજૂદ છે! પ્રસંગવશાત્ અમને પણ આ જમાનાની એવીજ એક વાત સાંભરી આવી છે! આ સમયના વિદ્વાન વેદાન્ત ભૂષણ વ્યાખ્યાનકારોમાંના કોઇ એક મુખ્ય ગણાતા વિદાન્તિ-વિદ્વાનનું કારણસર અમારા ગામમાં આવવું થયું! તેમના જ્ઞાન અને તેમની પ્રતિભા વગેરેનો અદ્રસ્ય રીતે પરિચય થતો હોવાથી અમારા ગામના નગરશેઠ જેવા એક લોક માન્ય ભદ્રવ્યક્તિ શેઠજીને તેમનું વ્યાખ્યાન સાંભળવાની ઇચ્છા થઇ. તેમણે વિદ્વાનને સમાચાર કહાવ્યા કે: લગભગ માસેક વેદાન્ત જ્ઞાન શ્રવણ કરાવો તો મહદ્ ઉપકાર; હું પણ મ્હને મળશે તેવો તેમનો આદર-સત્કાર કરીશ, વેદાન્તિ મહાશયે તેમને દુર્લભ જ્ઞાન સંભળાવવાને કબૂલ કર્યું. બીજે દિવસથી વ્યાખાન શરૂ થયું. મધ્યાહ્નના બારથી તે એક સુધી વ્યાખ્યાન થતું. દિનપ્રતિદિન આ પ્રમાણે શેઠજી આવી તેમનું સઘળું કુટુંબ આડોસી-પાડોસી સ્વજન ઇત્યાદિ પણ અદ્વૈત આનંદનો લાભ લેવા લાગ્યા. સૌકોઇ શેઠજીનો વેદના જ્ઞાન શ્રવણ કરવાનો પ્રેમ સાંભળી વાહ! વાહ! બોલવા લાગ્યા, પણ વચ્ચે બન્યું એમ કે: શેઠજીના એક ખાસ માનિતા-તેમના

આશ્રિત, તેજદ્વેષિ એક વિદ્વાન હતા. તેઓ શેઠજીની પોળમાંજ તેમનાથી થોડેક છેટે રહેતા હતા. અમારા રજીસ્ટર્ડ વિદ્વાનને આ વાત પસંદ પડી નહિ. તેમણે વિચાર કર્યો કેઃ "શેઠજીએ મ્હારા વગર અન્ય વિદ્વાનની કથા—વાર્તા શા સારૂ સાંભળવી જોઇએ? અને વાત પણ બરાબરજ હતી. કારણ, પરદેશના પેટ માટે રખડતા એવા કોઇ વેદાન્તિનું લફરૂં વળી એ શેઠીઆના ઘરમાં ભોગજોગે પેસી ગયું તો તેમનો દોર—દમામ તો પછી દેશપારજ થઇ જાયને! કારણ તેઓ માત્ર તેમનાજ આશ્રિત અને પાલિત હતા. અમારા રજીસ્ટર્ડ વિદ્વાને એક બે વેળા શાન્તિના વખતે રાત્રિએ શેઠજી પાસે જઇ પરદેશી વ્યાખ્યાન કર્તા વિષે તેમના મગજમાં કંઇક ભૂત ભરાવ્યું. શેઠે નિશ્ચય કર્યો કેઃ આવતી કાલથી મ્હારે વ્યાખ્યાન સાંભળવું નહિ. દ્વેષિ માણસને દ્વેષ બતાવતાં તે કંઇ વાર લાગે કે? કાનમાં ફુંક મારીને અમારા રજીસ્ટર્ડ વિદ્વાન તો ઘેર ચાલતા થયા. બીજે દિવસે વ્યાખ્યાન સમયે શેઠજી મહાશય હાજર તો રહ્યા પણ પાંચ સાત મિનિટ બેસી "આજ તો મ્હારે મીલનું અગત્યનું કામ છે. બિલકુલ ફુરસદ નથી. માટે રજા લઇશ." કહી પ્રણામ કરી અધવચ ચાલવા માંડયું. વ્યાખ્યાન કર્તા તો આજ શેઠજીનો ચ્હેરો જોઇ કંઇક વ્હેમાઇ ગયા હતા. શેઠજીના "ફુરસદ નથી" એ શબ્દો સાંભળી અગસ્ત મૂનિના અવતાર સ્વરૂપ નિસ્પૃહ વ્યાખ્યાનકર્તાએ તેવોજ પ્રત્યુત્તર આપ્યો કેઃ "શેઠજી! મ્હારી ભૂલ થઇ કે, મ્હેં પાત્ર જોયા વગર દાન કરવાનું શરૂ કર્યું. તમને સાંભળવાની ફુરસદ નથી તો મ્હને સંભળાવવાની તો રજે ફુરસદ નથી. માફ કરજો હવે હું આજ ચાલતો થઇશ." શેઠ નીચું મ્હોં કરી વિદ્વાનના અભય શબ્દોથી ચમકી—શરમાઇ ત્યાંથી ચાલ્યા ગયા. મહારાજ પણ સર્વને પ્રણામ કરી જય સચ્ચિદાનંદ કહી ત્યાંથી ચાલતા થયા.

પરમાત્માની ગતિ—કૃતિ મહાન વિચિત્ર છે. બીજા દિવસથી વ્યાખ્યાન કર્તાને એક અન્ય શેઠને ત્યાંથી કથા શ્રવણ કરાવવાનું આમંત્રણ આવ્યું. તેમણે કબુલ કર્યું. બીજા દિવસથી ત્યાં કથારંભ થયો. સંભળાય છે કેઃ ત્યાં લગભગ માસ દોઢ એક વ્યાખ્યાન ચાલ્યું. વ્યાખ્યાન કરાવનાર શેઠે અન્તિમ

પૂર્ણાહુતિને દિવસે સારા સારા વિદ્વાનો અને અન્ય સભ્ય શેઠીઆઓને આમંત્રણ કર્યું હતું. અમારા "મ્હને ફુરસદ નથી." કહેનાર શેઠજી પણ એ પ્રસંગે ત્યાં હાજર હતા. વિદ્વાન વ્યાખ્યાનકારની પોથી પર શેઠે ખોળો ભરીને લગભગ બસોએક રૂપિયા મૂકી હાસ્યભરિત્ વદને પ્રણામ કર્યાં અને કૃતજ્ઞતા પ્રકટ કરવા લાગ્યા કે: "મહદ્ ઉપકાર થયો, અલભ્ય જ્ઞાન પ્રાપ્ત થયું," વગેરે શબ્દોથી પોતાનો સંતોષ પ્રકટ કરવા લાગ્યા. જણાવવાની અગત્ય છે કે આ શેઠને ત્યાં પણ અમારા રજીસ્ટર્ડ વિદ્વાનનો પગપેસારો હતો. પૂર્ણાહુતિના અંત ભાગમાં તેઓ પણ દંભનું પૂતળું આવીને ઉપસ્થિત્ થયા! ઉભય વિદ્વાનોએ હાસ્ય કરતાં ઉપરથી આનંદ પ્રકટ કર્યો. પૈસાની પરવાહ નહિ રાખનાર અમારા અગાઉના શેઠજી સાહેબ પણ વિવેક કરવામાં કંઈ કચાશ રાખે તેવા ન્હોતા. તેમણે લગભગ દશેક દિવસ પોતાને ત્યાં કથા સાંભળી હશે. વિદ્વાનના એ ઉપકારથી મુક્ત થવાને બ્હાને આજ લાગ જોઇ તેમણે પણ ખીસામાંથી ચારેક ગીનિઓ કહાડી તેમના ચર્ણમાં મૂકી વંદન કરીને, અરસપરસ શેઠીઆઓ હસ્તધુનન કરી ચાલતા થયા. ચાર ગીનિઓએ રજીસ્ટર્ડ વિદ્વાનના કાળજાને હચમચાવી મૂક્યું, પણ કરવું શું? મતલબ એ છે કે આ સમયમાં યથાર્થ વક્તા અને યથાર્થ શ્રોતા તો જવલ્લેજ દ્રષ્ટિએ આવે છે. હજી પણ કોક કોક હશે કારણ:–**बहु रत्नानी वसुंधरा**।

ભગવદ્ ભક્ત પિતા કથા કિર્તનમાં બાલિકાનો અટલ અનુરાગ જોઇ આનંદમાં અધિર થઇ જતો હતો. તે એમજ માનતો હતો કે: "મ્હારા જેવો ભાગ્યશાળી તો અન્ય કોઇજ નહિ હોય. મ્હારો અવતાર પણ લેખે છે. ધન્ય છે. એ શું કહેતો તો વાંચક! અમેજ કહીએ છીએ કે: દિનબન્ધુ! તું પૂરેપૂરો ભાગ્યશાળી! ત્હને ધન્ય છે! ત્હારા જેવા રંકની પર્ણકુટિની પણ ભાઇ બલિહારી છે. ધન્ય છે એ પર્ણકુટિ કે જે સ્થળે ભગવદ્ ભક્તિમાં મસ્ત થયેલા માનવ દેહધારી દિવ્યાત્માઓનો સર્વદા નિવાસ છે.

---



## ૨.

# સતી સાસરે.



રાધાકિશોરીના પિતાએ ન્હાનપણુથીજ કન્યાનો વિવાહ કર્યો હતો. હાંસાઇલ ગામની પાસે શૈલપારાણુ નામક એક ન્હાના ગામડામાં ચન્દ્રમણીનાથ નામના એક કુળવાન મનુષ્યના એક સુલક્ષણુ પૂર્ણુ પુત્ર સાથે રાધાકિશોરીનો વિવાહ કર્યો હતો. બાલિકા રાધાકિશોરી સાસરે આવી છે. પતિ એ કેવી પરમ વસ્તુ છે એ નાદાન બાલિકા કયાંથી સમજી શકે ! પતિ મહાત્મ્ય એ સુકુમાર બાળા કયાંથી જાણે ! પરન્તુ એટલું તો એ જાણે છે કે: પતિનું ઘર એજ મ્હારૂં ખરૂં ઘર છે. પતિના ચરણુકમળની સેવા એનેજ જીવનનો મુખ્ય હેતુ સ્વીકાર્યો છે. એ તો એમજ સમજી છે કે: પતિ સેવા શિવાય મ્હારે આ સંસારમાં એવું કોઇ કામકાજ કરવાનું છેજ નહિ. તેના ભગવદ્‌ભક્ત પિતા સાંસારિક શિક્ષણુ એ મુખ્ય ઉપદેશ આપવામાં પણુ કંઇ કચાશ રાખી નથી. વ્યવહારિક જ્ઞાન પણુ તેને ઘણું સારૂં મળેલુ છે. પિતાના એ શિક્ષાગુણુના પ્રભાવે બાલિકાના હૃદયમાં એ જ્ઞાનનો ઝરો ઉભરાઇ રહ્યો છે. અમે સાંભળ્યું છે કે, બાળક–વહુ રાધાકિશોરી સાસરે આવીને સાસુ–સસરાની માત–પિતા સમાન ભક્તિ કરે છે. તેમની આજ્ઞાનું પાલન કરવામાં તે મહદ્ પુણ્ય ગણે છે. વળી પણુ અમારા સાંભળવામાં આવ્યું છે કે: તે ખૂબ ભક્તિ–ભાવથી કાળજીપૂર્વક સાસુ–સસરાની સેવા–સુશ્રૂષા કરે છે. સાસુને જરીક પણુ ઘરનું કામ કરવા દેતી નથી. પ્રાતઃકાળમાં સૌથી વ્હેલી ઉઠી ઝટપટ સર્વ ગૃહકાર્ય આટોપી લે છે. ઉંઘમાંથી જાગ્યા પછી સાસુ જુવે છે તો લક્ષ્મી સ્વરૂપા કુળવધુએ રજે કામ બાકી રાખ્યું નથી. આડોસ પાડોસમાંની કેટલીક આધેડ સ્ત્રીઓ રાધાકિશોરીની લજ્જાશિલતા, ગૃહકાર્યમાં દક્ષતા, અને સાસુ–સસરા તરફ તેની નિર્મળ–પવિત્ર ભક્તિ–શ્રદ્ધા જોઇ તેની મુક્ત કંઠે પ્રશંસા કરતાં હતાં. સૌ કોઇ પોતાના ઘરમાં વહુઓને

રાધાકિશોરીનું દૃષ્ટાંત બતાવતા હતા. ખરેખર રાધાકીશોરી ઉદાહરણ રૂપ હતી.

રાધાકિશોરીએ યૌવનકાળમાં પ્રવેશ કર્યો છે. ન્હાનપણમાં પિતાએ શિખવ્યું છે કે, પિતાએ અત્યુત્તમ ઉપદેશ આપ્યો છે–પરમ ગુરૂ પિતા પાસેથી તેણે એ અપૂર્વ જ્ઞાન મેળવ્યું છે કે: જે સ્ત્રી પતિને પરમાત્મા સમાન ગણી તેની મન–વાણી અને કર્મથી ભક્તિ કરે છે તેજ યથાર્થ સતી છે. તેથી યૌવન અવસ્થાના આરંભ કાળથીજ તેણે એક માત્ર પતિ સેવાનેજ પરમ કલ્યાણકારક માન્યું છે. પતિના સુખમાંજ તે પોતાનું સુખ માને છે. પતિ પ્રેમમાંજ સ્ત્રીનું પરમ સૌભાગ્ય, પતિ એ એકજ સ્ત્રીનો પરમારાધ્ય દેવ, અને પતિ ભક્તિ એજ સ્ત્રીનો પરમ ધર્મ છે. એની તો શાસ્ત્ર પણ સાક્ષી પૂરે છે. પતિભક્તિ કરવાથી શ્રી ભગવાનની ભક્તિ કર્યા બરાબર ગણાય છે. પતિ સેવા કરવાથી પરમાત્માની સેવા કર્યા સમાન લેખાય છે. પતિ પ્રેમમાં ઉન્મત્ત રમણીની નિષ્કલંક કીર્તિ જ્યાં ત્યાં પ્રસરી રહે છે. સ્થળે સ્થળે સતી–સ્ત્રીઓનાં ગુણ ગાન ગવાય છે. સતીના રોમરોમમાંથી પતિ ભક્તિનો પવિત્ર નાદજ થયા કરે છે. પતિ સેવા કરવાથી સતીને જે પરમાન્દ થાય છે તે અન્ય કોઇ રીતે પ્રાપ્ત થતો નથી; તે પરમ તૃપ્તિ અન્ય કોઇ વસ્તુથી થઇ શકતી નથી. આવા અનેક મહાન્ ઉચ્ચ વિચાર રાધાકિશોરીના મગજમાં ઉદ્‌ભવે છે. તે સમજે છે કે: પતિ એ સ્ત્રીને માટે ભોગ–વિલાસનું સાધન નથી, પણ પરમ પ્રેમાસ્પદ અને પરમ પુરૂષ–પરમાત્માનોજ એ અવતાર છે. પતિની સાથે સ્ત્રીનો કેવળ પાર્થિવ–તુચ્છ સંબંધ નથી, પરન્તુ સ્વર્ગીય સંબંધ છે. પતિ ચરણકમળનો આશ્રય લઇ પતિ સાનિધ્ય બેસી પરમાત્મા પરમ પુરૂષનું ધ્યાન કરતાં, તે પરમાત્મા તરફનો પ્રેમ પતિ પ્રેમ રસ પ્રવાહના રૂપમાં વહન થાય છે. નારી ગૌરવ વડે ગૌરવાન્વિત થયેલી તે સ્ત્રી અન્ય સ્ત્રીઓની માફક પતિ સાનિધ્ય વ્યર્થ બેસી રહેતી નથી ! પતિની પાસે સામાન્ય સ્ત્રી સમુદાયની માફક ભોગ વિલાસની આકાંક્ષાએ વિહ્વળ અવસ્થામાં બાહુકની માફક, અથવા આત્મ સુખ પ્રાપ્ત કરવાની ઉત્સુક કંગાલિની સમાન એ અલભ્ય સમય ગુમાવતી નથી ! પતિ દર્શનની એક પળ મળતાં તે તો પ્રાણ ભરી, ઉચ્ચ આકાંક્ષાપૂર્વક પતિ દર્શનરૂપ સુધારસનું અતૃપ્ત નયને પાન કરી

પવિત્ર થાય છે. જેવી ભાવના એવીજ સિદ્ધિ. સ્ત્રી પતિને જેવા ભાવથી જુવે છે, તેની તરફથી જે પ્રકારની ઇચ્છા રાખે છે, તે તેમાંથી અવશ્યમેવ તેવુંજ મેળવી શકે છે. આદર્શ સ્ત્રીઓની ભાવનાઓ હમેશાં મહાન્ હોય છે. પતિમાં તેઓ પરમાત્માની જ્યોતિ પ્રકટાવવા, એ દિવ્ય જ્યોતિના દર્શન કરવા ભક્તિ ભાવ વડે પરમાત્મ રૂપે પતિ ધ્યાન ધીમે કરે છે. એવી અનેક સતિઓ પતિમાં પ્રભુ દર્શન પ્રાપ્ત કરી શકી છે, કારણ તેમની ભાવનાજ પ્રભુ દર્શનની હતી. શ્રી કૃષ્ણચંદ્ર ભગવાને નથી કહ્યું ? કેઃ

**॥ यादृशि भावना यस्य सिद्धिर्भवीत तादृशि ॥**

---

## ૩.

## પતિ–સેવા.

ચૌ વનાવસ્થામાં પ્રવેશ કર્યા પછી રાધાકિશોરી આરાધ્ય દેવ પતિની પરમાત્મ ભાવથી ભક્તિ–પૂજા કરવા લાગી. તેની નજરે પતિ એ સામાન્ય મનુષ્ય ન્હોતો. તેતો પાતમાં પરમાત્માનું સ્વરૂપજ જોતી હતી. પક્ષપાતિ ઇશ્વરે તેની આંખજ કંઇ ઓર તરહની બનાવેલી નહિ તો આજની સ્ત્રીઓ પતિમાં પ્રભુનાં દર્શન કેમ ન કરે ? નહિતો પ્રભુ–દર્શન તેમને ખોટાં લાગતાં હશે ! બિચારી અનેક યુવાન રમણિઓને અમે અનેક વખત દેવ–મંદિરોમાં જ્યાં ત્યાં દોડ ધામ કરી મૂકતી–અરે ! અમારી પડોસમાંજ દ્વારકાંનાથજીનું મંદિર છે તેમાં ઉભે શ્વાસે જતી જોઇએ છીએ ! જાણે બ્હાવરી ! ખરેખર જાણે તે વખતે સંસારનું ભાનજ ન ભૂલી ગઇ હોય ! પણ અમારે કાને એટલી તો વાત આવી છે કે, નથી તેમણે પતિમાં પ્રભુ–દર્શન કર્યા વા નથી કર્યા મંદિરમાં ! ત્યારે તેમનો હમેશનો પરિશ્રમ વ્યર્થ જશે કે ? દર્શન કરવા જતાં ઘેર કોઇની ખીચડી બળી ગઇ હશે, અરે ! કોઇની દાળ ઢુળાઇ ગઈ હશે, અરે ! કોઇનાં ન્હાનાં ન્હાનાં બાળકો બિચારાં રોતાં રોતાં ટાઢું–શીળું ખાઇને નિશાળે ગયાં હશે ! એટલેથી પતે તેમ નથી, કોઇ સ્ત્રીનો દુર્ભાગિ ભરથાર પત્નીના દર્શનની લ્હાયમાં બિચારો ભૂખ્યો ને ભૂખ્યો નોકરી

કરવા ગયો હશે ! કેટલીક ઉછરતી યૌવનાઓને તો આજકાલ દર્શનનોજ સન્નિપાત થયો છે ! બિચારી એમને એમ મરી જવાની પણ પ્રભુતો બહુ નિર્દય !

પ્રભુ નિર્દય નથી. તેતો દિનદયાળ છે. ભક્તને આધિન છે, પણ કોણ–ક્યાં ખરી ભક્તિ કરે છે? આ જમાનાની ભામાઓ તો ભક્તિને નામે જ્યાં ત્યાં ભટકતી ફરે છે. નહિતો બાર વર્ષની બાળાને તે ઘરનું બારણું ઓળંગવાનું ક્યાંથી હોય ! સુધરેલી સ્વતંત્રતાએજ આર્ય ધર્મ, આર્ય સંસાર, આર્ય ગૌરવનું સત્યાનાશ વાળ્યું છે. કવિઓ પણ જેવું દેખે તેવુંજ કહેનેઃ—

જુવાનીમાં દીવાની બનેલી છકી છોકરીઓ,
કેડે કોથળીઓ ઘાલી મંદિરોમાં મ્હાલે છે;
મંગળા ને શણગાર રાજભોગ અને સેન,
ફરતી ફરતી બધાં મંદિરો નિહાળે છે;
ઠાકોરના દર્શનનું ભાન નથી જરી પણ—
માત-પિતા સાસુને ઠગવા ડોળ ઘાલે છે;
લાજતો લૂંટાય નીતિ સારી તેની નાશી જાય,
મુખે કાજળ ઘસાય ત્હોયે ઉમંગથી મ્હાલે છે.

દેવી રાધાકિશોરીની ભક્તિ–પૂજા એવી ન્હોતી. તેની પતિ–સેવા પદ્ધતિ સબંધી કહેવાય છે કેઃ તે હમેશાં રાત્રિએ પતિને સુન્દર–સ્વચ્છ વસ્ત્ર પહેરાવીને, પુષ્પનો હાર ગુંથી, મહા આનંદ પૂર્વક તેના ગળામાં આરોપતી. પતિને બેસવાને માટે આસન પણ તેવુંજ સુન્દર બનાવતી હતી. જોનારને આબેહુબ પ્રભુ સેવાનો સાક્ષાત્કાર થતો. પોતે પણ ન્હાઇ ધોઇ પવિત્ર થઇ પવિત્ર હૃદયથી, સુન્દર વસ્ત્રાલંકાર પહેરી સ્વામી સમ્મુખ હાથ જોડીને બેસી વારંવાર ભક્તિપૂર્વક પતિને પ્રણામ કરતી અને પતિની એ પુષ્પ ચન્દનથી સુશોભિત નયન મનોહર મૂર્તિનું ધ્યાન કરતી. એટલે સુધી કે ધ્યાન કરતાં કરતાં સતી રાધાકિશોરી બાહ્યજ્ઞાન શૂન્ય બની જતી હતી ! પ્રભુ ભક્તિ કહો વા પતિ ભક્તિ પણ તે આનું નામ.

આ પ્રમાણે એક દિવસ નહિ, બે દિવસ નહિ, સદા સર્વદા તે સ્વામીને ચન્દન પુષ્પ માળા વડે વિભૂષિત કરીને શુદ્ધ અંતઃકરણથી અપૂર્વ ભક્તિ

ભાવ વડે પૂજન અર્ચન કરતી હતી. તેની પતિપૂજામાં તેને કેટલો બધો ઉત્સાહ હતો તે તો માત્ર તેજ જાણે, અને કંઇક જાણે તેનો આરાધ્ય પતિ દેવ, તેથી જો વધારે કદાચ પૂછો તો જાણે કોઇક ભાગ્યશાળી, તેની પતિ પૂજાનું કાર્ય પ્રત્યક્ષ જોનાર. નહિ તો તેના એ ઉત્સાહનું વિવેચન કરવું એને માટે અમે તો તદ્દન અસમર્થ છીએ. સતી ગુણ વર્ણન કરવાની અમ ક્ષુદ્રજનમાં શક્તિ ક્યાંથી ? અમે તો સતીના ચરણની રજ. સતીના સેવક દાસાનુદાસ.

તેની પતિ પૂજાના બાહ્ય સાધનોમાં એકલા હતાં વનપુષ્પ. પણ તેને એ હમેશાં લાવી કોણ આપે ? સતીને એક ન્હાનો દિયર હતો, તેણે ઘરની પાછળના ભાગમાં એક ન્હાનો શો પુષ્પોદ્યાન બનાવ્યો હતો. ન્હાનો દિયર જાત જાતનાં ફુલના છોડવા લાવી ત્યાં વાવતો. બાગમાં સારાં સારાં ફુલ થતાં, આથી સતી દિયર પર અતિ પ્રસન્ન થતી. કારણ તેના પરિશ્રમથીજ પતિ સેવામાં એ સુન્દર પુષ્પ કામમાં આવતાં હતાં. ન્હાનો બાળક દિયર પણ ભાભીને ખુશ કરવા જ્યાં ત્યાંથી તરહ તરહ વારના છોડવા ઉપાડી લાવતો અને ભાભીને બતાવતાં કહેતો કે:–" ભાભી ! આનાં ફુલ ઘણાં સારાં આવશે. " દિયરના કાલાઘેલા શબ્દોથી અંજાઇ જઇ માતૃવત ભાભી વાત્સલ્ય ભાવ તુલ્ય અપૂર્વ સ્નેહથી તેનું મ્હોં પકડીને એક ચુમ્બન કરી દેતી. આ જમાનાના દિયર ભાભીની તો વાતજ જવા દો ! બાગમાં જેમ વધારે ફુલ ખીલતાં, પ્રેમમય સાધ્વી સતીની દૃષ્ટિએ પડતાં તેમ પતિસેવામાં તેનું હૃદય ઉછળી રહેતું. પતિસેવા કરવાને તેનું હૃદય આતુર બની જતું હતું. પતિ પ્રેમનું એ સૌન્દર્ય સાધન જોઈ તે કૃત્યકૃત્ય થઇ જતી હતી.

મ્હોલ્લાની અનેક સ્ત્રીઓએ રાધાકિશોરીની આ પતિપૂજા પ્રત્યક્ષ જોઇ છે. કોક કોક તો ઑાથે ઉભાં રહીને, એકી ટસે મુગ્ધ હૃદયથી જોઇ રહેતાં હતાં. પ્રેમમયીની પ્રેમમૂર્તિની પ્રેમ પૂજા જોઇને સૌ મનથી કૃતાર્થ થતાં હતાં. જે સમયે સતિ–સાધ્વી પતિપૂજા કરવા બેસતી ત્યારે તેના હૃદયમાં આનંદ સમાતો ન્હોતો. સહસ્ત્ર ધારાએ તેનો પ્રેમ નયનપલ્લવ ભેદીને અશ્રુરૂપે વહન કરતો હતો. જેણે તેની એ આનન્દમયી મૂર્તિ જોઇ છે, તેઓ મુગ્ધ થયાં છે. તેઓની આંખમાંથી પણ આનંદાશ્રુ વહી રહ્યાં છે, તેઓએ મુક્ત કંઠે ધન્ય ! ધન્ય ! કહી સતીના મહિમાનું કિર્તન કર્યું છે.

આ સ્થળે અમે સાધ્વીની એ પ્રીતિ–અર્ચનાનું કંઇક અવલોકન કરીએ છીએ. તે પરત્વે આલોચના કરવાની સહજ આવશ્યકતા છે. કહેવાની ઇચ્છા થાય છે કેઃ કદાચ આ પ્રમાણે પરમાત્મા તુલ્ય સમજી સ્ત્રીએ પતિની ભક્તિ કરી તેમાં સાર્થકતા શી ? અને સાધ્વી રાધાકિશોરી આ પ્રમાણે સ્વામીને પુષ્પમાળા પહેરાવે તેમાં તેને એવો શો આનંદ થતો હતો ? જે મૂર્તિ એ આઠે પ્રહોર જોયા કરે તે મૂર્તિનું અમુક વખત ધ્યાન ધરવાથી શું એ કૃતાર્થ થઇ ગઇ ?

અમારા શાસ્ત્રને કોરાણે મૂકી એક વખત જો પોતાની સહજ અક્કલથી વિચાર કરી કંઇક સમજવાને પ્રયત્ન કરે, તો મનુષ્યો અવશ્ય સમજી શકે કેઃ તેમના શરીરમાંજ પરમાત્મા છે. પરમાત્માના ચૈતન્યરૂપ પ્રકાશ વિનાની આ સૃષ્ટિમાં એવી એક પણ વસ્તુ નથી, પરન્તુ માનવચક્ષુ મનુષ્યત્વની સીમાને ઉલ્લંઘીને દેવત્વની સ્થિતિ–સીમાએ પહોંચવાને માટે સર્વદા અશક્ત છે. એટલાજ માટે અશક્ત કહેવાય છે કેઃ માનવચક્ષુ ભગવાનની આ વિરાટ સૃષ્ટિ માત્ર જોઇ શકે છે; પરન્તુ તે સૃષ્ટાની વિરાટ મૂર્તિ તેઓ નથી જોઇ શકતા. જે સૃષ્ટિના અંતરાયમાં રહીને સૃષ્ટા પ્રત્યેક વસ્તુ માત્ર તેની પ્રેમમયી મૂર્તિનો પ્રકાશ પ્રકટાવે છે, તે દિવ્ય જ્યોતિનાં દર્શન કરવાને માટે અદૂરદર્શી માનવચક્ષુ બિલકુલ નકામા છે. મલિન વાસનાઓના ભંડારરૂપ માનવહૃદય તેને કેવી રીતે જોઇ શકે–જોવાનું સાહસજ તેનામાં કયાંથી ઉદ્ભવે ? પરન્તુ એજ ચક્ષુ જ્યારે મનુષ્યત્વની સીમા ઉલ્લંઘીને, દેવત્વના મહિમાથી મહિમાન્વિત થાય છે, કોટી ચન્દ્રના તેજ સહિત વિકસિત થાય છે, ત્યારેજ એ માનવ ચક્ષુ યથેષ્ટ રીતે જોઇ શકે છે કેઃ સૃષ્ટિમાં સર્વત્ર પરમાત્મા વિરાજીત છે, અને અણુમાત્રમાં તેની પ્રેમમયી મૂર્તિ પ્રકટ કરીને તે જીવને સર્વદા પ્રેમાલિંગન કરવા તૈયાર થાય છે.

સ્ત્રીના પતિમાંજ ભગવાનનો નિવાસ છે. પ્રેમ, ભક્તિ અને નિષ્ઠા–નિયમવડે શ્રી ભગવાન્ સતત્ પ્રકાશી રહ્યા છે. જ્યારે રમણી દેવચક્ષુ પ્રાપ્ત કરે છે, ત્યારે તે પતિમાં પરમાત્માની અનંત તેજોમય મૂર્તિ જોઇ શકે છે. જો તે સમજે તો તેનો એજ જીવન સર્વસ્વ સ્વામી પરમાત્માના સ્વરૂપ ચિ-

વાય અન્ય કંઇજ નથી. એ દિવ્ય પરમાત્મ ભાવના વડે જ્યારે સ્ત્રી પતિ-પૂજા કરે છે, ત્યારે ખરૂં જોતાં તે પતિની પૂજા કરતી નથી, પણ ભક્તિ-સેવા કરે છે. માત્ર શ્રીભગવાનની પતિ સેવામાં મસ્ત બનેલી સતી સ્ત્રીના પ્રત્યેક રોમ દ્વારા માત્ર પતિ–પ્રભુનો પરમ જાપજ થયા કરે છે. વાહ ! વાહ ! શ્રીભગવાન પતિ સ્વરૂપે તેનું પૂજન–અર્ચન ગ્રહણ કરે છે; અને ત્યારેજ સ્ત્રીની પરમાત્મ સ્વરૂપ પતિપૂજાની સાર્થકતા થાય છે. સઘળા પરિશ્રમની સાફલ્યતાજ ત્યાંજ છે. આ પ્રમાણે આર્ય ઋષિઓએ સરળ–અબળા આર્ય સ્ત્રીને માટે પતિપૂજાની વ્યવસ્થા કરી નારી જાતિનું હિત સાચવ્યું છે. નારી જાતિના હિત સાધનમાં આર્યશાસ્ત્રકારોએ–સમર્થ પુરૂષોએ કંઇજ કચાશ રાખી નથી.

આદર્શ કુળ વધુ સતી રાધાકિશોરી પુષ્પમાળથી સ્વામીને વિભૂષિત કરી, પવિત્ર આસનપર બેસાડી, પતિની એજ મનોહર મૂર્તિનું ધ્યાન ધરીને કેવો દિવ્ય આનંદ અનુભવ કરતી હશે એ સમજવાને માટે અમે કંઇક પ્રયાસ કરવો ઉચિત સમજીએ છીએ.

સુન્દર પુષ્પહાર પહેરાવી, સૌગંધયુક્ત ચન્દન ચર્ચી, પતિની–પ્રિય–જનની મધુર મૂર્તિને શણગારી ખુબ પ્રાણ ભરીને જોવામાં અદ્વિતીય આનંદ છે. એ આનંદની આગળ ભોગ–વિલાસના આનંદ તો કંઇજ નથી. જેણે પોતાના અંતઃકરણપૂર્વક ભોગ ત્યાગ કર્યા છે, તેજ માત્ર જાણે છે કેઃ તેમાં શું સુખ અને શો આનંદ છે. જે ક્ષુદ્ર જીવ ભોગ વિલાસનાજ ભોગી–તેનાજ ભૂખ્યા છે તેને તો ભોગ–ત્યાગના જેવું બીજું એકે દુઃખ નથી. જેઓ ભોગ–ત્યાગ કરતાં શીખ્યા નથી, અથવા ભોગ ત્યાગ કરવામાં મહા દુઃખ સમજે છે, તેઓએ પ્રિયજનની સેવા કરવાની કાંઇજ અગત્ય નથી. તે નરકના કીડા-ઓને નરકમાંજ ખદબદવા દો. અસ્તુ, પતિ–ભોગમાં માત્ર તેઓ ક્ષણિક સુખ-નો સ્વાદજ મેળવી શકશે. ચિર સુખ ચિર આરામ અને ચિર તૃપ્તિ તેમના ભાગ્યમાં હોયજ ક્યાંથી ? એ અદ્વૈત સુધારસ પાન એવા પામર જીવ સુખી ક્યાંથી હોય ? સ્વામીને સુગંધી પુષ્પ–ચંદન વગેરેથી સારી રીતે શૃંગારીને, તેની એ સુસજ્જિત–સુન્દર મૂર્તિનું ધ્યાન કરતાં હૃદયમાં દિવ્ય સુખના કેવા

તરંગો ઉઠે છે, આંખમાંથી કેવી અશ્રુ ધારા વહે છે, તે અનુભવી વા સમજી શકાય તેમ નથી. રાધાકિશોરી ભોગની ભૂખિ–તરસી ન્હોતી. તે ભોગની દાસી બનીને પતિ પાસે દોડી જતી નહિ. તે પતિ પાસે દોડી જતી–પતિ સાનિધ્ય બેસતી માત્ર પ્રેમની અધિદેવી સ્વરૂપે–એક પ્રેમાળ પત્નીરૂપે. જે નારી પતિના પ્રેમની પત્ની છે, તે પતિના ધ્યાનસુખથીજ સુખી થાય છે. ધ્યાનદ્રષ્ટિથી પતિની પરમ મંગળ મૂર્તિ જોઇને તે કૃત્યકૃતા થાય છે. પોતાના પ્રિયજનને ધ્યાનદ્રષ્ટિથી જોવાનો જેને અભ્યાસ પડયો છે, તે જોઇ શકે છે કે: પ્રિયજન એ માત્ર તેના ભોગનું સાધન નથી, પણ પ્રેમનો આશ્રય, જીવનનું અવલમ્બન અને ત્યાગની મધુર મૂર્તિ છે. તે તેનામાંજ ચિત્ત પ્રોવીને તેના સ્હામે બેસી, માત્ર તેનાજ ધ્યાનમાં ઉન્મત્ત બની અવિરલ આનંદ ઉપભોગ કરે છે. તેને તો તેજ પ્રિય લાગે છે. પતિદેવનું ધ્યાન ધરતાં ધરતાં આનંદ સાગરમાં એવી રીતે ડૂબી જાય છે કે: આત્મ ભાન ભૂલી જઇ, એક અપૂર્વ ઉન્નત અમૃતમધુર વ્યવસ્થાએ પહોંચી જાય છે. ભોગના રોગથી પિડાતા પામર આત્માઓ તે અવસ્થાના અધિકારી નથી.

રાધાકિશોરીએ પતિ સાનિધ્ય બેસી પ્રાણભર્યા અનુરાગે એક સાધનની માફક પતિનું ધ્યાન ધર્યું છે. એ ધ્યાનમાં એવો એક અપાર્થિવ આનંદ છે કે ધ્યાનપરાયણતા ત્યજી દેતાં તે સમજી શકાય તેવો નથી. અપૂર્વ ધ્યાનથી કમળની વિકસિત થતી પાંદડીઓની માફક હૃદય ઉઘડી જાય છે. હૃદય ના ઉઘડે તો પછી આનંદ લહરી પણ નજ ઉદ્ભવે. આવો જે વિશાળ સમુદ્ર છે, તે જો કદી સંકુચિત રહે તો તેમાં પછી તરંગ ઉઠવાની આશાજ શી ? રમણી અન્ય કોનું ધ્યાન ધરે ? સ્વામી એ એકજ માત્ર તેના ધ્યાનની પવિત્ર વસ્તુ છે. સ્વામીની પવિત્ર–મધુર મૂર્તિનું ધ્યાન કરતાં રમણીનું હૃદય આપોઆપ વિશાળ બને છે; અને તે વિશાળ હૃદયમાં આનંદ લહરી વગર હરકતે નૃત્ય કરી રહે છે. જે હૃદય કુવાના જેવું ક્ષુદ્ર, તેમાં વળી લહરી શી ? લહરી પ્રકટાવાને તે સ્થાન તદ્દન અનુચિત્ છે.

જગતમાં જે જે પ્રકારનાં જેટલાં સુખ છે, તે સર્વે સુખ ધ્યાનથી પૂર્ણ રીતે પ્રાપ્ત કરી શકાય છે. પતિને પત્ની ન્હાય નહિ, પત્નીને પતિ ન્હાય

નહિ તો પછી કેવી રીતે સુખ પ્રાપ્ત થઇ શકે ? રાધાકિશોરીનો પતિ પણ પરમ પવિત્ર, વિદ્વાન અને ગુણવાન હતો, અને પત્નીવ્રતધારી આદર્શ આર્ય પુરૂષ હતો. સોનું અને સુગંધ બે સાથે મળ્યાં ત્યાં પછી શોભાનું પૂછવુંજ શું ? ગમે તેમ પણ પતિનું ધ્યાન ધરવાથીજ રાધાકિશોરી પરમ સુખ પ્રાપ્ત કરી શકી છે. સતી નામ ધારણ કરી શકી છે, પતિ ચરણમાં જેનું ચિત્ત નથી તેવી કયી સ્ત્રીઓ દિવ્ય સુખ પ્રાપ્ત કરી શકી છે ! સ્ત્રીઓને માટે તો પતિનું ધ્યાન અને માન એજ પરમાવશ્યક વસ્તુ છે.

માત્ર પતિના આત્મામાંજ ધ્યાન લગાવી બેઠેલી સતીકુળ શિરોમણી સાવિત્રીએ એક વખત વિધિના લેખને પણ ફેરવી નાખ્યા. જો એ રજ પતિનું ધ્યાન ચૂકી હોત તો પતિનો આત્મા કોણ જાણે કયાં ચાલ્યો ગયો હોત, પણ પતિના આત્માનેજ લક્ષ્ય બિન્દુ સમજી તે આત્માની સંગે ગમન કરનારી સતી અસાધ્યને સાધ્ય કરી શકી. સાવિત્રીના ધ્યાન–સુખનો મહિમા સંસારી જનો હજીય મુક્ત કંઠે ગાયા કરે છે.

રાધાકિશોરી પણ પતિના ધ્યાનમાંજ મસ્ત રહે છે. ધ્યાન સુખે તે પરમ સુખી છે. એક વખત પૃથિવી ચૂર્ણ થઇ જાય તોપણ તે કોઇ કાળે ધ્યાન સુખથી વિમુખ થાય નહિ. પ્રસંગોચિત અમને એક વાત યાદ આવે છે– રાધાકિશોરીએ કોઈ દિવસ પતિ પાસે નાશવંત ક્ષણિક સુખની માગણી કરી સુખી થવાની ઇચ્છા કરી નથી. મનુષ્ય જીવનમાં જે જે પાર્થિવ સુખ છે તે સઘળાં નદીની રેતમાં જળ–બિન્દુ પડી ઘડીમાં અદ્રષ્ય થાય છે–માત્ર પડતાંજ જોઇએ છીએ તેવાં ક્ષણસ્થાયી અને ઘણાંજ હીન છે. દૈવી સ્ત્રી–પુરૂષ હીનતા ભરી–નુકશાનકારક ચંચળતાને માટે વ્યર્થ મરી મથતા નથી. તેઓ તો એવા આનંદ સુખની વાંચ્છના રાખે છે કેઃ જે આનંદનો અન્તજ નથી–તેમના સઘળા પ્રયત્નો દિવ્યાનંદ પ્રાપ્ત કરવા માટેનાજ હોય છે. તે પાર્થિવ ક્ષણભંગુર સુખ પ્રાપ્ત કરવાને વ્યગ્ર રહેતા નથી. ડોક ઉંચી કરી તેની આશામાં મોંઘો માનવ જન્મ ગાળતા નથી. ક્ષણભંગુર સુખ પ્રાપ્ત કરવાનાં સાધનો મેળવવાની હૃદયમાં ભાવના કરતાં નથી. તેઓ તો ચિર સુખ અને ચિર આનંદ પ્રાપ્ત કરવાને માટે ધ્યાનમગ્ન નયને ઉત્સુક રહે

છે અને ધ્યાન ભંગ થતાં જ્યારે તેઓ નેત્ર ઉઘાડી દ્રષ્ટિ ફેંકે છે, ત્યારે તેમને જણાય છે કેઃ અહાહા ! જે પ્રત્યેક નરનારી માનવજીવનમાં ક્ષણિક પાર્થિવ સુખની સઘળી વાસનાઓ ત્યાગ કરી કેવળ ઉચ્ચ ધ્યાનપરાયણ બને તો તેઓ કેવાં સુખી થાય ! કેવી શાન્તિ મેળવી શકે ! કેવાં કૃતાર્થ થાય !

નાશવંત સુખ પ્રાપ્ત કરવાની રાધાકિશોરીએ કોઈ દિવસ ઇચ્છા કરી નથી. તે તો માત્ર તેના પ્રિયતમના ઉભય પાદપદ્મ હૃદયમાં ધારણ કરીને અનિશ્વર સુખ મેળવી શકી છે. પતિના મુખથી નિકળતાં અમૃત રસ જેવાં મિષ્ટ વચનો તે આનંદપૂર્વક ઝીલી લે છે. તેણે પતિનાં તે વચનોમાં સ્વર્ગીય સુખનો અનુભવ કર્યો છે. તે તો માને છે કે શ્રીકૃષ્ણ ભગવાનની મધુર મોરલીનો નાદ મ્હારા પતિના સ્વર્ગીય સાદ આગળ કંઇ વિસાતમાં નથી. પતિ વચન શિવાય તેને કંઇ સાંભળવુંજ ગમે નહિ ને પ્રિયતમના પ્રીતિ સમ્મિલનમાં તેણે અનંત મિલનની માધુરી અનુભવી છે. આવી રીતે હમેશાં પ્રેમ લીલાના અસીમ આનંદનું પાન કરવું, બાદ મિલન—માધુરીનો અનુભવ કરવો, અને છેવટે અમૃતાનંદના પ્રવાહમાં ગેબ થઇ જવું—સ્વર્ગીય સ્નેહ રસમાં રસ બસ થઇ જવું એ પ્રેમિક પુરૂષ અને પ્રેમિકાના પ્રેમનુંજ પુણ્યફળ છે.

સાધારણ સ્ત્રીઓ પોતાના પતિને જેવા ભાવથી જુવે છે, તેઓના કરતાં અસાધારણ રમણીઓ કંઇક ઓરજ ભાવથી જુવે છે. તેઓ તો જુવે છે પતિ એજ તેમનો પ્રેમ, સ્વામીજ તેમની ભક્તિ, સ્વામીજ તેમનો સ્નેહ, સ્વામીજ તેમની શ્રદ્ધા; અને જુવે છે સ્વામીજ તેમનું હૃદય અને સ્વામીજ તેમનો પ્રાણ. જેમાં તેમાં સ્વામી વગર અન્ય કંઇ તેઓ જોતીજ નથી. તેઓ તો પોતાનાં જગતનાં પાર્થિવ સુખને જલાંજલિ આપી પતિ સહિત પ્રેમ આરાધના કરે છે. એ પ્રેમ આરાધના વડેજ તેઓ કૃતાર્થ થાય છે. અન્ય કોઇ રીતે કૃતાર્થતા સંભવેજ નહિ. પતિ સેવા શિવાય સ્ત્રી કોઇ કાળેય કૃતાર્થ થઇ સાંભળ્યું છે?

રાધાકિશોરીના આ પતિભક્તિના કથા પ્રસંગમાં વળી એક અન્ય બાબત તરફ લક્ષ્ય દોડાવીએ છીએ. એ એજ છે કેઃ સ્ત્રી પતિભકિત ન કરે અને પરમાત્માનેજ ભજે તો ન ચાલે કે ? પતિભકિતની એટલી બધી

શી આવશ્યકતા ? ભક્તિ–શ્રદ્ધા વડે પતિને પરમ ગુરૂભાવથી માનવા કરતાં માત્ર સ્નેહી તરિકેજ જો સ્ત્રી સ્વીકારે તો તેમાં શું ખોટું છે ?

પતિભક્તિ કોરાણે મુકી પરમાત્માની ભક્તિ કરવાનો સ્ત્રીને અધિકારજ નથી. એ માનવું જોઇએ કે: શાસ્ત્ર વચનો એ પરમાત્માનાજ આદેશ છે. સ્વયં પરમાત્માએ શ્રીમુખે જે વાક્ય કહ્યું કે: " માત્ર સ્ત્રીએ તો પતિને ભજવો એજ યોગ્ય છે. " હવે, જો સ્ત્રી પરમાત્માના એ પરમ આદરણીય વચનનો અનાદર કરી–વાસ્તવિક જોતાં એ વચન પરમાત્માએ પોતાના મ્હોંથી કહેલાં છે, તો તે પરમાત્માના મ્હોં પર એક વખત લાત લગાવી, સ્ત્રી પરમાત્માની ભક્તિ કરે, વા મંદિરમાં જઇ તેમના પગમાં પડે તો તે કેવી દયાજનક બાબત છે ! કપાળમાં લાત મારી પગમાં પડનાર સ્ત્રી પરમાત્માના પ્રેમને પાત્ર થઇ શકે કે ? બીજી રીતે જોવા જઇએ તો સ્હેજમાં જણાય એમ છે કે: " પોતાનો પતિ કે જેને સ્ત્રી રાત–દિવસ હમેશાં* જુવે છે તેને જો તે ચ્હાતી નથી, તો ઇશ્વર જેને તેણે સમૂળગો જોયો નથી તેને તે કેવી રીતે ચાહી શકે ? અમે કહીએ છીએ કે: હિન્દુની પર્ણકુટિ એ ભક્તિનું મધુર રાજ્ય છે. દુઃખના દિવસોમાં પણ એક વખત હિન્દુગૃહ ભક્તિશૂન્ય થશે નહિ. તેને ભક્તિનું રાજ્ય કેમ કહ્યું ? એક વખત હિન્દુ ગૃહ તપોવનનાં પૂણ્ય અને પવિત્રતા વડે સ્વર્ગતુલ્ય સુખમય હતું. ગૃહ–તપોવનમાં દયા અને ભક્તિનો સરિતા પ્રવાહ કર્ણપ્રિય કલૂ કલૂ નાદ કરતો પ્રવાહિત થઇ રહ્યો હતો. એ પવિત્ર ભક્તિરૂપી ગંગાજળનાં સ્નાન–પાન કરી, પ્રત્યેક હિન્દુ ગૃહસ્થાશ્રમી સ્ત્રી–પુરૂષ કૃતાર્થ થયાં હતાં. સ્ત્રી સ્વામીની અહોનિશ ભક્તિ કરતી, પરમ ગુરૂભાવ રાખી તેનેજ પરમારાધ્ય ગણતી હતી. પતિ પણ સ્ત્રીમાં અંતઃકરણ પૂર્વક શ્રદ્ધા રાખતો હતો. તેઓ અરસપરસ એક બીજા તરફ શ્રદ્ધા–ભાવથી જોતાં હતાં. એક બીજામાં કોઇની દ્રષ્ટિએ કંઇ પણ દોષ આવતોજ નહિ. આદર્શ દમ્પતિ હોય એ વખત દોષ ક્યાંથી ? તેમના મધુર પવિત્ર મિલનથી અનુપમ ભાવ જાગૃત થતો હતો, અને હૃદયમાં નિર્મળ આકાંક્ષા અંકુરિત થતી હતી. પતિ પત્નીમાં મહા-

* કહો, પછી લાત ખાનાર પરમાત્મા તેમને સંઘરે કે શ્રાપ આપે ?

લક્ષ્મીનું દિવ્ય તેજ નિહાળતા હતા, અને સ્ત્રી પણ ધાર્મિક અગર એવાંજ અન્ય અનેક કાર્યોમાં અદ્વિતીય સંગિની રૂપે અંતઃકરણ પૂર્વક સહાય કરતી. આદર્શ સ્ત્રી રત્નની એ અપૂર્વ સહાય્ય પ્રત્યેક કાર્યમાં પતિને મહાન કીમતી થઈ પડતી. તે હિન્દુ સ્ત્રીનું ગૌરવ ભર્યું એક નામ માત્ર—**સહધર્મ્મિણી.**

સહધર્મ્મિણીનું કર્તવ્ય શું ? તેની સાધના કેવી ? તે સર્વ માત્ર જોતાંની સાથેજ સ્પષ્ટ જાણી શકાય તેમ છે. પતિ પર પત્નીનો પ્રગાઢ અનુરાગ ન હોય, તેમ પતિ પર કદી પત્ની એવીજ દ્રઢ ભક્તિમતિ ન હોય તો તેને કોઇ દિવસ પતિની સહધર્મ્મિણી કહી શકાયજ નહિ.

ભક્તિ ભાવના વડે પતિનાં ધર્મ–કર્મમાં સ્ત્રી અનુરાગિની થાય છે. જે સ્ત્રીમાં પતિભક્તિ નથી, અથવા જે સ્ત્રી માત્ર પોતાના પતિને એક મિત્ર ભાવથીજ જુવે છે તે પતિનાં ધર્મ કાર્યોમાં કેવી રીતે સહધર્મ્મિણી સ્વરૂપે સહાય્ય કરી એ અદ્વિતીય આનંદના લાભ લઇ શકે ? કોઈ દિવસ નહિ. પરન્તુ જે રમણી રત્ન પતિની પૂજ્ય હૃદયથી ભક્તિ કરે છે, તેની ભક્તિના પ્રભાવવડે તે ભક્તિ–રાજ્યની અધિશ્વરી ગણી–કલ્પિ શકાય છે. ભક્તિરાજ્યની એ અધિદેવી આર્ય રમણીની સહાય્યથી ધાર્મિક પંથ ઘણો સુલભ અને સરળ બની જાય છે.

ત્યાર બાદ ભક્તિ–આનંદનો એક અપૂર્વ પ્રવાહ વહી રહે છે. હૃદયમાં ભક્તિનો સંચાર થતાની સાથે પ્રાણ–મન આનંદથી ઉભરાઇ જાય છે. પતિ ભક્તિના પવિત્ર આનંદની ઇચ્છા શિવાય આર્ય સ્ત્રી અન્ય સુખની અંતરમાં કોઇ દિવસ બીજી અન્ય કોઇપણ પ્રકારની આકાંક્ષા રાખતી નથી. તેની આકાંક્ષા માત્ર એજ કેઃ અંતપુરમાં પતિ સમિપ બેસી સુખ–દુઃખ વડે જીવન–મરણુમાં સંપદ વિપદમાં પતિની સંગિની થઇને તેની પરિચર્યા કરી સ્ત્રી જન્મની સાર્થકયતા કરવી, અને તેજ યોગ વડે તેને મહાયોગિની, એજ તપસ્યાના પ્રભાવે તેને તપસ્વિની કહી છે, પણ અમારી આજની આર્ય લલનાઓ તેમનું તે આદર્શ ગૌરવ ગુમાવવા તત્પર થઇ છે, સમજો કે સંપૂર્ણ રીતે ગુમાવી બેઠી છે. પતિભક્તિ પરાયણા આર્ય કુળ કામિનિઓના ઉજ્વળ કર્તવ્યની ઉજળી છાપ તો સમય પટપર એવી છપા-

એવી છે કેઃ અનન્ત કાળ પર્યંત તે જેમને તેમ કાયમજ રહેશે. ભાર્યાઓનાં ગુણગાન ગવાય છે, કુભાર્યાઓનાં નહિ. ભાર્યાજ એ કેઃ જે સદા સર્વદા પતિ–ભક્તિમાં રત રહે છે. પતિના શ્રેયનાં કાર્યોનેજ માત્ર હૃદયમાં સ્થાન આપે છે. સતિ રાધાકિશોરીની માફક મન, વચન અને કર્મથી પતિ ભગવાનનું પવિત્ર હૃદયથી પૂજન–અર્ચન કરે છે.

રાધાકિશોરી પોતાના પતિની ગુરૂભાવથી ભક્તિ કરે છે. હિન્દુ રમણીની પતિ ભક્તિનો અર્થ ઇશ્વર ભક્તિ. પતિ ભક્તિથી ઇશ્વરની ભક્તિ એ આર્ય નારીને માટે ભિન્ન નથી. સમયે સમયે સ્ત્રી કેવા ભાવથી પતિની સેવા કરે છે, સંસારમાં પતિને કેવા લ્હાવ લેવરાવે છે, કેવું સ્વર્ગીય સુખ અનુભવાવે છે! અને યથાર્થ ધર્મપત્ની પણ તેનેજ કહી શકાય છે. ધર્મ પત્નીનાં લક્ષણ વિદ્વાનોએ ઘણી સારી રીતે બતાવ્યાં છે. કેઃ–

**कार्येषु मंत्रि करणेषु दासी ।**
**भोज्येषु माता शयनेषु रंभा ॥**
**धर्म्मेषु सहाया क्षमया धरित्रि ।**
**षंड्‌ गुण युक्ता सा धर्मपत्नीः ॥**

તે હિન્દુ રમણી માતૃવત્ સ્નેહે, ભગીનીવત્ પ્રીતિ વડે, પત્ની પ્રેમ પૂર્વક પતિ સેવા કરે છે. હિન્દુ નારીને માટે પતિ ભક્તિ સિવાય અન્ય એકે ધર્મ કર્મ છેજ નહિ, અને એટલાજ માટે આર્ય ઋષિ–મહર્ષિઓએ હિન્દુ રમણીને માટે અન્ય કંઇ ધર્મ કર્મ અલગ અલગ બતાવ્યાં–ગણાવ્યાં નથી. તેમણે તો સ્ત્રીઓનાં સઘળાં કર્તવ્યનો સમાવેશ માત્ર પતિ–ભક્તિ પતિ–સેવામાંજ કર્યો છે. તેમણે તો પતિ–સેવાનેજ ઉચ્ચ સ્થાન આપ્યું છે. અપ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરવાને સ્ત્રીને તેમણે તેજ એકજ સાધન બતાવ્યું છે.

સાધ્વી રાધાકિશોરીએ સમય પર સખી ભાવે તેના પ્રિયતમની સેવા કરી, તેમને પ્રિય ગણ્યા છે. તેણે તેમની દાસ્ય ભાવે સેવા કરી છે, અને તમેજ પ્રભુ, તમેજ ગુરૂ એજ ભાવથી તેમનું ચિન્તવન કર્યું છે. વળી વાત્સલ્ય ભાવ વડે પતિ પર અતુલનીય સ્નેહ મમતા કરી છે. પુત્ર સ્નેહ અગર પતિ સ્નેહમાં તેણે વધારે ભેદ જાણ્યો નથી. જેમ તેમ હો પણ સુ-

પ્યત્વે હૃદયની ભક્તિ સિવાય તેમાં અન્ય કંઇજ નથી. પતિ પરાયણ સતી સાધ્વીએ આ પ્રમાણે પાંચ ભાવે અને પાંચ રસે પતિને ભજ્યા છે. ભજીને મહાભાવમયી થઇ છે. કેવળ પતિને પ્રભુ—ગુરૂ રૂપ માન્યા વિના, માત્ર સ્નેહી સમજીને તેની સાથે યથેષ્ટ વર્તન કરે તો એ સ્વામી—સ્ત્રીના સંબંધમાં અંગ—હાની સિવાય અન્ય કંઇજ નથી. જે સ્ત્રી માત્ર સ્વામીને સ્નેહી ગણે છે અથવા જે પતિ સ્ત્રીને માત્ર ભોગ વિલાસનું રમકડું સમજે છે તેઓ પતિ પત્નીના પ્રકૃત સુખ—સંબંધથી વિમુખજ રહેવાનાં. પતિ પત્નીના સંબંધની પૂર્ણાહુતિ કંઇ કેવળ એક કાર્યમાંજ સમાપ્ત થતી નથી. પ્રકૃત સુખ સં-બંધથી વિમુખ આત્માઓ પ્રતિદિન અધોગતિજ પ્રાપ્ત કરવાનાં. યથેષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાને પ્રયત્ન પણ તેવોજ જોઇએ. શું નથી કહ્યું કે:—બાવળ વાવીને આમ્ર સ્વાદ કયમ લેશે ?

સ્વામી અને સ્ત્રીના પવિત્ર મિલનનો મુખ્ય ઉદ્દેશ્ય વિશ્વહિત છે. જો તેમ ન હોય તો હિન્દુ પતિ—પત્નીનું મિલન અતિ અધમ અને તિરસ્કાર યુક્ત લેખાશે. એટલું તો સત્યજ છે કે: હિન્દુ નરનારીની દામ્પત્ય પ્રિતિ પશુ સુખ અર્થે નથી, આત્માની ઉન્નતિ માટે છે. મનુષ્ય પ્રાણી પાશવિક સુખોમાં લિપ્ત થઇને જો પશુ ભાવ ન ગૃહણ કરે તો મનુષ્ય ભાવથી, સમય જતાં દેવ ભાવે વા મહોચ્ચ ભાવે ઉન્નત થઈ શકે તેમ છે, અને તેજ ભાવના પ્રિતિને લીધે આર્ય ઋષિ જાયાને ગૃહમાતા કહી; ગયા છે, સ્વામીને પરમ ગુરૂ કહીને ઉપદેશ કરી ગયા છે, અને ધર્મનાં ગુપ્ત સુક્ષ્મ તત્વ ગૃહણ કરીને હિન્દુ પતિ—પત્ની સંબંધે ઉચ્ચ ભાવ પ્રકટ કરી ગયા છે. આર્ય દંપત્તિનાં યશોગાન કરી ગયા છે, અને તેટલાજ માટે સ્ત્રીને માત્ર સ્ત્રી કહીનેજ ઓળખાવી નથી, પરન્તુ સ્વામીની સહધર્મિણી કહીને, સ્ત્રીને સ્વામીની અર્ધાંગના કહીને, સ્ત્રીને સ્વામીની ગૃહ લક્ષ્મી કહીને તેના ગૌરવ માનને ઝળકાવ્યું છે. એવી ,આદર્શ ગૃહલક્ષ્મીઓના અભાવે આજ હિન્દુ સ્વામી—પુરૂષ વર્ગનાં ઘર શૂન્ય થઇ રહ્યાં છે. યથાર્થ કહ્યું છે કે:—

“ ગૃહિણી ગૃહનો સ્થંભ છે, ગૃહિણી ગૃહતુંજ માન;
ગૃહિણી ગૃહનું ઘરેણું છે, ગૃહ ગૃહિણી વિનાનું સ્મશાન.”

સ્નેહી ભાવે પતિ—પત્નીના સંબંધનું ઉજ્વળ ગૌરવ કદી સાચવી શકાય નહિ. કોઇ કાળે સુરક્ષિત ન બને. પતિ—પત્નીના સંબંધની પૂર્ણતા કેવળ સખ્યભાવથીજ નથી. પતિવ્રતા સતી જે મન—પ્રાણ અને હૃદયથી પતિસેવા કરે છે, તેની મન—પ્રાણ અને હૃદયથી સખ્યભાવે કોઇ કાળે સંભવે નહિ—તેની તો સ્વપ્નેય આશા ન રાખવી. સતીની પતિ સેવામાં સઘળી બાબતોનો સમાવેશ થઇ જાય છે. હૃદય અને પ્રાણ તેમાં સંપૂર્ણ રીતે ઉત્સર્ગ થાય છે, અને ત્યારેજ સ્વર્ગીય આનંદની પ્રાપ્તિ થાય છે. હૃદયના અધુરા ભાવથી યથાર્થ પતિસેવા થતી નથી. સતી જ્યારે પતિસેવા કરે છે ત્યારે તેને વિશ્વના આ સઘળા વ્યાપારની વિસ્મૃતિ થઇ જાય છે ત્યારે તેની આત્મસ્મૃતિ પણ લોપ થાય છે. એ દિવ્યાનંદ પ્રાપ્ત થયા પછી તેને કોઇ પ્રકારની લાલસાજ રહેતી નથી. તેને કોઇપણ પ્રકારની આકાંક્ષાજ થતી નથી. સેવા સુખમાં તે સઘળું ભૂલી જાય છે. સખ્યભાવે આ પ્રકારની એકાગ્રતા સંભવે કે ? સખ્યભાવમાં તો મ્હોટી મ્હોટી મ્હોંની વાતો ! અન્ય કંઇજ નહિ. શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર એ પાંચ ભાવથી મહાભાવ પરિપૂર્ણ છે. એજ મહાભાવથી સતી સર્વદા પતિસેવા કરે છે, અને તેટલાજ માટે પત્ની ક્વચિદ્ પતિની દાસી, ક્વચિદ્ સખી, ક્વચિદ્ સ્નેહમયી માતા, અને ક્વચિદ્ રમણી તરીકે સ્વીકારાય છે. માત્ર સ્નેહી એ એકજ ભાવ સ્ત્રી—સ્વામીના સંબંધનું મૂળ નથી.

અમારા ઘરમાં જે પ્રેમ અને ભક્તિની સાધના થાય છે, અમારાં ઘર જે ધર્મ સાધનનાં સ્થળ છે, તે વડેજ સ્વામી અને સ્ત્રીનો ચિર મધુર સંબંધ જોડાય છે. પવિત્ર સ્થળનો પ્રભાવ જેવો તેવો ન સમજવો. અમારા ઉપર પતિ અને પત્નીમાં માત્ર સખ્ય ભાવનોજ આરોપ મૂકાય તો તેથી અમે અનેક સુખ—શાન્તિ અને ઉન્નત અવસ્થાથી વેગળાં રહીશું. તે મહાન્ આનંદોથી અમે અન્ય પ્રજાની માફક વિમુખજ લેખાઇશું.

અમે જોઇએ છીએ કેઃ મનુષ્યત્વના વિકાશ પથમાં સ્વામીને સ્ત્રીની અને સ્ત્રીને સ્વામીની પ્રધાન સહાય અને લાગણી હોય છે. એ લાગણી, એ સ્નેહ માત્ર એકજ ભાવ—એકરસથી પરિપુષ્ટ થઇ શકતો નથી. એક ભાવ

અને એક રસ એ સ્નેહિઓને પૂર્ણ મંગળ દિશામાં લઇ જઇ શકશે નહિ. પતિ–પત્નીના મિલનનો ઉદ્દેશ્ય પૂર્ણ મંગળ છે. દામ્પત્ય પ્રણયનો મૂળ મંત્ર પણ પૂર્ણ મંગળ છે, અર્થાત્ પૂર્ણ મંગળને માટેજ પતિ એ સ્ત્રીનો ગુરૂ છે, સ્વામી સ્ત્રીનો ઉપાસ્ય અને પરમારાધ્ય છે. સ્ત્રી જો સ્વામીને ઉપાસ્ય અને પરમારાધ્ય તરીકે સ્વીકારે નહિ–માન ન આપે તો તેને માત્ર ભાર્યાજ કહી શકાશે. તેમાં કંઇજ વિશેષત્વ નથી. તેને માત્ર ભોગની દાસી કહેવામાં કંઇજ અતિશયોક્તિ લેખાશે નહિ; અને પછી તો તેના નારી જીવનનું મૂલ્ય અને મહાત્મ્ય કંઇજ રહ્યું નહિ.

દેવીરાધાકિશોરી તેના પ્રાણવલ્લભની આ પ્રમાણે પ્રેમ–પૂજા કરતી હતી. તેની એ પ્રેમ–પૂજા, એ સતીની પ્રાણપૂર્વકની પૂજા, ખરા હૃદયની પૂજા હતી. સતી પતિને પરમાત્મ તુલ્ય આસન પર બેસાડીને આ પ્રમાણે પરમાનન્દ વડે આરાધના કરતી હતી, પ્રેમવડે પરિતર્પણ કરતી હતી. પતિમાં વિશ્વપતિની મૂર્તિ નિહાળી તેની પૂજા કરી પરિતૃપ્ત થતી હતી. આ સાધનાનું નામજ પ્રેમપૂર્ણ યથાર્થ સાધના, આ પૂજાનું નામજ યથાર્થ પ્રેમ–પૂજા, પ્રેમ પૂર્વકની યથાર્થ પરિતૃપ્તિ ને આનુંજ નામ. જેઓ પોતાના પતિ દેવને પરમાત્મા સ્વરૂપ ગણી આ પ્રમાણે પુષ્પમાળા વગેરે પહેરાવી પવિત્ર–ઉચ્ચ આસન પર બેસાડી ચિત્તની એકાગ્રતા પૂર્વક ઉપાસ્ય ભાવથી પતિ–પરમાત્માની ઉપાસના કરી ચિર આનંદ મેળવે છે તેજ માત્ર સમજી શકે છે કે: " પ્રેમ એ શી વસ્તુ છે. " પ્રેમ મહિમા સમજવાનું સામર્થ્ય અન્ય પતિ સેવાથી વિમુખ ભાર્યામાં હોયજ ક્યાંથી ? જે પોતાના પ્રેમના અધિશ્વર સહિત આ પ્રમાણે પ્રેમનો ઉત્સવ કરે છે, તેજ ખરાં સ્ત્રી–પુરૂષ અને યથાર્થ પ્રેમિક છે, પ્રેમ–ધર્મનાં ખરાં ઉપાસક પણ એજ છે. પરન્તુ જેઓ પતિદેવ સહિત આ પ્રમાણે ઉન્નત સેવાથી વિમુખ રહે છે, તેઓ કોઇ કાળે પ્રેમી નથી, પછી પ્રેમનાં ખરાં ઉપાસક તો તેમને કહીજ કેવી રીતે શકાય ? તેઓ પ્રેમનું ગંભીર રહસ્ય ન જાણે, તેઓ પ્રેમનું યથાર્થ ગૌરવ ન જાણે, પ્રેમનો યથાર્થ ધર્મમર્મ સમજી શકે નહિ; તેઓ શુષ્ક હૃદયના અને તૃષ્ણાતુર ભોગી માત્ર, ત્યાગી નથી.

જગતની પ્રત્યેક વસ્તુમાં અમૃત તુલ્ય સ્વાદ છે. તે સ્વાદ ગ્રહણુ કરવાને માટે પરમાત્માએ પ્રાણીને શક્તિ આપી છે. પ્રયત્ન કરવાથી જીવ પ્રત્યેક વસ્તુમાંથી અમૃત સ્વાદ પ્રાપ્ત કરી શકે તેમ છે. પરન્તુ જેઓને તે સ્વાદનું કંઇ ગ્નાન નથી, તેઓ તે સ્વાદનો ભોગ ભોગવી શકતા નથી. પત્નીને પતિ એ શી વસ્તુ છે, પતિને પત્ની એ શી વસ્તુ છે, તેનું જેને સ્વાદ ગ્નાન નથી તેઓ તેને પરખી શક્તા—અનુભવી શકતા નથી. પરન્તુ એક વખત જેને સ્વાદ ગ્નાન થયું છે, તેઓ પતિ પત્નીમાં પત્ની પતિમાં અનન્ત પ્રેમ વડે, અનન્ત ભાવ વડે, અનન્ત રસે અનન્ત આનંદનો સ્વાદ પાન કરે છે. જેણે આ પતિવ્રતા સતીની માફક ધ્યાન નેત્ર ઉઘાડીને, ધ્યાન મુગ્ધ હૃદય વિસ્તારીને અનન્ત રસ માધુર્યનો, અનન્ત આનંદ ઉત્સવનો સ્વાદ ચાખ્યો છે, તેઓએ ધરાઇ ધરાઇ ખૂબ રસાસ્વાદ ચાખ્યો છે. પેટ ફાટતા સુધી ચાખ ચાખ કર્યો છે. કારણુ તેઓ જાણે છે કેઃ અમૃત રસાસ્વાદ તો મહા દુર્લભ હોય છે. જેણે એ પ્રાપ્ત કર્યો છે તેનુંજ જીવન સાર્થક્ય થયું છે. તેનાજ માનવ જન્મને ધન્ય છે.

સાધ્વી રાધાકિશોરીએ તેના પ્રિયતમના સ્વરૂપમાં અનન્ત માધુરી જોઇ છે, અનુપમ જ્યોતિ નિરખી છે, અપૂર્વ પ્રકાશ જોયો છે, અનન્ત પ્રફુલ્લતા—હાસ્ય જોયું છે; અને જોયો છે અનન્ત પ્રેમ, પ્રેમની ભૂવન મોહિની મૂર્તિ ! એ જોઇ જોઇને તે ધ્યાનસ્થ થઇ ગઇ છે. ધ્યાન પરાયણુા થઇને વિશ્વ—સૃષ્ટિમાં વિશ્વ—સ્રષ્ટાના પ્રેમનો આભાસ જોયો છે. અકપટ મને, સરળ ચિત્તે તે સમજી શકી છે કેઃ તેનો પ્રાણેશ્વર એ અન્ય કોઇજ નહિ પણ પ્રેમમયનુંજ—પ્રેમનું સ્વરૂપ છે. એ સાધ્વી સતીની પતિ પૂજા આ પ્રકારે સાસરે આવતાની સાથે પ્રેમભક્તિ અને શ્રદ્ધાપૂર્વક શરૂ થઇ છે. હિન્દુ રમણીરત્ન આવીજ રીતે પતિ સેવા કરી નારી જન્મનું સાર્થક્ય કરે છે. અમને શંકા છે કેઃ સતી રાધાકિશોરીની પતિસેવા આજની સતીઓને ગમશે કે કેમ ?

**સતીની પતિપૂજાની બલિહારી છે.**



# ૪.

# પતિ વિરહે સતી.



સતી રાધાકિશોરીની તપસ્યાની વળી એક કથા સાંભળવા જેવી છે. તેના જીવનમાં અમે એક સંયમ–સૌન્દર્યનું અદ્દ્ભુત ચિત્ર જોવા ભાગ્યશાળી થયા છીએ. પતિ જ્યારે ઘેર હોય ત્યારે તો એ જણાવ્યા પ્રમાણે તેની પૂજા કરતી હતી, પણ પ્રિયતમ જ્યારે પરદેશ ગયા હોય ત્યારે પણ તે કંઇક એવીજ રીતે પતિ સેવા કરતી હતી. તે સમયે પતિ સેવા કરવાની તેની પદ્ધતિ કંઇક ઓરજ પ્રકારની હતી. અસાધારણ રમણીકુળ ભૂષણ આદર્શ સતીજ એવી સેવા કરી શકે છે. પતિ પરદેશ ગયા બાદ તે પોતાના શરીર પરથી સઘળા અલંકાર ઉતારી નાંખતી, સાદું વસ્ત્ર પહેરી રાખતી, પરિજન સિવાય અન્ય કોઇની સાથે એક શબ્દ સરખો બોલતી નહિ. બોલ્યા ચાલ્યા સિવાય પોતાની મેળે નિયમિત ગૃહકાર્ય કરી પૂજાના આસન પર પતિની લાકડાની પાદૂકા મૂકીને તેના ઉપર પુષ્પ ચન્દન ચડાવી, ભક્તિ શ્રદ્ધા પૂર્વક પ્રણામ કરી, આંખો મીચી દઇ શુદ્ધ ચિત્તે પતિનું ધ્યાન ધરતી હતી. પતિ દેવનું સ્મરણ કરતી હતી, ધ્યાન સમાપ્ત થવા બાદ પતિની પાદૂકાઓનું પાદોદક પાન કરી માત્ર દેહના સંરક્ષણાર્થે કંઇક અન્નજળ ગ્રહણ કરતી હતી. પ્રતિ દિવસ એક નિષ્ઠાપૂર્વક આ પ્રમાણે સાધના કરતી હતી. કોઈ દિવસ તેના નિત્ય નૈમિત્તિક કાર્યમાં તે વિક્ષેપ પડવા દેતી નહિ. શરીર નાદુરસ્ત હોય તોપણ તેનું એ નિત્ય કર્મ તો એ કદી બંધ કરતી નહિ. એનુંજ નામ આંતરિક ભક્તિ–ભાવના.

એ કેવી તપસ્યા ! એ કેવી ભાવના ! વર્તમાન સમયની રમણીઓની તપસ્યા અને સાધના કંઇક જૂદાજ પ્રકારની હોય છે. તેમની પવિત્ર પ્રેમ

કથા કોઇએ સાંભળી છે કે ? અમે આ સ્થળે સતીની એ તપસ્વિની મૂર્તિના સ્વર્ગીય સૌન્દર્યની એક વ્યાખ્યા કરીએ છીએ.

પતિ પરદેશ ગયા છે, પત્ની ઘેર રહી તેની તપસ્યા કરે છે. તેમના નામનું રટણ કરી રહી છે. તેના જાપ જપી રહી છે. પ્રાણાધિક પતિ દેવની કાષ્ઠ પાદુકા પર પુષ્પ માળા ચડાવી, સુવાસિત ચન્દન ઘસી કાષ્ઠ પાદુકા પર તેના છાંટા નાખી, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ભક્તિ પૂર્વક એ ચન્દન ચર્ચિત પુષ્પ—માળા વિભૂષિત્ કાષ્ઠ પાદુકાને પ્રેમ પૂર્વક પુનઃ પુનઃ પ્રણામ કરે છે. માત્ર એક જીર્ણ વસ્ત્ર પહેરેલું છે. કંઠમાં મંગલ સૂત્ર અને કર પર કંકણ વિના શરીર પર એક પણ અલંકાર નથી. વિશાળ તેજસ્વી કપાળમાં કુમ કુમનો એક ચાંલ્લો કર્યો છે. સૌભાગ્ય ચિહ્ન સિવાય સઘળા અલંકાર તેણે દૂર કર્યા છે. તેને એ કંઇ રૂચતુંજ નથી. યોગાસનવાળી ધીર સ્થિર ભાવે નયન બંધ કરી પ્રિયતમનું ધ્યાન ધરે છે. ધ્યાન કરતાં તે જુવે છે કેઃ તેનો પ્રાણવલ્લભ પ્રેમ દેવતા તેના હૃદયના પવિત્ર આસન તરફ સુલલિત વેશે ઉતાવળો દોડતો આવે છે. તેની આંતરદ્રષ્ટિ તેને અનંત મહા મહિમા ભાવ દ્રષ્ય બતાવી મોહિત કરે છે. સતીની એ સમયની પરમ ધ્યાન મગ્ન તપસ્વિની મૂર્તિ, એ અલૌકિક આનંદમયી મૂર્તિ, એ અનુપમ ભૂવન મોહિની મૂર્તિ જેણે જોઇ છે તેઓ મુગ્ધ થયા છે, તેઓ કૃતાર્થ થયા છે, તેમની આંખમાંથી પવિત્ર અશ્રુધારા વહી રહી છે. અમે આજ માનવનેત્રે સતીની એ અપૂર્વ ચિર પવિત્ર તપસ્વિની મૂર્તિનાં દર્શન કરી આનંદ અને આશ્ચર્ય પામતાં આત્મભાન ભૂલી ગયા છીએ. અમે તો માનીએ છીએ કેઃ અમારાં અનેક જન્મનાં પાતક નાશ પામ્યાં છે. સતી માતાનાં દર્શન તો દેવનેય દુર્લભ ત્યાં પછી અન્ય ક્ષુદ્ર જનને મન એ કેવો અદ્વિતીય લ્હાવ. ધન્ય સતી રાધાકિશોરી ! તમારી પતિ ભક્તિ તો પરમ વંદનીય.

અમારા સહૃદય પાઠક એકવાર નયન ભરીને, હૃદય ભરીને, પતિપ્રાણા પ્રેમમયી સાધ્વીની એ ભુવનમોહિની તપસ્વિની મૂર્તિનાં દર્શન કરી પાવન થશે કે ? જગતલક્ષ્મી રમણીની એ મૂર્તિ જેણે એકવાર જોઇ છે તેને ધન્ય છે—તેઓ તો પૂરા ભાગ્યશાળી. અસ્તુ, જે જોશે તે પણ અવશ્ય ધન્ય કહાવશે.

એ તપસ્વિની મૂર્તિનું કેવું અપૂર્વ સૌન્દર્ય! કેવો અપૂર્વ ભાવ! કેવી અપૂર્વ જ્યોતિઃ! સતીની એ તપસ્વિની મૂર્તિના મ્હોં આગળ સૃષ્ટિનાં સઘળાં સૌન્દર્ય કંઇજ નથી. પતિ પ્રેમિકા સાધ્વી પતિ વિરહિણી થઇને ધ્યાનસ્થ છે, સમ્મુખ પતિની કાષ્ઠ પાદુકા છે, કાષ્ઠ પાદુકા પર સુંદર સુગંધી ભર્યાં પુષ્પની મનોહર માળા ચન્દન રસ વડે ચર્ચાએલી સતીના હૃદયમાં આનંદ આનંદ ઉભરાવી મૂકે છે. નાગની ફેણુ જેવા ચળકતા સૂંવાળા શિરોકેશ પિઠપર થઇને જમિનપરના આસનને ચુમ્બન કરી રહ્યા છે. આહા! એ કેવું દ્રષ્ય! સતીના મુખમંડળમાંથી એક અદ્વિતીય દિવ્ય જ્યોતિઃ નિસરે છે. પાંપણોની આડને ભેદી આંખમાંથી સરતાં અશ્રુ બિન્દુ ગાલ પર સેરડા પાડી રહ્યાં છે. આ રૂપના મ્હોં આગળ અન્ય રૂપનો શો હિસાબ છે, આ સૌન્દર્ય આગળ અન્ય સૌન્દર્યની શી ગણત્રી છે, આ ભાવની સમિપ અન્ય સઘળા ભાવનો ભાર શો? હે સાધ્વી, હે પતિ પરાયણા સાધ્વી! હે પતિ ધ્યાનમગ્ન મુગ્ધ તપસ્વિની! હે પતિ પ્રેમ કાંગાલિની! હે આનન્દમયી સ્મિતાનની દેવી, ત્હને ધન્ય છે! ત્હને ધન્ય છે! ત્રયતાપથી પ્રજળતાં ત્હારાં દર્શન કરનાર પામર નર-નારીને પણ ધન્ય છે! પ્રત્યેક હિન્દ વાસીને ઘેર ત્હારી એ પવિત્ર તપસ્વિની મૂર્તિની આરાધના હો! સ્વર્ગમાં રહે રહે દેવી આશિર્વાદ દે કેઃ હિન્દુ રમણીઓ પતિભક્તિ પરાયણા બની સાધ્વી સતી નામનું પવિત્ર ગૌરવ પ્રાપ્ત કરે.

હિન્દુનાં ગૃહ એ તપસ્યાનાં મંદિર છે. એ સ્થળે પુરૂષો તપસ્વી અને સ્ત્રીઓ અનેક તપસ્વિની થઇ છે. તપસ્યાને માટે ગૃહીનું ગૃહ-તપસ્યાને માટેજ ગૃહિની ગૃહિણી અને ગૃહિણીનો ગૃહસ્થાશ્રમ છે. સ્ત્રી-પુરૂષ ઉભય મળીને એ સ્થળે તપસ્યા કરે છે. હિન્દુઓનાં ગૃહ ભોગવિલાસને માટે નથી. પરન્તુ તે વિસરી જઇ અમે આર્ય માનવમંદિરને ભોગવિલાસના રંગમહેલ બનાવી દીધા છે! પવિત્રતાને ઠેકાણે અપવિત્રતા પ્રસરી રહી છે, અને તેથી અમે મહા દુઃખી દુઃખી થઇ રહ્યા છીએ! સ્ત્રી-પુરૂષ ઉભય મળી એવી કેવી તપસ્યા કરતાં હશે! જો કદાચ કોઇ પ્રશ્ન કરે તેને અમે કહીએ છીએ-તેને અમે શાન્તિ પૂર્વક સમજાવીએ છીએ કેઃ પતિ-પત્ની પરસ્પર મળી પ્રાણની તપસ્યા

કરે છે, પ્રેમની તપસ્યા કરે છે, હૃદયની તપસ્યા કરે છે, ભક્તિ—પ્રિતિ—સ્નેહ—દયા—મમતા—જેના તપસ્યામય જીવનમાં સુખમય, શાન્તિમય અને આનંદમય છે એવી તપસ્યા કરે છે. જે તપસ્યાના પ્રભાવે જીવત્વ મટી જઇ શિવત્વ પ્રાપ્ત થાય છે તેવી તપસ્યા કરે છે. જે તપસ્યા વડે આ નરલોકમાં અમરત્વ પ્રાપ્ત થાય છે એવી તપસ્યા કરે છે. જો સ્ત્રી—પુરૂષ ગૃહ તપસ્યાનું મંદિર ન બનાવી શકયાં, પોતે તપસ્વી અને તપસ્વિની બની જીવન તપસ્યામય બનાવવામાં અસમર્થ થયાં, તો એવા ગૃહસ્થાશ્રમનું શું ફળ છે ? એને ગૃહસ્થાશ્રમ કેમ કહી શકાય ? સ્ત્રી—પુરૂષના મિલનનો કંઇ ઉદ્દેશ્ય ? અને માનવજન્મનું કંઈ મહાત્મ્ય ? રાધાકિશોરી જીવનનો મર્મ સારી રીતે સમજી છે, ગૃહ અને ગૃહના ધર્મનો મર્મ સારી રીતે જાણે છે; અને તેથીજ તપસ્યાની અગત્ય સમજી પોતે આદર્શ તપસ્વિની બની ઘોર તપસ્યામાં નિમગ્ન થઇ રહી છે. આ પ્રમાણે જીવન તપસ્યામય બનાવવું એજ માનવ જીવનનો ઉદ્દેશ્ય અને આશય છે. જેઓ આમાંનું કંઇ સમજતા નથી, તેઓ વ્યર્થ નર દેહ વહન કરી તપસ્યાના જગતમાં જીવતા મૂઆ જેવા પશુવત જીંદગી ગુજારે છે. પશુ—પક્ષી અને તેઓમાં વિશેષ ફેર નથી.

પત્નીના ધર્મ સાધનનો ઉપાય એકજ માત્ર પતિ છે. હિન્દુ નારીનો ધર્મ એ એક અલૌકિક મંગળ સાધન છે. પતિપ્રેમ અને પાતિવ્રત્ય તે આલોક અને પરલોકનાં પરમ મંગળ સાધન છે. હિન્દુ નારીનાં પતિપ્રેમ અને પાતિવ્રત્ય એ પૂર્ણ આધ્યાત્મિક ભાવથી ભરેલાં છે. સેવા એજ તેમનો પરમ ધર્મ છે. અમે તો કહીએ છીએ કે: સંસારમાં સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે. સમજતા નહિ કે સેવા એ પૈસા આપી બજારમાંથી ખરીદી શકાય તેવી સોંઘી વસ્તુ છે. યથાર્થ સેવા તો અનમૂલ છે. તેનું વળી મૂલ્ય શું ? નથી સાંભળ્યું કે:—

**सेवा धर्मः परम गहनो योगिनामप्य गम्यः ।**

સેવા એ ખરૂં જોતાં કંઇજ નથી, માત્ર સ્નેહનું રૂપાન્તર છે. હિન્દુ કુળવતી કામિની પોતાના કુળ માનને લક્ષ્યમાં રાખી, કુળમાનના ગૌરવ વડે ગૌરવાન્વિત થઇને એક ચિત્તે પતિસેવા કરે છે.

પતિસેવા કરવાથી સતી રાધાકિશોરીએ દેવીની ઉપાધિ મેળવી છે. અનેક મનુષ્યો પોતાના મનથી તેને દેવી કહેતાં. તેનાં હૃદય અને મન દેવ ભાવ વડે પરિપૂર્ણ થયાં છે. એ દેવત્વના મહિમા વડે તે મહિમાન્વિત થઈ છે. તેના ઉન્નત અને ઉદાર ભાવની બલિહારી છે. અમે સાંભળ્યું છે કેઃ પતિ–પ્રભુ સેવા પૂર્ણ થયા બાદ તે બે હાથ જોડી માથુ નમાવી ભક્તિ ભાવ વડે પ્રાણી માત્રના કલ્યાણની પ્રાર્થના કરતી હતી. સર્વ સંસારી આત્માઓનું પરમ મંગળ ઇચ્છતી હતી. તેના વિશાળ ઉન્નત હૃદયના આદર્શ ભાવને લીધેજ જ્યાં ત્યાં સતી દેવી પતિવ્રતા રાધાકિશોરીના નામનું પુનઃ પુનઃ ઉચ્ચારણ થાય છે. અમે તો તેને અત્યારે તપસ્વિની કહીશું–અત્યારે તેને યોગિની કહેવામાં પણ હરકત નથી. તેણે ગૃહમંદિરમાં પરમ તપસ્યાનો આરંભ કર્યો છે. પ્રત્યેક હિન્દુ રમણી આ પ્રમાણે તપસ્યા કરે, આ પ્રમાણે તપસ્યા કરી નારી જન્મને સફળ કરી ધન્ય કહાવે–જીવન આનંદ મય અને સુખ શાન્તિ ભર્યું કરી નાખે, તેમાંજ હિન્દુ નારીનું વિશેષત્વ છે.

પરદેશથી પતિ ઘેર આવ્યા બાદ રાધાકિશોરી મલિન વેશ ત્યાગ કરી સુંદર વસ્ત્ર–આભૂષણ વડે સજ્જ થતી. અંગ–સંસ્કાર કરતી, માથાના કેશને સમારી મનોહર અંબોડો વાળતી–સુંદર વેણી ગુંથતી. સૌભાગ્યવતી સ્ત્રીને યોગ્ય સર્વ વસ્ત્ર–અલંકાર પહેરી જે સમયે સતી આતુર નેત્રે પતિ દર્શન કરવા ઉભી રહેતી, તે વખતનું તેનું સૌન્દર્ય અલૌકિક જણાતું હતું. તેના પ્રફુલ્લ મુખ કમળ દ્વારા–તેના દિવ્ય હૃદય કમળમાંથી અપૂર્વ સૌગંધ પ્રસરી રહેતી. એ સંબંધમાં એક વૃદ્ધ સ્ત્રીએ અમને એક વખત કહ્યું હતું કેઃ "વર ઘેર આવ્યા તે વહુરાણીને મન તો જાણે આખું આકાશ તેમના હાથમાં આવી ગયું!" કેટલીક વૃદ્ધાઓને એવી ટચાક ભરી વાતો કરવાની બહુ ગમે છે. ગમે તેમ પણ જે સ્ત્રીની પતિમાં અડગ નિષ્ઠા છે, જે નારીની પતિમાં અસિમ ભક્તિ છે, જે સ્ત્રી પતિની ઇશ્વરતુલ્ય ભક્તિ કરે છે અથવા જે સ્ત્રી પતિમાંજ પૂર્ણ પરમાત્માની પ્રેમ–કરૂણા ભરી મૂર્તિનાં દર્શન કરે છે તે રમણી કુળ ભૂષણ આદર્શ રમણીરત્ન પતિ વિદેશ ગયો હોય–પતિ–પ્રભુનો વિયોગ થયો હોય તો તે દીન અને દુર્બળ ન થાય કે? તેમજ

પરદેશથી પતિ ઘેર આવે ત્યારે તે આનંદથી અધિરી ન બની જાય કે ? તેના સુખ—દુઃખ, આનંદ—નિરાનંદનું સાધન માત્ર પતિજ છે. પતિ એજ તેની મહાસાધના છે. પતિ સાધના કરવાથીજ તે જગત્ પતિના પ્રેમની અધિકારિણી થઇ શકે છે. પતિમાંજ જગત્પતિની પરમ મંગળ મૂર્તિનાં દર્શન કરવાથી તે પરિપૂર્ણ મંગળની અધિકારિણી થઇ છે, અને તેથીજ કહેવાય છે કેઃ હિન્દુ ગૃહ ભોગવિલાસનું સ્થળ નથી પણ શાન્ત રસાસ્પદ પવિત્ર તપોવન છે—સ્ત્રી—પુરૂષની મહાતપસ્યાનું એ પરમવંદનીય સ્થાન છે. હૃદયમાં પતિનું ધ્યાન ધરી સતી રાધાકિશોરી મહા તપસ્યા કરે છે. તપસ્યા કરી મહાભાવની અધિકારિણી થઈ—મહા મંગળની ભાગિની થઇ તેણે જીવન ધન્ય કર્યું છે. રાધાકિશોરી પરમ રમણીરત્ન !

પ્રિયતમના મિલન સમયે રાધાકિશોરીએ અનન્ત સુખ ભોગવ્યું છે. વિયોગે વિરહ દુઃખે તેણે સકળ સુખ ત્યાગ કર્યાં છે. સુખ ભોગ અને સુખ ત્યાગ એ ઉભય નારીના પરમ ધર્મ છે. અમારા આર્ય શાસ્ત્રમાં તેનેજ સતી—પ્રેમ કહી ઓળખાવ્યો છે. સતીના પતિ પ્રેમની સત્તા અસાધારણ છે. સતી પ્રેમમાં અસાધારણત્વ જોઇ સર્વ સંસાર ચકિત થયો છે. સંસારી જનો સતી સ્નેહ સાંભળી મુગ્ધ થાય છે. સતીના પ્રેમમાં ગંભીર આકુળતા છે. વિકળતા નહિ, ઉચ્છવાસ છે, ઉચ્છૃંખલતા નહિ. એતો અગાધ જળસ્રોત તુલ્ય સ્થિર અને ગંભિર છે.

આ સ્થળે પ્રેમમયી સતીની ઓર એક સાધનાનો વૃતાંત કહીએ છીએ. રાધાકિશોરી સ્વામીને સસ્નેહ ભોજન કરાવતી વખતે પોતે એમજ માનતી કેઃ હું પરમાત્માને ભોજન કરાવું છું. પતિ આજ્ઞાનું ઉલટ ભેર—સહર્ષ પાલન કરી પોતે એમજ માનતી કેઃ હું પરમાત્માની આજ્ઞા ઉઠાવું છું. પતિસહિત સુખોપભોગનો સ્વર્ગીય લ્હાવ લેતાં પોતે એમજ ગણતી કેઃ હું પરમાત્મા સાથે એ લ્હાવ લઇ રહી છું. સુગન્ધી પુષ્પ—ચંદન વડે સ્વામીને શણગારતાં પોતે એવુંજ માની લેતી કેઃ હું શ્રી ભગવાનને પુષ્પ ચન્દન વડે શણગારૂં છું. પુષ્પહારથી વિભૂષિત પતિની નયન મનોહર મૂર્તિનું હૃદયમાં ધ્યાન ધરી એ એવીજ કલ્પના કરી લેતી કે હું શ્રી ભગવાનની અનુપમ

મૂર્તિનું ધ્યાન ધરૂં છું. સ્વામીના ચરણોદકનું પાન કરી પોતે એમજ સમજતી કે: હું જગતપતિના ચરણામૃતનું પાન કરૂં છું; અને ધારતી કે: સ્વયં શ્રી પરમાત્મા પતિરૂપેજ મ્હારી સાથે સ્નેહ કરે છે–કૃપા કરે છે. ભાવમયીના ઉપરોક્ત અનેક ઉચ્ચ ભાવમાંના એકનોય અનુપમ લ્હાવ આજની સ્ત્રીઓએ લીધો છે કે ? તેમણે કોઇ દિવસ સ્વપ્નેય એવી પરમશ્રેષ્ટ ભાવના અંતરમાં ધારણ કરી છે કે ? ન ધારણ કરી હોય તો પછી અમે તેમને શી ઉપમા આપીએ ? વાંચક ! તમે તેને શું કહેશો ? દેવી કે રાક્ષસી ?

આ મહાભાવની સાધના અને પ્રેમની તપસ્યા દ્વારા રાધાકિશોરીએ પોતાના જીવનને કેટલું ઉન્નત અને કેટલે સુધી પરમાનંદે આનંદિત કર્યું છે, એ સમજવાને કંઇક પ્રયત્ન કરી જોઇએ.

રાધાકિશોરીનું હૃદય સાધકનુંજ હૃદય સમજી લ્યો રાધાકિશોરીનો પ્રાણ, સાધકનોજ પ્રાણ માની લ્યો. રાધાકિશોરીનું પતિ–ગુણ–કિર્તન, સાધકનુંજ પ્રભુ–ગુણ–કિર્તન સમજી લ્યો. તે આલોકના ક્ષણિક સુખ અને ક્ષુદ્ર આનંદને માટે પતિભજન કરતી ન્હોતી. તેના કાર્યમાં જણાતુ હતું કે: તે અવિનશ્વર સુખ–અખંડાનંદ પ્રાપ્તિ માટે પ્રયત્ન કરતી હતી, અને તેના તે પ્રયત્નના પરિણામે અપૂર્વ સુખ વડે સુખી અને અખંડ આનંદ વડે આનંદિતા થઇ છે. તે પતિને શણગારી, પતિનું ધ્યાન ધરી, પતિને વક્ષઃ સ્થળે ધારણ કરી, પતિપદ સેવા કરી, પતિના ચર્ણમાં પડી–મસ્તિષ્ક નમાવી ભગવદ્દભાવે તલ્લિન બની ગઇ છે, આનંદમાં મસ્ત બની ગઇ છે. આનંદમાં અને આનંદમાં તેનાં રાત–દિવસ ચાલ્યાં જાય છે. પતિ સેવામાં સમય પણ જણાતો નથી. પ્રાણનાથના આગમનથી તેના હૃદયમાં દિવ્યાનંદ ઉદ્દભવ્યો છે. એનું નામજ આનંદ–મંગળ સાધના. એજ પ્રકૃત સાધના. આર્ય ઋષિઓ ઘેર ઘેર દામ્પત્ય મિલનને માટે એજ સાધનાનો રસ્તો બતાવી ગયા છે.

જે સઘળાં સ્ત્રી–પુરૂષ જીવનનો હેતુ સમજે છે, જીવનનું મૂલ્ય અને મર્મ સમજે છે તેઓ સંસારના નજીવા ખેલોમાં–રમત ગમતમાં વ્યર્થ જીવન ગાળશે નહિ. ખાઇ–પીને નકામી વાતોમાં જીવનકાળ વ્યતિત કરશે નહિ પાર્થિવ સુખ–સ્વછંદવડે પોતે કૃતાર્થ વા પરિતૃપ્ત થશે નહિ ચિર કૃતાર્થ

અને ચિર પરિતૃપ્તિ મેળવવા માટેજ તેઓ યત્નશિલ રહેશે. અનિત્ય, અધ્રૃવ અને અસાર ભોગવિલાસનાં સુખ, આત્મ પ્રતિષ્ઠાની તૃષ્ણાની એ મહા યજ્ઞ-માં આહૂતિ આપી જીવનની સાર્થકયતા કરશે. જીવનનો મહાન ઉદ્દેશ્ય અને મહાન્ ગૌરવ સાધ્ય કરશે.

અસાધારણ રમણી રત્ન સતી રાધાકિશોરી જીવનનું મૂલ્ય અને મર્મ સમજી છે. મનુષ્ય જીવન પ્રાપ્ત કર્યા છતાં, મનુષ્યત્વ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તેવાજ તેણે સદા સર્વથા પ્રયત્ન કર્યા છે. તે તો તેના અંતઃકરણમાં હમેશ ખુંચ્યા કરતુ. અને જીવનમાં મહા યજ્ઞ અનુષ્ઠાન કરી અથવા જીવ-નના મહા યજ્ઞમાં અનિત્ય સુખની તિલાંજલી આપી તે પૂર્ણ કૃતાર્થ થઇ છે. પવિત્ર ધાર્મિક કાર્યો કરવામાં તેનાં ઉજ્વળ અતુલનીય જ્ઞાનચક્ષુ સંપૂર્ણ-પણે ઉઘડયાં છે. સર્વ જીવ વત્સલ પરમ પ્રેમાસ્પદ સર્વ જીવમાં એક માત્ર પોતાના પતિમાં પરમાત્માની દિવ્ય જ્યોતિઃ જોવાને તેના પુણ્ય પુલકિત હૃદયમાં અજેય તૃષ્ણા જાગૃત થઇ છે; અને પરમાનંદે એ પરમ પુરૂષ શ્રી ભગવાનનો સાક્ષાત્કાર કરવા માટે તેને અપરિસીમ આકુળતા અને દુર્જય વાસના ઉદ્દ્ભવી છે. એ પવિત્ર ભાવમયી ભામિનીની નિવાસ ભૂમિને સ્વર્ગ ભૂમિ કહેવામાં શો વાંધો? દૈવી આત્માઓ રહે તેજ સ્વર્ગ. રાક્ષસી હૃદયના માણસો રહે તે નરક. સ્વર્ગ—નરક આ સૃષ્ટિની બહાર નથી.

અમારા પુરાણ પરથી જણાય છે કેઃ ભારત વર્ષમાં જે સઘળી અ-સામાન્ય આદર્શ સ્ત્રીઓ જન્મ લઇ દેશને પવિત્ર કરી ગઇ છે, એ સર્વ લોક પૂજ્ય સાધ્વીના જીવનમાં પતિ સેવા રૂપ મહા યજ્ઞ પરિપૂર્ણ રીતે જોવામાં આવ્યો છે. એ પતિસેવા રૂપ મહાયજ્ઞ દ્વારાજ તેમનો—નારી જાતિનો અતુલ મહિમા પ્રકાસ્યો છે, અને જ્યાં ત્યાં પૂજ્ય ભાવ વડે મુક્ત કંઠે ગવાયો છે. પોતાના ખરા અંતઃકરણથી પૂર્ણ ભક્તિ સહિત પતિની પરમાત્મ ભાવે આ-રાધના કરવી એજ હિન્દુ રમણીના જીવનનો મહાયજ્ઞ છે. પતિ ભક્તિના એ પરમ યજ્ઞની સ્થાપના પ્રત્યેક આર્ય રમણીએ અવશ્ય કરવી જોઇએ. એ બા-બતનું જ્ઞાન તેજ શ્રેષ્ટ જ્ઞાન છે. એ જ્ઞાન શિવાય સ્ત્રીઓનું સર્વ જ્ઞાન નિ-રર્થક છે. એ મહાભાવ વગરના અન્ય સઘળા ભાવ તે તુચ્છ અને અહિતકર

છે. એ દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિ વિના હિન્દુ રમણીનું જીવન ધન્ય અને સાર્થક થાયજ નહિ. લોકમાતા સીતાદેવી એ મહા જ્ઞાનેજ ધન્ય કહેવાયાં છે. દેવી સાવિત્રી એ મહા જ્ઞાનના પ્રભાવેજ લોક પૂજ્ય થયાં છે, અને એવી કેટલીક હિન્દુ સ્ત્રીઓ એ મહાન જ્ઞાન વડેજ જગતમાં આદર્શ રમણી તરીકે લેખાય છે. તેમનાં અમૃત સરખાં સુમધુર અપૂર્વ ચરિત્ર હજીપણ સંસારને અપૂર્વ શિક્ષણ આપે છે. વાસ્તવિક રીતે એ મહાજ્ઞાનને લીધેજ હિન્દુ નારી પતિના હૃદયની અધિષ્ઠાત્રિ બની શકે છે. ગુણવાન ગૃહિણી પતિને અમૃત તુલ્ય થઈ પડે છે. હિન્દુશાસ્ત્રે સ્ત્રીને અમૃત તુલ્ય કહી છે, તેનું કારણજ એ છે. હિન્દુ સ્ત્રીમાં એ ઉચ્ચ જ્ઞાન અને જ્ઞાનની દૃઢતા અને ગંભીરતા ન હોય તે ભાર્યા પતિને અમૃત રૂપ થઇ શકતી નથી. અથવા જો હિન્દુ સ્ત્રી એ જ્ઞાનથી વિમુખ હોય તો પછી તેને કોઇ દિવસ અમૃત તુલ્ય માની-કહી શકાયજ નહિ. શોક-દુઃખ, આપદ વિપદમાં ભાર્યા એ પુરૂષને ઔષધ રૂપ છે. એના જેવું બીજું ઔષધ છેજ નહિ. જેવી સ્ત્રી પતિની મંગળ કારિણી છે તેવું કોઇજ નથી. એ મહા સત્ય વચનની જો લેશ માત્ર સમ્માન-રક્ષા નહિ થાય તો પછી સ્ત્રીઓનું જરીકે મહાત્મ્ય રહેશે નહિ. પતિનું કલ્યાણ ઇચ્છે તેજ પત્ની.

મહિલાકુળ આદર્શ આર્ય રમણીને અમે માત્ર એજ સમજાવવા માગીએ છીએ કેઃ કેવળ સ્વામીનો ગૃહકાર્યભાર ઉપાડી લેવાથી-પશુની માફક માત્ર એ બોજો એકલો ઉંચકવાથી-નારી જીવનની સાર્થકયતા થતી નથી. માત્ર સ્વામીના સુખે સુખી થવાથીજ નારી જીવનનો ઉદ્દેશ્ય સફળ નહિ થાય. ત્યારે શાથી થશે ? થશે માત્ર, સ્વામીના ઘરને પરમસ્વામી-પરમાત્માના ઘર જેવું-સ્વર્ગ તુલ્ય બનાવવાને માટે હૃદયમાં આકુળતા રાખવાથી. સ્વામીના સુખે સુખી થઇ પરમ સ્વામી-પરમાત્માની સેવા-દર્શન સુખની અભિલાષિણી થવાથી. પતિ સેવા કરી પતિમાં પરમાત્માની જ્યોતિ જુવે તેજ યથાર્થ પતિવ્રતા સતી. સ્ત્રીએ સ્વામીનો પ્રિતિપૂર્વક હાથ સાહી અલૌકિક ભાવનાવડે પરમ સ્વામીના ચિર સ્નિગ્ધ, ચિર મધુર, ચિર તૃપ્તિકર, ચિર સુખમય પ્રેમ સાગરમાં ડૂબી જવું જોઇએ. એક સમય અમે એક અપૂર્વ દ્રશ્ય જોયું છે કેઃ

કોઇ પતિ–પત્ની એક બીજાનો હાથ સાહી સાત્વિક–સ્વર્ગીય સ્નેહપૂર્વક ગંગા-સ્નાન કરે છે. જય નર્મદે ! નર્મદે હર ! પતિ–પત્નીનો એ પરમ પવિત્ર રવ સારતા તટ પર ઉભેલાં અસંખ્ય સ્ત્રી–પુરૂષોના કર્ણમાં અમૃત રસ રેડી રહ્યો છે. એ અનાહતનાદ અમારા કર્ણમાં હજીય ગુંજી રહ્યો છે. એ સ્વર્ગીય દૃષ્ય જોતાંજ અમારી આંખમાં આનંદાશ્રુ ઉભરાઇ ગયાં. દૂર રહે રહે તે દેવ–દેવીને અમે પ્રેમપૂર્વક પુનઃ પુનઃ પ્રણામ કર્યા છે. અમે એજ માગીએ છીએ કેઃ પ્રત્યેક સંસારી સ્ત્રી–પુરૂષે ગંગા–સ્નાન કરતાં દૈવી પતિ–પત્ની સમાન હાથો હાથ મિલાવી–હૃદય સાથે હૃદય લગાવી, સંસારની ક્ષણિક સુખ આપનારી તુચ્છ–મલિન વાસનાઓનો ત્યાગ કરી સંસાર ક્ષેત્રમાં પરમ મંગળ સાધના કરવી જોઇએ. મોંઘા–દુર્લભ માનવ જીવનને દેવ જીવનના રૂપમાં ફેરવી નાંખવું જોઇએ. જો તેમ ન થયું તો પછી સ્ત્રી–પુરૂષનો દામ્પત્ય પ્રેમ એ કેવળ એક પ્રકારની દુકાનદારી છે. જે દામ્પત્ય પ્રેમનો પ્રવાહ પરમ સ્વામીના પ્રેમ–સાગરના અમૃત રસમાં સંપૂર્ણ રીતે મળી ન જાય, એ દામ્પત્ય સ્નેહની અમને જરૂર નથી.

મહા દેવી રાધાકિશોરીની પતિમાં ભગવદ્ ભાવના અટલ હતી, સ્વામીમાં તેની અપરિમિત ભગવદ્ભક્તિ હતી. સ્વામીમાં તેનો અસાધારણ ભગવદ્ પ્રેમ હતો. તે તો તેના જીવનમાં ખરેખરી ધન્ય થઈ છે. તેની પવિત્ર ચરિત્ર કથા સંસારમાં શિક્ષાપ્રદ થઇ છે. પોતે આનંદ મેળવી, પતિને પણ આનંદ અર્પ્યો છે. પતિનું હૃદય પણ ધર્મ તરફજ વળ્યું છે તેની ચિત્ત વૃત્તિ પણ કેવળ પરમાત્મામાંજ ચોંટી છે. રાધાકિશોરીનું જીવન કેવી રીતે આનંદમય બન્યું છે તે પરત્વે આ સ્થળે બે એક બિનાઓ રજુ કરીએ છીએ. જેણે રાધાકિશોરીને એક વખત જોઈ છે, તેઓએ મુક્ત કંઠે કહ્યું છે કેઃ અમે કોઇ દિવસ તેના વદનપર મલિનતા જોઇ નથી. તેણે ક્રોધ કરીને કોઇ દિવસ કોઇને કંઇ પણ કહ્યુ નથી. તેણે કોઇની સાથે કોઇ દિવસ દુર્વ્યવહાર રાખ્યો નથી. તે હમેશાં હસમુખી રહેતી, તેનો આત્મા સદા સર્વદા આનંદમાંજ રહેતો. ગૃહકાર્ય કરતાં તે કોઇ દિવસ કટાણુ મ્હોં કરતી નહિ. તે સર્વે ગૃહ કાર્ય ઉલટ ભેર કરતી. આજની સ્ત્રીઓની માફક જાણે ઘરનું કામ કરતી હોય

તો જાણે મ્હોટો સૌ પર ઉપકાર ન કરી નાખતી હોય તેવી રીતે તોરમાં ને તોરમાં મ્હોટું દાથરા જેવું મ્હોં ચડાવીને ક્વચિદ્ પતિને વા ક્વચિદ્ સાસુ-સસરાને અને ઝપાટામાં આવ્યો તો બિચારાં ન્હાનાં નણંદ દિયર વગેરેને છણકા છાકોટા કરી સર્વને દુઃખરૂપ થતી ન્હોતી! કોઇને તે ઝેર જેવી કડવી લાગતી ન્હોતી. તેના મધુરા-મીઠા બોલ સાંભળવા તો સૌને ગમતા. તેના સરળ અને મધુર વ્યવહારથી સૌ સંતુષ્ટ રહેતાં. આજ પણ તેના દિયર-દેરાણી નણંદ વગેરે સૌ કોઇ તેની સ્નેહ કથા, સરળ અને સુન્દર વ્યવહારની વાત તેમજ ક્ષમા અને સહિષ્ણુતાને યાદ કરી અશ્રુપાત કરે છે.

જીવન આનંદમય ન હોય તો કોઇ દિવસ ક્ષમા, સહિષ્ણુતા, અક્રોધ, સરળતા, સ્નેહ શિળતા, પ્રફુલ્લ ચિત્તતા એ સર્વ ગુણ ઉદ્ભવેજ નહિ. જ્યાં ક્રોધ છે ત્યાં આનંદ કયાંથી ? જ્યાં ક્ષમા અને સહિષ્ણુતા નથી ત્યાં પણ આનંદ ક્યાંથી ? જેની વાણી મૃદુ-મધુર નથી તેની વાત કહેવામાં આનંદ શો ? જેનું હૃદય ઉન્નત અને નિર્મળ નથી તેના જીવનમાં ક્યાંથી આનંદ હોય? આનંદ એ તો સ્વર્ગીય સામગ્રી છે. આનંદ એ તો દેવ-દુર્લભ વસ્તુ! ક્રોધ, હિંસા, દ્વેષ, અભિમાન. અહંકાર અને ભોગની આકાંક્ષાથી કદી આનંદ પ્રાપ્ત થતો નથી-તેથી કોઇ દિવસ આનંદ મળે નહિ. ત્યારે આનંદ કેવી રીતે પ્રાપ્ત થાય ? પ્રીતિ વડે આનંદ પમાય છે-આનંદ પ્રાપ્ત થાય છે સાધુતા-સરળતાથી, પુણ્ય-પવિત્રતાવડે આનંદ મળે છે; અને આનંદ મળે છે, કદિ પ્રેમિક-પ્રેમિકા જો પરમ પ્રેમાસ્પદના ચરણે પોતાના પ્રાણ ઉત્સર્ગ કરી, પોતાના પ્રેમવડે તેનો ઉત્સવ કરે, અને પોતાના સૌન્દર્ય અને પ્રેમ વડે વિશ્વ પ્રેમની આરતિ કરે તો તેથી પ્રાપ્ત થાય. એ આનંદ તત્ત્વ અતિ નિગૂઢ છે, એ આનંદ પથ પુષ્પ જેવો કોમળ અને સરળ છે. એ આનંદ પથમાં કંટક નથી પણ પદે પદે પુષ્પ પાથર્યા છે. તેમાં ચાલ-નારા તો કોક વિરલજ ભાગ્યશાળી આત્મા હોય. નહિ તો તમે કેવી રીતે આનંદ પ્રાપ્ત કરી શકો ? શું તમે ધારો છો કેઃ આખા ત્રૈલોક્યના સમગ્ર ઐશ્વર્યવડે તમને શાન્તિ મળી શકે ? આનંદ પ્રાપ્ત થાય? કૃશ અને કંગાલ જેવો પતિ મેળવ્યા છતાં સતી રાધાકિશોરી પરમાનંદનો ઉપભોગ કરે છે.

તેથીજ તેનો આત્મા પ્રફુલ્લ રહે છે. કોઇએ તુચ્છ ભાવ અથવા તેમનામાં ક્રોધ, હિંસા, દ્વેષ, અશિષ્ટતા આદિ દોષ જોયા નથી. અમે મનુષ્ય છીએ છતાં અમારામાં એ સઘળા તો નહિ, પણ એકે ગુણ કેમ નથી ? અમે મનુષ્ય તો ખરાં પણ ક્રોધ, હિંસા, કાપટય અને અભિમાનનાં પૂતળાં છીએ ! અમારામાં ને તેમનામાં કંઇ ફેર ખરો કે ? હા, અમે તમે માનવ ખરા પણ પશુ પ્રકૃતિના ! એ માનવ ખરા પણ યથાર્થ દેવ જેવા. વંદન એવાં વિશ્વ પ્રેમી પતિ—પત્નીને.

**જય દેવી ! જય !**



## ૫.
## ભજનાનંદ.



એક દિવસ મધ્ય રાત્રીએ સતી રાધાકિશોરી પૂર્ણ પ્રેમવડે પતિ-પૂજા કરતી હતી. પતિ સાનિધ્ય બેસી અર્ધ મીચેલી આંખો-એ પતિનું “ભૂવન મોહન” રૂપ એકાગ્ર ચિત્તવડે જોતી હતી. જોતાં જોતાં એક વખત તો તે બાહ્યજ્ઞાન શૂન્ય થઇ ગઇ. આંખમાં અશ્રુ નથી, મુખથી ઉચ્ચાર કરતી નથી. પળે પળે વારંવાર તે રોમાંચ અનુભવે છે. પતિ દર્શન કરતી બાહ્ય જ્ઞાન શૂન્ય બનેલી પતિ ભક્તિમાં તલ્લીન સતી ઘડીભર ચૈતન્ય ગુમાવી બેઠી. કંપતાં કંપતાં આકુળ હૃદયે હા, કૃષ્ણ ! હા, ગોપિજન વલ્લભ ! હા, રાધા રમણ ! ઉચ્ચાર કરતાં છીન્ન તરૂલતા સમાન પતિ ચર્ણમાં ગબડી પડી. આ દ્રષ્ય જોઇ પતિની આંખમાં સ્નેહાશ્રુ ભરાઇ ગયાં. કેટલાક સમય પછી આકુળ હૃદયે સાધ્વી પતિના કંઠમાં કોમળ કમળનાળ સરિખા બન્ને હાથ ભેરવી વિરામ લઇ રહી. પતિની બન્ને આંખોમાંથી અગાઉની માફક અવિરલ અશ્રુપાત થવા લાગ્યો. તે સમયે પ્રેમ મુગ્ધ પતિ—પત્ની એક કેવા અપૂર્વ ભાવવડે ભૂષિત થઇ, કેવા પરમાનંદમાં મસ્ત બની, કોણ કહી શકે કે: કેવાય સુધા મધુર મહામિલનના આકર્ષણ વડે આકર્ષાઇ પરમોત્કષ્ટ સુખ—શાન્તિનો અસ્વાદ લેવા લાગ્યા. તે સમયનું તેમનું જીવન

કેટલું મધુર, તેમનું મિલન કેવું મધુર, વિશ્વ વ્રક્ષાંડ તેમને મનથી કેવું મધુર લાગે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. તે સમજી શકાય તેમ પણ નથી. હૃદયમાં આનંદ તરંગ પેદા થઇ તેમને ભોગના રાજ્યમાંથી ત્યાગના રાજ્યમાં, પાર્થિવ અને મલિન અવસ્થામાંથી અપાર્થિવ અને સુનિર્મળ અવસ્થામાં લઇ જાય છે. તે સમયે તેમને તેમનો સંસાર અમર લોક તુલ્ય અને જીવન અમૃત તુલ્ય જણાય છે. અંતિમ પ્રિતિમુગ્ધ સાધક દમ્પતિ દ્રઢ આલિંગને બદ્ધ થઇ, માત્ર જમીનપર પડીજ રહ્યાં. બેઉ જણુ એકરૂપ બની એક ભાવ અને એક રસમાં રસબસ થઇ–ડુબી જઇ, મિલનના મહામંત્રનું ધ્યાન કરતાં કરતાં વિહ્વળ થઇ રહ્યાં.

વળી એક સમયે દેવી રાધાકિશોરી પુષ્પમાળા તૈયાર કરીને તેના પ્રિયતમને પહેરાવી, સારૂં આસન ગોઠવી તે પર બેસાડી પૂર્ણ ભક્તિભાવવડે પ્રાણેશ્વરની ચર્ણરજ લઇ માથે ચડાવી તેની પ્રદક્ષિણા કરવા લાગી. પ્રદક્ષિણા કરતાં કરતાં સાધ્વીના હૃદયમાં અપૂર્વ આનંદ—સિન્ધુ ઉભરાઇ ઉઠયો. મહાભાવના તરંગ ઉદ્દ્ભવવા લાગ્યા. તેનું સર્વાંગ કદમ્બ પુષ્પ સમાન કંટકિત થયું. બન્ને આંખમાથી અવિરલ ધારાવડે આનંદાશ્રુ વહેવા લાગ્યાં. સમજો કે ચિત્તભ્રમ અવસ્થાની માફક સતી પતિની પ્રદક્ષિણા કરવા લાગી. પ્રદક્ષિણા કરીને એમાં એ શું કરે છે ? કહેવાય છે કેઃ પતિરાજ સમક્ષ પ્રેમમયી સાધ્વી નૃત્ય કરે છે. તે કેવી રીતે નૃત્ય કરે છે ? વાહ, વાહ, મુગ્ધા બાલિકાની માફક નૃત્ય કરે છે. મુગ્ધા બાલિકા જેમ અંગ ચેષ્ટા કરી નૃત્ય કરે તે પ્રમાણે નૃત્ય કરે છે ! પડોસમાંની એક આધેડ સ્ત્રી પોતાની અગાસીમાં બેઠી બેઠી પ્રેમમયીનું એ પ્રેમ નૃત્ય જોઇ રહી છે. તે જુવે છે કેઃ પ્રેમમયી કોઇવાર સીધી થઇ જાય છે, કોઇવાર વાંકી ચૂકી વળી જાય છે, કોઇવાર ધીરે ધીરે પગ ઉપાડે છે. કોઇ કોઇવાર પતિના મુખમંડળપર દ્રષ્ટિ સ્થાપે છે, કોઇ કોઇવાર આંખો બંધ કરે છે, કોક કોક સમય અર્ધ વિકસિત કમળની પાંખડી સમાન આંખડી અર્ધ ઉઘાડી રાખે છે. કોઇવાર ઉંચે જુવે છે, વળી એકવાર સુન્દર—સુકોમળ બન્ને હાથ ઉંચા કરી આંગળીઓની આંટી ભરાવી નૃત્ય કરે છે.

ભાવમયીના ઉપરોક્ત ભાવ જોઇ પતિની કેવી અવસ્થા થઇ છે તે સાંભળો. પતિ જુવે છે કેઃ તેની હૃદયેશ્વરી પ્રેમના પ્રબળ પ્રવાહમાં તણાતી જાય છે. પ્રેમના અમૃત રસવડે અભિષેક કરે છે. તે જોઇ તેના હૃદયમાં અપૂર્વ આનંદ લહરી ઉઠે છે. ત્રૈલોક્ય સુન્દરી સતીના મુખમંડળમાંથી નિકળતાં શાન્ત—શિતળ જ્યોત્સના—કિરણો પતિના હૃદયમાં અને જ્યાં ત્યાં શિતળતા પ્રસારી રહ્યાં છે. જોઇ જોઇને તેણે જોયું કેઃ સતીને મન પતિ એ સાધારણ પતિ નથી. તે તો દેવ છે. દેવભાવના—અદ્વિતીય આનંદવડે તેનું અંતઃકરણ ભરાઇ ગયું છે. દિવ્ય આનંદવડે—અનંત શાન્તિવડે તેના મન-પ્રાણ પૂર્ણ થઇ ગયા છે. તેતો મનથી એમજ માને છે કેઃ સ્વર્ગલોક કહો વા દેવલોક અગર અચ્યુત આનંદ ધામ તે આજ છે. પ્રેમમયી, ભાવમયી, આનંદામયી તેને કેવો અપૂર્વ રસાસ્વાદ લેવરાવે છે. તે રસ અને તે આનંદનો તો તેના જીવનમાં તેણે કોઇ દિવસ અનુભવ કર્યો નથી.

અંતઃકરણમાં આ પ્રમાણે ભાવના કરતાં પોતાની જાતને મહા ભાગ્યશાળી માનતો પતિ મુગ્ધ પ્રાણવડે, અનિમિષ નેત્રે પ્રેમમયીની પ્રેમ પતિમા અને પ્રેમનું નૃત્ય જોઈ રહ્યો છે ! દેખતાં દેખતાં ઘડીભર તે આત્મ વિસ્મૃત થઇ જાય છે. પ્રેમમયીનું તે સમયનું કેવું સુંદર સ્વરૂપ ! એ રૂપ તો તેણે પત્નીમાં કોઇ દિવસ જોયુંજ નથી. અરે ! કોઇ ઠેકાણે જોયું નથી. એ રૂપ અને રસનું આસ્વાદન તો તેણે કોઇ દિવસ કર્યું નથી. આ પ્રમાણે રૂપ—રસમાં તલ્લિન બની ગયેલો-અંજાઇ ગયેલો પતિ માત્ર નિશ્ચલભાવે બેસી રહ્યો છે. કેટલીક વખત તેને કમકમીઓ આવે છે, રોમાંચ જાગૃત થાય છે. પત્ની પ્રેમથી અંજાઇ ગયેલા ભાગ્યશાળી પતિની આંખમાંથી અશ્રુધારા વહે જાય છે. રાત્રિનો બીજો પહોર છે. રાધાકિશોરી એક ચિત્તે અલૌકિક ભાવનાવડે બહિર જ્ઞાન—ભાન ભૂલી જઇ એક માત્ર નૃત્યજ કરે જાય છે. અને એ અનુપમ અવસ્થામાં તે પતિ ભગવાનને અમૃતરસનો આસ્વાદ લેવરાવે છે.

એ કેવું અપૂર્વ સુન્દર દ્રષ્ય ! એ અદ્દભૂત દ્રષ્યનું વર્ણન કરવાની અમારામાં લેશ માત્ર શક્તિ નથી. માનવ દમ્પતિ પરમાત્મ ભાવમાં તન્મય-

વિહ્‌વળ થઈ અશ્રુજળવડે સ્વર્ગીય સ્નેહાંજલિ અર્પિ રહ્યા છે. પરસ્પર ગાઢ આલિંગનવડે બદ્ધ થઇ, અત્યંત વાવાઝોડાથી મૂળમાંથી ઉખડીને ભોંયપર પડતા કદળી વૃક્ષ સમાન જમીનપર પડી ગયાં છે. એ દ્રષ્ય જોઇ મનુષ્ય તો શું પણુ જંગલનાં પશુ–પક્ષી પણુ આનંદિત થઇ આંખમાંથી આનંદાશ્રુ વેરશે.

આવો જે અપરિમિત આનંદરસ તે પ્રાપ્ત કરવાની મુખ્ય અને મધુર સાધના તે જીવનમાં પ્રત્યેક સ્ત્રી-પુરૂષે કરવીજ જોઇયે અને દુર્લભ વસ્તુ પ્રાપ્ત કરવાની જે પ્રવૃત્તિ છે તે જ સ્ત્રી–પુરૂષોનો યથાર્થ સાર ધર્મ છે. એ મુખ્ય સાધના અને સાર ધર્મ તરફ જેઓ જેટલાં આગળ વધ્યાં છે, તેઓ તેટલેજ અંશે સુખી, તેટલેજ અંશે ઉન્નત અને તેટલાંજ પરિતૃપ્ત છે. તેમનું ઘર પણુ તેટલેજ અંશે પવિત્ર તિર્થ તુલ્ય છે.

પ્રેમ મુગ્ધ માનવ–દમ્પતિના એ મિલનાનંદની હવે શી કથા કહીએ? એ મિલનાનંદથી જે મનુષ્ય પ્રાણીના હૃદયમાં ભગવત્ પ્રેમનો રસ ઉભરાઇ ઉઠયો છે, તેવાં સ્ત્રી–પુરૂષ એક બીજાના ચર્ણમાં આળોટી, ઉભય એક બીજાને વક્ષઃસ્થળે ધારણુ કરીને, ઉભય એક બીજાનાં મુખાર્વિંદ સતૃષ્ણ નયને જોઇને મહામિલનના આનંદવડે આનંદિત થયાં છે.

અમારી પ્રિતિની મૂર્તિ પરમ સાધ્વી સતી રાધાકિશોરીની આરતિ અને નૃત્ય કથા અમને એક વૃદ્ધાએ કહી સંભળાવી છે. તેણે અનેક દિવસ અગાસીમાં બેસી સાધ્વીની આ મહા પ્રેમની કહો કેઃ રમત ગમત, પ્રેમ ભરી આંખે પ્રત્યક્ષ જોઇ છે. આંખમાંથી અશ્રુ વેરતાં બિચારી વૃદ્ધાએ સતીની પવિત્ર કથા અમને કહી સંભળાવી અમારાપર મહદ્ ઉપકાર કર્યો છે. અમે માનીએ છીએ કેઃ સતી દર્શનના પ્રભાવે એ વૃદ્ધા પણુ પરમપદ પામી હશે. આ પાપી પૃથ્વીમાં રહ્યામાં અત્ર અમે તમે અને જેઓ સર્વ છે તે ખરૂં પૂછાવો તો સતીની કથા સંભળાવવાની વૃદ્ધાની એવી ખૂબી કેઃ તે સાંભળતાં સાંભળતાં રોમાંચ જાગૃત થઇ અમારી આંખમાં પણુ આંસુ આવી ગયાં. અમ દુર્ભાગી જનોને સતીનાં દર્શન કયાંથી ?

દેવી રાધાકિશોરી જે રસની અધિકારિણી હતી. તે રસનાં અધિકારી

તો સૌ કોઇ છે. પ્રત્યેક સ્ત્રી-પુરૂષ વિશેષ કરીને એ મોંઘા અમૃતરસનો આ સ્વાદ લઇ શકે તેમ છે. પરંતુ એ રસાસ્વાદની ઇચ્છાજ કરતા નથી ને! અમને તેની પરવાજ નથી. એ નવાઇ જેવી બાબત છે કે: એ અનુપમ વસ્તુ પ્રાપ્ત કરવા અમારા અંતરમાં કેમ આતુરતા પ્રકટ થતી નથી? અમને તેનો અભાવ કેમ છે? ભાગ્ય ક્યાંથી-કોનાં લાવવાં? હિન્દુ પતિ-પત્નીના પ્રેમમાં પ્રેમના અધિષ્ઠાતા શ્રી પરમાત્માના પ્રેમાર્ચનનો નિવાસ છે. હિન્દુ પતિ-પત્નીનો સંબંધ માયિક જગતના સંબંધ જેવો ક્ષુદ્ર નથી. હિન્દુ પતિ-પત્નીમાં શ્રદ્ધાનો સંબંધ છે, પ્રિતિનો સંબંધ છે, અનુરાગ ભર્યો સંબંધ છે, પ્રાણનો સંબંધ છે. એ સંબંધ એટલો બધો ઉચ્ચ, એટલો બધો શ્રેષ્ઠ, એટલો સરલ અને એટલો નિર્મળ છે કે, તે સંબંધની સાથે જગતના સર્વ સંબંધ કંઇજ ગણનામાં નથી. વિશુદ્ધ પ્રેમ આર્ય દમ્પતિ શિવાય અન્ય દેશની પ્રજાનાં બહુરૂપી જોડામાં ભાગ્યેજ જોવામાં આવશે. હિન્દુ પતિ-પત્નીના દામ્પત્ય સ્નેહની તો સૃષ્ટિ સર્વકાળથી વાહ વાહ ગાય છે. અમારા એ વિશ્વવંદ્ય સ્નેહમાં પણ આજ કાલ સડો પેસવા લાગ્યો છે, કોણ જાણે ક્યાંથીય ઉધાઇ વળગી છે. સ્નેહ નથી ત્યાં સુખ-શાન્તિના સ્વપ્નની પણ આશા રાખવી નહિ. આજની સ્ત્રીઓ તો રાધાકિશોરીની પતિભક્તિ, પાત-પૂજા, આરતિ અને નૃત્યને હંબગ-નકામું ટાયલુ ગણી હસી કાડશે, પણ તેમના આજ કાલના બહુરૂપી જેવા વેશથી દુનિયા તેમની તરફ હસે છે તેનું તેમને ક્યાં ભાન છે? દુનિયા એ તો દર્પણ છે. એતો આપણે સમય આવતાં આપોઆપ જેવા હોઇયે તેવા આપણી જાતને જોઇ શકીશું. યુવાનીની મસ્તાઇ વૃદ્ધાવસ્થામાં આકરી થઇ પડશે! ભક્તિ, શ્રદ્ધા, અને નમ્રતા અંતે હિતકર છે. જે અંતિમ હિતકર છે તેજ અલભ્ય વસ્તુ સતી રાધાકિશોરીએ શરૂવાતથી પ્રાપ્ત કરવા તરફ પૂર્ણ લક્ષ્ય આપ્યું છે. પતિ પણ ગફલતમાં રહ્યો નથી. આર્ય દમ્પતિ એજ દેવ-દેવી.

અમારા ઘરને રસ સ્થાન કેમ કહ્યાં? એ સ્થળે સ્વર્ગનું સૌન્દર્ય છે. સ્વામીમાં સ્ત્રી અને સ્ત્રીમાં સ્વામી અપૂર્વ સૌન્દર્ય જગતમાં કોઇ સ્થળે જોવામાં આવે તેમ નથી. એ સૌન્દર્યમાંથી જે રસ ઉદ્દભવે છે એ રસ અન્ય

કંઇજ નથી. સૌન્દર્યમાંથીજ આનંદ. આનંદને લીધેજ ઘર શાન્તિનું સ્થળ, વિશ્રામનું સ્થળ છે. એ રસવડે રસમય રસિકશેખર શ્રી ભગવાનનાં દર્શન-પ્રાપ્તિ અમારે માટે સુલભ છે. એ રસને લીધેજ હિન્દુ પતિ-પત્નીનું જીવન મધુર અને ઉન્નત છે; એજ રસ દ્વારા રસબસ થયેલું આર્યગૃહ **શાન્તિ-નિકેતન છે.**

આવી રીતે જે પતિ અને જે પત્નીમાં મધુર રસ છે, એજ રસ વડે પ્રાણુની અનંત પિપાસા મટી જાય એમ છે. હૃદયની અનંત જ્વાળાઓ શાન્ત થઇ જાય એમ છે. ચિત્તનો અનંત ક્ષોભ શમી જાય એમ છે, અને તેથીજ આર્ય ગૃહ-સંસારની જ્યાં ત્યાં બલિહારી બોલાય છે. એજ યથાર્થ ગૃહસ્થાશ્રમ તરીકે લેખાય છે. અમારાં ગૃહને તેથીજ રસનાં સ્થાન કહ્યાં છે-સૌન્દર્યનાં સ્થળ તરીકે તેથીજ માત્ર સ્વીકારાય છે. રાધાકિશોરી એ રસની અધિકારિણી હોવાથીજ આનંદમયી થઇ તેણે જીવન મુક્તિ પ્રાપ્ત કરી છે. સ્વામીમાં રસમય રસિક રસશેખરના રસનો આસ્વાદ મેળવી ધન્ય અને ચિર તૃપ્ત થઇ છે.

આ પ્રમાણે રસાસ્વાદન કરી રસમય શ્રી ભગવાનના ચરણકમળની પ્રાપ્તિ અર્થેજ હિન્દુ પતિ-પત્નીનું મિલન છે. એ રસ અનાયાસે સાધ્ય થઇ શકે તેમ છે, પ્રત્યેક રીતે સુલભ છે. પ્રત્યેક સ્ત્રી-પુરૂષ એ રસનાં અધિકારી થાય તેમ છે. એ રસ વડે પરમાનંદ પ્રાપ્ત થઈ શકે તેમ છે. તેમ છતાંય અમે એવા કેવા ભાગ્યશાળી કેઃ તે અમને પ્રાપ્ત થતો નથી ! એનું કારણુ એજ કેઃ અમારા ઘરમાં શ્રદ્ધાનો અભાવ છે, અનુરાગનો અભાવ છે, અ-મારામાં એને લાયક હૃદયજ નથી-અરે ! સમૂળગું હૃદયજ નથી-કાળજું કોઇ કાઢી ગયું છે; નહિ તો એ રસ-સૌન્દર્ય તે શું અમારાં શત્રુ છે કે ? એ સઘળા અભાવને લીધેજ અમારો સ્વભાવ પણુ વિકૃત થઇ ગયો છે. બુદ્ધિ પલટાઇ-બગડી ગઇ છે.

રાધાકિશોરીનો પતિપ્રેમ એ અપૂર્વ વસ્તુ છે. એ ગંભિર પ્રેમની તુ-લના કોની સાથે કરવી ? એ ગાઢ અનુરાગ, એ આંતરિક શ્રદ્ધા, એ શુદ્ધ હૃદયની અપૂર્વ ભક્તિ અને એ દિવ્ય ભાવની સીમા ક્યાં ? તેણે જે પ્રેમ-

ભક્તિ અને શ્રદ્ધાનુરાગ સહિત જગતમાં જન્મ ધારણ કર્યો છે, તે પ્રેમ–ભક્તિ, તે શ્રદ્ધાનુરાગ મહાતપસ્યાનું ફળ છે–મહા સાધના વડે.એ સર્વ સાધ્ય થયેલ છે. તેણે જગતને બતાવ્યું છે, જગતને અપૂર્વ શિક્ષણ આપ્યું છે કેઃ રસમય પરમાત્માના રસનો આસ્વાદ લેવાને માટેજ સ્ત્રી–પુરૂષનું પરમ મધુર મિલન છે. આ પૃથ્વી અભાવનું રાજ્ય નથી. ભાવનું સામ્રાજ્ય છે. કહેવાય છે કેઃ આ સ્થળે કોઇ વસ્તુનો અભાવ નથી. ભાવના–સૌન્દર્યવડે આ પૃથ્વી પરમ મધુર છે. આ સ્થળે જે જોઇએ તે મળી શકે એમ છે. જે જેની ઇચ્છા કરે તે તેને પ્રાપ્ત થઇ શકે તેમ છે. જેઓ નથી મળ્યું કહે છે, જેઓ કહે છે કે, નથી પ્રાપ્ત થયું, અને તેમ કહી જેઓ હતાશ થયા છે તેમને આ વિશાળ જગતમાંથી અવશ્ય મળી શકે તેમ છે. ત્યારે તેમને મળતું કેમ નથી ? નથી મળતું તેનું એજ કારણ કેઃ તેમના હૃદયમાં ખરો ભાવ નથી. ભાવનોજ અભાવ છે. માત્ર ભાવગ્રાહી મનુષ્યોનો અને એ ભાવના અભાવને લીધેજ અમે નિરાશ થઇ ગભરાઇ જઇએ છીએ. દીન—નિર્માલ્ય બની જઇએ છીએ. અમારા દુઃખની અવધિ નથી, પરન્તુ એ અશેષ દુઃખ નિવારણનો માત્ર એકજ ઉપાય છે કેઃ એ આનંદમય ને આપણા–પોતાના કરવા. ભાવ–ભક્તિ સહિત જ્યારે માનવ–કણ્ઠ ગદગદ થઇ જાય, માનવ–હૃદય સ્વચ્છ સલિલા તટિની સમાન નિર્મળ થઇ નૃત્ય કરતાં કરતાં એ મહાસમુદ્રમાં મળી જાય ત્યારે સકળ દુઃખ સકળ જ્વાળા, સકળ અતૃપ્તિ, સકળ વેદના એની મેળે શાન્ત થઈ જાય એમ છે. આનંદમયનું સ્મરણ કરતાં મનુષ્યને અપાર આનંદ થાય છે. એ આનંદ મનુષ્યને આનંદમય કરી નાંખેછે. રાધાકિશોરી એ ભાવરસમાં નિમગ્ન થઈ સત્ય શિવ-સુન્દરને પોતાના કર્યા હતા, તેમના શ્રીમુખના અનંત સૌન્દર્યનો આભાસ પાતના ચન્દ્રાનનપર જોઇ તે ઉન્માદિની થઇ ગઇ હતી. પતિ સહિત પ્રેમા-લિંગન કરતાં શ્રી ભગવાન સાથે આલિંગન કર્યા તુલ્ય પરમાનંદથી તેનું હૃદય ઉભરાઈ જતું હતું. તે કહેતી કેઃ પ્રત્યેક વસ્તુમાં મ્હને પ્રેમ–ભાવ છે. કોઇ વસ્તુનો મ્હને અભાવ નથી. સંપૂર્ણ પવિત્ર ભાવથી દબાયેલા નિર્મલ હૃદયમાં અભાવ અને દુઃખ હોયજ ક્યાંથી ? એક મ્યાનમાં બે તલવાર સમા-

યજ કેવી રીતે ? પવિત્ર ભાવથી દુઃખ અને દૈન્યનો નાશ થાય છે.

હવે અમે ભાગ્યશાળી પતિ વિષે કંઇક કહેવા માગીએ છીએ. પતિ પણ એક અપૂર્વ સુંદર પુરૂષ હતો. રૂપની સાથે સર્વ ગુણુથી પણ તે અલંકૃત હતો. તે વિનયી, હમેશાં મુખથી મધુર શબ્દ ઉચ્ચારનારો અને ઉત્તમ ચારિત્ર્યવાન હતો. માતા-પિતા તરફ તેની અચળ ભક્તિ હતી. તે પોતે ભગવાનને સર્વદા પતિ ભાવથી ભજે છે. સતી રાધાકિશોરીનો પતિ ભગવાનને પતિ ભાવથી ભજે છે. એ જાણી વાંચક હૃદયને સહજ નવાઇ જેવું તો લાગશેજ; પરન્તુ તેઓ અમારા આજના વૈષ્ણવી સંપ્રદાયના આચાર્ય અને તેમના કેટલાક અનુયાયી તરફ દ્રષ્ટિ કરી યથાર્થ રીતે અવલોકન કરશે તો તેમને વગર હરકતે જણાશે કેઃ કેટલાક વૈષ્ણવો પરમાત્માને પતિ-ભાવથી ભજતા નથી પણ એવાંજ કંઇક ચિહ્ન તો રાખે છે! વૈષ્ણવ આચાર્યો અમારી માન્યતા-અનુભવ મુજબ માથે ચોટલી જેવા લાંબા કેશ રાખે છે. તેમના મુખીયાજી વગેરે કેટલાક મનુષ્યોને પણ અમે જોયા છે, અને તેનું કારણજ એ છે કેઃ પુર્ણ પુરૂષોત્તમ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રની તેઓ પતિ-ભાવે ભક્તિ કરવાને બંધાયા છે. અમારી ધારણા મુજબ તે ધર્મની કેટલેક અંશે માન્યતા પણ એવીજ હોવી જોઇએ કે પ્રત્યેક વૈષ્ણવ આરૂઢ ભક્તે પોતાની જાતને સ્ત્રી માનવી જોઇએ, અને મનથી એવોજ વિચાર કરવો જોઇયે. મનથી એવીજ દ્રઢ ધારણા બાંધવી જોઇયે કેઃ એક પુરૂષ તો કેવળ પુર્ણ પુરૂષોત્તમ ભગવાનજ છે. અને અમે સર્વ તેમની દાસ્ય ભાવે-પત્ની સ્વરૂપે તેમનેજ પતિ તરીકે ભજવા સૃજાયા છીએ. એ સિદ્ધાન્ત પણ ઘણોજ મહાન છે. અન્ય સર્વ કરતાં સ્ત્રી પતિ પાસેથી બ્હેલો અને સારો બદલો મેળવી શકે છે. માત્ર સ્ત્રીજ પતિની સારી રીતે સેવા-ભક્તિ કરી શકે છે. એક સ્ત્રીજ પતિને સંપૂર્ણ રીતે ખુશ કરી તેના અનૂપમ પ્રેમને પાત્ર બને છે, અને તેથીજ પરમાત્માને પતિ ભાવથી ભજી-તેમને રીઝવી, ગોપિવત્ ઘેલછા અને જ્ઞાન માનો કેઃ પ્રેમ લક્ષણા ભક્તિ વડે ખુશ કરી ખરા વૈષ્ણવોએ પોતાની જાતને ભાગ્યશાળી કહેવરાવવી જોઇએ-પોતે ધન્ય-કૃતાર્થ થવું જોઇએ. આજ પ્રેમ લક્ષણા ભક્તિવડે પરમાત્માની ભક્તિ કરનારા એવા ક્યાં છે

સમર્થ ભક્તો ? રાધાકિશોરીના પતિ શિવાય ભગવાનની પતિ ભાવે ભકિત કરી જીવનનું સાર્થક્ય કર્યું હોય એવો કોઇ અનન્ય ભક્ત–વૈષ્ણુવ વર્તમાન સમયમાં અમારા જોવા સાંભળવામાં આવ્યો નથી! પરમાત્માની સાનિધ્ય સ્વયં વૈષ્ણુવે–પોતે ગોપિવત્ નૃત્ય કરી પતિ–પરમાત્માને રીઝવવા પ્રયત્ન કરવો જોઇયે તેને બદલે આજ કાલ અમે તેથી ઉલટુંજ જોઇએ છીએ. આજ તો જ્રો અષ્ટમિને દિવસે કેટલાંક વૈષ્ણુવ મંદિરોમાં બાયલા નરવીરોના નાચ થાય છે–તેઓજ એક માત્ર પોતાના ચાળા–ચટકા વડે–પૈસા કમાવાની ઇચ્છાથી માનો કે પરમાત્માને ખુશ કરવા કંઇક કૃષ્ણુ કિર્તન કરે છે અને અમારા વૈષ્ણુવો ઝાંઝ–પખવાજ લઈ બેઠા બેઠા કૂટે છે ! આજ તો અમારા કેટલાક વૈષ્ણુવ આચાર્યો પોતાની જાતને શ્રીકૃષ્ણુનું સ્વરૂપ મનાવી ભક્તાની પાસે તરહ તરહવારની સેવા ઉઠાવરાવે છે ! સાંભળ્યું છે કેઃ અનેક ગોપિઓને મન ફાવે તેવી રીતે રાસ રમાડે છે ! ધર્મનું યથાર્થ રહસ્ય નેતાઓ–આચાર્યો ન સમજે ત્યાં પછી ગાડરીયા પ્રવાહરૂપિ–મૂર્ખ શિરોમણી એવા કેટલાક ઘેલા ભકતરાજની તો વાતજ શી કરવી ! એ અપ્રસંગિક નિર્માલ્ય બાબતને આટલેથીજ પડતી મુકી આપણે સતીના પતિ તરફ દ્રષ્ટિ ફેંકીશું તો જણાશે કેઃ તે ભગવદ્ પ્રેમમાં વિહ્વળ બની ગયો હતો. પતિ–પરમાત્માનું રટણ કરતાં તેનાં બેઉ નયન અશ્રુવડે ઉભરાઇ જતાં હતાં. એનુંજ નામ તન્મયતા. રાધાકિશોરી તેથી પણ અધિક પતિ ભક્તિ પરાયણ હતી. પતિ પણ દિવ્ય પતિવ્રત ધારી આદર્શ આર્ય–સાધુ પુરૂષ હતો.

આ માનવ દમ્પતિનું મિલન અતિશય માધુર્ય ભર્યું થઇ રહ્યું છે, ઘણુંજ સુન્દર, અતિશય આનંદ જનક થયું છે. પત્નીએ પોતાના પતિમાં પરમઇષ્ટભાવ રાખ્યો હતો. પ્રાણુ–મન અર્પણુ કર્યા હતાં તેમ પતિ પણુ પત્નીને પરમ દેવીભાવથી જોતો હતો. શ્રદ્ધા પૂર્વક પોતે પણુ પોતાના પ્રાણુ–મન પત્નીનેજ સોંપ્યા હતા. પ્રાણુ મનની માલીકજ તેને બનાવી હતી. એ શરીર–સાધનપર તેની કંઇજ સત્તા ન્હોતી. પતિ–પત્નીએ એક બીજાને મન–વચન અને કર્મથી અર્પણુ કર્યું હતું. આ યુગલ માનવ દમ્પતિની પ્રેમ લીલા અમે અનેક સમય જોઇ છે કેઃ પ્રેમ સ્વરૂપ, સૌન્દર્યમય શ્રી ભગવાનની ત્યાં માત્ર

અર્ચનાજ થઇ છે. પતિ દરિદ્ર હતો, એટલું બધું ઐશ્વર્ય પણ ન્હોતું, તેમની પાસે સામાન્ય ઐશ્વર્ય ન્હોતું. ત્યારે તેમની પાસે હતું શું ? હતું માત્ર એક એ રમણી રત્ન. આવું અનુપમેય રમણી રત્ન મેળવીને જે મનુષ્ય ભાગ્યશાળી થયો તેને વળી દુઃખ શું ? તેને શેની ઉણપ હોય ? તેને નિરાનંદ કેવો ? અથવા તેને વળી દૈન્ય–માલિન્ય કેવાં ? પતિનો ગૃહ સંસાર સ્વર્ગીય સંસાર રૂપમાં ફેરવાઇ ગયો છે. સ્વર્ગીય સુખની ત્યાં છોળો ઉછળે છે. સ્વર્ગના આનંદ વડે સતી મંદિર આનંદ નિકેતન બની ગયું છે. જે પત્નીના મનમાં આનંદ, હૃદયમાં આંનંદ, પ્રાણમાં આનંદ, જે આનંદ સાગરમાં ઝોલાં ખાઇ રહી છે–આનંદથી ડગુમગુ થઇ રહી છે, તેણેજ આનંદપૂર્વક પતિ સેવા કરી છે, ગૃહ કર્મ કર્યાં છે અને પરિજનની સેવા કરી છે. જે રમણી પતિ પૂજાને માટે હાથમાં શ્રી ભગવાનને અર્પણ કરવાના અર્ધ્ય લઈ તપસ્વિની વેશે ઘરમાં દોડધામ કરી રહી છે, પતિના સૌભાગ્ય વડે સૌભાગ્યવતી થઇ, પતિના આહ્લાદે આહ્લાદિની થઇ મનથી ભગવાનના સૌભાગ્યની પ્રાપ્તિની મનથી મંગલ ભાવના કરીને, પતિને પ્રાપ્ત કરી, જાણે પરમાત્માનીજ પ્રાપ્તિ કરી છે એમ માની જે નારી આનંદ વડે વિહ્વલા બની ગઇ છે, પતિની માત્ર એકજ સ્નેહભરી દ્રષ્ટિથી જેના હૃદયમાં અપૂર્વ ભક્તિ–સ્નેહનો સંચાર થાય છે–ભાવ–ભક્તિના અનંત તરંગ ઉદ્દભવે છે, પતિનું એક સ્નેહભર્યું વચન માત્ર જેના કર્ણમાં સ્વર્ગીય સંગીત અમૃત રેડી મૂકે છે, જે રમણી પતિનો કર સાહી પરમ પતિને પ્રાપ્ત કરવા પ્રવૃત થઇ છે, પતિ સહિત જે પરમાનંદનું ધ્યાન કરે છે, તે રમણીના રમણ–પતિ જેવો અન્ય કોઇ ભાગ્યવાન હોય કે ? તે સ્વામીના સુખની તુલના કોની સાથે કરી શકાય તેમ છે ? તે રમણીના પતિના આનંદની તે સીમા હોય કે ? તે રમણીનો સ્વામી જગતમાં અતુલનીય, તે વંદન કરવા યોગ્ય સતીનો પતિ પણ દરેકને વંદવા યોગ્ય છે. પૃથ્વી તેને પોતાના અંકમાં ધારણ કરી પૂર્ણ કૃતાર્થ થઇ છે.

જોવા જતાં સંસારમાં એ પતિના સૌભાગ્યની કંઇ સીમાજ નથી. રૂપવતી, ગુણવતી ગૃહિણીના પ્રેમ પુણ્ય વડે પતિ પરમ સૌભાગ્યનો અધિ-

કારી થયો છે. એવા કંઈ દરેક ભાગ્યશાળી હોતા નથી, જેઓ છે તેમનું જીવન ધન્ય થયું છે. સાધ્વી સ્નેહમયી, પ્રેમમયી પત્નીના અસામાન્ય પ્રેમ પૂણ્યે પતિનાં ઉભય ચક્ષુ પવિત્ર થયાં છે–આંખો ઠરી છે, હૃદય–મન પવિત્ર થયાં છે, કહો કેઃ તેમની સર્વેન્દ્રિય પવિત્ર થઈ હતી; પવિત્ર થઇ ભગવદ્ સેવામાં જોડાઇ હતી. જીવનો એજ પરમ પુરૂષાર્થ છે. મનુષ્યની સઘળી ઇન્દ્રિયો જ્યારે પૂણ્ય પવિત્ર થઇ શ્રી પરમાત્માની સેવા–પ્રેમમાં વળા જાય છે ત્યારે સમજવું કેઃ તેમના સર્વ અર્થ સિદ્ધ થયા છે–સર્વાર્થ સિદ્ધિ સમજીજ લેવી.

યદિ મનુષ્ય સ્ત્રી–પુત્ર અગર પરિજનની સ્નેહ–પ્રિતિમાં વિંટળાઇ રહી આખો દિવસ આત્મસુખમાંજ મચ્યો રહે, તેમાં તેના મનુષ્ય જન્મની સાર્થક્યતા શી ? તેમાં મનુષ્યત્વ શું ? વાહ, વાહ ! વાહ, વાહ ! મનુષ્યત્વનું ગૌરવ કેવું ? જ્યારે મનુષ્યનો અતુલ અને અનિર્વચનીય મહિમા પ્રકટે ત્યારે, જ્યારે મનુષ્યના મહિમાનો જગતમાં આનંદ કોલાહલ મચી જાય ત્યારે, જ્યારે મનુષ્ય દૈવી પ્રેમ–પ્રતિમાં મુગ્ધ થઇ અનંત–પરમાત્માની સાથે મળી જઇ ક્ષુદ્ર મટીને મહાન બને ત્યારે.

દેવમંદિર સમાન પતિનું ઘર પૂણ્યના જયધ્વનિ વડે ગુંજી રહ્યું છે; ત્યાં ધર્મનો મહામહિમા શરદ પૂર્ણિમાના સર્વવંઘ ચન્દ્ર સમાન પ્રકાશી રહ્યો છે, ભક્તિ અને પ્રીતિના મહોત્સવે સતી મંદિર પરિપૂર્ણ થઇ રહ્યું છે. એ પતિના ઘરની તુલનાજ થઇ શકે તેમ નથી, તેના ગૃહ સુખની તુલના પણ થાય તેમ નથી. તમારા એ વિચિત્ર રાજ્ય મહાલયનો કેટલો મહિમા ? તમારા એ મનોહર અંતઃપુરનું કેટલું ગૌરવ ? તમારા એ દાસ દાસીથી પરિપૂર્ણ, વિવિધ ભોગ–વિલાસનાં સાધનોથી સજ્જ મ્હોટા બંગલા વા મિનારાથી વળ્યું શું ? પરન્તુ સતીના પતિની એ ક્ષુદ્ર પર્ણકુટીરના મૂલ્ય સાથે સરખાવતાં એ તાબુત કંઇજ બિસાતમાં નથી !

જ્યાં પ્રેમ તે પરમ પર્ણકૂટી રૂપાળી,<br>
પ્રાસાદ પ્રેમહિન માનુષ દે પ્રજાળી;<br>
સજની વિના સુભગ મ્હેલ સ્મશાન જેવો,<br>
સ્નેહી વિના સુહૃદ માન સદૈવ તેવો.

પ્રેમ મુગ્ધ દમ્પતિથી વિભૂષિત ન્હાની પર્ણકુટીર તે પ્રેમહિન મનુષ્યોથી ભરેલા બંગલાઓ કરતાં લાખ દરજ્જે વધારે કીમતી છે. પ્રેમહિન એવા અનીતિના અખાડાઓમાં તો આગ મૂકવીજ ઇષ્ટ છે. પ્રેમમયી સહધર્મિણીનો અમૃત–મધુર સંસર્ગ, કરૂણા રૂપિણી, સ્નેહ સ્વરૂપિણી, સરલા, સહૃદયા પત્નીની પ્રેમ સેવાને કેવી ઉપમા આપવી ? તેને વળી ઉપમા કેવી ? તે તો અનુપમ–મીસાલ ! રાજાના મણિ–માણિક્યથી ભરેલા રાજ્ય ભાણ્ડારનો શો હિસાબ–તેની શું કીમ્મત ? રાજાના રાજસિંહાસનની એવી શું શ્રેષ્ટતા ? એમાં ગુરૂત્વ શું ? સતીના પ્રેમની બરાબરી એ રાજ્યભણ્ડાર અને રત્ન ખચિત રાજસિંહાસન કરી શકે કે ? મણિ માણિક્યથી ભરેલા એવા અનેક રાજ્ય ભણ્ડાર સતીના પ્રેમની તોલે આવી શકે તેમ નથી. જે પ્રેમવડે સતી સ્વર્ગ–પરમપદ મેળવે છે, તે મણિ–માણિક્યથી મળી શકશે કે ? સ્વર્ગ અને પરમપદ એ તે કંઇ બજારની વસ્તુ છે કે ?

પૂર્વે જન્મે પતિએ કોણ જાણે કેવું એ તપ–કેટલાંય પૂણ્ય કર્યાં હશે કે, તેને આવું રમણી રત્ન પ્રાપ્ત થયું છે. તેનું સાંસારિક જીવન એ નારી રત્નના સૌન્દર્ય વડે સુંદરથી પણ સુંદર બન્યું છે. એ માનવ દમ્પતિએ જીવનમાં સારતત્વ શોધીને એ સાધના દ્વારા જીવનને ઉન્નત કર્યું છે. યથાર્થ અલભ્ય વસ્તુ જે પ્રાપ્ત કરવાની છે તે પ્રાપ્ત કરવાને માટે ઉભય પતિ–પત્નીએ અપૂર્વ યોગસાધના કરી હતી. તેમનું જીવન દિવ્ય આદર્શ વડે પૂર્ણ થઇ પ્રેમાનંદના પરમ રસમાં ડૂબી ગયું છે. તેઓ અમૃતના ભિખારી થઇ પૃથ્વી પર આવ્યાં હતાં–અવતર્યાં હતાં, એ અમૃત પ્રાપ્ત કરી એઓ એમની મેળે અમર ધામમાં ચાલ્યાં ગયાં છે.

આ સમયે હવે પ્રેમમયીના પ્રિતિ ભર્યા મર્ણની અપૂર્વ હકિકત અમે દુઃખી થતા હૃદયે કહીએ છીએ. રાધાકિશોરી મરી ગઇ હતી, તેના મર્ણને અમે પ્રેમનું મરણ કહીએ છીએ. એમ કેમ ? તેનું અમે કારણ જણાવીએ છીએ, એવાં મરણ તો અમારા જીવનમાં એક બેય જોવામાં આવ્યાં નથી, પણ સાંભળવામાં તો આવ્યાં છે–અમારા કાન તો પવિત્ર થયા છે. પતિના મૃત્યુથી સાધ્વી નારીનું મર્ણ કેવું અપૂર્વ તથા અભાવનીય અને ત્રિલોક

વિસ્મયકર થાય છે તે સતી રાધાકિશોરીના મૃત્યુ પરથી કંઇક કલ્પી શકાય તેમ છે. સતીના જીવનમાં જેમ દિવ્યતા હોય છે, તેમ તેમના મરણમાં પણ કંઇક અલૌકિકતા હોય છે.

પતિપ્રાણા રાધાકિશોરીએ સ્વામી સહિત ભગવદ્ પ્રેમમાં આત્મા વિસર્જન કરી, પરમાનંદવડે પચિશ વર્ષનું આયુષ્ય ભોગવ્યું છે. જેઓ સંસારમાં વિષય સુખી છે, તેમના સુખની દુકાન–પેઢી ભાગી જાય છે. પરન્તુ જેમને વિષય લાલસા નથી, તેમનો આનંદ બજાર–ચૌટુ કદી ભાગતુ–નાશ પામતું નથી. તેમની આગળ સુખ એ તો તુચ્છ વસ્તુ છે. તેમની પ્રિય વસ્તુ તો માત્ર આનંદજ છે. જેઓ સુખની આકાંક્ષાવાળા–સુખી છે. તેમને શિર પર સહજ મેલ ચડવાથી તેમના સુખમાં કંઇક બાધ આવી જશે.–– તેમનો અંતરાત્મા દુભાશે–તેમનું મ્હો સહજ વાંકુ થઈ જશે. કારણ એઓ એવા ક્ષુદ્ર સુખનીજ આકાંક્ષાવાળા છે, પરન્તુ જેમના જીવનનું લક્ષ્ય બિન્દુ એક અદ્વિતીય આનંદજ છે તેમને ધૂળમાં રગદોળાવાથી પણ કંઇ દુઃખ થતું નથી–તેઓ તો તેમાંથી કૃતાર્થતા અનુભવે છે. નથી કહેવાતું કે: ઉદ્યમી ધૂળમાંથીય સોનું મેળવે છે! સુખી મનુષ્યોની માફક તેઓ દુઃખને દેખી ગભરાઇ જતા નથી. સુખનું બાજાર ભાગી જતાં સુખી ચિર દુઃખી સમાન આકુળ અને ઉન્મત બની જાય છે, પરન્તુ એક આનંદ બજાર ભાગી જતાં આનંદના ઉપાસકનાં સેંકડો આનંદનાં બજાર વસી જાય છે–એક જતાં હાથમાં અનેક આવીને ઉપસ્થિત થાય છે.

જે દિવસે પતિવ્રતા રાધાકિશોરીનું આલોકનું આનંદ બજાર નષ્ટ થવાનું છે, તે દિવસ ધીરે ધીરે પાસે આવવા લાગ્યો. વ્યાપાર કરવા માટે પતિ વિદેશ ચાલવા માંડયા. આંખનાં આંસું પહેરેલા સાળુના પાલવ વડે લૂછતાં પત્નીએ પતિને વિદાયગિરી આપી. પાત મનમાં અતિશય વ્યથિત થતો પત્નીને સ્નેહપૂર્વક ભેટી, અરસપરસ એક બીજા પર અમી દ્રષ્ટિ નાખી ઉભય જૂદાં પડયાં–પતિએ પ્રયાણ કર્યું. પત્નીએ કુશળતા ચાહી, પ્રણામ કરી, પતિની ચર્ણ રજ માથે ચડાવી હૃદયે લગાવી "નાથ! પધારો" કહી વિદાય કર્યા. વિદાય કરી શૂન્ય ઘરમાં એક સ્થળે લમણે હાથ ટેકવી અશ્રુ

વેરતી સતી ઉભી રહી. ઘરનાં સર્વે પતિને વળાવા ગયાં હતાં. વિયોગ દુઃખ આવી પડવાથી સતી કંપી રહી છે. તે નથી જાણુતી કેઃ આ જીવનમાં પૃથ્વીમાં પતિને હવે તેણે આ અન્તિમ વળાવતી વખતેજ જોયા છે. હવે આ પૃથ્વીમાં તેના મધુર મિલનથી અનન્ત મિલનનો આનંદ તેને પ્રાપ્ત થાય તેમ નથી. જાણુતી હોય તો એકલાને જવા દે કે ? માનો કે પરમાત્માની એવીજ ઇચ્છા હશે. નહિ તો સાવિત્રી ચૂકી હતી કે ? તે તો શરૂવાતથીજ જાણુતી હતી. ફરક એટલોજ કેઃ સાવિત્રી સતિકુળ શિરોમણી અને સતી રાધાકિશોરી એ સતી માત્ર. એ સતીની પણુ દુનિયા વાહ વાહ બોલે છે એ સતીની પણુ બલિહારી છે. એ સતી પણુ સંસારી જનોએ વંદવા યોગ્ય છે. જય, સતી જય.

પતિ, પત્ની પાસેથી નીકળી ચાંદપુર જઇને વ્યાપાર કરવા લાગ્યા. આ તરફ વિયોગ આકુળ સતી પતિ સ્મરણુ કરતી, પતિની પાદુકાનું પ્રેમપૂર્વક પૂજન અર્ચન કરતી દિવસ વિતાવવા લાગી. વિયોગ વ્યાધિથી પિડાતી પતિ પ્રેમિકા સતી પ્રતિદિન ક્ષીણુ થવા લાગી.

૬.

## મૃત્યુ શય્યાપર સતી.



પતિ ચાંદપુર ગયા પછી રાધાકિશોરી સંયમ-વ્રત્ત પાલનમાં દિવસ વ્યાતત કરવા લાગી. બંગાળી સને ૧૩૦૦ ને માઘ માસ. એક દિવસ રાધાકિશોરી પ્રાતઃસ્નાન કરી સ્વામીની કાષ્ટ પાદુકાની પૂજા કરવા બેઠી. પૂજન કાર્ય સમાપ્ત થયા બાદ ગૃહકાર્ય કરવામાં પ્રવૃત થઇ. લગભગ દોઢેક પ્રહર દિવસ ચડયો હશે. સીધુ સામાન કાઢી સતી રસોડામાં રસોઈ કરવા પેઠી, પરન્તુ એ દિવસે કોણુ જાણે શાથીય તેના અંતરમાં કંઇક દુઃખ થવા લાગ્યું. તેનો તે દિવસ આખો દુઃખમાં ગયો. સ્વામીને માટે તેના અંતઃકરણુમાં મ્હોટો ઉતાપો થવા માંડયો. તે સ્વામીના ઘોર અમંગળની આશંકા કરી મહા ઉત્કંઠિતા થઇ ગઇ. રસોઇ કરતાં કરતાં તેનું

મન વધારે ને વધારે અસ્થિર થઇ ઉઠયું. તેનું મગજ ભમી જવા લાગ્યું. તે તદ્દન સહાય શક્તિ હિન શોકાકુળ બની ગઇ. કોઇ પણ પ્રકારે તેની એ અંતર જ્વાળા શમી નહિ. એ આંતર જ્વાળા સહન કરવાની તેનામાં રજે શક્તિ ન્હોતી. મનને ઘણું આશ્વાસન આપે છે–ઘણુંય મન વાળે છે, પણ મન માનતુંજ નથી. કોણ જાણે તેનો અંતરાત્મા અદ્રષ્ય રહીને તેના પ્રિયતમની ઘોર વિપદની હકિગત સંભળાવીને–કહીને તેને અસ્થિર કરી નાખે છે. તેના કાનમાં પતિની અકુશળતાના ભણકારા વાગી રહ્યા છે અને તેનો અંતરાત્મા તેની સાક્ષિ પૂરે છે. આંતર જ્વાળા સહન નહિ થવાથી પતિની અમંગળ શંકાથી બ્હાવરી–ગાભરી બનેલી રાધાકિશોરીએ સાસુને પાસે બોલાવીને આંખમાંથી અશ્રુ વેરતાં કહ્યું:–“ મ્હારા શરીરમાં લાહ્ય લાહ્ય ઉઠી છે, મ્હને ઝાલો–મ્હને એક સ્થળે સૂવાડો! હવે હું બેસી શકીશ નહિ. મ્હારામાં બેસવાની–ઉભા થવાની–ચાલવાની શક્તિ નથી. ”

વહુને ટેકો આપી સાસુ તેની પાસે બેસી રહી. પડોશમાંથી અન્ય કેટલાંક માણસો પણ આવી પહોંચ્યાં. કોઈ તેના માથા પર થંડુ પાણી નાખવા લાગ્યું, કોઇ તેને પવન નાખવા લાગ્યું. એ સ્થળે હાજર હતાં તે સર્વે સૌ કોઇ સ્નેહપૂર્વક દિલગીર થતાં સતીની હરેક પ્રકારે સેવા–સુશ્રુષા કરવા લાગ્યાં રાધાકિશોરી–એ નવોઢા વહુ પર સૌનો અટલ અનુરાગ હતો. તેણે પોતાના સદ્ગુણ વડે સૌ સ્વજન–પરિજનને સ્નેહ વશ કર્યાં હતાં. આઘે ઉભી ઉભી એક વૃદ્ધા તો બિચારી ડસકે ડસકાં લઇ રોઇ રહી છે. વાંચક તેને સારી રીતે ઓળખે છે કે: એ તો એજ પેલી અગાસીમાં બેસી સતીની પૂજા હમેશાં મુગ્ધ ચિત્તે જોયા કરતી હતી. એ સેવા–સુશ્રૂષાથી રાધાકિશોરીને જરીકે શાન્તિ વળી નહિ. તે ધ્રુજતાં ધ્રુજતાં આક્રંદ કરતી કહી રહી કે: “ઓયરે, મ્હારૂં કપાળ ફુટી ગયું છે. ઓ મા ! મ્હારૂં સર્વ નાશ થઇ ગયું રે ! ”

દેવી રાધાકિશોરીના આ ઉદ્ગાર સાંભળી સૌ કોઇ તેને નાના પ્રકારે આશ્વાસન આપવા લાગ્યાં. આવી અમંગળ આશંકા ત્યજી દેવાને સૌ તેને સમજાવવા લાગ્યાં. પરન્તુ રાધાકિશોરી કોઇનું કંઇ સાંભળતીજ નથી–તેમના શબ્દો તેના કાનમાં પેસતાજ નથી; તેની આંખમાંથી વધારે ને વધારે આંસુ

નિકળવા લાગ્યાં. પડોશમાંની બીજી અનેક વૃદ્ધાઓ આ સાંભળીને આવી પહોંચી. તેઓ કહેવા લાગીઃ એ તો એના મનમાં કંઇક નકામું ભૂત ભરાયું છે. એ તો એનું ગાંડપણ છે." તેઓ સર્વે તેને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ– "મેર મેર ગાંડી ! એવું કહેવાય કે ! એ તો કુશળ છે–સુખી છે. જરી શાન્ત થા–ડાહી થા."

વૃદ્ધા સાસુ વહુને કહેવા લાગીઃ "જો બેટા, તું નકામી ગભરાઇશ નહિ. ગાંડપણમાં એવું ત્હારા પતિનું ત્હારાથી અમંગળ બોલાય કે ? ત્હારે તો તેનું કુશળ ઇચ્છવું જોઇએ."

સાસુના શબ્દો સાંભળી, આક્રંદ કરતી રાધાકિશોરીએ ઉત્તર આપ્યોઃ– "ઓ મા ! હવે અમંગળમાં શું બાકી છે ? ઓય રે..."

પુત્રવધૂના શબ્દો સાંભળી સાસુના અંતઃકરણમાં પુત્રના અમંગળની આશંકા ઉદ્ભવી. તે પણ દેવી પ્રતિમા સમાન શય્યાપર સુતેલી વહુની છાતી સાથે માથુ લગાવી અવિરત અશ્રુપાત કરવા લાગી.

રાધાકિશોરીયે તે દિવસે પાણી સરખું પીધું નહિં. માત્ર મૃતવત્ પડી રહી. બે દિવસ પર્યંત તો આ પ્રમાણે એજ અવસ્થામાં રહી. તેને કોઇ સાન્તવન આપી શકયું નહિ. અનાજનો એક દાણો સરખો તેણે લીધો નહિં. તેનું દુઃખ જોઇને મ્હોટા મ્હોટા વૈદ્ય–ડાકટર પણ કંઇ અભિપ્રાય આપી શકયા નહિ–તેઓ પણ માત્ર મ્હોં ફાડીને જોઇજ રહ્યા. વૈદ્ય અને ડાકટ-રોનો અનુભવ અને બુદ્ધિ ચાતુર્ય ત્યાં કંઇ કરી શકયાં નહિ–તેનાથી કંઇ દહાડો ન વળ્યો જાણી સઘળાં આત્મિયજનના મનમાં અનેક પ્રકારની શંકા ઉદ્ભવવા લાગી. સર્વ હતાશ થઇ ગયાં.

સતીના હૃદયચંદ્રને ચાંદપુર ફળ્યું નહિ. જે દિવસે રાધાકિશોરીની અહીં આ અવસ્થા થઇ તેજ દિવસે તેના પતિનું મૃત્યુ થયું છે. કેટલાક સમયથી તેનો ન્હાનો ભાઇ પણ તેની સાથે ચાંદપુરમાંજ હતો. ભાઇના મરણ સમાચાર લઈ બે દિવસે ન્હાનો ભાઇ ઘેર આવ્યો. મહોલ્લાના નાકા આગળથીજ તે "ઓ ભાઇરે... ભાઇરે......" કહેતો મ્હોટી હૃદય દ્રાવક પોક મૂકતો ઘેર આવ્યો.

પતિપાગલિની રાધાકિશોરીએ દિયરને જોવા માટેજ બે દિવસ જીવન ધારણ કર્યું હતું. દિયરના મુખથી પ્રિયતમની મહા યાત્રાની મર્મભેદી હકીગત સાંભળવાને માટે—સાંભળીને તેના શોકાકુળ આત્માની એ એકમાત્ર શોકાકુળ વાસના પૂર્ણ કરવાને માટેજ તે દિયરના આગમનની માત્ર રાહ જોઇ રહી છે. આ જગતમાં હવે તેનું એવું અન્ય કંઇજ નથી. તેના પ્રાણુ—મન—પ્રાણુનો આરાધ્ય ધનપતિ જે સ્થળે ગયો છે તે સ્થળે ચાલ્યા ગયા છે. પાર્થિવ વસ્તુની આશા અને આકાંક્ષાનો ત્યાગ કરી તેનો આત્મા આ નશ્વર જગતની સિમા ઉલ્લંઘી ગયો છે. તેના નયનની દ્રષ્ટિ સંપૂર્ણ રીતે કોઇ એક માત્ર અજ્ઞાતપૂરનાં અનંત સૌન્દર્યની રેખામાં મળી ગઈ છે. એ અજ્ઞાતપૂરની મહા યાત્રા કરવાને તેનો આત્મા તૈયાર થઇ રહ્યો છે. કોઇ પરદેશ ગયેલા પણુ સ્વદેશમાં જવાની ઉત્કંઠાવાળા મનુષ્યનાં મન પ્રાણુ જેવાં ઘર ભણી ને ઘર ભણીજ રહે છે. માત્ર શરીરજ પરદેશમાં વિચર્યા કરે છે, તે પ્રમાણે સતીના મન—પ્રાણુ પણુ તદ્રૂપ પતિ લોકમાં ચાલ્યા ગયા છે. માત્ર દિયરની અપેક્ષાએજ દેહ ટકી રહ્યો છે.

સહસા ગામની શાન્તિનો ભંગ કરતાં ભાઇના શોકથી વિહ્વળ બનેલા ન્હાના ભાઇનો હ્રદય દ્રાવક—રૂદન ધ્વનિ સર્વત્ર પ્રતિ ધ્વનિત થઇ રહ્યો. ગામનાં માણુસોએ અકસ્માત સાંભળ્યું કે: કોઇનો ભાઇ મરી ગયો છે. રડવાનો એ અવાજ સહસા દરેક જણુ ઓળખી શકયાં નહિ, પરન્તુ એક જણુ ઓળખી શકયું. એક જણુ ચેતી ગયું. એક જણુના હ્રદયમાં રૂદન ધ્વનિએ આગ સળગાવી મૂકી! એ દારૂણુ શોકાશ્વાસે એક જણુને નિશ્ચેષ્ટ બનાવી મૂકયું. તે કોણુ ? તે અમારી સાધ્વી પતિગત પ્રાણા રાધાકિશોરી છે. સામેથી દિયરને આવતો જોઇ ઉન્માદિની સમાન રાધાકિશોરીએ પથારીમાં પડે પડે પોતાના બન્ને હાથ તેની તરફ લંબાવ્યા અને રૂંધાઇ ગયેલા કણ્ઠવડે—કંપિત શરીરે, અતિશય કષ્ટ પૂર્વક, આર્ત સ્વરે કહ્યું: “ લક્ષ્મણુભાઇ ! કહો કહો, તમે તમારા મોટા ભાઇને કયાં મૂકી આવ્યા છો? ભાઇ ! કહોને, જલ્દી કહો. ” મહા મહેનતે પતિનું વૃતાન્ત સાંભળવાની જીજ્ઞાસામાં ઉઠીને પથારીમાં બેઠી થએલી રાધાકિશોરી એટલું કહી કોઇ

આશ્રય આપે તે પહેલાં તો પુનઃ ધડાક દઇને પથારીમાં પડી. પતિ પ્રાણા પ્રમદાને ઉન્માદ વધી ગયો. તે પથારીમાં આકુળ વ્યાકુળ બનેલી કાંપતિ પછાડા ખાવા લાગી.

જોત જોતામાં મહોલ્લાનાં સ્ત્રી–પુરૂષ, બાલ–બાલિકા સર્વે એક પછી એક આવીને ત્યાં ઉપસ્થિત થયાં. દરેકની આંખો આંસુથી ભરેલી છે–અનેકની આંખમાંથી આંસુ વહી રહ્યાં છે. દરેકના મ્હોંપર વિષાદનાં ચિહ્ન અને હૃદયમાંથી ગંભીર વેદના પ્રતિત થાય છે. પ્રત્યેક જણ શોકાતૂર વચને આક્ષેપ કરવા લાગ્યા. જેઓએ યુક્તિ–તર્કવડે સતીને સાન્તવન્ આપવા પ્રયાસ કર્યો હતો, સતીને બે શબ્દ કહ્યા હતા, તેઓ આંખમાંથી આંસુ કાઢતાં સતીના શોકમાં સહાનુભૂતિ પ્રકટ કરવા લાગ્યા. માતાની ઉપરોક્ત ઉન્માદ અવસ્થા જોઇ અત્યાર સુધી તેની આસપાસ દીન વદને બેઠેલાં નિર્દોષ ભાઇ–બ્હેન ગભરાઇ ગયાં. તેઓ ઉભય આર્તસ્વરે હૃદયભેદક રોકકળ કરવા લાગ્યાં. કુમળાં સન્તાન માતાની આ સ્થિતિ જોઇ શકે કે ? સતીનું આનંદ નિકેતન દુઃખ–શોક અને આક્રંદથી પૂર્ણ. દુઃખકર બની ગયું. એ આનંદ મંદિરમાં અત્યારે આનંદનું સ્વપ્ન પણ દુર્લભ છે. આ સ્થળે તો દુઃખ–શોકનો દરિયો ઉભરાઇ ગયો છે.

રાધાકિશોરીની આસપાસ વિંટાઇ વળેલાં સૌ કોઇ તેને પ્રબોધ કરવા લાગ્યાં, પણ તેને ક્યાં તેનું ભાન છે, તેના મન–પ્રાણ તો એકજ વસ્તુની પ્રાપ્તિ માટે તરફડીયાં મારી રહ્યા છે. સર્વના પ્રબોધરૂપી બિન્દુ જળવડે કોઇ દિવસ દાવાનળ ઓલવાઇ શકે કે ? પાપી પૃથ્વીની શુષ્ક સાન્તવનાથી તે કદી દારૂણ પતિ–શોક શાન્ત થાય કે ? આહાહાહા ! ગમે તેમ આટલો ઉન્માદ, આવી ભયંકર અવસ્થા પણ પતિની પુષ્પ–ચંદન ચર્ચિત કાષ્ટ પાદુકા તો તેણે પોતાના હૃદયથી રજે અળગી કરી નથી, બીજું રજે ભાન નથી, પણ અશક્તિને લીધે કદાચ એ કાષ્ટ પાદુકા હૃદય પરથી અળગી થઇ તો તુરત તેને તેની ખબર પડતી–એ કાષ્ઠ પાદુકા પુનઃ તેના હૃદયને સ્પર્ષ કરતી ત્યારે તે ઉન્માદિનીના આત્માને અનંત શાન્તિ મળતી હતી.

તેનો ઉન્માદ હવે કંઇક શાન્ત થયો. કોઇ કહે છે કે હવે તેને આરામ

થશે. કોઇ કહે કે: હવે બહુ ચેતતા રહેવાનું છે. પતિનું ચર્ણામૃત તેણે આજ સુધી અતિશય યત્ન પૂર્વક સાચવી રાખ્યું હતું. જ્યાં સુધી શરીરમાં સારી રીતે ચૈતન્ય હતું ત્યાં સુધી તો તે પોતાની મેજ પાસે પડેલી એક ન્હાની લોટીમાંથી જાતે ચર્ણામૃત લઇ હૃદય–મન પવિત્ર કરતી હતી, બાદ સહજ ભાન હતું ત્યાં સુધી પતિના ચર્ણામૃતની આકાંક્ષા થતાં પોતાનું મ્હોં ફાડીને તે દ્વારા પોતાની ઇચ્છા જણાવતી હતી. ટેવાઇ ગયેલાં આંસુ અગર અન્ય સ્વજન તેના મ્હોમાં ચર્ણામૃતનું બિન્દુ નાંખતાં, પાછું તે તુરતજ બંધ થઇ જતું હતું. આ અન્તિમ સમયે પણ પતિ પાદોદકની ભાવના તેણે પોતાનું મ્હોં પ્હોળું કરી જણાવી. તેના મ્હોંપરજ તાકી તાકીને જોઇ રહેલી તેની સ્નેહાળ સાસુ તુરતજ સમજી ગઇ. તેણે તુરતજ હાથમાં લોટી લઇને યત્ન પૂર્વક તેના મ્હોંમાં ચરણામૃત મૂક્યું. પોતાના જીવનની અંતિમ પળો કાઢતી અશક્ત આતુર સતીએ ધ્રુજતા હાથે લોટીમાં આંગળી બોળી અને તે ચર્ણામૃતમાં બોળેલી આંગળી પોતાની આંખ અને હૃદયપર અડકાવી કૃતાર્થ થઇ. ધારીને જોનાર મનુષ્ય જોઇ શક્યું હશે કે: આંખ અને હૃદયને ચર્ણામૃતનો સ્પર્શ થતાં તેણે સહજ માથું નમાવી તે દ્વારા પતિ ભક્તિ જણાવી, પવિત્ર ભાવના પ્રકટ કરી હતી. વાંચકે જાણવાની અવશ્ય જરૂર છે કે: સદા સર્વદા જે સ્થળે સ્વામીનું પૂજન–અર્ચન થતું હતું, જે સ્થળે બેસીને પતિની ભૂવન મોહન મૂર્તિનું તે મુગ્ધ ચિત્તે ધ્યાન કરતી હતી તેજ સ્થળે તે અત્યારે મર્ણ શય્યાપર પડેલી છે. પતિ મંદિરમાં મર્ણ શય્યાપર પડેલી રાધાકિશોરી જ્યાં ત્યાં હૃદયેશ્વરની પ્રતિમાજ જુવે છે. પતિ–પ્રભુની એ અનંત જ્યોતિઃમાં મળી જવું, તદાકાર થઇ જવું એજ તેનું લક્ષ્ય-બિન્દુ છે.

રાત્રિનો સમય છે. સાસુ–સસરા વગેરે નિસાસા નાંખતાં ભોંય પર પડી રહ્યાં છે. બાલક–બાલિકા ઉભય સ્તમ્ભિત થઇને માતાની પાસે બેસી રહ્યાં છે. દિયર દિવાનાની માફક લમણે હાથ મૂકી પરમાત્માની કૃતિનો ખ્યાલ કરતો આ અણધારી આફતનો વિચાર કરતો ઘડી આંખમાંથી અશ્રુ વહાવતો માતૃવત્ ભાભીની દિવ્ય મુખ કાન્તિ જોતો બેસી રહ્યો છે. એ જોઇ જોઇને તેને વધારે રડવું આવે છે. સમજો કે રાધાકિશોરીની સર્વ વ્યથા અત્યારે શમી ગઇ છે. તેનામાં સવિશેષ ચૈતન્ય આવ્યું છે. ઘડી પલકે તે

બબડે છે:-" હા હા, એજ મ્હારો જીવન દેવતા, તમે મ્હને શું સમજાવો છો ? એ તો એજ મ્હારો પ્રાણવલ્લભ. તમે મ્હને જરીકે સમજાવતા નહિ. તેનું મ્હેં રોજ પૂજન કર્યું છે, તેને મ્હેં હમેશાં વંદન કર્યું છે. એ તો એજ મ્હારા હૃદયેશ્વર. હું તેમને છોડીશ કે ? હું આવું છું. "

તેનું ચિત્ર એકજ વસ્તુમાં ચોંટયું છે. એકાગ્ર દ્રષ્ટિએ માનો કે કાષ્ટ પાદુકામાંજ તે કંઇક જોઇ રહી છે. તેની દ્રષ્ટિ કાષ્ટ પાદુકા પર સ્થિત થએલી છે. તેની અર્ધ વિકસિત આંખોમાંથી પ્રબળ વેગે અશ્રુ ધારા વહે જાય છે. આખી રાત્રિ તેણે વિલાપ અને પરિતાપમાંજ ગાળી છે.

રાત્રિ પૂર્ણ થવા આવી. ક્રમે ક્રમે ઉષાનો પ્રકાશ પ્રસરી રહ્યો-પ્રાતઃકાળ થયો. સતી સાસુ-સસરા અને દિયરને કહેવા લાગી: " મ્હારો સમય થયો છે. " કૃતજ્ઞતાપૂર્વક તેણે સાસુ-સસરા તરફ મસ્તક નમાવ્યું. સાસુ-સસરાની ચર્ણ રજની આકાંક્ષાવાળી આદર્શ કુળવધૂ આશિર્વાદની પ્રાર્થના કરવા લાગી. રડતા હૃદયે સતીના કપાળ પર સાસુએ હાથ ફેરવ્યો અને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. દૂર રહે રહે સસરાએ પણ સતીને શુભ આશિર્વાદ આપ્યો. નિર્દોષ પુત્ર-પુત્રી બેઉ બાજુથી માતાનો કર સ્પર્ષ કરી બિચારાં પોકેપોક મૂકીને રડતાં કહેવા લાગ્યાં-" બા ! અમારા બાપુ અમને છોડી ચાલ્યા ગયા છે, અને પાછી તું કયાં જાય છે-બા અમે શું કરીશું રે... ..." બાળકોના એ દયાર્દ્ર શબ્દો સાંભળી સાસુ-સસરા વગેરે સૌ મ્હોટે સ્વરે રોવા લાગ્યાં. હૃદય પર કાષ્ટ પાદુકા સહિત રાધાકિશોરી ચત્તાપાટ મુગ્ધ ચિત્તે સુતી છે. ફાટી આંખે કોણ જાણે એક કેવીય-કોની મોહન મૂર્તિ જોઇ રહી છે. જોત જોતામાં તેના શોકાકુળ ચિત્તને પૂર્ણ શાન્તિ વળી ! પડોસણો આવીને તેની મૃત્યુ શય્યાની ચારે બાજુએ ઘેરાઇ વળી. દરેકે આશ્ચર્યતાપૂર્વક જોયું કે: સતીના મેઘથી આચ્છાદિત થએલા આકાશ જેવા વિષાદ પૂર્ણ વદન પર એક અપૂર્વ પ્રાતઃકાલિન્ પ્રફુલ્લતા અંકિત્ થઇ છે. એ જોઇને સઘળાં આશ્ચર્ય પામ્યાં. એક વૃદ્ધાએ નીચી વળીને સતી સ્હામે જોઇ ઉદ્દગાર કાઢયા: "મા ! તું આમ કરીને છૈયાં-છોકરાંને રઝળતાં ન કરીશ-જો જો, તેમના સ્હામે જો." સતીએ પોતાની એક આંગળી ઉંચી કરી સમજાવ્યું કે: " પ્રત્યેક પ્રાણી માત્રની જે સદા સર્વદા પરમ રક્ષા કરે છે, તેજ તેમની રક્ષા કરશે. હું રક્ષણ કર્તા નથી."

રાધાકિશોરીની નયન દ્રષ્ટિ સ્થિર થવા આવી, શ્વાસ બહાર નિકળ્યો. અતિ ક્ષિણ કણ્ઠે એક વાર ઉચ્ચાર કર્યોઃ " હા નાથ! " માત્ર એ શબ્દના ઉચ્ચારની સાથે તેનો પ્રાણ વાયુ આ પંચભૂતના શરીરમાંથી નિકળી ગયો. સતીનો અજર—અમર આત્મા આ લોકનો ત્યાગ કરી પરલોક—દિવ્ય લોકમાં ચાલતો થયો. ઉડતાં પંખીગણ સ્થળે સ્થળે પ્રાતઃકાળમાં સતીની મહામાયાની પુણ્ય પવિત્ર ગાથાનું કિર્તન કરવા લાગ્યાં. દરેક મનુષ્યને કાને વાત પહોંચી ગઇ કેઃ " સતી રાધાકિશોરી પતિલોકમાં ચાલી ગઇ. સતીનું મૃત્યુ સાંભળ-નાર પ્રત્યેક મનુષ્ય બે અશ્રુ બિન્દુ પાડી સતી તરફ પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરવા લાગ્યાં. સતીના નામને મસ્તક નમાવા લાગ્યાં!

સ્વામી શોકમાં પ્રેમમયી સતી રાધાકિશોરીએ દેહ તજ્યો—માનવ લીલા સંપૂર્ણ કરી. સાસુ—સસરા, દિયર વગેરે શોક સાગરમાં ડુબી ગયા. તેઓ સતી-ના ગુણને પુનઃ પુનઃ યાદ કરી છાતીફાટ રૂદન કરી રહ્યાં. સ્વજન પરિજન સૌ કોઇ અંગ વસ્ત્રવડે આંખનાં આંસુ લૂછી ભોંય પડી પડીને સતીને પ્રણામ કરવા લાગ્યાં. અનેક સ્ત્રીઓ સતીને પ્રણામ કરી તેના જેવા સૌભાગ્યની પ્રાર્થ-ના કરવા લાગી. કુળવધૂઓ ધન્ય સતી ! ધન્ય તમારો પતિ પ્રેમ ! ધન્ય તમારૂં પાતિવ્રત્ય ! ધન્ય તમારૂં મૃત્યુ ! કહી કહીને આંસુ આણવા લાગી.

અન્તિમ્ બન્ધુ—બાન્ધવ વગેરે અનેક મનુષ્યો સતીના દેહનો સત્કાર—સંસ્કાર કરી તેનું ગુણ કિર્તન કરતા કરતા ઘેર પાછા ફર્યા.

આદર્શ સતી રત્ન આર્યકુળ લલના વૃન્દમાં ભૂષણરૂપ સતી રાધાકિશો-રીની પતિ—ભક્તિ અને પૂજા આજની આર્ય રમણીઓએ અનુકરણ કરવા યોગ્ય છે. અનુભવ કરવાથી તે અદ્વિતીય આનંદની મજા માણી શકશે. ભારત વર્ષ એતો પતિવ્રતા સતીઓનો ભંડાર છે. નમન એ સર્વ શિરોમણી જગત વંદ્ય ભારત વર્ષને ! નમન એ ભારતીય સર્વ શ્રેષ્ટ સતી મહિલાઓને !

**જય સતી રાધાકિશોરી ! જય! જય મહાદેવી જય !**

**ૐ શાન્તિઃ**

**સમાપ્ત.**

॥ श्री गुरुदेव समर्थ ॥

# ३-सती जयमती.

क

## સ્વાર્થ કે શયતાનીયત ?



ધાય દિવસ કંઇ સરખા જતા નથી. અમે જે સમયની કથા કહેવાને પ્રવૃત્ત થયા છીએ, તે સમયે સમગ્ર આહોમ રાજ્યમાં રાષ્ટ્ર વિપ્લવ ઉપસ્થિત થયો હતો. ઘોર અરાજકતા વડે દેશ આચ્છન્ન થયો હતો. મહાપ્રભાવશાળી ત્રણ મંત્રિના હાથમાં એક રમવાના દડા સમાન રાજસિંહાસન હાલનડોલન થઇ રહ્યું હતું. જન્મ જન્માંતરનાં અનેક સત્કર્મ-પૃણ્યના બળવડે કરીને સિંહાસન પર વિરાજી હાલમાં જે રાજકુમાર વા રાજા મહા પરાક્રમથી આજે રાજ્ય-શાસન કરતો તે કુટનીતિજ્ઞ-અધમ પ્રધાન મંડળની દુષ્ટતાના પરિણામે પદભ્રષ્ટ થઇ, બીજેજ દિવસે ગુપ્ત ઘાતકને હાથે વધને પાત્ર થતો.

રાજસિંહાસન ખાલી રહેતું નથી, એ દારૂણ સ્વતંત્રતા અને રાજ્ય-પરિવર્તનના સમયે પણ આહોમ-રાજ-તખ્ત પર " લરા રાજા " વિરાજીત હતો. રાજસિંહાસન પર બેઠા છતાં રાજકુમારના મનને કંઇ ચેન ન્હોતું-તેને સુખ ન્હોતું. તેના ચિત્તમાં રજે શાન્તિ ન્હોતી. સદાકાળ તે ભયભિત રહેતો-ભયના ભણુકારા તેના કાનમાં વખતો વખત અથડાઇ તેના હૃદયને ખળભળાવી મુકતા હતા. કોણુ કહી શકે કેઃ કયે દિવસે એ સ્વેચ્છાનુસાર ભાગ્યબળ વડે પ્રાપ્ત થયેલું રાજ્યાસન, દુષ્ટ બુદ્ધિ પ્રધાનને હાથે અન્ય કોઇ ભાગ્યવાન નૃપતિના હાથમાં જઇ પડશે, અને તરૂણુ નૃપને પણ પદ-

ભ્રષ્ટ થઇ જ્યાં ત્યાં પુરે હાલે ભટકવાનો સમય આવશે! એ ચિન્તા તે કાંઇ જેવી તેવી કે? મનુષ્ય કોઇ પણ અવસ્થામાં સુખી છે કે? અનેક ઉચ્છૃં-ખલ–અર્ધદગ્ધ મનુષ્યો પોતાની જાતને મ્હોટા લૉર્ડ–બાદશાહમાં ખપાવા માગે છે? તેઓ મનથી એમજ માને છે કે બસ આપણે તો રાજા છઇએ, પણ અક્કલના અધૂરા એવા મૂર્ખ શિરોમણી પામર આત્માઓને ક્યાં ખબર છે કે: રાજાઓનાં અંતઃકરણમાં સર્વદા કેવી આગ સળગતી રહે છે! પ્રતિપળે કેવા ભયાનક વિકટ પ્રસંગો તેમના વીર હૃદયને ઉથલાવી મૂકી તેમને દીન જેવા બનાવી દે છે! રાજા થવામાં મજા નથી પણ આદર્શ રાજાની પ્રજા થવામાં પરમાનંદ છે. પરમ શાન્તિ–તૃપ્તિ છે. મ્હોટા જેવાં મહાન્ સુખોપ-ભોગ ભોગવવાને સરજાયા છે તેની સાથે તેથી અધિક મ્હોટાં દુઃખ પણ તેમના નસિબમાં લખાયેલાં છે! ન્હાના થયા શિવાય નમ્રતા આવતી નથી, નમ્રતા આવ્યા શિવાય પરમાત્માની કૃપા થતી નથી. મ્હોટાનેજ દુઃખ! મ્હોટાનેજ આફત! નથી કહ્યું કે:—

" બડે બડેકું દુઃખ હય, છોટે સેં દુઃખ દૂર,
તારે સબ ન્યારે રહે, ગૃહે "ચંદ્ર" ઓર "સૂર."

અનાદિ કાળથી સૂર્ય–ચંદ્રનુંજ ગૃહણ થતું આવ્યું સાંભળ્યું છે. તારાનું ગૃહણ થયું કોઇને કાને આવ્યું છે કે? ઇપ્સિત રાજ્ય પ્રાપ્તિ થયા છતાં, સાર્વભૌમ–સર્વ સત્તાધિશ થયા છતાં ચૂલિકફાના હૃદયમાં આ અસ્વસ્થતા શી! આવી શંકા કેમ!

ચિર પ્રથા એવી છે કે: અક્ષતદેહ* શિવાય એ રાજ્ય સિંહાસનપર બેસ-વાનો કોઇને અધિકાર નથી. અખંડ બ્રહ્મચર્ય અને સર્વાંગમાં જેને કોઇ પણ પ્રકારની ખોડ કે ખાંપણ હોય નહિ તેવા મનુષ્ય વિના રાજ્ય પ્રાપ્તિનો કોઇને અધિકાર નથી. ન્હાની ઉમરનો છતાં ચૂલિકફાના હૃદયમાં દુષ્ટ બુદ્ધિ

* એઓ બરગોંહાઇ, બૂરાગોંહાઇ અને વરપાત્ર ગોંહાઇ હતા. એનું મૂળ નામ " ચૂલિકફા " હતું. એ જાતે ચામગુરીયા રાજવંશનો હતો. આસામી ભાષામાં " લરા " એ શબ્દનો અર્થ શિશુ વા બાળક–સંજ્ઞાત્મક છે. વરણ ચૂલિકફાની બાળક–બુદ્ધિને લીધે પ્રધાન–વ્યવસ્થાપક તેને ઉપનામથી સંબોધતા હતા.

ઘણીજ હતી. ઈર્ષા પરાયણ " લરા રાજા " પોતાના મનથીજ ચિન્તા કરે છે કેઃ જો સિંહાસનપર બેસવાને લાયક અધિકારી રાજ્યકુમારોને કોઈને કોઈ પ્રકારે એકાદ અંગ રહિત કરવામાં આવે તોજ પ્રતિસ્પર્ધિ વગરના નિશ્ચિન્ત થઈ શકાય તેમ છે. કેવળ ત્યારેજ કંટક વિહિન રાજ્ય-શાસનમાં કોઈ પણ પ્રકારનું વિઘ્ન ઉપસ્થિત થઈ શકશે નહિ.

કુક્રિયાસક્ત, અનીતિવાન કેટલાક રાજસેવકો મહારાજાની દુષ્ટ આજ્ઞાનું પાલન કરવા તૈયાર થયા. આખા રાજ્યમાં એક મહા અનર્થનું બીજ રોપાયું ! સર્વત્ર હાહાકાર થઈ રહ્યો.

આજે સમગ્ર આહોમ રાજ્યમાં રક્ત પ્રવાહ વહી રહ્યો છે. અમાનુષિક અત્યાચારવડે કરીને રાજવંશનો લગભગ ઉચ્છેદ થઈ ગયો છે. પુત્રહિના ઉન્માદિની જનેતાઓના આર્તનાદ પતિને ગુમાવી બેઠેલી આશ્રય વગરની અભાગિની રમણીના હૃદય-દ્રાવક ગંભિર દીર્ઘ શ્વાસ-શાન્તિ નિકેતનમાં અનેક સ્નેહાળ માતાઓથી હમેશને માટે ત્યજાયેલાં સુકુમાર રત્ન જેવાં બાળક-બાલિકાઓના કરૂણ આક્રંદથી ગગન પ્રદેશ ગાજી રહ્યો છે ! કોઈ સાંભળનાર નથી ! તે સાંભળે કોણ ! પ્રતિ સ્પર્ધિથી વિહિન થવા પૈશાચિક કૃત્ય કરનાર રાજાજ જ્યાં મહા પાપિષ્ટ ત્યાં પછિ પ્રતિકાર કયાંથી ! સ્વાર્થમાં અંધ બનેલા રાજાને પ્રજાની સુખ-શાન્તિની ક્યાંથી પરવા હોય ? પ્રજા-કામદૂર્ગા તરફ બેદરકાર રાજા કોઈ કાળે ચિરસ્થાયિ થઈ-અમર યશ સંપાદન કરી શકયો છે? પ્રજાની પરમ આશિષને પ્રતાપેજ અચળ રાજ્યસત્તા ભોગવી શકાય છે. એ પ્રજા કલ્પવૃક્ષનાં જડમૂળ કાઢનાર-તે પર પુનઃ પુનઃ કહોવાડીના ઘાવ કરનાર નૃપ કે નૃપેન્દ્ર ઇચ્છિત ભોગ મેળવી શકશે કે?

લરા રાજાની દૂષ્ટ વાંચ્છનાના પ્રતાપે આજે સ્વર્ગ સમાન સ્થળ સ્મશાન તુલ્ય બની ગયાં છે! પરિણામે શું ? તે પરમાત્મા શિવાય અત્યારે કોણ કહી શકે? અસ્તુ.





ख

## પણ પેલો કોણ ?



રા જ વંશની સાથે લેશ માત્ર સંબંધ ધરાવતા કોઇ પણ માણુસનું સંરક્ષણ થાય તેમ નથી. રાજવંશનો સમૂળગો ઉચ્છેદ થયા શિવાય " લરા રાજા " ને લેશ શાન્તિ વળે તેમ નથી. તેવા ત્રાસ–અત્યાચારથી બચવાને માટે જેને અન્ય કોઇ સ્થળે સુરક્ષિત રહેવાનું બની શકે તેમ છે, તેઓ તો અત્યાચારીનાં હાથથી છૂટી–બચી જઇ પોતાનું સર્વસ્વ જે કંઇ હતું તે લઇને હમેશને માટે ગોરગાંકિનો ત્યાગ કરી ચાલ્યા જ ગયા છે. જેઓને કોઇ સ્થળે જવાનું બની શકે તેમ નથી. જેઓને અન્ય કોઇ સ્થળે આશ્રય મળી શકે તેમ નથી તેઓ મૂગે મ્હોડે સઘળાં દુઃખ અને સઘળી યંત્રણા સહન કરવા લાગ્યા, પરન્તુ સહિષ્ણુતાની પણ કંઇક સીમા હોય છે. એ અસાધારણ અત્યાચારથી ત્રાસી ગએલાં સૌ કોઇ આકુળ વ્યાકુળ થઇ ઉઠયાં. એક દિવસ લગભગ પ્રાતઃકાળમાં દરેકના દેખતાં સમુદ્ર તરંગ સમાન એક ઉચ્છૃંખલ મનુષ્ય અન્ય કેટલાંક મનુષ્યો સહિત રાજમહાલય સમીપ તટસ્થ રીતે ઉભો રહ્યો છે. તેના મનને કોઇપણ પ્રકારનો લેશ માત્ર ભય નથી. જણાય છે કે; તેના હૃદયમાં કંઇક દારૂણવ્યથા થઈ છે. અમાનુષિક અંત્યાચારનું ગંભીર રહસ્ય જણાવવાની ઉત્કષ્ટ ઇચ્છાથી તે આજ એ સ્થળે ઉપસ્થિત થયો છે. એ આજ ઘણા લાંબા સમયથી ચાલતા અત્યાચાર અને એ નરપશુ અત્યાચારીનો પ્રતિકાર કરવાનો કોઇ પ્રયત્નશાળી–પ્રયાસી છે !

એ અપૂર્વ દેખાવે વરફૂકનની દ્રષ્ટિનું આકર્ષણ કર્યું. બહુ દિવસે તે કોઇ કારણથી રાજધાની તરફ આવતો હતો. તેને ખબર નહોતી કેઃ આજે પુનઃ

આહોમ પ્રજા કેમ દુઃખથી પિડિત થઇ રહી છે ? તે શાથી આવી અસહ્ય વેદના ભોગવતી આટલો બધો કોલાહલ મચાવી રહી છે ! તેણે ઘર તરફ ન જતાં, કૌતુહલવૃત્તિ પ્રકટ કરતાં શોક સમુદ્રમાં ડુબી ગયેલા પેલા મનુષ્ય સમુદાય સામપ જઇ તેને આગળ જતા અટકાવી રાખ્યો, અને પૂછ્યું:

"તમે ક્યાં જાઓ છો ?"

"રાજ પ્રતિનિધિ સમિપ."

"ક્યા રાજ પ્રતિનિધિ ?"

"વરકુકન."

તેમના મુખમાંથી વરકુકન એવું પોતાનાજ નામનું ઉચ્ચારણ સાંભળી તે કંઇક આશ્ચર્યાન્વિત થયો. તેણે પૂછ્યું:

"કેમ ?"

"આંતરિક વેદના જણાવવા."

"કેવી વેદના ?"

"અત્યાચારની."

તે સ્થળે કેટલોક વખત ઉભા રહી તેણે તેમની સર્વ હકિગત સાંભળી લીધી. તેના હૃદયમાં એથી એક જબરો આઘાત થયો. તે આઘાત દુઃખ અથવા સમવેદનાનો ન્હોતો—તેના અભિમાનનો ! સિંહાસનની પ્રાપ્તિને માટે પોતે અડગ્ પ્રયત્ન કર્યા વગર—એ અમાનુષિક કાર્યમાં પોતે જાતે હસ્તક્ષેપ કર્યા વગર કોઇ રીતે ચૂલિકફા પાછો પડે તેમ નથી—તેનું અભીમાન ! રાજ્ય પ્રાપ્ત કર્યા પછી ચુલિકફા કોઇની સલાહ પૂછતો નથી તેનું અભીમાન ! અ-ભીમાનમાં તણાઇ જઈને તેણે તેમને પૂછ્યું:—

"વરકુકન પાસે જવાનું કંઇ કારણ ?"

"તે તેનો પ્રતિકાર કરી શકશે."

"કેવી રીતે જાણ્યું ?"

"અગાઉ એકવાર કર્યો હતો."

વરકુકન સમજી ગયો. તેને યાદ આવ્યું કે: એ લાંબા સમયની વાત નથી. પરલોકવાસી આહોમ રાજા ચૂદેફા જ્યારે અન્ય પ્રધાન બુરાગોંહાઇની

કન્યાનું પાણિગ્રહણ કરી સસરાની મર્યાદા સાચવવાને માટે રાજ ભંડારમાંથી અનેક જાતનાં મહામૂલ્ય ધન–રત્ન આપીને તેના ઉપર અનેક પ્રકારે રાજકૃપા કરી ત્યારે એ અતુલ ઐશ્વર્ય અને શક્તિની સહાયતાથી બુરાગોહાઇ પોતાની પૂર્વેની સ્થિતિ ભૂલી જઇ–આત્મ વિસ્મૃત થઇ–જ્યારે તેણે આખા દેશમાં અત્યાચારનો આરંભ કર્યો, ત્યારે પ્રજાના આર્તનાદથી વિચલિત થઇ તેણે કેટલેક છેટે આવેલા પ્રાગજ્યોતિષપૂરથી સૈન્ય સહિત આવીને અશાન્તિને મૂળમાંથી નાબુદ કરી નાખી સમગ્ર પ્રજાને આશ્વાસન આપ્યું હતું. તેનેજ પરિણામે આજે લરા રાજા સિંહાસનપર બેઠો હતો! અનેક વિચારો કરતાં વરફુકનનું અભીમાન ક્રોધના રૂપમાં ફેરવાઇ ગયું. તેમ છતાં ક્રોધ દબાવી–હાથ લંબાવી, તેમજ આશ્વાસન આપતાં તેણે કહ્યું:–

"ઠીક! તમે તમારે ઘેર જાઓ. હું અવશ્ય તેનો પ્રતિકાર કરીશ."

"આપ કોણ છો?"

"હું વરફુકન."

તેની એ જોસ ભરી તેજસ્વી વાણી સાંભળી કોઇ અવિશ્વાસ કરવાનું સાહસ ખેડી શક્યો નહિ. સૌ તેને યથોચિત માન આપી પોત પોતાને ઘેર ચાલતા થયા.

વરફુકન ઘેર ન જતાં બારોબાર રાજ્યમહાલય તરફ ચાલ્યો.

વરફુકન બેશક કંઇક કરશે–પણ પેલો કોણ?

---

## ग.

## આદેશ.



કુલૂ કલૂ નાદ કરી પ્રબળ વેગે વહન થતી દિક્ષુ નદીની દક્ષિણ દિશાએ આહોમની રાજધાની ગોરગાંઉ આવેલું છે. ત્યાંના રાજા ચુકલેમ્મુંએ ઇ૦ સ૦ ૧૫૪૦ માં ગોરગાઉમાં રાજ્યસ્થાન કર્યું હતું. તેટલા માટેજ તે આસામના ઇતિહાસમાં "ગોરગોયા" રાજાના નામથી પ્રખ્યાત છે. રાજ મહાલયથી લગભગ ત્રણ ત્રણ ગાઉ

ફરતો ચારે બાજુએ મહા વિશાળ મજબૂત કોટ છે. તે કોટની ચારે બાજુ-એ ચાર મુખ્ય દ્વાર છે. ત્યાં થઇને ગામમાં પ્રવેશ કરી શકાય છે. એ સુવિશાળ રાજ્ય મહાલયમાં રાજાનુ એક મુખ્ય સુસજ્જિત મન્ત્રણા—ગૃહ છે. લગભગ છાસઠ નમુનેદાર નકસી કામથી કોતરેલા સુંદર સ્તમ્ભ કેટલાય કાળથી સમસ્ત રાજમહાલયનો ભાર શિરપર વહન કરતા ટેકધારી વીરોની માફક એક રજ પણ નીચા નમ્યા શિવાય મહાલયના ગૌરવને અવિશેષ વધારતા નિઃસ્તબ્ધ ઉભા છે ! પ્રત્યેક સ્તમ્ભનો ઘેરાવો લગભગ ચાર ચાર હાથથી પણ કંઇક વધારે હશે. વધારામાં તે પ્રત્યેક સ્તમ્ભપર જૂદી જૂદી જાતનું કરેલું કોતર કામ આંખને આંજી નાખે તેવું છે. સ્તમ્ભની શોભામાં ખરો વધારો તો એજ કરે છે. તે ઉપરાંત અન્ય જ્યાં ત્યાં ઠેર ઠેર કાલ્પનિક અનેક કળા—કૌષલ્ય વડે તૈયાર કરેલી પંચરંગી અસંખ્ય વસ્તુઓનું વર્ણન કરવું એ બની શકે તેમ નથી. પરન્તુ એટલું તો કહ્યા વિના ચાલે તેમ નથી કે; મહાલયની પત્થરની અત્યંત ઉંચા પ્રકારની એકલી કોતર કામથીજ ભરેલી મનોહર દિવાલ—જાત જાતનાં પશુ—પક્ષિ અને મનુષ્યની આકૃતિઓ-ના તેમાંના દેખાવ જોતા મનુષ્ય એક વખત લાકડાના પૂતળાની માફક સ્તબ્ધ બની ત્યાં ને ત્યાં ઘડીભર ઠરી જાય તેમ છે ! સ્થળે સ્થળે અનેક ન્હાના મ્હોટા અરીસાઓ જડેલા છે. એ સુવિશાળ સ્વચ્છ કંચન જેવા અરિસાઓમાં સૂર્યના તેજનું પ્રતિબિમ્બ પડતાં ખૂણે—ખાંચરે જ્યાં ત્યાં ઝાક ઝમાળ થઇ રહે છે. રાજાની સુખ—સમૃદ્ધિ અને ઐશ્વર્યનું ભાન કરાવતો એ રળીયામણો રાજ્યમહાલય રસ્તે જતાં આવતાં મનુષ્યોને અપૂર્વ આનંદાશ્ચર્યમાં ગરકાવ કરી નાખે છે ! કેટલાક પ્રવાસીઓ તો લમણે હાથ મૂકી કલાકોના કલાકો સુધી માત્ર એ સ્વર્ગીય ભુવન તરફ અનિમિષ નેત્રે જોયાજ કરે છે. મહાલયના એક સુવિશાળ ભાગમાં ઉંચાણમાં કેટલાક સ્તમ્ભ સહિત જોડેલા રાજચિહ્ન પ્રદર્શક એક ચન્દ્રાતપ નીચે એક બહુ મૂલ્ય રત્ન ખચિત રાજ-સિંહાસન* છે. એ સિંહાસન ઉપર ચિન્તામગ્ન સ્થિતિમાં ચૂલિકફા પગ પર

* ગોરગાંવના એ રાજમહાલયનું ઉપરોક્ત વર્ણન કાલ્પનિક વા અતિશ-યોક્તિ ભર્યું નથી. કેટલાક નિમ્ન લિખિત લેખ પરથી તે સ્પષ્ટ પ્રમાણભૂત છે:—

Inside are high and spacious buildings. The audience

પગ ચડાવી લમણે હાથ મૂકી વિચાર સાગરમાં ગોથાં ખાતો બેઠો છે. તેની સમ્મૂખ, પોતપોતાના હમેશના નિયત કરેલા આસન પર અન્ય સઘળા રાજ-કર્મચારીઓ પણ મૌન્ય ધારણ કરીને બેસી રહ્યા છે !

આટલો બધો મહા અનર્થપાત મચાવ્યા છતાં ચૂલિકફા નિશ્ચિંત થઇ શક્યો નહિ. તેણે સાંભળ્યું હતું કેઃ અહીંયાં તેનો એક મહાન અતુલ શક્તિ-શાળી પ્રતિસ્પર્ધિ છે. તેના વદન પર અપૂર્વ તેજ છે, તેના હૃદયમાં અમિત બળ છે, બાહુમાં અસિમ શક્તિ છે, અને તે અપૂર્વ સુંદર છે, 'લરા–રાજા" ના નિયુક્ત કરેલા ગુપ્ત ઘાતકો એ વીરહૃદય રાજકુમારની સ્હામે થઇ શક્યા નહિ. મતિમંદ " લરા–રાજા " તેથીજ ભયભિત થયો છે.

" ચુલિકફા ! "

એ નિસ્તબ્ધ રાજ્યસભામાં અભીમાની વરફુકન ઓચિન્તો સિંહાસન પર વિરાજેલા "લરા–રાજા"ની સમ્મુખ આવી તેને સંબોધન કરીને બોલ્યો. " ચુલિકફા ! ત્હેં આખા રાજ્યમાં જે અશાન્તિનું બીજ વાવ્યું છે, તેમાં ત્હેં ત્હારા વહિવટ કર્તા પ્રધાનોની સમ્મતિ લીધી છે કે ? "

" ના. "

" કેમ ? "

" એ કહી શકાય તેમ નથી. "

---

hall of the Raja * * is 120 cubits in length. It has 66 pillars each about 4 cubits in circumferance. The pillars though so large are quite smooth so that at first glance you take them to be planed. The ornaments and curiosities with which the whole wood work is filled defy description. * * * The sides of the place are embellished by extraordinary wooden trellice work. Inside there are large brass mirrors highly polished * * * * * ( Vide Imperial Gazetteer of India. )

Vol. Assam; Gaits History of Assam; Allen's District Gazetteer–Sibsagar.

" ઉચ્છૃંખલ યુવાન બાળ–રાજા ! રાજ પ્રતિનિધિના અનુગ્રહથી તને રાજ્યાસનપર બેસાડવામાં આવ્યો, તેથી જણાય છે કે: તું આજે ઐશ્વર્યના મદથી ત્હારી પોતાની અગાઉની અવસ્થા ભૂલી ગયો છે ! તું ભૂલે છે, આહોમ રાજ્યનો રાજા કોઇ નથી, પ્રધાનના હાથમાં રાજ્યસિંહાસન અને રાજ્ય સત્તા રમી રહેલી છે ! "

ચુલિકફા પોતાના મનથી હવે સમજી ગયો છે કે: તેણે પોતાના પ્રધાન મંડળને તે પરત્વે કંઇ પૂછ્યા ગાછ્યા વગર–તે બાબતમાં તેમની લેશ માત્ર પણ સલાહ લીધા વગર પોતે પોતાની ઇચ્છાથીજ જે અમાનુષિક–નિંદ્ય કાર્ય કરવાનું ગેરવ્યાજબી પગલું ભર્યું છે, તેથી તેઓ સર્વ નારાજ થઇ કંઇક રોષે ભરાયા છે ! પરન્તુ તેનો ઉપાય ? એ સળગતા અગ્નિને હવે શાન્ત પણ શી રીતે કરવો ? અન્ય એક પણ માર્ગ નથી. " લરા–રાજા " ને હવે રાંડ્યા પછી ડહાપણ આવ્યા જેવું થયું છે. તે હવે તે પરત્વે મિથ્યા વિચાર કરે છે. તેણે એક માત્ર વ્હેમમાં તણાઇ જઇ ઉક્ત શત્રુ હિન થવાનું ઉપરોક્ત વિચિત્ર કૃતઘ્નિ કાર્ય આરંભ્યું છે. તે બાબત તેને ચિન્તા કરવાની કંઇજ જરૂર ન્હોતી; કારણ સઘળી રાજ્ય સત્તા ત્રિપ્રધાનના હાથમાં હતી. તેઓ શિવાય અન્ય કોઇમાં " લરા–રાજા " ને પદભ્રષ્ટ કરી અન્ય મનુષ્યને રાજ્ય પદ પર બેસાડવાની કંઇજ સત્તા ન્હોતી. વરકુકનને લરા–રાજાએ કંઇજ ઉત્તર આપ્યો નહિ. શું કહેવું તેની તેને સૂજ પડી નહિ.

" ચુલિકફા ! બોલતો કેમ નથી ? "

કાપટ્ય ભરી વાણીથી વિનયપૂર્વક ચુલિકફાએ ઉત્તર આપ્યો: " સાંભળો ! તમે તે બાબત કંઇજ જાણતા નથી. " તુંગથુંગીયા " રાજવંશનો ગોબર નામક રાજાનો પુત્ર ગદાપાણિ રાજ્ય મેળવવાની લાલસાથી ગુપ્ત રીતે ત્રિપ્રધાનના વિનાશને માટે અથાક યત્ન કરે છે. તેના સમજવામાં એમ છે કે: રાજસિંહાસન પ્રાપ્ત કરવાના સુલભ–સરળ માર્ગમાં મંત્રિઓ એજ મુખ્ય કંટકરૂપ છે. એ કંટકને જડમૂળથી ઉખેડી નાંખી સિંહાસન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા અન્ય અનેક રાજકુમાર અને વિદ્રોહી પ્રજાની સહાયતાથી એ પોતાના સૌભાગ્યનો દરવાજો ખુલ્લો કરવા કમર કસીને મથી રહ્યો છે. હું

પ્રજાના કલ્યાણની ખાતર એ મ્હારૂં પ્રથમ કર્તવ્ય સમજી તે કાર્ય કરવામાં કટિબદ્ધ થયો છું; એમાં આપની તથા અન્ય પ્રધાન મંડળની સમ્મતિ લેવાની મ્હને અગત્યતા જણાઇ નથી. હું ખરી ખાત્રીથી કહું છું કે એમાં મ્હેં કંઇજ અનુચિત પગલું ભર્યું નથી. મ્હારા તે કાર્યમાં તમને કંઇ અયોગ્યતા જણાય છે કે ? ”

કેટલાક સમય સુધી વરકુકન માત્ર મુંગે મ્હોડે ઉભો રહ્યા. કપટિખુનિ “ લરા–રાજા ”એ તેને ચાલાકી વડે ઠંડોગાર જેવો બનાવી દીધો. તેના મુખપર ચિન્તાની રેખાઓ ફુટી નિકળી. એક અસ્વાભાવિક ભાવ–તરંગે તેના હૃદયમાં વિષમ આન્દોલન ઉપસ્થિત કર્યું છે ! મંત્રીઓની સત્તા-વડે ચાલતા અરાજક રાજ્યમાં અસહાય ગદાપાણિએ આટલે સુધી સાહસ ખેડયું હશે ? ચિન્તાતુર હૃદય પ્રવિણ વરકુકન કોઇ એક પૂર્વોક્ત ઘટનાનું સ્મરણ કરીને “ લરા–રાજા ”ના શબ્દો પર એકવાર અવિશ્વાસ કરી શકયો નહિ. તેનો સઘળો ક્રોધ અને સઘળો દ્વેષ ચુલિકફા પરથી મટી જઇ ગદા-પાણિપર ઉતરી પડયો !

વરકૂકન વિશેષ કંઇ પણ વાતચિત કર્યા વગર તે સ્થાનનો ત્યાગ કરી અવિલંબે ત્યાંથી ચાલી નિકળ્યો. ચુલિકફાએ ગદાપાણિને આ લોકમાંથી પર-લોકમાં પહોંચતો કરવા માટે ગુપ્ત ઘાતકોને તુરતજ આદેશ કરી તે દિવસની સભા બરખાસ્ત કરી.

સાધારણ મનુષ્યોની આશા–તૃષ્ણા તેમના પ્રમાણમાંજ સાધારણ હોય છે, પણ મ્હોટા રાજા–મહારાજાઓની આશા તૃષ્ણા વળી કંઇક ઓરજ કહો કે મ્હોટીજ ! એ આશા–તૃષ્ણા, મહાત્માકાંક્ષાની મારામારી આ જમાનામાં દૂર જોવા જવી પડે તેમ નથી, નહિ તો વિશમિ સદિમાં વળી આ વિચિત્ર સમરાનળ શો ? કેટલી નિર્દોષ પ્રજાનો કચ્ચડઘાણ વળી ગયો છે–જાય છે ! પૃથ્વી પરની શાન્તિપ્રિય પ્રજાના રસ–કસ ચૂસી લેવાની પ્રવૃત્તિ કરનાર એ કોણ અશાન્તિનો ઉપદ્રવ કરનાર વિચિત્ર આત્મા ! તેનું અમે નામ નહિ લઇએ ! કારણ એવા તામસી–ક્રુર મનુષ્યનું પ્રાતઃકાળમાં નામ લેવામાં શ્રેય નથી. ન્હાનું મ્હોટું સૌ કોઇ તેને સારી રીતે જાણે છે. બધાય કહે છે કે:

હવે તો એ કેસરનું ચંદન થાય તો ઠીક પડે ! શાન્તિપ્રિય ભારતેશ્વર શ્રીમાન્ સમ્રાટ પંચમ જ્યૉર્જના મિત્ર રાજ્યોના વિજયને માટે બે ઘડી અમારા વાંચક સત્‌ચિત્ પ્રભુને પ્રાર્થના કરશે કે ? કહેવાનું માત્ર એજ છે કેઃ—

દુષ્ટ કૈસર કરતાં લરા–રાજાની મહત્વાકાંક્ષા મ્હોટી ન્હોતી ! કુટિલ કૈસર કરતાં લરા રાજા કંઇક સારો ખરો !

---

## ઘ.

## ગૃહત્યાગ.



પ ચક્ર વધારે દિવસ ગુપ્ત રહ્યું નહિ. ચુલિકક્ષાના સઘળા પ્રયત્નોની અથથી તે ઇતિ સુધીની સર્વ હકિકત ગદાપાણિના કાને ક્યારની આવી છે, પરન્તુ “ સત્પુરૂષો, પોતાનો સાત્વિક ધર્મ ત્યજતા નથી. ” તે સરળ પરોપકારી, ધર્મનીતિ પરાયણ હતો, વિપદમાં ધૈર્ય ધારણ કરવી તેતો તે શરૂવાતથીજ શીખ્યો હતો. તેટલાજ માટે તે નિર્ભય–અવિચલિત હતો ! જ્યાં નીતિ અને નિષ્કપટતા ત્યાં ભય કેવો ?

તે દિવસે સૂર્યઅસ્ત થતાની સાથે સાથે સન્ધ્યા સુન્દરી સફેદ વસ્ત્રથી પોતાની શ્યામ પ્રકૃતિને છુપાવતી પ્રસરી રહી છે. સાયંકાળ પૂર્ણ થયાબાદ સરિયામ રસ્તાઓપર લોકોનો અવર જવર બંધ થયો છે. જ્યોત્સનામયી રજની મોતના પાશમાં સપડાયેલાં માનવ દમ્પતિના રંગભૂવનમાં અપૂર્વ અમૃત વૃષ્ટિ કરી સ્વર્ગીય સ્નેહનો આસ્વાદ લેવરાવી રહી છે, એ જ્યોત્સનામયી રજનીમાં માનો કેઃ પ્રફુલ્લચિત્તે જડ–ચેતન નૃત્ય કરી રહ્યું છે. કોઇ વિયોગ વ્યાધિથી પિડિત નર–નારીને મન તો એ રજની ઝેર જેવી થઇ પડી છે, એમાં દોષ તે એમના પ્રારબ્ધનો કે રજનીનો !

**पत्रं नैव यदा करिट विटपेदोषो वसन्तस्यकिम् ।**
**नो लूकोऽप्यवलोकयते यदि दिवा सूर्यस्य किं दूषणम् ॥**
**धारा नैव पतन्ति चातक मुखे मेघस्य किं दूषणम् ।**
**यत्पूर्वं विधिना ललाट लिखितम् दैवस्याकंदूषणम् ॥**

એ શીતળ—શાન્ત જ્યોત્સનામયી રજનીમાં પણ તમરાં આદિ જીવ-જન્તુએ કંઇક સ્વર કાઢી અશાન્તનાં બીજ વાવી રહ્યાં છે. એ અશાન્તિ પૂર્ણ પ્રદેશમાં ચારે બાજુ તમાલ—બકૂલ આદિ વૃક્ષથી વિંટળાયલી એક સુરમ્ય—ન્હાની પર્ણકૂટિર છે. એ કૂટિર સાથેજ જોડાયેલા વિશાળ બાગમાં કોઇ બે જણ ભ્રમણ કરી રહ્યાં હતાં. તેમાં જે શરીરે સહજ હૃષ્ટ—પુષ્ટ હતો તે પુરૂષ અને બીજી સ્ત્રી છે. સાથે સાથે રમતાં—નાચતાં બે બાળક પણ છે. આકાશમાં જળ ભરેલાં બે એક કાળાં ભ્રમર જેવાં વાદળાંને લીધે જ્યોત્સના કંઇક મ્લાન થઇ છે. આછો પ્રકાશ જણાય છે. એ જોઇ પુરૂષે સ્ત્રીને કહ્યું: " પ્રિયે ! ચાલો હવે ઘેર જઇએ. "

" ચાલોને પ્રભુ. "

બાળક સહિત બેઉ જણે ઘર તરફ પ્રયાણ કર્યું.

લગભગ ઘરની નજીક પહોંચતામાં તેમને જણાયું કે: કોઇ એક મનુષ્ય તેમની પર્ણકૂટિરમાંથી નિકળી ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

" પ્રિય જયમતિ ! "

" કેમ દેવ ! "

" આપણી પર્ણકૂટિરમાંથી નિકળી ચાલ્યા જતા કોઇ મનુષ્યને તમે જોયો કે ? તેની તપાસ કરવા હું જઉં કે ? "

પિયરથી જયમતિને આવે થોડાજ દિવસ થયા છે. તે કંઇ કલ્પના કરી શકી નહિ. એમાં તે કંઈ સમજી શકી નહિ. પતિની ઇચ્છાની આડે આવવાનું અનુચિત ધારી તેણે ઉત્તર આપ્યો: " મ્હેં પણ તેને જોયો છે. "

વાર ન કરતાં ગદાપાણિએ અતિ ઉતાવળે વેગે પેલા જનાર માણસની પાછળ ચાલવા માંડયું. જયમતિ બન્ને બાળક સહિત ઘેર આવી પહોંચી.

ગદાપાણિ કેટલેક છેટે સુધી તેની પાછળ પાછળ ગયો ખરો પણ તેને સફળતા મળી નહિ. તે કયી દિશાએ ક્યાં થઇને સટકી ગયો તેની કંઇજ ખબર પડી નહિ. તે તેની મેળે ઘર તરફ પાછો ફર્યો. ગદાપાણિ ઘેર પહોંચતાંજ જીજ્ઞાસા પૂર્વક જયમતિએ પૂછ્યું: " નાથ ! એ કોણ હતું ? "

" સંભવ છે કે: એ " લરા રાજા " નો ગુપ્તચર હશે. "

"તે અહીં ક્યાંથી ?"

ગદાપાણિએ સર્વ વૃત્તાંત જયમતિને જણાવી દીધો, તેણે પત્નીથી કોઈ-વાત છાની રાખી નહિ.

સ્વામીની અશુભ વાત સાંભળી કરૂણુ હૃદયા પ્રતિપ્રાણા સતી જયમતિના કોમળ પ્રાણ કંપી ઉઠયા–તેના સુકોમળ હૃદય પુષ્પર એક અસહ્ય વજ્રઘાત થયો ! તે આકુળ–વ્યાકુળ થઇ ઉઠી. કોઈ એક ભાવી અમંગળ બનાવની ભયંકર–ધાડી છાયાએ પતિવ્રતાના હૃદયાકાશને આચ્છાદિત કરી નાંખ્યું. તે આજીજીપૂર્વક હૃદયને હચમચાવી નાખે તેવા દયાર્દ્ર સ્વરે અન્ય કોઇ સ્થળનો આશ્રય લેવા સ્વામીને પુનઃ પુનઃ પ્રાર્થના કરવા લાગી.

સહધર્મિણીના વદન પર દ્રષ્ટિ કરતાં સહજ આશ્ચર્ય ભાવ પ્રકટ કરતાં ગદાપાણિએ કહ્યું: "પ્રાણેશ્વરી ! એમ ન બને !"

પતિ પર આવી પડનાર આફતની આશંકાથી વ્યાકુળ બનેલી દેવી જયમતિ બોલી ઉઠી:–"કેમ દેવ !"

"દેવી ! તમે ક્યાં જશો ?"

"જે સ્થળે અગાઉ હું હતી તે સ્થળે ચાલી જઇશ."

"શું એ સ્થળ નિરાપદ હશે કે ?"

જયમતિ કંઇપણ પ્રત્યુત્તર આપી શકી નહિ. ગદાપાણિએ એમ ધાર્યું હશે કે: કદાચ પિયરનેજ નિરાપદ સ્થાન કરી સંબોધતી હશે. પરન્તુ પતિ વિપદનો માર્યો જ્યાં ત્યાં દુઃખ સહન કરવા ચાલ્યો જાય અને પોતે પિય-રમાં રહી મન ગમતી મોજ માણે કે ? એ તે આજ કાલની ભોગ–વિલાસને ચહાનારી, સારાં મિષ્ટાન્ન અને વસ્ત્રોને ચહાનારી અભાગિની જોઇ ? સ્વામીના શિરપર આફત તેમાં તેને મનથી કંઇ નહિ કે ? સ્વામીના શ્રેયની ખાતરજ તે અન્ય સ્થળે ચાલ્યા જવાને પતિને કહી રહી છે. પોતાનું શું થાય છે તેની તો તેને રજે પરવા નથી. તે તો તેણે પરમાત્માની ઇચ્છા પર મૂક્યું છે.

ગદાપાણિ અન્ય કોઈ સ્થળે ચાલ્યા જવાને બિલકુલ નાપસંદ કરે છે. તેને એ અઘટિત ઇચ્છા નથી થતી ! જેનું હૃદય માતૃભૂમિના પ્રેમથી ભરેલું છે, જેનું હૃદય વીરરસથી પરિપૂર્ણ છે, તે પ્રાણ–ભયથી પત્ની–પુત્રનો

ત્યાગ કરી કેવી રીતે પલાયન કરી શકે ! માતૃભૂમિનો વિયોગ એ વીર સહન કરી શકે તેમ ન્હોતું, ગમે તેમ પણ શું શિયાળના ભયથી સિંહનું બાળક ડરી જઇ પોતાના સ્વસ્થાનનો ત્યાગ કરે કે ? નાસી–ભાગી જાય કે ?

કેટલોક સમય બોલ્યા ચાલ્યા શિવાયજ પસાર થયો. એમાંથી કોઇ કંઇજ બોલ્યું નહિ. એક ઉષ્ણુ દીર્ઘ નિસાસો મૂકતાં જયમતિએ આંખમાંથી બે અશ્રુબિન્દુ વેરતાં ભોળા ભાવથી કહ્યું:—

"અદૃષ્ટમાં કદિ વૈધવ્યજ લખાયું હશે તો હું દીન અબળા એમાં શું કરી શકું એમ છે !"

"તો પછી મ્હને ગૃહત્યાગ કરી અન્ય કોઇ સ્થળનો આશ્રય લેવાને કેમ કહો છો ?"

"આપ અસહાય–એકલા છો, આપના ગુપ્ત શત્રુ અસંખ્ય છે. હું આપણાં બાળકો "લાઇ" અને "લેચાઇ"નાં ભવિષ્યની ચિન્તા કરી તમને ઉપરોક્ત નિશ્ચય જણાવી રહી છું. માત્ર તેઓજ એક આ સંસારમાં આપણી આશા અને ભરૂસાનું સ્થાન સાધન છે."

"તો કહો કે મ્હારે હવે શું કરવું–હું શું કરી શકું ?"

"દાસીની માત્ર એજ ઇચ્છા છે કેઃ કેટલોક કાળ આપ કોઇ સ્થળે અજ્ઞાતવાસ કરો. અમુક સ્થાનમાં ગુપ્ત વેશે રહો. ત્યાર બાદ જો કદિ ભાગ્યની દશા બદલાતાં એક બીજાનું મ્હોં જોવાનું નસિબમાં લખ્યું હશે–જો આહોમ રાજ્યના ભાગ્ય આકાશમાં અનિષ્ટ દિવસોના વાદળને વિખેરી ફરીથી એકવાર સુખ–સૂર્યનો ઉદય નિર્માણ થયો હશે, તો દેવ ! આપ પાછા અહીં આવી પત્ની–પુત્રના મૃત–જીવનમાં સંભાષણ દ્વારા મધુર અમૃત સંજીવનિ ઔષધ રેડી તેમને પુનઃ જીવનદાન આપજો. આપના ચરણમાં મતિ સ્થિર રાખી હું સઘળાં દુઃખ અને સઘળી વિડંબનાઓ સહન કરીશ. આપનું પવિત્ર સ્મરણ માત્ર મ્હને એ સઘળી ઉપાધિઓ સહન કરવાનું સામર્થ્ય આપશે !"

પત્ની પ્રેમનો વિચાર કરતો–મનમાં મુંઝાતો ગદાપાણિ એક ટસે પત્નીનું સુખકમળ જોઇ રહ્યો. ધીર, સ્થિર, નિર્દોષ, નિષ્કપટ, નિર્વિકાર અને પ્રશાન્ત પ્રતિમામાં કપટતા કે કુટિલતાની શંકા હોય કે ? પ્રાણાધિક બેઉ પુત્ર રત્નની

ભવિષ્યની ચિન્તા કરીને, પ્રતિપ્રાણા સહધર્મિણીની આકુળ આકાંક્ષા અને સખ્ત નિશ્ચય છતાં તે જઈ શક્યો નહિ. રેખ્મ સંભવેજ નહિ! પ્રાણથી પણ અધિક પોતાના બે સુકુમાર બાળકના ભવિષ્યની ચિન્તા કરતો, પતિપ્રાણા સહધર્મિણીની આકુળ આકાંક્ષા અને આજીજી છતાં જઈ શકયો નહિ. ગમે તેમ પણ આખર નિરૂપાયે પોતાની સંપૂર્ણ અનિચ્છા છતાં, પોતાનાં અશ્રૂજળ વડે પાલવ ભીંજવી બે હાથ જોડી જીવન સંરક્ષણ કરવાની ખાતર–પોતાના અખંડ સૌભાગ્યની ખાતર ત્યાંથી એકદમ પલાયન કરી જવાની નીચી પડી પડીને પ્રાર્થના કરતી પ્રાણેશ્વરીની એ આર્તવાણી તે સાંભળી શક્યો નહિ–પત્ની–પુત્રના સંરક્ષણનો ભાર તે સર્વે પાલક પિતાના શિરપર નાંખી ઉદાસ હૃદયે ગદાપાણી ગૃહ ત્યાગ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

---

૭.

## અણધારી આફત.



ગદાપાણિ અદ્રષ્ય થયો. કોઈ જાણતું નથી કે: તે કયી દિશામાં કયે રસ્તે ગયો છે. જયમ તને પણ તેની ખબર નથી. ગદાપાણિના ગૃહ ત્યાગની વાત જ્યારે ચૂલિકફાના કાને પહોંચી ત્યારે તે ઉપર તે પૂરો વિશ્વાસ પણ કરી શક્યો નહિ. ગદાપાણિની શોધમાં આખર કેટલાંક ગુપ્ત માણસોને જ્યાં ત્યાં મોકલવામાં આવ્યાં. તેણે આખા રાજ્યમાં એવો ઢંઢેરો પિટાવ્યો કે: જે કોઇ પણ મનુષ્ય ગદાપાણિને રાજાની પાસે પકડી લાવશે તેને સારી રીતે માન સાથે મ્હોટું ઇનામ આપવામાં આવશે. આખર ગદાપાણિની કંઇજ શોધ મળી નહિ. એ સમાચાર સાંભળી "લરા–રાજા" ના હૃદયમાં ખુબ ભય પેઠો પણ કરે શું?

એજ સમયે ચૂલિકફાના શિરપર આફતનું એક અણચિન્તવ્યું નવું વાદળ ચઢી આવ્યું. તેની પહેલાંનો રાજા ચૂદૈફાના શાસન કાળથી મુસલમાનો સાથે સમયે સમયે ચકમક ઝરી છે–વખતો વખત ન્હાનાં મ્હોટાં યુદ્ધ થયાં છે, હજી પણ એનો અંત આવ્યો નથી. વધારામાં ચૂદૈફાનો વધ થયા

પછી એક બાળક રાજાને રાજગાદી પર બેસાડવામાં આવ્યો છે અને તેના પ્રધાનો હંમેશાં અંદર અંદર આત્મકલહ કરવામાં મચ્યા છે એ સર્વ બીના કાને આવવાથી અપૂર્વ અવસર હાથ આવ્યો જાણી ચતુર શત્રુ સૈન્ય યુદ્ધ કરવાની ઇચ્છાથી રાંગામાટિ પ્રદેશમાં આવીને ઉપસ્થિત થયું.

મુસલમાનોનું અણધાર્યું આક્રમણ જોઇ ચૂલિકફા એકાન્તમાં ચિન્તાતુર અવસ્થામાં અનેક પ્રકારની ગડમથલમાં પડયો. આખર તેણે બહુ સૈન્ય-સામન્ત-સહ વારફુકનને શત્રુઓ સ્હામે યુદ્ધ કરવાને પ્રેરણા કરી.

જોત જોતામાં આહોમ જાતિ અને મુસલમાનો વચ્ચે મહા સંગ્રામ ઉપસ્થિત થયું. આહોમ રાજ્યપર આ કંઇ પહેલીવારનુંજ આક્રમણ ન્હોતું. આ "રાંગામાટિ" યુદ્ધ મુસલમાન સેનાપતિનું તેરમી વખતનું હતું. મુસલમાન અને આહોમ પક્ષ વચ્ચે પ્રકટેલા વૈરાગ્નિમાં ઉભય પક્ષનાં અનેક વખત અસંખ્ય મનુષ્યોનો ભોગ અપાયો છે—અસંખ્ય મનુષ્યોએ રણક્ષેત્રમાં ચિર નિદ્રા લેવાને માટે શયન કર્યાં છે. આ યુદ્ધ તો તેરમી વારનું છે. "લરા-રાજા" ના હૃદયમાં વિજયની લાલસા વધારે બળવાન હોવાથી, તે દૃઢ અધ્યવસાય અને અતૂલ ઉત્સાહ સહિત સૈન્યબળ સંગ્રહ કરવામાં પ્રવૃત થયો છે. થોડાક દિવસને માટે ગદાપાણુની ભાવનાનો તેણે ત્યાગ કર્યો છે.

કેટલાક દિવસ પર્યંત અવિરામ યુદ્ધ ચાલ્યા પછી આહોમ વીર યોદ્ધાઓ મુસલમાન સૈન્યની પ્રચંડ બળની સ્હામે થવાને શક્તિવાન નહિ થઇ શકવાથી ત્યાંથી પલાયન કરવા માંડ્યું. આહોમ સૈનિકો લેશ માત્ર બાયલા-બિકણ ન્હોતા; પરંતુ તેઓના અશ્વારોહી સૈન્યનો તેમને સવિશેષ ભય લાગતો. એક એક આહોમ સૈનિક ચાર-પાંચ પાયદળ શત્રુ સ્હામે પૂર્ણ ઉત્સાહ અને વેગથી આક્રમણ કરતાં પાછું પગલું ભરે તેવા ન્હોતા, એટલે કે, તેઓ દ્વંદ્વ યુદ્ધથી અવશ્ય વિજય મેળવી શકે તેમ હતું પરન્તુ માત્ર સ્હામે એકલા અશ્વારોહી નજરે પડવાથી પોતાની સંખ્યા વધારે હોવા છતાં તેઓએ આત્મરક્ષાને માટે પલાયન કર્યું, આ સમયે એમજ બન્યું.

પોતાના સૈન્યને આ પ્રમાણે પલાયન કરતા જોઇ, સેનાનાયક વરફુકન અતિશય વિચલિત થઇ ઉઠયો. વધારે વિચાર કરવાનો આ સમય

ન્હોતો. તેને સ્પષ્ટ રીતે સમજાયું કે: અત્યારે વિજયની આશા રાખવી એ કેવળ વ્યર્થ છે. આ સમયે મુસલમાનોના હાથથી છટકી જવું એજ ઉત્તમ છે, એ વિચારથી આ પળે તો મુસલમાન સેનાપતિને વિજય લક્ષ્મી સમર્પણ કરી, પોતાના બચ્યા-બચાવ્યા સૈન્ય સહિત પોતે ગોરગાંવ તરફ પાછો ફર્યો.

"લરા-રાજા" અને અન્ય સઘળા રાજ પ્રતિનિધિને કાને એ વાત જતાં વાર લાગી નહિ. આથી રાજા અતિશય આશ્ચર્ય પામ્યો. તેના હૃદયમાં અપૂર્વ રોષ ભરાયો. અનેક પ્રકારના તર્ક-વિતર્ક કરતો ચૂલિકફા ઉત્તેજીત થઇ વરફૂકનને તેના ઉપરોક્ત ભીરૂ અને શંકાસ્પદ કર્તવ્યની શિક્ષા-ફળ ચખાડવાને તેણે તેનો વધ કરવાનો નિશ્ચય કર્યો.

આ સમયે વરફુકનની વિરૂદ્ધ અનેક પ્રકારની બાતમિઓ મળતી રહી. તેણે રાજ પ્રાપ્તિની ઇચ્છાથી મુસલમાન અધિપતિને મળી જઇ અમુક પ્રદેશ તેમને અત્યારથી બક્ષિસમાં પણ આપ્યો છે. મુખ્યત્વે એ બિના કાને આવવાથીજ ચૂલિકફાએ મનથી નિશ્ચય કર્યો કે: કહો ન કહો પણ એ અંદર અંદરની ફાટફૂટને લીધેજ આ સમયે શત્રુઓ વિજય મેળવી શકયા છે-શત્રુ સેનાએ તેથીજ તે સ્થળે તેમનો યશ-વિજય વર્તાવ્યો છે. વરફુકનની એ ઉચ્ચ આકાંક્ષા સર્વને કાને જતાં તેઓ સઘળા સ્તબ્ધ બની ગયા. પ્રધાનમંડળની ઇચ્છાથી ચૂલિકફાએ પોતાની ઇચ્છા પાર પાડવામાં જરી કે વિલંબ ન કરતાં વરફુકનને હમેશને માટે આ લોકમાંથી વિદાય કર્યો!

વરફુકનના મૃત્યુ બાદ એક અન્ય મનુષ્યને તેના પદ પર નિયુક્ત કરી, તેને આહોમ-રાજ્યમાંથી શત્રુઓને હાંકી કાઢવા આદેશ કરવામાં આવ્યો. પરન્તુ તે સમયે પણ તેઓ તેમાં ફાવી શકયા નહિ.

તે સમયે સેનાપતિના સર્વશ્રેષ્ઠ પદને લાયક મનુષ્યની ખોટ હતી, ઘણો વિચાર કર્યો પણ તે પદને લાયક તેમની નજરમાં કોઇ આવ્યું નહિ. અનેક મનુષ્યોદ્વારા ગદાપાણિનું નામ "લરા-રાજા" ના કાન પર આવ્યું. અનેક જણે "લરા-રાજા" ને સ્પષ્ટ રીતે કહ્યું કે: ગદાપાણિ જાતે અત્યંત શક્તિશાળી અને આ વિકટ પ્રસંગમાં તે પોતાના બુદ્ધિ-બળ સાથે

પોતાની અપૂર્વ સૈન્ય પરિચાલના વડે અવશ્ય વિજય મેળવી શકે એમ છે. “ લરા–રાજા ” પોતાના મનથી તેની એ લાયકાત વિરત્વનો અસ્વીકાર કરી શક્યો નહિ; પણ તે તો ગદાપાણિને પોતાના સિંહાસનનો મુખ્ય પ્રતિસ્પર્ધિ ગણતો હતો. તેના ઉપર સૈન્યનો સઘળો ભાર નાખવાથી, ચૂલિકફાની સઘ-ળી આશાઓ પર પળવારમાં પાણી ફરી જાય તેમ તેને લાગ્યું. તેથી તે અનેક પ્રકારની ચિન્તા કરતો સર્વની એ સલાહને લેશ માત્ર માન આપી શક્યો નહિ. એ પોતાનાજ પગ પર કેમ કરીને કુહાડો મારે ! અંતે એક મનુષ્યને વરફૂકનના મહાન જવાબદારી ભર્યા સેનાપતિ પદ પર યોજી તેને પણ આહોમ–રાજ્યને મુસલમાન શત્રુઓથી મુક્ત કરવા ફરમાવવામાં આવ્યું. એ ટાળમટોળમ કરતાં હાથ આવેલા ભાગ્યશાળી સેનાપતિને હાથે આખર ત્રીજી વખતે તેઓ વિજયમાળ પ્રાપ્ત કરી શક્યા.

વરફૂકન જેવો વિરશ્રેષ્ટ સેનાપતિ એકવાર પાછો પડ્યો. તેનાજ જેવો વળી કોઈ બીજો સેનાપતિ પણ હાર ખાઈ કોણ જાણે રણ–ભૂમિમાંજ ક્યાં ગૅપ થઇ ગયો–તેનો તો પત્તોજ ન લાગ્યો. તે વખત તો સૈન્ય સખ્ત ફટકો ખાઇને પાછું ફર્યું પણ અણધાર્યા ઉકરડામાંથી જડી આવેલા રત્ન વડે વિજય પ્રાપ્ત થયો એ શું ! માત્ર નસિબની બલિહારી કે અન્ય કંઇ ? માનો ન માનો પણ અંધારે હાથ આવેલા રાજાના નસિબમાં યશ લખાયેલો તે કોણ મિથ્યા કરે ! એ અજ્ઞાન સેનાપતિને અભિનંદન આપતાં અમે “લરા-રાજા”ને પણ આ સમયે પૂરો નસિબદાર લેખીએ છીએ.

---

## ચ.

# કહો, ગદાપાણિ કયાં ગયો ?



જયમતિનાં સઘળાં સુખ આજે તો સ્વપ્નવત્ થઇ રહ્યાં છે. એ સતીને હવે સુખ ક્યાંથી ? તેના ભાગ્ય બળે પ્રાપ્ત થયેલો તેનો સુખમય ગૃહ–સંસાર વિધાતાએ આજે ભિષણ અશાન્તિ નિકેતનના રૂપમાં ફેરવી નાખ્યો છે ! પોતાના ગૃહ–સંસારને સુખ–શાન્તિપૂર્ણ બના-

વતાં સતી જયમતિને કેટલો પરિશ્રમ વેઠવો પડયો હશે ! આજે તે પરિશ્રમને માથે પાણી ફરી વળ્યું છે. ગદાપાણિએ ગૃહ ત્યાગ કર્યા પછી એ પતિપ્રાણા સાધ્વીના હૃદયમાં રજે શાન્તિ નથી. શત્રુ ભયથી તે હમેશાં શંકામાં રહે છે; તેને પોતાના જીવનનો ભય નથી,–પોતાનાં બે બાળક રત્નના જીવન–સંરક્ષણને માટે તે અત્યંત વ્યાકુળ રહે છે. તેની એ હમેશની હાસ્યપૂર્ણ–સરળ સુન્દર મૂર્તિ વિષાદમયી ચિન્તાની કાલિમાથી નિસ્તેજ બની ગઇ છે. દેહમાં હવે એ લાવણ્ય નથી, પરન્તુ જયમતિ સામાન્ય રમણી નથી. તે પોતાનું હૃદય–બળ ગુમાવી બેઠી નથી. તે પોતાનાં માનસિક ચક્ષુથી હમેશાં એજ જોયા કરે છે કે: તેના સ્વામીનો આફતનો રસ્તો હવે બદલાઇ ગયો છે. હમેશાં સ્વામીના ચર્ણનું ચિન્તવન કરતી પ્રાણાધિક બાળકોના નિર્દોષ વદન કમળ તરફ પુનઃ પુનઃ જોતી એ સતીના વિરહ–વ્યથાથી મુઝાતા હૃદયને સંતાન સ્નેહથી કંઇક શાન્તિ થાય છે–પતિ–ચિન્તા તેથી કંઇક શમે છે.

* * * *

એ દિવસે ગૃહત્યાગ કરી ગયા પછી ગદાપાણિ કેટલોક સમય નાગા પ્રદેશમાં પર્યટન કરતો રહ્યો. એ સમયે તે સહાયહિન, ઐશ્વર્ય સમ્પદ ગૃહ–પરિવાર–સમસ્તથી ત્યજાયેલો તે આજે એક વનવાસી છે. આટલી બધી કાયરતા કેમ ! ગદાપાણિ પોતાના મનથીજ કહે છે કે: "છટ્ ! છટ્ ! આ કાયરતા શી ! આત્મજીવન પર આટલી મમતા–મોહ શો ! શું ? શેને માટે આજે પ્રેમમયી ભાર્યા, પ્રાણાધિક પુત્ર પ્રિય–પરિજનનો પરિત્યાગ કરી આ નિર્જન અગોચર પશુ પક્ષિથી ભરેલા ભયાનક જંગલમાં કોનો આશ્રય મેળવવાને માટે આમ તેમ ભટકું છું ! જણાય છે કે: રાજસિંહાસન અને સ્નેહની પૂતળી અને ઉભય પુત્રરત્નની ભવિષ્યની કંઇક ગેબી આશા હશે ખરી !" ચિન્તાનો ત્યાગ કરી ગદાપાણિ કંઇક સચેષ્ટ થયો.

જે સમયે તેજોમય દિનકર આકાશના મધ્ય ભાગમાં રહે રહે પ્રચણ્ડ કિરણો દ્વારા પૃથ્વીપર અગ્નિ વરસાવી રહ્યા હતા. ભિષણ મૂર્તિ ધારણ કરી જીવમાત્રના નિસાસા લઇ રહ્યા હતા. એ નિબિડ–ઝાડનાં ઝુણ્ડથી આચ્છાદિત થયેલા ગંભિર અરણ્યમાં એ ગર્વિષ્ટ–તેજસ્વી સૂર્યનો તાપ પ્રવેશ કરી શકે

તેમ ન્હોતું. ગદાપાણિ એ વિરાટ ભાસ્કરની જ્યોતિર્મયી મૂર્તિ તરફ લેશ માત્ર નજર ન્હોતો કરી શકતો. એ તેજ તેને આજ અસહ્ય થઇ પડયું, ક્યાં—કેવી રીતે આશ્રય મેળવવો એ વિચાર કરતો તે એક છાયા—શિતળ નિર્જન સ્થાનમાં એક પત્થર ઉપર પગપર પગ ચઢાવીને વિચાર કરતો બેઠો. એ સ્થાન કેવું અને તેની શી શોભા ! વાહ !

નજીકમાં એક સ્વચ્છ સરિતા—નદિ વહન કરે છે. કેટલેક છેટે પ્રકૃતિના સંરક્ષણુ નીચે ઉતરતાં—પ્રકૃતિનાં પાળેલાં કેટલાંક હરિણુ—મૃગ નિર્ભય હૃદયે આમ તેમ ફરી ચરી રહ્યાં છે. ગદાધર મુગ્ધ ચિત્તવડે જોતો મનથી વિચાર કરે છે કેઃ વાહ ! કેવું રમણીય સ્થાન છે ! આ સ્થળે કજીઓ અને કંકાસ કંઇ ન મળે; ચિર શાન્તિ વિરાજીત યથાર્થ સ્વર્ગીય સ્થાન તો આજ છે ! અને તેટલાજ માટે તાપસ શ્રેષ્ટ યોગી—મૂનિજનો પાપરહિત મનુષ્યોના સંસર્ગનો ત્યાગ કરી આવા સ્થળે પરમ શાન્તિ—તૃપ્તિ સહિત મુક્તિ સાધના કરે છે. નિર્જન છતાં આ સ્થાન અતિશય રૂચિકર લાગે છે તેનું કારણુજ એ કેઃ એવા અનેક દિવ્યાત્માઓના પદ સ્પર્શથી આ ભૂમિ પાવન થયેલી છે. હાય માનવ ! જગતમાં કશું ચિરસ્થાયી નથી—દેહ ક્ષણુભંગૂર છે. તેમાં બે દિવસની સુખ—લાલસાની પરિતૃપ્તિને માટે આટલી બધી ઇર્ષ્યા, આકાંક્ષા, વૈર અને હિંસા—પરાયણુ વૃત્તિ શી ! આટલો ગર્વ શો ! ગદાપાણિને પોતાની હકિગત યાદ આવી. તે સઘળી ચિન્તા, સઘળી ભાવનાઓનો હૃદયમાં ત્યાગ કરવા માટે તેની ઇષ્ટ દેવીના* ધ્યાનમાં નિમગ્ન થયો. હૃદયને પવિત્ર કરવા માટે તે પરમ આદ્ય શક્તિનું ચિન્તવન કરવા લાગ્યો.

એ દિવસે ગંભિર અરણ્યની મધ્ય પ્રદેશમાં એક તદ્દન ગુપ્ત સ્થાનમાં કેટલાક મનુષ્યો અરસપરસ કંઇક ગડમથલ કરી રહ્યા છે. ચારે દિશામાં નિસ્તબ્ધતા છવાએલી છે. સૂકાં પાંદડાંનો ખરખર ધ્વનિ અને ઉડતાં ચાલ્યાં જતાં પંખિઓના કર્ણુપ્રિય શબ્દ શિવાય કંઇ સંભળાતું નથી. ખરેખરી શાન્તિનો અનુભવ આ સ્થળ શિવાય અન્ય સ્થળે મળવો અતિ કઠિન છે, ઉપરોક્ત ગુપ્ત મનુષ્યો પૈકીના એક મનુષ્યની દ્રષ્ટિ નજીકના એક શિલાખણ્ડ

* મહાપાણિ દેવીનો ઉપાસક હતો.

પર સ્થિત થઇ. અનેક ક્ષણ સુધી તો તે બોલ્યા ચાલ્યા વગર માત્ર એ દિશા તરફ જોતો ઉભોજ રહ્યો. આખર આંગળી કરી બતાવતાં તે તરફ સર્વેનું લક્ષ્ય ખેંચ્યું. તેણે કહ્યું:—

"એ જોઇ શકો છો કે?"

"શું?"

"પેલા પત્થર ઉપર."

"એ કોણ?"

"સંભવ છે કે એજ ગદાપાણિ."

"શાથી ધાર્યું?"

"એના સમાન વિશાળ દેહ—વિરાટ આકૃતિ આહોમ રાજ્યમાં કોઇ દિવસ જોવામાં આવી નથી."

જે માણસ આ હકિગત કહી રહ્યો છે, તે રાજાનો ગુપ્ત માણસ છે. અન્ય સઘળા પણ તેના તાબામાંના અસખ્ય નાગા પર્વતવાસી છે. એ સઘળા મનુષ્યોમાંથી એકે જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું:—

"ત્યારે અમારે હવે શું કરવું?"

"તેને બંધન કરીને જીવતો પકડી શકાશે કે?"

"પ્રયત્ન કરી જોઇએ."

"લાગે છે કેઃ એમ બનવું તે તદ્દન અસંભવિત છે. તમે નથી જાણતા."

"કેમ?"

"તમને તેની શક્તિનો અનુભવ નથી. સાંભળ્યું છે કેઃ અનાયાસે એકવાર ગદાપાણિએ મદમસ્ત હાથીને રસ્તે જતો અટકાવ્યો હતો. તેનો ખોરાક પણ તેવો છે. ગદાપાણિની સ્હામે નજર કરવી તે પણ વિચાર કરવા જેવું કામ છે. કૂટિલ "લરા—રાજા" એ આ કામ મ્હને સોંપ્યું ત્યારથીજ મ્હારા તો હોષકોશ ઉડી ગયા છે! ખરા વીરની લપટ—ઝપટ—સ્વાદ તમે ક્યાં કોઇ દિવસ ચાખ્યો છે!"

"ત્યારે હવે કરવું શું?"

"કોઈ પ્રણ પ્રકારે જો તેના કોઇ પણ અંગને નુકશાન કરી શકાય

તેમ હોય તો તે સૌથી ઉત્તમ છે. પછી લરા રાજાને ભય રાખવાનું કંઇ કારણ નથી. હિનાંગ–ઘાયલ થયેલો માણુસ રાજસિંહાસનને લાયક હોઇ શકે નહિ. માનો કે: "લરા–રાજા" નો પ્રતિસ્પર્ધિ પછી આ જગતમાં કોઇજ નથી."

"કરી શકીએ, પરન્તુ તેટલા માટેય તેની પાસે ગયા વિના કંઇ છૂટકો છે? વાર કરવી એ ઠીક નથી."

હાથમાં તિક્ષ્ણ ધારવાળી છરીઓ સહિત દરેક જણુ ધીરે ધીરે–અતિશય સાવચેતીથી સંતાતા–છૂપાતા ગદાપાણિની પિઠ તરફ ન જતાં તેની સ્હામે આવીને ઉભા રહ્યા હોત તો પણ કંઇ હરકત જેવું ન્હોતું, કારણ ગદાપાણિ યોગમાયા જગત જનનિના ધ્યાનમાં મશગૂલ–બાહ્ય જ્ઞાન શૂન્ય બન્યો હતો. આ સઘળા વ્યાપાર તરફ તેનું જરીકે લક્ષ્ય ન્હોતું, અને ચક્ષુ બંધ કરી, પોતાની ભક્તિના પ્રભાવે તે દિવ્ય ચક્ષુ દ્વારા મહાદેવીની ત્રિલોક સુન્દર મૂર્તિનાં દર્શન કરી રહ્યો હતો.

ગુપ્ત ઘાતકોએ એકાએક અત્યંત નજીક આવી પોતાના પાપ–સંકલ્પની સાધના માટે પોતપોતાના હાથમાંની છરી ઉંચી કરી. તેઓ પણ હમેશના અનુભવી–બાહોશ હતા–અને પોતાનું લક્ષ્ય–બિન્દુ ચૂકે તેવા ન્હોતા. પરન્તુ આ શું? તેમની ધારેલી વસ્તુ તેમની સ્હામે નથી!–તેમણે આશ્ચર્યપૂર્ણ નેત્રે જોયું કે: પત્થરના* એકદમ બે ભાગ થઇ જતાની સાથે આંખ મીચીને ઉઘાડતામાં ગદાપાણી તેમાં સમાઇ ગયો! પુનઃ તે પત્થર જેવો હતો તેવો ને તેવો થઇ ગયો.+ પોતાની નજર સ્હામે બનેલા અદ્ભુત ચમત્કારથી તેઓ તેમાં લેશમાત્ર અવિશ્વાસ કરી શકયા નહિ. દારૂણુ ભયને લીધે તેમના શરીરમાં રોમાંચ જાગૃત થયો. તેમના હૃદયમાં દ્રઢ વિશ્વાસ બેઠો કે: ગદાપાણિ એ એક સામાન્ય મનુષ્ય નથી–કોઇ દેવ–દેવીનો આશ્રિત છે!

---

* એવું કહેવાય છે કે: એ પત્થર હાલમાં મોજુદ છે: અને નાગા પર્વતમાં વાસ કરનારા, તેને દેવ તરીકે માની અદ્યાપિ પર્યંત તેનું પૂર્ણ ભક્તિ–ભાવ વડે પૂજન–અર્ચન કરે છે.

+ ગદાપાણિની ઉપાસ્ય દેવીએ આ પ્રમાણે એકાદવાર તેને આફતમાંથી બચાવ્યો હતો. લેખક.

તેઓ સર્વે પોત પોતાના મનથી પોતાના અમંગળની આશંકા બાંધતા એ પાષાણદેવને પુનઃ પુનઃ નમન કરી અપરાધની ક્ષમા માગતા અમાનુષિક કાર્યથી છૂટી જઇ ત્યાંથી ચાલ્યા ગયા.

સતી જયમતિના સૌભાગ્ય બળના પ્રતાપે—દેવી કૃપાથી ગદાપાણિ ઉગરી ગયો, પણ ગદાપાણી ગયો ક્યાં એ અમે કહી શકીશું નહિ. કારણ તેને પત્થરમાં સમાઇ જતાં અમે અને તમે બન્ને—સઘળાએ સાથે જોયો છે; ત્યારે વાંચક ! જરી તમેજ કહોને—સમજાવોને ગદાપાણી ક્યાં ગયો ?

પ્રત્યેક સંસારી નર–નારીએ યાદ રાખવું જોઇએ કેઃ પરમાત્મામાં શ્રદ્ધા રાખનારા—પરમાત્માની એક પળવાર પણ એક ચિત્તે ભક્તિ કરનારા ભાગ્યશાળી આત્માઓ એમ કૂતરાને મ્હોંતે મરતા નથી. અનેક સમયે પરમાત્માએ ભક્તાની બાંહ્ય પકડી પોતાનું બિરદ બતાવ્યું છે અને માયાવી જીવોને ચમત્કારો બતાવ્યા છે, એ કોણ નથી જાણતું ?

---

૭

# બન્દિની.

He is fool who thinks by force or skill
To turn the currents of women's will.

*Sir, S. Sake.*

" જે કોઇ પણ મનુષ્ય બળ કિંવા યુક્તિથી સ્ત્રીની ઇચ્છાના પ્રવાહને ફેરવવાનો વિચાર કરે છે તે મૂર્ખ છે. "

---



દુર્બળ હૃદયનો મનુષ્ય જ્યાં એક વાર પાપ કાર્ય કરવામાં પ્રવૃત થાય છે, ત્યાં તેની પૈશાચિક વૃત્તિ ધીમે ધીમે એટલી પ્રબળ થઇ ઉઠે છે કેઃ તેનામાંથી મનુષ્યત્વ ચાલ્યું જાય છે એવો મનુષ્ય દેહ ધારણ છતાં કર્તવ્ય જ્ઞાન હિન પશુ સમાન છે ! રાજ્યસિંહાસનના પ્રતિસ્પર્ધિ ગદાપાણિને આ લોકમાંથી વિદાય ન કરી શકવાથી તરેહ તરેહ વારના વ્યર્થ પ્રયાસ ચૂલિકફાના હૃદયમાં કરનાર પશુવૃત્તિ ઉત્તરોત્તર વૃદ્ધિ પામવા લાગી.

કોઇ પણ પ્રકારે ગદાપાણિની લેશ પણ ભાળ નહિ મળવાથી, "લરા-રાજા"એ મનમાં વિચાર્યું કેઃ તેની સ્ત્રી જયમતિ તેના પતિના સમાચાર અવશ્ય પ્રતિદિન મેળવતી હશે–તે અવશ્ય જાણતી હોવી જોઇએ. એવો વિચાર કરી તેણે સતી જયમતિ સમિપ રાજદૂતને મોકલવાનો ઇરાદો રાખ્યો. તેણે તુરતજ એક મનુષ્યને બોલાવી સતી જયમતિને ત્યાં જઇ તેને પૂછી તેના પતિની ભાળ મેળવી લાવવા હુકમ કર્યો.

લરા રાજાની આજ્ઞા થતાં રાજદૂત તેજ સમયે ત્યાંથી બારોબાર સતી આશ્રમ તરફ ચાલ્યો ગયો.

આ સમયે સતી જયમતિ જમી–પરવારીને પોતાનાં સુકુમાર બાળકો સહિત પર્ણકુટિરની બહારના ચોગાનમાં સન્તાન સ્નેહના સ્વર્ગીય આનંદ-રસનો અનુપમ આસ્વાદ લઇ રહી હતી. તેનો જ્યેષ્ટ પુત્ર તેના ખોળામાં માથું મુકી માતાના મ્હોં પર હાથ ફેરવતો લાડ કરતો હતો. તેનાથી ન્હાનો રમકડા જેવો બીજો રાજકુમાર માતાની પીઠપર–ખભાપર ચઢી મન ફાવે તેમ ગેલ કરતો હતો. તે સમયની સતીના ચિત્તની પ્રફુલ્લતા કેવી હતી–તે કેવા આનંદમાં નિમગ્ન હતી તે અદ્વિતીય આનંદની કલ્પના સંતાન સુખના અનુભવી કોક ભાગ્યશાળી આત્માઓ સહજમાં કલ્પી શકશે! અમને અનુ-ભવ છે, અને તે આનંદનું વર્ણન કરવા અસમર્થ છીએ. સ્વર્ગીય આનંદની તે કંઇ સીમા હોતી હશે ?

સતીના એ શાન્તિના–વિશ્રાન્તિના સમયે " લરા–રાજા " નો દૂત ત્યાં આવીને અકસ્માત ઉપસ્થિત થયો; પરન્તુ સતી તો નિર્ભય છે–સતીને ભય શો ? તેણે તેને કંઇજ પૂછયું–ગાછયું નહિ. તે સારી રીતે સમજી શકી હતી કેઃ એ અવશ્ય રાજદૂત છે અને પતિની શોધ માટેજ આવ્યો હશે, પરન્તુ તે શા સારૂ બોલે ! તે તો પોતાની મેળે બાળકોના બાલા વિનોદને જોતી આડી–નીચી દ્રષ્ટી કરીને જોતીજ રહી.

સતીના તેજમાં અંજાઇ ગયેલો રાજદૂત કેટલાક સમય પર્યંત તો કંઇજ ઉચ્ચાર કરી શક્યો નહિ. આખર ન છૂટકે તેણે હિમ્મત રાખી કંપિત સ્વરે સતીને પ્રશ્ન કર્યો:–" જયમતી! અમારા રાજા ચુલિકફાએ પુછાવ્યું છે કેઃ ગદાપાણિ ક્યાં ચાલ્યો ગયો છે ? "

" તમારા રાજાને તેની શી જરૂર છે ? "

" જરૂર હોવાથીજ મ્હને આ સ્થળે મોકલેલ છે, તમે જાણુતા હો તો કહો ! કહો ન કહો પણુ તે તમે જાણુતાંજ હોવાં જોઇએ. રાજાના આદેશને માન આપી તમારે તે અવસ્ય કહેવુંજ પડશે. છૂટકો નથી."

" છૂટકો નથી ? જાઓ, જઇને તમારા રાજાને કહો કે: હું તે બાબત કશુંય જાણુતી નથી. ફરીથી એ બાબતનો મ્હને પ્રશ્ન કર્યા વગર આ સ્થળેથી અવિલંબે ચાલ્યા જાઓ."

સતીની નિર્ભયતા સૂચક તેજસ્વી વાણી સાંભળી દૂત આગળ કંઇજ પૂછી શક્યો નહિ. સતીના સૂર્ય સમાન તેજસ્વી વદનમંડળ સ્હામે જોવાને અશક્તિવાન એ રાજદૂત બ્હીકે મ્હોયે ત્યાંથી વિદાય થયો. યથા સમયે પાછાં ફરતાં તેણે રાજસમિપ આવીને નિવેદન કર્યું કે: " જયમતિ ગદાપાણિ સબંધી કંઇજ જાણુતી નથી. એ સ્ત્રી એ વિશે કંઇ કહે તેમ જણાતું નથી."

" અસંભવ ! એ જાણે નહિ એવું કોઇ કાળે બને નહિ. તે જાણુતીજ હોવી જોઇએ."

ચુલિકફા દૂતના શબ્દોપર રજે વિશ્વાસ કરી શક્યો નહિ. તેણે કહ્યું–"અસંભવ ! ગદાપાણિની સર્વ ખબર જયમતી જાણુતીજ હોવી જોઇએ. તું ફરી એકવાર જઇને તેને જણાવી દે કે: રાજાનો આદેશ છે. તમારે તે બાબત અવસ્ય કહેવું પડશે, તેનો પત્તો આપ્યા વિના છૂટકોજ નથી, સાથે એમ પણુ કહેજો કે: રાજાની આજ્ઞાનો અનાદર કરવાનું ફળ સારૂં નહિ આવે–પરિણામે ઠીક નથી."

તે સમયે પણુ દૂત સતી સાનિધ્ય જઇને રાજાની આજ્ઞા જણાવી આવ્યો. તેમાં પણુ તેને સફળતા પ્રાપ્ત થઇ નહિ. પુનઃ પાછા ફરીને તેણે જણાવ્યું:–" જયમતી તો દ્રઢતાપૂર્વક કહે છે કે: તે સંબંધી રાજાને હું કંઇજ કહી શકીશ નહિ."

તે સાંભળીને ચુલિકફા આગળ કંઇજ બોલ્યો નહિ. તેને નિરૂત્તર જોઇ દૂત ત્યાંથી વંદન કરીને ચાલતો થયો.

એક પ્રહર રાત્રિ વ્યતીત થઇ ચૂકી હશે. રાજમહાલયમાં સઘળાં ઘોર

નિદ્રામાં પડયાં છે. માત્ર આહોમ નૃપતિ વિરામાસન પર પગ લંબાવીને પડયો છે. તેનો એક હાથ લમણે અને બીજો છાતીપર સ્થિત થયેલો છે. તેના મ્હોં અને કપાળ પર ચિન્તાની રેખા ફુટી નીકળી છે. ગદાપાણિની ખબર મેળવવાને માટે વાસ્તવિક જોતાં તે ખૂબ અધિરો બની ગયો છે. તે વિચાર કરે છે કે: મ્હારે કોઇ પણ પ્રકારે ગદાપાણિના સમાચાર મેળવવાજ જોઇએ. તે પોતાના મનથી સમજી ગયો છે કે: પોતાના રાજત્વ સમયમાં થોડા દિવસમાં પ્રજા તેની તરફ અસંતુષ્ટ થઈ છે; પ્રધાન મંડળની પણ તેના ઉપર જેવી જોઇએ તેવી–અગાઉના જેવી દ્રષ્ટિ નથી! તેના કોઇ પણ કાર્યમાં ત્રિપ્રધાન લેશ પણ સમ્મત થતા નથી. માત્ર એક સાધારણ પ્રયત્ન કરવાથી ગદાપાણ વગર હરકતે દરેકની સહાનુભૂતિ મેળવી તેને સહજમાં પદભ્રષ્ટ કરાવી શકે તેમ છે.

આખી રાત તેણે એવા વિચારમાંજ ગાળી. રાત પૂરી થતાં પ્રાતઃકાળમાંજ ચુલિકફાએ હુકમ કર્યો કે: " જો આ સમયે તેના પતિના સમાચાર જણાવવાને તે અનિચ્છુક હોય તો તેને બંધન કરી રાજસભામાં પકડી આણો. "

રાજાજ્ઞાનું પ્રતિપાલન કરતાં વાર શી ? જોત જોતામાં બે ચાર મનુષ્યો રાજાજ્ઞાનુ પાલન કરવા સતી જયમતીને બંધન કરી પકડી આણવા ત્વરિત વેગે ચાલતા થયા.

અનેક મનુષ્ય પોતાના મનથી એમજ સમજે છે કે: અમે પૂર્ણ અક્કલવાળા છીએ. અમારો જે વિચાર છે તે ઉત્તમ છે–અમે જે કંઈ કરીએ છીએ તે ઘણું સારૂં કરીએ છીએ. મુખ્યત્વે એવા અકલમંદ દુર્બળ ચિત્તના મૂર્ખ મનુષ્યની આ દુનિયામાં ખોટ નથી! ચુલિકફા પણ એમાંનોજ એક છે. તેણે પોતાના મનથી એવી કલ્પના બાંધી છે કે: બન્દિની અવસ્થામાં રાજસભામાં પકડી આણવાથી એવા અપમાનજનક કાર્યથી મુક્ત થવાને આત્મ મર્યાદા જણાવાની ખાતર આહોમ–સતી જયમતી ભય પામીને તેના પતિના વર્તમાન જણાવી દેશે. પરન્તુ તેની તે ધારણા હવાઇ કિલ્લા જેવી નિવડી છે! પતિનુંજ કલ્યાણ ઇચ્છનારી આદર્શ રમણી રત્ન જયમતી એથી

ભય પામી જગતની એવી તુચ્છ મર્યાદાનું સંરક્ષણ કરતાં પતિને બતાવી દે-પતિની ભાળ આપે તેવી ન્હોતી! સતીની મર્યાદાનો સમાવેશ તો પતિહિત સાધવામાંજ સમાયેલો છે.

રાજાના મન્ત્રણાગૃહમાં જયમતી બન્દિની અવસ્થામાં સહજ ઘૂમટો તાણી અચલિત ચિત્તે સ્તબ્ધ ઉભી રહી છે. તેના હૃદયમાં લેશ પણ ભય જણાતો નથી. આ સમયે તો સત્રજો સભાસદ વર્ગ અને રાજા સુદ્ધાં સર્વ નિચું મ્હોં કરી મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ કરતા બેઠા છે. એ તેજો-મયી સતીની સાક્ષાત્ શક્તિ સ્વરૂપિણી મૂર્તિ સ્હામે જોવાનું કોઇમાં સામર્થ્ય નથી. તેના સ્હામે નજર કરવાને કોઇ રજ પણ સાહસ કરી શક્યું નહિ. સભામાં સર્વ નિઃસ્તબ્ધ નિર્વાક્ !

એ નિસ્તબ્ધતાનો ભંગ કરતાં ક્ષીણ સ્વરે લરા-રાજાએ જયમતીને ઉદ્દેશીને કહ્યું:-" ગદાપાણિ સંબંધી સર્વ હકિગત અવસ્ય જણાવવીજ પડશે. નહિતો હવે આ સ્થળે ઘાતકોના હાથથી મુક્તિ મળી શકે તેમ નથી."

જયમતિએ કંઇજ ઉત્તર આપ્યો નહિ. અન્ય સઘળા પણ નિરૂત્તરજ હતા. વચ્ચે બોલવાનું કોઇમાં સામર્થ્ય ન્હોતું. આ પ્રમાણે કેટલોક સમય એમ ને એમ પસાર થઇ ગયો પણ જયમતીએ પોતાના મુખથી એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નહિ. બેડ હાથમાં બેડીઓથી જકડાયેલી પતિવ્રતા સતી આ સમયે પણ હાથ જોડી ધ્યાનમગ્ન સ્થિતિમાં પરમાત્માની પાસે પતિના સંરક્ષણની યાચના કરી રહી છે-આંખો બંધ કરીને એક પાષાણ પ્રતિમા સમાન તે માત્ર અડગ રીતે ઉભીજ રહી છે.

ચુલિકફાના હૃદયમાં ક્ષણે ક્ષણે દારૂણ ક્રોધાગ્નિ પ્રજ્વલિત થતો ગયો. વિચાર કરે છે કેઃ કોઇ પણ પ્રકારે એ સ્ત્રી પાસેથી તેના પતિના સમાચાર મેળવવા જોઇએ-કંઇ કરતાં આશા ફળીભૂત થાય છે. પરન્તુ પતિ-પ્રાણા રમણી રત્નનો કેવો અપૂર્વ પ્રભાવ! જયમતીની અલૌકિક દઢતા અને અપૂર્વ તેજસ્વિતા આગળ ચૂલિકફાની સઘળી આશાઓ તેના હૃદયમાં પુનઃ જેવી ને તેવી સમાઈ જવા લાગી. તેને માટે હવે બીજો એકે સરળ માર્ગ નહિ હોવાથી તેણે મૃદુસ્વરે એકવાર કહ્યું: " હઠીલી સ્ત્રી! ત્હારા સ્વામીનો પત્તો કંઇ બતાવીશ કે કેમ-બતાવે છે કે?"

જયમતીએ દૃઢ સ્વરે ઉત્તર આપ્યો: " તે કહેવાને હું લાચાર છું. "

કેટલાક સમય પર્યંત ચૂલિકફા પાષાણુ પ્રતિમા સમાન સિંહાસન પરથી એકી ટસે—ક્રોધભરી દ્રષ્ટિએ સતીના સ્હામે જોઇજ રહ્યો. અનુમતિની ખાતર તેણે પ્રધાન મંડળ તરફ પોતાની દ્રષ્ટિ ફેરવી—રાજ સભામાં ઉપસ્થિત થયેલા પ્રત્યેક સભાસદો તેના હૃદયના ભાવ સમજી ગયા, પરન્તુ કોઇએ એક શબ્દ પણ ઉચ્ચાર કર્યો નહિ. પરસ્પર—વિરોધિ ક્રોધ વિસ્મય અને ભયના ઘાત—પ્રતિઘાતથી ચૂલિકફાનું હૃદય આકૂળ થઇ ઉઠયું. **किं कर्तव्य विमूढ** સમાન અનેક ક્ષણ પર્યંત શું કરવું તે પરત્વે વિચાર કરતો રહ્યો; ત્યારબાદ તેણે કહ્યું: " હજી પણ તને વિચાર કરવાને એક દિવસની છૂટ આપવામાં આવે છે. જો તેમ છતાંય તેટલા સમયમાં તું ગદાપાણિ સંબંધી કંઇપણ હકિગત જણાવીશ નહિ તો તું ચોક્કસ યાદ રાખજે કે: રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યા બદલ—રાજાનું અપમાન કરવાનું ફળ ત્હારે સખ્ત રીતે ભોગવવું પડશે અને તે તું જાણે છે કે ? મીણ પાયેલા ગેરઅંધના સખ્ત ફટકા વડે માર મારી ત્હારા પ્રાણ લેવામાં આવશે. "

એ સાંભળીને જયમતીએ "લરા—રાજા"ની મૂર્ખતા પરત્વે કિંચિત આંતર હાસ્ય કર્યું. તે હસવું અદ્ભૂત હતું. તે હસવું તિરસ્કાર પ્રદર્શક હતું !

રાજ—સભા વિખરાઇ જતાં, બેદરકાર જયમતી પોતાના ઘર તરફ ચાલી ગઇ. પતિ ભક્તિ પરાયણા સાધ્વી સ્ત્રીઓ તે વળી કદી મ્હોતના ભયથી ડરતી હશે ?

**ધન્ય સતી ! ધન્ય ત્હારી નિશ્ચળતા !**

---

## ज

# ક્ષણિક મિલન.





આઇ ! બા ક્યાં ?

કેટલોક સમય નિરુત્તર રહીને, આઇએ ઉત્તર આપ્યો:— " તમારી બા રાજદરબારમાં ગયાં છે. હમણે આવશે. "

" પણ આઈ ! એ ત્યાં કેમ ગયાં છે ? "

" રાજાની આજ્ઞાથી. "

" ત્યારે, તે વખતે અમે ક્યાં હતાં ? "

" ઘણે ભાગે તમે ઉંઘી ગયા હતા. "

પ્રશ્ન કરનાર એક ન્હાની ઉમ્મરનો બાળકુમાર ગદાપાણિનો જ્યેષ્ટ પુત્ર છે. પથારીમાંથી ઉઠતાંજ માતાને નહિ જોવાથી બાળક વ્યાકૂળ થઇ ઉઠયો. આગળ કંઇપણ બોલ્યા ચાલ્યા વગર બાળક પુત્ર પોતાના મનથી કંઇક વિચાર કરવા લાગ્યો. સુકુમાર બાળકના વદનકમળ પર ચિન્તાની રેખા જણાય છે ! નથી સમજી શકાતું કે એક બાળકના મનમાં પણ આજ આવી ભાવના કેમ ઉપસ્થિત થઈ છે ! કોઇ દિવસ નહિ ને બાળક આજ એક ઘડીકમાં માતાને જોવા કેમ આતુર જણાય છે ? અદ્રષ્ય સત્તાએ આડી રીતે તેના કાનમાં પણ કંઇક ફુંક મારી હોય એમ જણાય છે. બીજું શું ધારી શકીએ ?

" લાઇ—"

જે સમયે બાળક ઉપરોક્ત ચિન્તાતુર અવસ્થામાં છે, તે સમયે જયમતી ઘેર આવી પહોંચી. પુત્ર દર્શનની આકાંક્ષા—આશંકામાં ઉતાવળું—હ્હાવરૂં બનેલું સતીનું વ્યાકૂળ ચિત્ત સહજ પણ ધૈર્ય ધારણ કરી શકયું નહિ. ઘરમાં પગ મૂકતાંજ સામે દીન બાળક પર દ્રષ્ટિ પડતાં તે આતુર હ્રદયા જનેતાએ હાંક મારીઃ—" બાઈ "

" કોણ ! બા ! શું કહો છો ? " કહેતો કે બાળક દોડતો આવ્યો.

" લેચાઈ કયાં છે ? માતૃકણ્ઠ સ્વર સાંભળી આનંદમાં નૃત્ય કરતો વળી એક ન્હાનો પુત્ર દોડતો દોડતો આવીને માતાની કોટે વળગી પડયો. ઉભય પુત્ર-રત્નને પોતાના બાહુ યુગલમાં ખૂબ વ્હાલ ભર્યા હ્રદયે દબાવી એક એક પ્રેમ ચૂંબન કર્યું—એ સ્વર્ગીય ચૂંબનનો અમૃતમય સ્વાદ લેતાં રાજદરબારમાં થયેલા અપમાનને સતી પળવાર વીસરી ગઇ.

સૂર્યનારાયણ અસ્તાચલ તરફ પ્રયાણ કરી રહ્યા છે. અસ્તાચળમાં સંતાઈ જવાને ડોકિયાં કરી રહ્યા છે. પર્ણકૂટિરના ચોગાનમાં બેઉ પુત્ર સહિત

બેસી જયમતી આહોમ—નૃપતિના સઘળા અનુચિત વ્યવહાર અને પોતાના અદૃષ્ટનો વિચાર કરે છે. સાયંકાળનો શાન્ત—ફરફર વાતો સૌગંધ યુક્ત પવન સતીના હૃદયમાંની સળગતી ચિન્તા—ચિતા ઓલવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. પણ અત્યારે તો એ પરોપકારી પવનરાજના સઘળા પ્રયત્નો સતી હૃદયને શાન્તિ અર્પવાને તદ્દન નિષ્ફળ નિવડયા છે. સાયંકાળ થઇ ચૂકયો છે. ગદાપાણિનું કોઇપણ પ્રકારે લેશ પણ અમંગળ થાય નહિ. એ ઇચ્છાથી તે પરમાત્માને એક ચિત્તે પ્રાર્થના કરી રહી છે. પતિના શિર પર ઝઝુમિ રહેલું આફતનું વાદળ વિખેરાઇ જઈ, તેના ભાગ્યાકાશમાં એકદમ સુખના સૌભાગ્ય સૂર્યનો કયારે ઉદય થાય, એ શિવાય સતી જયમતીના હૃદયમાં અન્ય એકપણ ચિન્તા છે નહિ. પતિ સુખની ઇચ્છાએ તે આજ ચિર દુઃખિની સમાન બની ગઇ છે.

ગદાપાણિએ ધીર—મૃદુસ્વરે કહ્યું:—“ જયમતી ! ”

જયમતિ સહસા જરીય ઉત્તર આપવાનું સાહસ કરી શકી નહિ. તે મન્ત્રમુગ્ધવત્ નિર્વાક થઇ, ગદાપાણિના મ્હોં સામે કેટલીક ક્ષણપર્યંત જોઇ રહી. ત્યાર બાદ ઉઠીને તેણે કમાડ બંધ કરી દીધાં.

વાંકો વળી તેની પિઠ પર હાથ મૂકી એકી ટસે સ્નેહ ભરી દૃષ્ટિએ પત્નીના મુખારવિંદ તરફ જોઇ રહેલો ગદાપાણિ બોલ્યો:—“ જયમતી ! ”

“ કેમ નાથ ! ”

“ જયમતી એવા તે શા વિચાર કરે છે ? આટલી બધી વિચારશીળ કેમ ? ”

“ વિચાર કરૂં છું—”

રાજદરબારમાં પોતાના થયેલા અપમાનની સઘળી હકિગત જયમતી પતિને જણાવવા ગઇ, પણ તે મુખથી કહી શકી નહિ. કહેવાની તેની ઇચ્છા છતાં તેના અંતરાત્માએ તેને કહેતાં અટકાવી. કોણ જાણે કદાચ નિર્ભય વીરપુરૂષ ગદાપાણિ પત્નીના અપમાનની વાત તેના મ્હોંથીજ સાંભળી ઓચિંતિ કંઇક પ્રતિજ્ઞા કરી બેસે અને તેનું માઠું પરિણામ આવે એ ભયથી બિચારી આ પળે તો એ ઘૂંટડો ગળી ગઇ. ન કરે નારાયણ ને તેથી

કદાચ તેના હૃદય સુખની સઘળી આકાંક્ષા—સઘળી આશાઓ હમેશને માટે નાશ પણ પામે ! પતિના કલ્યાણની ખાતર તે પોતાનું સઘળું અપમાન અને ભાવી પ્રાણદંડની અસહ્ય ચિન્તા—વેદના મ્લાન વદને સહન કરતી બેસી રહી પણ તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી કે "મ્હારે મ્હારા નાથને તો તે જણાવવુંજ" તેથી તેણે અતિષય કષ્ટ પૂર્વક હૃદયના ભાવને ગુપ્ત રાખી, અન્ય બાબત છેડી.

"આજ આપ અસમયે આ વિપત્તિ સ્થાનમાં શા સારૂ આવ્યા ? આપ ચોક્કસ માનો કેઃ અત્યારે આપ નિરાપદ નથી. તમારા શત્રુઓ તમારી શોધમાં જ્યાં ત્યાં ચારે દિશાએ ભટકી રહ્યા છે."

"તે મ્હેં જાણ્યું જયમતી પણ તું મ્હને નથી જોઇ શકતી તેથી તો હું છૂપી રીતે આ સ્થળે જોને આ ગુપ્ત વેશે આવ્યો છું."

"આપે આ સમયે ક્યાં મુકામ રાખ્યો છે—આપ રહો છો ક્યાં ?"

"નાગા પ્રદેશમાં, એક વૃદ્ધા સ્ત્રીને ત્યાં."

વિશેષ નહિ જાણવાની ઇચ્છાથી જયમતીએ તે બાબત કંઇ વધારે પૂછપરછ કરી નહિ. તેણે આજ કેટલેક દિવસે પ્રત્યક્ષ જોયું કેઃ ગદાપાણિનું શરીર દૂબળું પડયું છે. તેનામાં અગાઉના જેવી અત્યારે પ્રતિભા નથી. પાતેની એ અવસ્થા જોઇ અત્યંત દુઃખ વડે જયમતીની આંખોમાં આંસુ આવી ગયાં. આંસુ લૂછીને તેણે ગદાપાણિને પુનઃ પુનઃ પ્રાર્થના કરી કેઃ "શત્રુથી પરિપૂર્ણ આ અમંગળ સ્થાનમાં વધારે સમય રહેવાની આવશ્યકતા નથી." જયમતીના દયાર્દ્ર વચનોનો અનાદર કરવાની ગદાપાણિમાં જરીય શક્તિ ન્હોતી. રડતી સતીનાં એ વચનોને માન આપી ઉંઘી ગયેલા પોતાના એ સુકુમાર પુત્રનાં મુખ ચુમ્બન કરી દુઃખી થતા હૃદયે ઘરમાંથી બ્હાર નિકળી ગદાપાણિ જોત જોતામાં રાત્રિના ભીષણ અંધકારમાં અદ્રષ્ય થઇ ગયો.

## પ્રારબ્ધની શી ગતિ !





૭

# રમણી કે દેવી !



પ્રાતઃકાળ થયો છે. આજ આકાશમાં એટલી બધી ઉજ્વળતા નથી. આકાશમાં સ્થળે સ્થળે વરસાદથી ભરેલી વાદળીઓ પ્રત્યક્ષ થાય છે. મેઘાચ્છાદિત આકાશમાં રમણીયતા—મનોહરતા ક્યાંથી હોય ? હોય કે ન હોય—ગમે તેમ પણ આજ તો આકાશ સ્હામું જોવાનુંય મન થતું નથી. તેનો દેખાવજ કંઇક એવો થઇ રહ્યો છે. ચંચળ તોફાની વાયુ વળી વહીને તેમને આમતેમ વિખેરી નાખવાને તોફાન મચાવી રહ્યો છે. એ પણ નિસાસે નિસાસા મૂકે છે. પણ એમ કેમ ?

ગદાપાણિના સમાચાર મેળવવાની ખાતર રાજસેવકો રાજાની આજ્ઞા પ્રમાણે જયમતીની પાસે ગયા; પણ ત્યાં તેમનો કંઇ દહાડો વળ્યો નહિ તેઓ પાછા ફર્યા છે. જયમતી તે જણાવવાને નારાજ—અનિચ્છુક છે.

રાજાએ તુરતજ આદેશ કર્યો કેઃ—“ આજથી જયમતીને એક વૃક્ષ સાથે બાંધી સખ્ત ફટકા મારવાના શરૂ કરો ! જ્યાં સુધી તે તેના મ્હોંથી તેના પતિના સમાચાર ન કહે ત્યાં સુધી તે ચાલુજ રાખવા.” કૃતઘ્ન—નિર્દય રાજાનો એ હૃદયદ્રાવક આદેશ સાંભળીને પ્રજા થથરી ગઇ—સ્તબ્ધ થઇ ગઇ ! આ શું ? આહોમ—રાજાની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ છે કે ? તેને ચિત્તભ્રમ તો થયો નથી ! એ નિર્દોષ સ્ત્રી તરફ એવડો અત્યાચાર શો ! રાજાના વર્તનથી માહિતગાર કોક કોક એ સમાચારને સત્ય માને છે—કોક તો માની પણ શકતું નથી. એમ તે હોય કે ? પરન્તુ જેઓ વાસ્તવિક રીતે ઘટના સ્થળેજ છે તેઓએ પ્રત્યક્ષ રીતે જોયું છે કેઃ “મ્હોટી કાયાવાળા એ રાજદૂત હાથે—પગે જકડાયેલી એક બન્દિવાન રમણીપર જોરબંધના અવિરત ફટકા લગાવી રહ્યા છે ! વ્હેંત વ્હેંત ચામડી ઉતરી જાય એવા મીણની પાયેલી એ ચાબુકના ફટકાનો કંઇ સુમાર છે કે ? એ દ્રષ્ય જોતાની સાથે પાષાણુ હૃદ-

યના મનુષ્યનું હૃદય પણ પિગળી જાય એમ છે. એટલો એટલો માર છતાં રમણીની આંખમાં આંસુનું એક બિન્દુ નથી ! તે સ્થિર અને નિશ્ચળ ચિત્તવાળી અપૂર્વ તેજોમયી તરૂણી પ્રાણ જતાંય પતિનો પત્તો આપશે કે ? સતીના હૃદયબળની શયતાનને શું ખબર–તેને તેની કલ્પનાય ક્યાંથી હોય ?

ફટકાને તે કંઇ વિરામ છે કે ? દરેક મનુષ્ય તેના મુખથી માત્ર એકજ બાબત સાંભળવા સારૂ આકૂળ ચિત્તે આગ્રહ પૂર્ણ ભાવે તેના સ્હામે જોઇ રહ્યા છે. માત્ર બે શબ્દ કહેવાથી સતી જયમતી આ ત્રાસથી મુક્ત થઈ શકે એમ છે–પણ એ તો ખરેખર ગાંડી–આજની સતિઓ એમાં જરીકે વાર કરે કે ? એક નજીવી બાબતમાં વગર મ્હોતે મરવું એ કોણે કહ્યું ! ના ના, પણ પતિનું આવીજ બન્યું હોય તો એમાં અબળા બિચારી શું કરે ? ધીઃક, ધીઃક એવી પતિ ભક્તિહિન દુર્ભાગી કુભાર્યાઓને ! સતીના પતિ–પ્રેમનું સ્વપ્નુંય આવ્યું હોય ત્યારેને ! જયમતી તો નિર્વાક–નિર્વિકાર–તેનો દેહ જડ સમાન, ચેતના રહિત છે–આંખો બંધ છે.

એક દિવસ બે દિવસ કરતાં એક સપ્તાહ જેટલો સમય ચાલ્યો ગયો. એમ ને એમ સાત દિવસનાં વ્હાણાં વહી ગયાં. દારૂણ ફટકાવડે જયમતીનું અંગ પરનું વસ્ત્ર જીર્ણ જર્જરિત થઇ ગયું છે. કોમળ શરીરનું તો પૂછવુંજ શું ? શરીરમાંથી નિકળતી લોહીની ધારાઓ વડે પૃથ્વી રંગાઇ ગઈ છે ! તેમ છતાં જયમતીના વદન પર કોઇ પણ જાતનો ઉદ્વેગ અથવા ઉત્તેજનાનું ચિહ્ન નથી ! કેવળ પતિની એક મંગળ ભાવનાને માટેજ તે નિર્વિકાર ભાવે–શાન્ત ચિત્તે અત્યંત માર સહન કરે છે ! જગતમાં આવાં દ્રષ્ટાન્તો વિરલ છે. પતિના જીવન સંરક્ષણની ખાતર પારાવાર માર સહન કરતી એ સતીપર કિરતારની અનંત કૃપા થશે. એણે અનેક વખત કહ્યું છે કેઃ "એવું ક્યાંથી ભાગ્ય કે પતિના કલ્યાણમાં આ પ્રાણની આહુતિ અપાય ! "

એ દેખાવ જોઇ સૌ ચમકી ગયાં–વિસ્મિત થયાં. કરૂણા અને સરખી વેદનાથી તેમનાં હૃદય આકળ વિકળ થઇ ઉઠયાં. કોઇ પણ આંસુ રોકી શક્યાં નહિ ! પ્રત્યેક મનુષ્ય ફરી ફરી વિચાર કરવા લાગ્યા કેઃ આ શું ! જયમતી તે કંઇ સામાન્ય રમણી છે કે ! ના, દેવી ! એક અબળામાં આટલું

ધૈર્ય અને આટલી સહિષ્ણુતા તો ક્યાંય જોવામાં આવી નહિ. સૌ પોતાના અંતઃકરણથી સ્વીકારવા લાગ્યા કે "જયમતી દેવી !"

આ પ્રમાણેજ વળી કેટલાક દિવસ ચાલ્યા ગયા.

---

ઞ

## સતીનો સ્વર્ગવાસ.



સુમારે એક પખવાડીયા બાદ કેટલાક નાગા પ્રદેશવાસી મનુષ્યોના મુખથી ગદાપાણિએ સાંભળ્યું કે: રાજધાનીમાં કોઇ એક રમણી પતિ સંબંધી કંઇક હકિગત ન કહેવાથી અતુલિત અત્યાચાર સહન કરે છે. એ સાંભળતાની સાથેજ ગદાપાણિના હૃદયમાં કંઇ ને કંઇ થઇ ગયું–તે સમજી ગયો. કોઇ એક ભીષણ આકાંક્ષા એ વીર હૃદય યુવકના મનમાં પ્રકટ થઇ. તેને જણાવા લાગ્યું કે: ચારે દિશામાંથી કોઇ એક પ્રકારની વિપદની જાળ તેને ફસાવવાને ફેલાઇ રહી છે. તેનું મગજ ભમી જવા લાગ્યું. તે સ્થિર રહી શક્યો નહિ. આખર અંતરમાં દારૂણ ઉદ્વેગ સહિત તે અન્ય સમસ્ત કર્મનો ત્યાગ કરી ગુપ્ત વેશે રાજધાની તરફ ચાલતો થયો.

જણાવેલા સ્થાને પહોંચતાની સાથે ગદાપાણિએ જોયું કે: "હા ભગવન્! પ્રહાર ઉપર પ્રહારનું અવર્ણનીય કષ્ટ સહન કરતી જયમતીના અંગ પર કેવા સોળ ઉઠયા છે! આહાહાહા ! તેના શરીરમાંથી કેવી રક્તધારા છૂટી રહી છે! તેના જીર્ણ–શીર્ણ દેહને હું કેમ જોઇ શકુ? અપાર વેદના–વિડંબના સહન કરતી આ દુર્ભાગી ભરથારની એ કમનસિબ રમણી શા સારૂ વ્યર્થ આટલુ કષ્ટ સહન કરતી હશે! કેવી તેની દૃઢ પ્રતિજ્ઞા ! કેવો તેનો આત્મ–સંયમ !" દારૂણ દુઃખ વડે ગદાપાણિનું ગળું રૂંધાઇ ગયું. કોઇ એક માર્મિક યાતનાએ તેના આખા હૃદયમાં કંઇક અજબ આન્દોલન મચાવી મૂકયું છે. તે પાષાણ પ્રતિમા સમાન કેટલાક સમય પર્યંત સ્તબ્ધ રીતે ઉભો રહ્યો, અને બોલ્યોઃ "જયમતી !"

ગદાપાણિના કંપિત કણ્ઠમાંથી અસ્ફૂટ સ્વરે પુનઃ બહાર નિકળ્યું:

" જયમતી ! "

જયમતીએ સાંભળ્યું નહિ—તે સાંભળી શકી નહિ ! જયમતી તો માત્ર એક સ્વામીના ધ્યાનમાંજ મગ્ન છે ! તે સમયે તેનું ચિત્ત આ પાર્થિવ જગતની ચિન્તાનો પરિત્યાગ કરી, સ્વામીની મંગળ કામનાના ઉદ્દેશ્યથી મહા મંગળ પ્રદેશમાં વિચરણ કરી રહ્યો હતો.

એ ધ્યાનમયી મૂર્તિ ગદાપાણિ જોઈ રહ્યો હતો. ત્યાંથી સહજ આગળ આવીને તેણે પુનઃ અસ્ફૂટ સ્વરે કહ્યું: " જયમતી ! "

એ સમયે પણ ગદાપાણિના શબ્દો જયમતીના કાન સુધી પહોંચી શક્યા નહિ.

શું કરવું એ ગદાપાણિ સમજી શક્યો નહિ. પોતાની આંખો સામે એ અસહ્ય દ્રષ્ય જોવા છતાં, આખર કંટાળીને એક અપરિચિત મનુષ્યની માફક તે ત્યાંથી ચાલ્યો પણ કેમ જાય ? પોતાના ઉપર આવી પડનાર સઘળી આફત અને સઘળું દુઃખ એકવાર વિસરી જઇ તેણે પોતાના મનથી વિચાર કર્યો કેઃ " પત્નીના રાજ સભામાં થયેલા અપમાન અને આ અસહ્ય ત્રાસનો " લરા–રાજા "ને બદલો આપી—પત્નીને આ અતૂલનીય ત્રાસથી મુક્ત કરી ચાલ્યો જઉં. ના—તેને જયમતીની આકૂળ વિનતિ યાદ આવી. અનેક વિચાર કરી તેણે ત્રીજીવાર ઉદગાર કાઢ્યોઃ—" જય ! "

આ સમયે જયમતીના કાનમાં પડઘો પડયો—તેની આંખ ઉઘડી ગઇ. પરન્તુ તેના મ્હોમાંથી એક પણ શબ્દ બહાર નિકળ્યો નહિ. તે ધારી ધારીને જોવા લાગી. જોઇને વિચાર કરવા લાગી—પોતાના એ વિચારને મનથી પ્રમાદ ગણવા લાગી. જોયું, ગદાપાણિ એક દ્રષ્ટિએ અશ્રુપૂર્ણ નયને તેની સામે જોઇ રહ્યો છે. વ્યથિત હૃદયે તે કહે છે,—" જયમતી ! આ દેખાવ હું જોઇ—સહન કરી શકતો નથી. હવે તું એ દુઃખ ભોગવીશ નહિ. પતિની હકિગત કહી તું આ મહા ત્રાસથી એકદમ મુક્ત થા. ચાલ આપણે બેઉજણ સઘળી વિપદ અને સઘળી આશંકાને તુચ્છકારી ઘેર પાછાં ફરીયે. મ્હારા છતાં તને શો ભય છે જયમતી ! "

જયમતીની સઘળી આશાઓ ભાગી ગઇ ! તેની આંખમાં આંસુ ઉભ-

રાઇ ગયાં. જે રમણી આટલું અપમાન–આટલો ત્રાસ સહન કર્યા છતાં લેશ પણ વિચલિત થઇ ન્હોતી–સહજ પણ ગભરાઇ નહોતી, તે આજ પોતાના પતિને ગુપ્ત વેશમાં જોતાં તેનું સઘળુ ધૈર્ય ગુમાવી બેઠી–તે આજ નિરાશ થઇ ગઈ, તેણે વિચાર્યું–"જેની ખાતર દિવસ નહિ, રાત નહિ, પણ પંદર પંદર દિવસથી આટલું કષ્ટ સહન કર્યું છે–જેના કલ્યાણની ઇચ્છાએ આ દેહને તુચ્છ ગણ્યો છે. જેના સંરક્ષણની ખાતર આ રાક્ષસિ પ્રહારને પણ હું ગણકારતી નથી, તે જો કદી આજે પોતાની મેળેજ આત્મસમર્પણ કરશે તો પછી સઘળું નિષ્ફળ જશે !" જયમતી આંખમાંથી આંસુનો વરસાદ વરસાવતી પતિના મુખમંડળ તરફ જોતી આર્તસ્વરે પ્રાર્થના કરવા લાગીઃ– "હૃદયેશ્વર ! પ્રાણદેવતા ! પ્રાણદેવતા ! જીવનસ્વામી ! જાઓ. તમે ચાલ્યા જાઓ–મ્હારી આશાની પાળ ભાગશો નહિ. હું તમારા ચર્ણમાં મતિ સ્થિર રાખી હમેશને માટે–આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આપના મંગળની ખાતર મૂંગે મ્હોડે સર્વ સહન કરીશ ! તેથી મ્હને દુઃખ નથી–કષ્ટ નથી–લજ્જા નથી ! પરન્તુ પ્રાણવલ્લભ ! સ્વામી ! તમે હવે એક તલભાર ડગશો નહિ– તમારો વિચાર ફેરવશો નહિ–હતાશ થઇ આ અભાગિનિની આશા લતાને વ્યર્થ કચડી નાંખશો નહિ ! તમારા શત્રુઓનો કંઇ સુમાર નથી. એમને તમારીજ જરૂર છે ! હાય ! જો, જો, નાથ ! જાઓ–જાઓ જીવિતેશ્વર ! આ સ્થળે એક પળવાર ઉભા રહેવામાં પણ કુશળતા નથી. દેવ ! આ સ્થાનનો ત્યાગ કરી ચાલ્યા જાઓ; મ્હારી એ ખરા અંતઃકરણની અંતિમ વિનતિ આજે ધ્યાનમાં લ્યો. જન્મજન્માંતર તમારી દાસી બની તમારા ચર્ણની સેવા કરવાને ભાગ્યશાળી થાઉં એ આશિષ આપતા જાઓ."

જયમતીની આંખો ફાટી ગઇ. જળ ખૂટ્યું ત્યાં આંખમાંથી લોહીનાં આંસુ વહેવા લાગ્યાં. તેની અન્તિમ વિનતિનો ગદાપાણિ અસ્વીકાર કરી શક્યો નહિ. એ મહાદેવીની માગણીનો અનાદર કરી શક્યો નહિ. પત્નીની આજીજી ભરી પ્રાર્થનાએ તેના કાળજાને વિંધી નાંખ્યું. તે પોતાના હૃદયમાં અશાન્તિનો એક ભારે બોજો લઇ ભારાક્રાન્ત હૃદયે પુનઃ નાગા પ્રદેશ તરફ ચાલ્યો ગયો !

ગદાપાણિના ચાલ્યા ગયા બાદ કેટલેક દિવસે પતિપ્રાણા જયમતીએ જગતમાં ચિરસ્મર્ણીયા સીતા—સાવિત્રી—દમયન્તીની સમાન સતીત્વની અપૂર્વ પરાકાષ્ઠા—પાતિવ્રત્યનો જ્વલન્ત મહિમા પ્રકટ કરી પતિહિત ચિન્તન કરતાં અનન્ત ધામમાં, શાન્તિમય પરમાત્માના શાન્તિ નિકેતનમાં પ્રયાણ કર્યું !

આહોમ રાજ્યનાં પ્રત્યેક માનુષિ હૃદયનાં નર—નારીએ તેને માટે શોકાકૂળ હૃદયે અશ્રુ વિસર્જન કર્યાં છે. સતીના આત્માના કલ્યાણની ખાતર અનેક મનુષ્યોએ પરમાત્માને અનન્ય ભક્તિભાવવડે રડતા હૃદયે પ્રાર્થના કરી છે !

**પતિ સંરક્ષણનું પરમ તપ આદરતાં પ્રાણ વિસર્જન કરનાર પરમ તપસ્વિની આદર્શ રમણી કૂળ ભૂષણ સતી જયમતી ! તને અનેકવાર પ્રેમવંદન હો ! ધન્ય સતી ! ધન્ય ત્હારી પતિહિત સાધન તત્પરતા ! દેવી ! સતી ! ત્હારી સહન શક્તિની તો બલિહારી છે. ઓ આર્ય માતા ! ત્હારી કુખેથી આવીજ પતિવ્રતા, મહાન તપસ્વિની સતીઓનો જન્મ આપજે. અમારા ભારતવર્ષને એવીજ મહાદેવીઓની આવશ્યકતા છે.**



## ૮.
## પરિવર્તન.


ત્નીવિયોગે વ્યથિત થતા હૃદયનો ગદાપાણિ ઉદાસ અંતઃકરણે કેટલાક દિવસ જ્યાં ત્યાં પરિભ્રમણ કરવા લાગ્યો. તેણે ધાર્યું હતું કે, તેથી કંઇક અંતરની પિડા શાન્ત થશે, પરન્તુ તે એક પળ પણ જયમતીને વિસરી શકયો નહિ. બન્દિનિ અવસ્થામાં અસહ્ય પ્રહાર મૂગે મ્હોડે સહન કરતી પ્રાણવલ્લભા જયમતીની તે સમયની દયાજનક અવસ્થા પ્રતિ પળે તેની નજર સમક્ષ તરી આવી તેના હૃદયને બાળીને ખાખ કરે છે. વચ્ચે વચ્ચે તેને પોતાની જીંદગી પર ધીક્કાર છૂટે છે—તે પોતાના—જીવતરને ધીક્કારે છે. છટ ! છટ ! જે પોતાની પત્નીના અપમાનનો બદલો

લઇ શક્યો નથી–જે, નર રાક્ષસ મનુષ્યોના ત્રાસથી પત્નીને ઉગારી શક્યો નથી તેને મનુષ્ય કહેવો એ ઉચિત છે કે ? ધર્મ પત્નીનું સંરક્ષણ કરવામાં અસમર્થ મનુષ્ય પોતાના સામર્થ્યનો હૃદયમાં વ્યર્થ ગર્વ રાખે એ શા કામનો ? પાણિયારાના મુનસીના જેવી એ અઘટિત બડાઇ કામની શી ? કેટલીક વખત ક્રોધને લીધે તે બાહ્યજ્ઞાન શૂન્ય બની જાય છે. એ અવસ્થામાં પણ જયમતીની એ આકૂળ વિનતિ અને તેની દયાર્દ્ર મુખમુદ્રા તે યદ્‌કિંચિત્ વિસરી શકતો નથી. પત્નીની એ દયાજનક પ્રતિમા હૃદયપટમાં જાગૃત થતાં તેની આંખમાંથી દડ દડ દડ દડ પડતાં આંસુ વડે તેનાં વક્ષઃસ્થળ ભિંજાઇ જાય છે. સમય પર બેઉ પુત્રના વિચાર મનમાં આવતાં, તેમને જોવાને માટે તે આકૂળ બની ઉઠે છે; પરન્તુ સમયને માન આપનાર ગદાપાણિને તુરતજ વિચાર ઉદ્‌ભવે છે કે, તેથી ભવિષ્ય બગડે તેમ છે, અને તેથીજ તે પોતાની પુત્ર દર્શનની તીવ્ર આકાંક્ષાને દબાવી દે છે.

આ પ્રમાણે અનેક પ્રકારના વિચાર વમળમાં તણાતો–દુઃખના અસહ્ય ભારથી દબાયેલો–સમયને વશ વર્તનાર ગદાપાણિ આખર ગૌહાટિ નગરમાં પહોંચ્યો.

સાયંકાળનો સમય છે. નગરથી થોડેક છેટે આવેલા એક સુરમ્ય બાગના દરવાજાને અઢેલી દિવાના જેવો કોઇ એક મનુષ્ય ચકિત્ નેત્રે દૂર–દ્રષ્ટિ ફેંકતો ઉભો છે. જોત જોતામાં તેની ધારેલી વસ્તુ તેની દ્રષ્ટિ સમિપ આવીને ઉપસ્થિત થઇ. આવનાર વ્યક્તિએ આવીને અત્યંત પ્રસન્ન ચિત્તે વિનય પૂર્વક શિર ઝુકાવ્યું. એક બીજાએ નયન–મન દ્વારા કુશળ–વર્તમાન પૂછ્યા, આસ્તે આસ્તે ત્યાંથી બેઉ જણે ચાલવા માંડયું.

આ સમયે અમે એ બેઉ જણને એક એકાન્ત સ્થાનમાં કંઇક રહસ્યપૂર્ણ વાર્તાલાપ કરતા જોઇએ છીએ.

એકે વાત છેડીઃ–" પરમાત્માની ઇચ્છાથી મ્હારો પરિશ્રમ આજ લાંબે સમયે પણ સફળ થયો છે, આપને માટે **આહોમ પ્રજા** તલસી રહી છે."

બીજાએ કહ્યુંઃ–" તમે આ શું કહો છો ? મ્હારે માટે ! અસંભવિત ! એમ બને કેવી રીતે ? "

સાંભળો ! ચૂલિકફાના અનુચિત વ્યવહારથી સમસ્ત આહોમ પ્રજા અતિશય ઉશ્કેરાઇ ગઇ છે. તે આ પળે તમારા જેવા એક યોગ્ય રાજાની પ્રાપ્તિને માટે ઝંખી રહી છે—મુખ્યત્વે તમનેજ ઝંખે છે. તમારો પત્તો નહિ લાગવાથી સર્વ ઉદાશ થઇ ગયાં છે. તમને શોધવાનું કામ મ્હેં માથે લીધું હતું. અને તેમાં આજ મ્હને ઇશ્વરે સફળતા આપી છે. હવે વિલંબ કરવાની આવસ્યકતા નથી; આપ મ્હારી સાથેજ ચાલો ! ”

ગૌહાટિ નગરનો ત્યાગ કરી ઉભયે ગોરગાંઉનો રસ્તો લીધો.

વાંચકને જણાવવાની આવસ્યકતા છે કે: એ ઉભય મનુષ્યોમાંનો એક તો ગદાપાણિ છે; અને બીજો વરફૂકન “ લરા–રાજા ” નો મુખ્ય સેનાપતિ જેનો વધ કરવામાં આવ્યો છે, એવું આગળ બતાવ્યું તે પણ છે. વીર વરફૂકનનો વધ થયો નથી. ઘાતકોના હાથથી છૂટી તે પણ જ્યાં ત્યાં ભટકી અદ્રષ્ય રીતે ચૂલિકફા વિરૂદ્ધ ઉશ્કેરણી કરતો હતો. સતી જયમતીના મરણથી પ્રજા અત્યંત ઉશ્કેરાઇ ગઇ હતી. ગદાપાણિ મેળવવાની પ્રજાની ઉત્કટ ઇચ્છા જાણી વરફૂકન તેની શોધમાં અનેક સ્થળે ફરતો હતો. પ્રારબ્ધવશાત્ ગદાપાણિ અને વરફૂકનનો ગૌહાટિનગરના એ બાગમાં મેળાપ થયો, અને ત્યાંથી તે સવિસ્તર હકિગત ગદાપાણિને વિદિત કરી તેને લઈ ગોરગાંઉ પહોંચતો થયો. સરળ હૃદય વીર યુવક રાજધાનીમાં પહોંચતાં પ્રજાએ તેનો યથેષ્ટ સતકાર કર્યો. અપૂર્વ ઠાઠમાઠથી જયઘોષ વચ્ચે ગદાપાણિને રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

આહોમ પ્રજાએ તેને રાજરાજેન્દ્ર તરીકે હર્ષભેર વધાવી લીધો. પ્રજાના મનોરથ સફળ થયા—તેઓના અશાન્તિપૂર્ણ હૃદયમાં ગદાપાણિના રાજ્યાસને વિરાજવાથી શાન્તિ સુધાનો વરસાદ વરસી રહ્યો. સર્વત્ર આનંદ–મંગળ વર્તાઇ રહ્યો. પરન્તુ રાજરાજેશ્વર ગદાપાણિના હૃદયમાં હજી આનંદનું ચિહ્ન જણાતું નથી. માત્ર આ સ્થળે તો એટલીજ કલ્પના કરી શકાય છે કે: રાજ્ય પ્રાપ્તિથી પણ એવી કોઇ ઉત્કટ આકાંક્ષા તેને હશે ખરી ! કોણ કહી શકે ? એ તો હરિ જાણે !

રાજ્યની લગામ ગદાપાણિ જેવા એક ધીર–વીર અને પરાક્રમિ યુવક–ગદાપાણિના હાથમાં આવતાની સાથે સાથે આહોમ રાજ્યનાં ભૂતકાળનાં

સુખ અને શાન્તિ પુનઃ પ્રસરી રહ્યાં. પદભ્રષ્ટ ચૂલિકફા પોતાનો જાન બચાવવાની ખાતર અરધી રાતે પલાયન કરી ગયો. પરન્તુ નવીન કાર્યકુશળ પ્રધાનોએ તેને જીવતો પકડી મંગાવ્યો. અદ્રષ્ય સત્તાએ પત્નીના અપમાન અને ત્રાસનો બદલો લેવાને ગદાપાણિને વગર પરિશ્રમે યોગ મેળવી આપ્યો. પત્નીની આજીજીથી માત્ર તેના આત્માની શાન્તિની ખાતર, વધ સ્થાન આગળથી ખેદિત્ હૃદયે પાછા ફરવા ગદાપાણિએ બળતા હૃદયે પાછા ફરતી વખતે કરેલી પ્રતિજ્ઞા તેણે પૂર્ણ કરી જેરબનના પ્રહાર વડે જે સ્થળે સતી જયમતીના પ્રાણ લેવામાં આવ્યા હતા તેજ સ્થળે અનેક નર—નારીની મેદની વચ્ચે "લરા—રાજા" નો શિરચ્છેદ કરવામાં આવ્યો! ચૂલિકફાના મૃત્યુ સમાચાર જોત જોતામાં ઠેર ઠેર ફરી વળ્યા. આહોમ રાજ્યનાં પ્રત્યેક સ્ત્રી—પુરૂષ આથી નિશ્ચિંત થયાં—કૃતઘ્નિ રાજાના મરણથી સર્વના જીવને તાઢક વળી. પ્રત્યેક મહત્વાકાંક્ષિ આત્મસુખ લોલૂપ દુષ્ટ રાજાઓનાં મૃત્યુ એ પ્રકારેજ થયાં છે! તેમના મરણથી કોઇએ ખરા હૃદયથી ખેદ કર્યો નથી—તેમના મરણ બાદ તેમનાં યશોગાન ગવાયાં નથી. તેમના નામ પર તો સૌ એકવાર થૂંક્યા છે! એવા કમોતે બેહાલ અવસ્થાએ મરી જનાર દૂરાત્માઓ અને પશુમાં શો ફેર? હિન્દ દેવીની કૂખે નિપજેલી—હિન્દદેવી જેવી અનેક સતીઓના શ્રાપથી અનેક રાજાઓ અને રાજ્ય પાયમાલ થઇ ગયાં છે. "**સતી જયમતી**" ના શ્રાપથી "લરા—રાજા" ની કેવી સ્થિતિ થઇ તે વાંચકથી અજાણ્યું નથી!

આ પરિવર્તનશીલ જગતમાં લગભગ બાવિશેક વર્ષ સુખપૂર્વક રાજ્ય ભોગવી નૃપશ્રેષ્ટ ગદાપાણિ આ અસાર સંસારમાંથી અમર ધામમાં ચાલ્યો ગયો. તેવા રાજાની પડેલી ખોટ ભાગવી તે તો મૂશ્કિલજ છે! ગદાપાણિને યાદ કરી આહોમ પ્રજા હજીય અશ્રુપાત કરે છે. ગદાપાણિના મૃત્યુ બાદ તેનો પાટવી કુમાર "**લાઇ**" રૂદ્રસિંહ નામ ધારણ કરીને પિતાના સિંહાસન પર વિરાજીત થયો હતો. આહોમ ઇતિહાસમાં રૂદ્રસિંહનો કીર્તિકલાપ પણ ચિરસ્મર્ણિય છે. તેના રાજ્ય કાળમાં આહોમ પ્રદેશ ઉન્નતિના પરમ ઉચ્ચ શિખર પર પહોંચ્યો હતો.

બાલ્યાવસ્થાથીજ માતાને ખોઇ બેઠેલા સુકુમાર બાળકના હૃદયપટમાં ચિતરાયેલી એ શોચનીય અન્તિમ સ્થિતિ તેના હૃદયને વિંધિ નાંખતી હતી. તેણે માતાની એ અલૌકિક યાદગિરી જગતમાં ચિર સ્મર્ણિય રાખવા માટે જે સ્થળે સતી જયમતીને અગ્નિદાહ કરવામાં આવ્યો હતો તે સ્થાનની ચારે બાજુએ સરખા અંતરે લગભગ ૮૦૦ વીઘા જમીન ખોદાવીને ત્યાં એક મ્હોટું તળાવ અને એક મન્દિરની પ્રતિષ્ઠા કરી.

એ તળાવ અને એ મન્દિર " જય દેવળ " અને " જય સાગર " નામથી સુવિખ્યાત છે. ઐતિહાસિક મનુષ્યો કહે છે કે: એવડું મ્હોટું તળાવ એક માત્ર શિવસાગર વિના આખા ભારત વર્ષમાં અન્ય કોઇ ઠેકાણે જોવામાં આવી નથી.

સાધ્વી **સતી જયમતી**ના મૃત્યુ પછી આ પરિવર્તનશીલ નશ્વર જગતમાં કેવાંકેટલાંય મહા પરિવર્તન થયાં છે; કેટલાઓની કીર્તિ અને કેટલીય દંતકથાઓ હમેશને માટે કાળના ગર્ભમાં સમાઇ–અદ્રષ્ય થઇ ગઇ છે: પરન્તુ જેઓ એકવાર શિવસાગર ગયા છે, તેઓ જોઇ શકશે કે: ઉક્ત "જયદેવળ" અને " જય સાગર " હજી પણ આહોમ–રાજવધૂ **સતી જયમતી**ના એ અપૂર્વ પાતિવ્રત્ય ધર્મરક્ષાની ખાતર સતીના જીવનદાનની અલૌકિક કહાણી પ્રત્યેક હૃદયવાન પથિકના મગજમાં જાગૃત કરે છે !

નંદન વન સમાન ભારતવર્ષ રૂપી સર્વપ્રિય ઉદ્યાનમાં અનેક સતી–પુષ્પ સ્વરૂપ પારિજાતક વિકસિને વિલિન થઇ ગયાં છે, તેમના નામ–મહિમાની સૌગંધ હજીય સંસારી જનોના મગજમાંથી ખસતી નથી–ખસે તેમ નથી. એ પતિવ્રતા સતિઓના ભંડાર રૂપ ભારતવર્ષની પણ બલિહારિ છે. વાંચક ! એક વાર મુક્ત કંઠે કહો જોઇએ:—

જયતિ ! સતી ભૂષણ ભરત ઉદ્યાન,
જયતિ ! જય ! જય ! જય ! ઇન્દુ–સ્થાન !

સંપૂર્ણ.

# ૪-સતીરત્ન-ચન્દ્રાવતી.

## (૧)



પ્રાચીન કાળમાં વિશ્વવંદ્ય ભારતવર્ષમાં થઇ ગએલી પતિવ્રતા સતીઓનાં આદર્શ ચરિત્ર હિન્દુસ્થાનના ઇતિહાસનું પ્રીતિ-ભાવ વડે બારીકાઇથી અવલોકન કરનાર ઇતિહાસપ્રેમી વાંચકોથી અજાણ્યાં નથી. તે અનુપમ ઇતિહાસની મહત્તા, અલૌકિકતા અને ગૌરવ-તેમાં રહેલી ખૂબી-રસ, તેતો જેણે અનુભવ્યો છે-આર્ય સતીરત્નના ઉજ્વળ ઇતિહાસનો રસાસ્વાદ જેણે એકવાર મન ભરીને ચાખ્યો છે, તેમનાં મન-પ્રાણ તો તેમની સઘળી ઇન્દ્રિયો તો પ્રતિપળ તે અમૃત રસની આકાંક્ષામાંજ અહોનિશ ઉદ્વિગ્ન-ઉત્સુક રહે છે. તે અમૃત રસની ધારા તેમના રસિક હૃદયમાં જ્યારે ટપકટપક પડે છે ત્યારે એ રસજ્ઞ આત્માઓ સ્વર્ગીય આનંદ-શાન્તિનો અનુભવ કરતા-દ્રષ્ટિ ગોચર થાય છે.

જીવન-પ્રાણ સ્વરૂપ સ્વધર્મને માટે આ આર્યદેશનાં જેટલાં મહાન સ્ત્રી-પુરૂષોએ પોતાના પ્રાણ, માન, અને ધન જેવી મમતા ભરી માયિક-મહાન વસ્તુઓને તિલાંજલિ આપી છે, તેવી સ્વધર્મ તત્પરતા અન્ય દેશની પ્રજાના ઇતિહાસમાંથી ભાગ્યેજ મળી આવે તેમ છે! સ્વધર્મને માટે જીવન વિસર્જન કરનાર આર્યસતીઓમાંની એક સતી-રમણીનું અપૂર્વ ચરિત્ર આ સ્થળે અમે અમારા વાંચક સમક્ષ રજુ કરવા પ્રવૃત થયા છીએ. ધર્મપ્રાણ સતીઓની ધર્મ પરાયણતાની તે કંઇ સીમા હોય છે કે! આર્યઋષિ-મહર્ષિનાં શિક્ષા વચનોને ઇશ્વરી આદેશ સમજનાર આર્ય રમણિઓ સ્વધર્મ સંરક્ષણમાંજ મનુષ્ય જીવનની મહત્તા સમાયેલી સમજે છે-જીવનનું યથાર્થ ગૌરવ તેમાંજ સમાયેલું માને છે. સતીઓની એ વંદનીય માન્યતા સર્વથા વિજય છે! સર્વાંશે એ

તો સત્યજ છે કેઃ કેવળ ધર્મ ભીરૂતા એજ મનુષ્યને જીવન–મુક્ત કરી શકે છે. ધર્મ એજ સ્ત્રી–પુરૂષોને અક્ષય–અનંત સુખશાન્તિ અપાવે છે. એટલું તો આ સ્થળે અમારે કહ્યા વિના છૂટકો નથી કેઃ આર્યાવર્ત શિવાય પૃથ્વીના અન્ય કોઇ પણ દેશમાં એટલી ધર્મ ભીરૂતાનથી, પૃથ્વીના અન્ય દેશનાં સ્ત્રી–પુરૂષો જ્યારે ધર્મને માટે સંકલ્પ વિકલ્પમાં પડયાં રહે છે, ત્યારે ભારત વર્ષનાં નરનારી ધર્મનું અનેક પ્રકારે રક્ષણ કરી અક્ષય સુખ મેળવવા યત્ન કરતાં રહ્યાં છે–રહે છે. વેદ, શાસ્ત્ર, પુરાણ, શ્રૃતિ, સ્મૃત્તિ, આદિ હિન્દુઓના તેમજ બીજા પ્રત્યેક ધર્મ–ગ્રંથો મનુષ્ય જાતને પોતાનો ધર્મ પાલન કરવા અને તે પ્રમાણે વર્તવા અતિશય આગ્રહ કરે છે. પ્રત્યેક જાતિના ધર્મ–ગ્રંથોમાંથી “જીવ–દયા” અને “ધર્મ–રક્ષા” નો ઉપદેશ મળી આવશે. વેદ–શાસ્ત્ર જુઓ, કુરાન જુઓ, અવસ્તા જુઓ, બાઇબિલ જુઓ, પ્રત્યેક ધર્મ ગ્રંથ જોવાથી એ ઉભય આદેશ સ્પષ્ટ જણાઈ આવશે. પરન્તુ કેટલાક વિજાતિઓ જ્યારે એ અનુપમ આદેશનું ઉલ્લંઘન કરી ગયા છે ત્યારે હિન્દુ જાતિનાં સ્ત્રી–પુરૂષોએ તે પ્રમાણે પોતાનું વર્તન રાખી હિન્દુસ્થાનના ઇતિહાસમાં ચિર કાળને માટે પોતાનાં નામ સુવર્ણના અક્ષરે અંકિત કરાવ્યાં છે. અમારા વાંચક સજ્જન સમક્ષ આજ એક ધર્મભીરૂ સતી–રમણીનું અપૂર્વ ચરિત્ર પ્રકટ કરતાં અમને અત્યાનંદ થાય છે. સુજ્ઞ વાંચક–સ્ત્રી–પુરૂષોએ ધર્મ પાલનનું પરમ રહસ્ય પોતાના હૃદયમાં કોતરી રાખવા જેવું છે.

વિષ્ણુપુરના મલ્લવંશીય રાજા દુર્જનસિંહને રઘુનાથસિંહ નામનો એક જ્યેષ્ઠ પુત્ર હતો. રાજા દુર્જનસિંહના મૃત્યુ પછી સને ૧૭૦૨માં રઘુનાથસિંહ રાજ્યાસન પર બેઠો. ઘણી ન્હાની ઉમ્મરે એક મ્હોટા રાજ્યનો માલિક થવા છતાં તેમજ વિશાળ રાજ્યનાં સર્વ સૂત્રો તેના હાથમાં આવ્યા છતાં, બાલ્યાવસ્થાથીજ પિતાના સદ્‌શિક્ષણના પ્રભાવે કરીને તે મિતવ્યયી–યોગ્ય રીતે ખર્ચ કરનાર, ક્ષમાશીલ, નમ્ર, વિનયી અને અત્યંત ધર્મશીલ થયો હતો. સંસ્કારની વાત તો જૂદીજ છે! સદ્‌સંસ્કારથી માત–પિતા પોતાનાં સન્તાનને આ સંસારમાં દેવ તુલ્ય પૂજાવાને લાયક બનાવી જાય છે, તેવીજ રીતે અસદ્ સંસ્કારથી માત–પિતા પોતાના પ્રીતિ–ભાવ વડે પાલન કરેલાં–ઉછેરેલાં સન્તા-

નની દુનિયામાં પશુમાં ગણના કરાવી જાય છે. સંસ્કારી રઘુનાથસિંહ પ્રજાનો સ્તુતિપાત્ર બને તેમાં નવાઇ શી? દેવ જેવાં પૂજાય તેમાં આશ્ચર્ય શું? ઉપરોક્ત સર્વ સદ્ગુણ હોવા સાથે પોતાના અપૂર્વ બળ—પરાક્રમ અને રણનૈપુણ્ય વડે તે થોડાજ સમયમાં ચારે દિશામાં પ્રખ્યાત થયો હતો. ગાદી ઉપર બેઠા પછી થોડાજ દિવસમાં મેદિનીપુર જીલ્લામાં આવેલા ચેતો નામક કિલ્લાને તેણે ઘેરો ઘાલ્યો. ચેતોના રાજા સભાસિંહે અને તેના રણધુરંધર સેનાપતિ ઉસમાનખાંએ રઘુનાથસિંહ સાથે ત્રણ દિવસ પર્યંત અતિ શૌર્ય અને ધૈર્ય પૂર્વક યુદ્ધ કર્યું; હજારો નિર્દોષ મનુષ્યોનાં માથાં ધડથી જૂદાં થઇ ગયાં હતાં. લોહીની નદીઓ વહી રહી હતી, અને સંગ્રામ ક્ષેત્ર ઉપર માંસ ભક્ષક પશુઓની મિજબાની ઉડતી હતી. અંતે પરિણામ એ આવ્યું કે: રાજા સભાસિંહ અને તેનો સેનાપતિ ઉસમાનખાં પરાભવ પામી રણભૂમિપર ચિરકાળને માટે ઘોર નિદ્રામાં પડયા! અદ્રષ્ય સત્તાએ વિજયમાળ એ વીર યુવકના ગળામાં આરોપવાનીજ નિર્માણ કરી હશે!

રાજા સભાસિંહને પુત્ર ન્હોતો. માત્ર ચંદ્રાવતી નામની એક અત્યંત સદ્ગુણી અને લાવણ્યવતી કન્યા હતી. ચંદ્રાવતીની માતા, તે બિચારીને બાલ્યાવસ્થામાંજ માતૃ—સ્નેહથી વિરક્ત કરી સ્વર્ગમાં સિધાવી હતી. તે સમયે સભાસિંહનું વય અધિક ન્હોતું. તેની ઇચ્છા હોત તો તે ફરીથી લગ્ન કરી શકત પણ તેણે તેમ કર્યું નહિ. મૃતક પત્નીનું સ્મર્ણચિહ્ન ચંદ્રાવતીને જોઇ તે અત્યાનંદ પૂર્વક દિવસ નિર્ગમન કરતો હતો, અને પુત્રીનેજ પુત્ર તુલ્ય માની ચિત્તમાં સંતોષ ધરતો હતો—તેથીજ મન વાળતો હતો. તે અતિશય આસ્થા અને પ્રેમપૂર્વક ચંદ્રાવતીનું લાલનપાલન કરતો હતો. રાજ્યકુમારીને જે પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ તે પ્રકારનું શિક્ષણ આપવામાં પણ તેણે કચાશ રાખી ન્હોતી. તે સમયે રાજ્યકન્યાઓને પરદેશ મોકલાતી ન્હોતી, તે સમયે રાજ્યબાળાઓને જ્યાં ત્યાં સ્વચ્છંદમાં મન ફાવે તેવી રીતે મ્હાલવા દેવાની છૂટ ન્હોતી, તે સમયે રાજ્યતનયાઓને ફેશનેબલ બનાવવા તરફ લક્ષ્ય અપાતું ન્હોતું, તેમ તે કાળમાં રાજ્ય પુત્રિઓ માત—પિતાની વિરૂદ્ધ થઇ મન ગમતા ભરથાર સાથે પાણી ગૃહણ કરી શકતી ન્હોતી! આજની એવી રાજ્ય-

કુમારીઓની તો વાતજ પડતી મૂકો ! તેમના હૃદયમાં કે તેમના વદનપર સાત્વિકતાનું નામ પણ ન મળે–તરૂણ અવસ્થામાં નૃત્ય કરતી માનો કે તામસ પ્રકૃતિની ઘડાયેલી પૂતળીઓ ! રાજ્યપદાધિકાર રાજકુમારો કરતાં તેમનો દોર–દમામ જૂદોજ ! જાણે પિતાનો વંશજ એ રાખશે ! હર ! હર ! હર ! હર ! એ ઉન્મત્ત અલેલી બાળાઓ પતિને સાત્વીક–સ્વર્ગીય સુખાનુભવ કેવો કરાવશે ? તેમનાં લગ્ન જૂદાં–તેમના ગૃહસંસાર પણ તેવાજ ! યોગ્ય પતિ નહિ મળવાથી હજી સુધી ચંદ્રાવતીનું લગ્ન થયું ન્હોતું. પિતા અને સેનાપતિ અનન્ત કાળને માટે રણશય્યામાં સૂતા એ સમાચાર તેને કાને પહોંચતાં તે બ્હીકણ સ્ત્રીઓની માફક બેસી રહી નહિ. શત્રુઓને શરણે જવાનું આદર્શ રાજ્યબાળા કોઈ કાળે પસંદ કરે–તેવી મનથી કલ્પનાય કરે કે ? તેના મનમાં એવો તુચ્છ વિચાર પણ ઉદ્ભવે કે ? તેણે મનથી નિશ્ચય કર્યો કેઃ શત્રુ સમિપ રણભૂમિ પર ઉપસ્થિત થઇ, પિતાના વૈરનો બદલો લઇ–શત્રુ રક્તથી પિતૃતર્પણ કરી હૃદયની લાહ્ય ઓલવવી, અથવા તો રણભૂમિ પર પડી સ્વર્ગમાં જઇ પિતાનાં દર્શન–સેવા–સુશ્રુષા કરવાને ભાગ્યશાળી થવું ! પરન્તુ તેની એ ઉત્કટ–દ્રઢ ભાવનામાં વચ્ચે વિક્ષેપ પડ્યો. તેનાં સગાં–વ્હાલાં અને રાજ્યના કેટલાક શુભ ચિન્તકોએ તેને યુદ્ધમાં જવાની સલાહ આપી નહિ–તેને તેમ કરતાં રોકી ! બાળા હતાશ બની ! વડીલો–પુજ્ય જનોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની તેનામાં રજે શક્તિ ન્હોતી ! વડીલોની આજ્ઞા તેણે શિરસાવંદ્ય કરી ! તેમની એ સલાહને આ પળે તો એકવાર વધાવી લીધી. આજની કન્યાકાઓ માત–પિતાને ન ગણકારે તો પછી વડીલો અને શુભેચ્છકોનો તો તેમની આગળ ઘડોજ ક્યાંથી થાય ?



(૨)



પ્રત્યેક મનુષ્યે પરમાત્માની અદ્ભૂત કૃતિને લક્ષ્યમાં રાખવા જેવી છે, તે પરત્વે સહજ વિચાર કરવાની જરૂર છે, એમાં સમાયેલું અપૂર્વ રહસ્ય જ્યારે સમજાય છે ત્યારે આત્મા એક અલૌકિક આનંદમાં મશગુલ બની જાય છે. સંસ્કારી મનુષ્યો એવા ઉચ્ચ

વિચાર કરવાથી આ મોંઘા માનવ જન્મની સફળતા કરી આ સંસાર સાગરને નિર્વિઘ્ને તરી જાય છે. કર્મ વિના ફળ નથી. પ્રયત્ન વિના સિદ્ધિ નથી ! પ્રાણીમાત્ર પોતાના ઉત્કર્ષની અભિલાષા રાખે છે. એ ઉત્કર્ષની અભિલાષાથી—એ મહત્વાકાંક્ષાને લીધેજ પ્રયત્ન કરવાથી વીર રઘુનાથસિંહે સભાસિંહને રણશય્યામાં સૂવાડી પોતાનો માર્ગ નિષ્કંટક કર્યો છે. વાંચક ! વિસરવાની જરૂર નથી, આ ઉપરથી શું સમજાય છે ? રઘુનાથસિંહનો પ્રયત્ન તેને ફળદાયક—શુભ નિવડ્યો; તેના તેજ પ્રયત્નથી બિચારી ચંદ્રાવતી વિશાળ જગતમાં અસહાય—એકલી બની ગઇ—તેના શિર પર આફતનું વાદળ તુટી પડયું. મોહ—માયાના, આશા—તૃષ્ણાના પાશમાં સપડાયેલાં મનુષ્યો આત્મ સુખ—આત્મતૃપ્તિ અર્થે કેવાં કેવાં કાર્ય કરે છે, તેના તે કાર્યથી જગતને કેટલું વેઠવું પડે છે તે પરત્વે આ સમયમાં વધારે જણાવાની કંઇજ અગત્ય નથી. જગત રૂપી રંગભૂમિ ઉપર ભિન્ન ભિન્ન પ્રકારનો પાર્ટ ભજવતાં પ્રાણીઓ તરફ સહજ વિચારપૂર્વક દ્રષ્ટિ ફેંકવાથી કંઇક ઓરજ જ્ઞાન અને ભાન થાય એમ છે. પરમાત્માની વસ્તુસંકલના સમજવી એ તો દુર્ઘટ છે—તે અદ્વિતીય તત્વનું પૂર્ણ રીતે અવલોકન કરવાની શક્તિ ક્ષુદ્ર મનુષ્ય પ્રાણીમાં નથી; અને તેથીજ મહાન પુરૂષો કહી ગયા છે કેઃ પરમાત્માની કૃતિ અલૌકિક છે !

સભાસિંહને પરાજય પમાડી, વિજય મેળવી રઘુનાથસિંહે કિલ્લામાં પ્રવેશ કર્યો. રાજ્ય મહાલયનું જવાહિર, અનેક બહુ મૂલ્ય વસ્તુઓ ઉપરાંત સભાસિંહની વિશાલાક્ષી નામની કૂળદેવીની દશ ભૂજાવાળી સુવર્ણ મૂર્તિ; કેટલીક ન્હાની મ્હોટી પિત્તળની તોપો, સુંદર સ્વરૂપા રાજકુમારી ચંદ્રાવતી અને મૃતક સેનાપતિ ઉસ્માનખાંની યુવાન પત્ની લાલબાઇ સહિત જે કંઇ પોતાની અધિનતામાં આવ્યું તે સર્વને લઇ પોતે વિષ્ણુપુર ચાલ્યો ગયો. વિષ્ણુપુર આવ્યા પછી તેણે મ્હોટો સમારંભ કરી ચંદ્રાવતીનું પાણી—ગ્રહણ કર્યું. પિતાના મૃત્યુનો દુઃસહ કોપાનલ ચંદ્રાવતીના સુકોમળ હૃદયમાં અદ્યાપિ પર્યંત તુષાગ્નિ પ્રમાણે ભડભડ બળતો હતો, પરન્તુ ઇચ્છાનુસાર વીર—સાહસી પતિ મળવાથી—તેના પ્રીતિરૂપી જળ સિંચનથી તે ક્રોધાગ્નિ સત્વર ઓલવાઇ જઇ

શાન્ત થશે એમ તેને જણાયું પરન્તુ ક્ષુદ્ર મનુષ્ય પ્રાણીનું ધાર્યું ક્યાં થાય છે ? તેથીજ વિદ્વાનો કહી ગયા છે કેઃ **"बलियसि केवलमिश्वरेच्छा।"**

બિચારી ચંદ્રાવતીની તો જોવા જેવી સ્થીતિ થઈ ! તેની આશા તો તેના મનમાં ને મનમાંજ રહી ! રઘુનાથસિંહ તેના ઉપર જોઇએ તેવો પ્રેમ રાખતો ન્હોતો; અને તેમ થવાથી ચંદ્રાવતીનું હૃદય પતિના વિરાગ રૂપી પ્રબળ અગ્નિ વડે, દિન પ્રતિ દિન ભડભડાટ બળવા લાગ્યું. રઘુનાથસિંહે ચંદ્રાવતી તરફ એક દિવસ પણ સ્નેહ ભરી દ્રષ્ટિથી જોયું નહિ–તેણે ભૂલે ચૂકે પણ પત્ની તરફ એકવાર સ્નેહ દ્રષ્ટિ ફેંકી નહિ ! કાળક્રમે જ્યારે તેનું પુણ્ય બળ ઓછું થવા માંડયું ત્યારે તેનામાં રહેલા સદ્દગુણો એક પછી એક ઓછા થવા લાગ્યા ! ગમે તેમ પણ ચંદ્રાવતી એ એક અલૌકિક રૂપ–લાવણ્ય સંપન્ન અત્યંત પતિ પરાયણ રમણી હતી. પતિનો ગમે તેટલો અભાવ છતાંય તે પતિવ્રતા હતી. પતિના પડતા બોલ એક દાસીની માફક વિનય પૂર્વક ઝીલી લેતી–તેણે કોઇ દિવસ પતિનું વચન ઉથાપ્યું નથી. આવી પતિવ્રતા મહાદેવી સમાન રમણી પ્રાપ્ત થયા છતાં ક્ષુદ્ર રઘુનાથસિંહ લાલબાઇના તુચ્છ સૌન્દર્ય તથા તેના કૃત્રિમ પ્રેમમાં આસક્ત થયો હતો. લાલબાઇના કોણ જાણે કેવાય રૂપમાં તે મુગ્ધ થઇ તેના એક ગુલામ જેવો બની ગયો હતો. લાલબાઇના રૂપ દિપકમાં બળી જઇ ખાખ થવાનું વધારે પસંદ કરતો. પામર રઘુનાથસિંહ પતિવ્રતા ચંદ્રાવતીને તદ્દન ભૂલી ગયો હતો. અનિષ્ટ પ્રસંગ મેળવવા જ્યાં ત્યાં લાલબાઇની પાછળ પાછળ ભટકતા ભ્રષ્ટ બુદ્ધિ–પતિને પ્રત્યક્ષ જોતાં તેના શરીરમાંનું સઘળુ લોહી ઉડી જતું હતું. તેમ છતાંય તેની આંતરવૃત્તિઓ કેવળ ઉદ્દગાર કાડતી હતી કેઃ—

" કીર્તિ ઉપર પાણી, પ્રિતમ મહારાજ્ય ધૂળધાણી કરી, "
" ચૂસિ સત્વ થાતાં હાડપિંજર, દ્રષ્ટિ શું કરશે ફરી; "
" ભટકો ભલે ભડકે બળુ, છો હૃદયથી અળગી કરી, "
**" ત્યાગો ભલે ! પણ હૃદય આ શું ત્યાગશે તમને કદી?"**

લક્ષ્મી સ્વરૂપા ચંદ્રાવતીને ત્યજી, વિષ્ણુપુરના કિલ્લાની પૂર્વોત્તર દિશાએ લાલબાઇને માટે ખાસ બંધાવેલા એક અતિ ઉત્તમ અને ભવ્ય મહાલયમાં

તે પોતાનો સઘળો વખત ત્યાં લાલબાઇની સાથેજ ગાળતો. મહાલયના આગલા ભાગમાં એક સુંદર, રમણીય અને મનોહર બગિચો બનાવ્યો હતો. આખો દિવસ અને રાત્રિ એ મહાલયમાં લાલબાઇ સહિત રહેતાં અપૂર્વ અ-યશ આરામ ભોગવતાં તેણે પોતાનું આયુષ્ય ગાળવા માડયું! તે હમેશાં માત્ર જમવા માટે ચંદ્રાવતીના મહાલયમાં જતો. પરન્તુ તે સમયે પણ ચંદ્રાવતીને રાજા સમક્ષ આવવાની સખ્ત મનાઇ હતી. રાજાની આવી વર્તણૂકથી શહે-રમાં અને રાજ્યનાં નગરોમાં ઠેર ઠેર તેની અપકીર્તિ પ્રસરી ગઇ. પરન્તુ લાલબાઇના સંસર્ગથી તે દિવસે દિવસે દુર્દાંત અને પ્રબળ પ્રતાપી થતો જતો હોવાથી, તેની નિંદાજનક વર્તણુક માટે તેને કોઇ મ્હોડે મ્હોડ ઠપકો આપી શકતું નહિ. એવા કોઇ રાજ કર્મચારીમાં અથવા આખા રાજ્યમાં એવો એક પણ મનુષ્ય નહોતો કે તેની એવી નિન્દાજનક વર્તણૂક—તેના અધર્મ કૃત્ય માટે તેને શિખામણના બે શબ્દો કહી શકે! રાજાના આવા અધર્મ, સ્વેચ્છાચારી અને અવિચારી કૃત્ય માટે કોઇએ કંઇ પણ પ્રતિબંધ ન કરવા-થી તેના તે કુકૃત્યમાં તે દિવસે દિવસે આગળ ને આગળ વધતો ગયો. લાલ-બાઇએ પણ પોતાની કૃત્રિમ પ્રેમ જાળમાં રાજાને એટલો બધો બાંધી લીધો કેઃ લાલબાઇ એજ જાણે ખરો રાજા હોય તેમ થઇ રહ્યું. રાજા લાલબા-ઇના ચરણમાં પોતાનું તન, મન, અને ધન સર્વસ્વ અર્પણ કરી પોતાનું કર્તવ્ય ભુલી ગયો. એ કૂલટાના પંજામાં સપડાઇ મ્હારથી જેવો વીર એક મર્કટની માફક નૃત્ય કરવા લાગ્યો! મનુષ્યના રૂપમાં પશુ જેવો થઇ રહ્યો! વિષયાંધ નાદાન રઘુનાથસિંહ આખો દિવસ લાલબાઇના મુખચંદ્રનાં દર્શન કરી પોતાની જાતને કૃતાર્થ માનવા લાગ્યો. લાલબાઇની લગનીમાં ઘરની સજનીનું સ્વપ્ન પણ તેને શૂળ જેવું થઇ પડતું! ધન્ય વિધાતા!

દૈવવશાત્ કાળક્રમે લાલબાઇને બે પુત્ર થયા. જેમ જેમ તે મ્હોટા થતા ગયા તેમ તેમ લાલબાઇની આશાલત્તાની શાખા પ્રશાખા પણ વિસ્તાર પામવા લાગી. ચંદ્રાવતીને અત્યાર સુધી એક પણ બાળક થયુ ન્હોતું. થ-વાની આશા પણ ન્હોતી. લાલબાઇએ જાણી લીધું કેઃ રાજાના મૃત્યુ પછી આપણાજ પૂત્રો ગાદીના વારસ થશે, પરન્તુ વચમાં તેના મનમાં એક શંકા

ઉદ્‌ભવી–તેને ચિન્તા થઇ કે: કદાચ કોઇ બીજો ગાદીનો વારસ થવા આવે તો શું કરવું ? હૃદયમાં આ વિચાર આવતાંજ તે અસ્વસ્થ બની ગઇ. હું રાજમાતા કેવી રીતે થઇ શકીશ ? રાજા વૈષ્ણુવ કૂલોત્પન્ન પવિત્ર હિન્દુ ધર્મી છે, તેના આત્મીય સ્વજન અને પ્રજા પણ હિન્દુ ધર્માભિમાની અને હું મુસલમાન–તેમજ મ્હારા પૂત્રો પણ તેજ છે. એ ઘાટ બેસવો તદ્દન અસંભવિત છે. આ સર્વ સંયોગો જોતાં મ્હારી ઇચ્છાનુસાર થવું એ અશક્ય તો ખરૂંજ ! વૈષ્ણુવ તેમજ તે ધર્માવલંબી કુટુંબીઓ અને પ્રજાજન મુસલમાનને પોતાનો રાજા બનાવે એ તદ્દન અસંભવિત ! પરન્તુ જીવતાંજ એ સઘળી બાબતનો બંદોબસ્ત કરવો જોઇએ કે જેથી આગળ કંઇપણ હરકત આવી શકે નહિ. લાલબાઇએ આ વિચાર એક દિવસ પોતાની સહચરી ફૂલજાનીને કહી સંભળાવ્યો. લાલબાઇ કરતાં ફૂલજાનની બુદ્ધિ વધારે પ્રખર હતી. ફૂલજાનને પણ એ વિષય મહત્વનો અને કઠિન્ લાગ્યો. બન્ને જણે ઘણા લાંબા સમય સુધી તર્કવિતર્ક કર્યો અને અન્તે એવો નિશ્ચય કર્યો કે: એ વાત ખૂબીથી રાજાને કાને નાખી તેનો જેમ બને તેમ તાકીદે પક્કો નિર્ણય કરવો જોઇએ. અત્યારના જેવો પ્રસંગ ફરી હાથ આવે તેમ નથી. રમકડા જેવા રઘુનાથસિંહને સમજાવવામાં કંઇ વાર લાગે તેવી નથી; પણ હવે વાર તો નજ કરવી જોઇએ ! ઉભય મુસલમાન રમણીઓ આખર ઉપરોક્ત નિશ્ચય પરજ આવી. વસ્તુસ્થિતિ પરથી અમને તો એમ જણાય છે કે: લાલબાઇને તેની ભાવનામાં વિજય મળશે–પછી તો રામ જાણે !

**વાંચક ! તમે શું ધારો છો ?**

---

## (૩)



એક દિવસ રાજા લાલબાઈ સાથે પ્રેમના આવેશમાં હાસ્ય વિનોદ કરતો વિરામાસન પર બેઠો હતો. એટલામાં લાલબાઇનો એક પુત્ર દોડતો આવીને રાજાની કોટે વળગી પડ્યો. પોતાની પ્રિયતમા સાથે પ્રેમાલાપ કરતી વખતે છોકરાએ ગળે બાઝી વિઘ્ન નાખ્યું તેથી રા-

જાએ છોકરાને એક બાજુએ ખસેડી મૂક્યો. કેટલાક દિવસ થયાં લાલબાઇ પણ રાજા ઉપર દોષારોપ કરવાનું મ્હાનુંજ શોધતી ફરતી હતી. આજે તેને અચાનક ઉત્તમ સંધિ મળી. પુત્રને ઉંચકી લઇ જાણે પોતે ઘણુાજ ગુસ્સામાં હોય નહિ, તેવો ડોળ કરીને તે સ્થળેથી ચાલવા માંડી. રાજા લાલબાઈનો હાથ પકડી તેને ઘણા કાલાવાલા કરવા લાગ્યો, લાલબાઇએ પણ આડુ જોઇને મૂગે મ્હોડે " ખેંચ પકડ મૂઝે જોર આતા હય " એ વાળો ઘાટ કર્યો. રાજા તેનો માર્ગ રોકીને તેને જતી અટકાવીને બોલ્યોઃ "લાલબાઇ!"

કાર્ય કુશળ મુસલમાન રમણી લાલબાઇએ યોગ સાધી, રાજાના હાથને તરછોડી નાખી પૂર્ણ ગુસ્સામાં આવી જઇ, અભિમાનમાં તણાતી તેથીય આગળ વધવા લાગી. નર પશુ રઘુનાથસિંહે આ પળે તો પાછળથી તેની વેણી પકડી ઉભી રાખી, આગળ આવી પ્રીયે ! કહીને સ્નેહ ચૂંબન કરવા જતાં તે છંછેડાયલી નાગણ સમાન-ઉન્મત્ત ઉશ્કેરાયેલી સિંહણ સમાન-ગર્જના કરીને બોલીઃ " જાઓ ! દુર થાઓ ! આ જ પુત્ર કદાચ આપની રાણીને પેટ અવતર્યો હોત તો શું આપ આવું નિષ્ઠુરપણું બતાવત કે ? મહારાજ! હવે હું તમને પૂરેપૂરી પિછાની ગઇ છું. કંઇ નહિ. ફીકર નહિ ! તમે સુખેથી તમારી સ્ત્રી સાથે ભોગ-વિલાસ ભોગવો. હું મારા પુત્રોને લઇ આજ ગમે ત્યાં ચાલી જઇશ. હું હતભાગિણી તમારા ઉપરના પ્રેમમાં અંજાઇ તેનુંજ આ ફળ છે. મ્હારે પેટે તેનો જન્મ થવાથીજ આપ આટલા બધા નિષ્ઠુર હૃદયી થયા છો ! હાય ! ખુદા ! ખુદા ! ! "

લાલબાઇએ નાના પ્રકારના છળ-કપટથી ભરેલા વાક્ વિલાપ કરવા માંડયા. એ જોઇ રાજાને અતિશય ખેદ થયો. રાજાએ અનેક પ્રકારે તેની પાસે ક્ષમા ભિક્ષાની યાચના કરી, પરન્તુ લાલબાઇનો ગુસ્સો કેમે કર્યો શાન્ત થયો નહિ. રાજાએ લાલબાઇના બન્ને હાથ સાહી પોતાની છાતી સાથે દબાવ્યા અને દીન મુખમુદ્રા કરી કરૂણ સ્વરે તેના મનોહર મુખકમળ સ્હામે જોઇ બોલ્યોઃ " પ્રિયતમે ! મ્હારો અપરાધ ક્ષમા કર ! મ્હેં તો તેને સહજ દૂર કર્યો હતો. જાણી જોઇને કે અભાવથી તેમ કર્યું નથી. તેમ સમજવું એ ત્હારી મ્હોટી ભૂલ છે. તુંજ જુવે છે કેઃ હું આ ત્હારા

પુત્રોને મ્હારા પોતાનાજ જાણું છું. તેમના ઉપર મ્હારો કેટલો પ્યાર છે એ તું ક્યાં નથી જાણતી ? આવા એક નજીવા કારણ માટે આટલો બધો વ્યર્થ રોષ કરવો એ બિલકુલ ઉચિત નથી. ત્હારા ઉપર અને ત્હારા પુત્રો ઉપર મ્હારો કેટલો પ્રેમ છે તે ત્હારાથી રજે અજાણ્યું નથી; છતાંય જો તને સંશય હોય તો તું જે કહે તે કરવા તૈયાર છું. ચાલ, ઝટ આજ્ઞા કર ! હું હમણાંને હમણાંજ કરૂં છું. પ્રિયે ! એક નજીવી બાબતમાં આટલો બધો ગુસ્સો !"

"મહારાજ !" લાલબાઇ હજીય પણ જાણે પોતાના પુત્રના થયેલા અપમાનથી અપમાનિત થએલી હોય તેવા કૃત્રિમ ગુસ્સાથી બોલીઃ "આપનું બોલવું માત્ર ઉપરનું–મ્હોડાનુંજ છે. હું કાંઇ નાદાન બાળક નથી. ગમે તેમ પણ પેલી પટરાણીને હું તે કોઇ દહાડો સરખાં હોઇએ કે ? તેના જેટલો પ્રેમ મ્હારા ઉપર રહે એ કદીય સંભવે નહિ, અને તેતો હું કયારનીય જાણું છું. આપે વૈષ્ણવ કુળમાં જન્મ લીધો છે. તે પણ વૈષ્ણવી છે. હું મુસલ્માન અને મ્હારો પુત્રો પણ તેજ છીએ. તેથી તમારા અંતઃકરણથી અમે બધાં અપવિત્ર અને ભ્રષ્ટ જણાઇએ છીએ, એમાં કોઇપણ પ્રકારની શંકા નથી. વાસ્તવિક છે !"

રાજા હતબુદ્ધ થયો. લાલબાઇ કાંઇક યુક્તિ કરી પોતાના મનનો ધારેલો મનસુબો પાર પાડવા માગે છે; અને તેથીજ તેણે આજનું આવું ભયંકર રૂપ લીધું છે, એ તે સારી રીતે સમજી ચૂક્યો. રાજાએ કહ્યુંઃ "પ્રિયે ! આજે આવું આવું ઓછું બોલવાનું કંઇ પ્રતિજન ? તને મુસલ્માન સમજી કોઇ દિવસ ત્હારો લેશ પણ તિરસ્કાર કર્યો છે ? ત્હારે માટે રાજ્ય ઉપર, પ્રજા ઉપર અને સ્ત્રી ઉપર એટલુંજ નહિ પણ કૂળ ધર્મ ઉપર પણ મ્હેં ખરૂં જોતાં પાણી મૂક્યું છે ! તેમ છતાંય આ ત્હારો કલેશ શો ? વારૂ ! ત્હારા મનમાં જે કંઇ મેલ ભરાયો હોય તે બહાર કાઢી નાંખને ? ત્હારા મનમાં શું છે તે આ પળે તું મ્હને સત્વર કહી નાંખ !"

લાલબાઇ મનમાં વિચારવા લાગી. પુષ્પનું હવે વધારે મર્દન કરવું એ ઠીક નથી. તેમ કરવાથી તેમાંની ખુશબો મટી જઇ, આખર તેમાંથી દુર્ગંધજ નિકળશે. સૌગંધની વૃદ્ધિ થશે નહિ. વધારે વાદ વિવાદ કરવામાં ફળ નથી,

આવો વિચાર કરી સપ્રેમ એક નેત્ર કટાક્ષ ફેંકી બોલી: "મહારાજ! આપના કુળ ધર્મ પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે: આપનો જ્યેષ્ઠ પુત્રજ રાજ્ય મુકુટ ધારણ કરવાનો અધિકારી છે. પરન્તુ આપ અને આપની પ્રજા હિન્દુ ધર્મ પાળો છો. આપનેજ હાથ જો કંઈ અગાઉથી બંદોબસ્ત નહિ થાય તો પાછળથી અમારો કોઇ ભાવ પૂછશે નહિ. જો આપનો મ્હારા અને મ્હારા પુત્રો ઉપર અટલ પ્રેમ હોય તો આપને હાથેજ તેને રાજ્યાભિષેક કરી ગાદી ઉપર બેસાડો."

લાલબાઇનું આ ભાષણ સાંભળતાંજ રાજાના માથા ઉપર જાણે વજ્રપાત થયો હોય તેમ તે સ્તંભિત થયો! ઘણા વખત સુધી તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નિકળ્યો નહિ. તે લાલબાઇનું કાવત્રું સમજી શકયો, પણ શું કરે? લાલબાઇની પ્રેમજાળમાં ફસાવેલો રાજા તેના મોહિની મંત્ર વડે તેનામાં તદ્દન મુગ્ધ, હતબુદ્ધ અને ધર્મજ્ઞાન સૂન્ય થયો હતો! એક ક્ષણ માટે લાલબાઇ વિષે તેને તિરસ્કાર ઉત્પન્ન થયો, પરન્તુ સાક્ષર શ્રી ડાહ્યાભાઇ જવેરીએ નથી કહ્યું કે:—

કમળ પત્ર પર જળ—બિન્દુને સૂકાતાં શી વાર?
શ્રાવણની જળ ભરી વાદળીયો વિખરાતાં શી વાર?

ચંચળ જળ તરંગ સમાન તેનો તે તિરસ્કાર લોપ થઇ ગયો. લાલબાઇની એ વિનંતિને માત્ર મ્હોડાની અનુમતિ આપવી એ પણ તેને અનુચિત અને પાપ કર્મ જણાયું. પરન્તુ ગુસ્સે ભરાયેલી વાઘણ જેવી લાલબાઇને એ માટે કંઇપણ કહેવાનું તેનામાં માનસિક ધૈર્ય ન્હોતું. તે નમ્ર પણે બોલ્યો: "મધુર વદને! ત્હારા કહેવા પ્રમાણે કરવાને હું સંપૂર્ણ રીતે તૈયાર છું પણ હિન્દુ પ્રજાને અપ્રિય કૃત્ય હું કેવી રીતે કરી શકું? તું જાણે છે કે: મ્હારો અને મ્હારી પ્રજાનો ધર્મ એકજ હિન્દુ ધર્મ છે? પ્રાતઃકાળ થતાંજ સો બસો દેવતાની પુજા કરવી એ અમારો કુળ ધર્મ છે. બ્રાહ્મણાદિ ભિક્ષુકોને અમારે અન્ન—વસ્ત્રાદિ દાન આપવુંજ જોઇએ; હવે એવા હિન્દુ ધર્મ રાજ્યને નષ્ટ કરી મુસલમાન રાજ્ય બનાવું તેથી હું હિન્દુ થઇને હિન્દુનો ધર્મ નષ્ટ કરનાર હું ઘાતક, કુળ દ્રોહિ, અને પાપી નહિ ગણાઉં કે? વળી મ્હારી

પ્રજા તથા મ્હારા કુટુંબિઓ એઓ પણ કાંઇ નામર્દ નથી ! મ્હારૂં એવુ અધર્મ કૃત્ય તેઓ મૂંગે મ્હોડે સહન કરશે નહિ. તેમના જીવમાં જીવ છે ત્યાં સુધી તેઓ ધર્મ ત્યાગ કરશે નહિ. હું કાંઈ ઉથલપાથલ કરવાનો છું એવો સંશય આવતાંજ તેઓ મ્હારા વિરૂદ્ધ બંડ ઉઠાવ્યા વિના રહેશે નહિ, તેમજ પ્રજાજન હાહાકાર કરી મૂકશે, અને આવા સમયનો લાભ લઇ કોઇ શત્રુ રાજા ફાવી જશે. તેમજ આપણું સુખ, આપણો વિભવ નષ્ટ થશે, માટે તું આ નાદ છોડી દે. જો ત્હારા પુત્રોનું ઇષ્ટ ચ્હાતી હોય તો એ નાદ ત્યજી દેવાની હું ત્હને ખાસ ભલામણ કરૂં છું. એવું અન્યાયી અને અધર્મી કૃત્ય કરવાનું તું મ્હને કહેજ નહિ. અમારા કૂળ–ધર્મ પ્રમાણે–મ્હારી પાછળ–કોઇ બીજો રાજા થશે, તો પણ ત્હારા પુત્રો સુખ ચેનમાં રહી જીવન ગાળે એવો હું બંદોબસ્ત કરીશ.”

રાજાના મુખથી આ શબ્દો સાંભળતાંજ લાલબાઇ ગુસ્સાથી અત્યંત સંતપ્ત અને અંધ થઇ બોલી: “ મહારાજ ! આપે હમણાંજ કહ્યું હતું કે: આપ મ્હારા ઉપર અને મ્હારા પુત્રો ઉપર અત્યંત પ્રેમ રાખો છો ! તે પ્રેમ એટલોજ કે ? મ્હારા પુત્રો મુસલ્માન છે કે ગમે તે છે, પરન્તુ જ્યાં સુધી મ્હારા શરીરમાં જીવ છે, ત્યાં સુધી હું જોઉં છું કે, આપની પછી ગાદી ઉપર કોણ બેસે છે ? પરન્તુ મહારાજ ! બહુજ શરમની વાત છે કે: જે રાજા પોતાની પ્રજાને તાબામાં રાખી શકતો નથી તેણે રાજ્ય શા માટે કરવું જોઇએ ? એ વીર પુરૂષોનું કર્તવ્ય નથી ! બ્હીકણ અને ચોર મનુષ્યોજ એમ પ્રજાથી ડરે છે ! અત્યાર સુધી હું એવાજ ભ્રમમાં ટિચાતી હતી કે: આપ એક “ સિંહ ”ની પદ્વિનેજ લાયક છો; પરન્તુ હવે મ્હારો તે ભ્રમ નાશ પામ્યો છે ! સત્ય શું છે તે હવેજ મ્હને સમજાયું. માત્ર રાજ–કુળમાં જન્મ લેવાથીજ આપે “ સિંહ ” પદ્વિ ધારણ કરી છે. વાસ્તવિક રીતે જોવા જઇએ તો આપ બ્હીકણ–નામર્દ–બળહીણ, અરે ! એક શિયાળ જેવા છો ! પ્રસિદ્ધ, બળવાન અને સ્વતંત્ર રાજકૂળમાં આપનો જન્મ થયો છે. આપ સ્વતઃ મુખત્યાર છો. કોઇ આપના કૃત્યની આડે આવી શકે તેમ નથી, તેમ છતાંય એક નજીવા કામમાં આપ પ્રજાથી આટલા બધા ભય

પામી જાઓ છો ! ધિઃક્ક છે તમારા વિરત્વને ! ધિઃક્ક છે તમારા સાહસને ! અને ધિઃક્ક છે તમારી સિંહ પદ્દિને ! આપ આપના કુટુંબ તથા પ્રજાને લઇ સુખે દિવસ નિર્ગમન કરો, હું મ્હારા પુત્રોને લઇ મ્હારી મરજીમાં આવશે ત્યાં જઇશ. આપનું નામ દેતી દેતી ખુશીથી " **ભિક્ષાન્ન દેહિ** " કરતી ફરીશ. "

થોડા વખત ઉપર રાજાના શરીરમાં ખરેખર સિંહના જેવી શક્તિ હતી, પરન્તુ લાલબાઇનાં તિરસ્કારયુક્ત વચનો સાંભળતાંજ તે શિયાળ કરતાં પણ વિશેષ નિર્માલ્ય બની ગયો ! " ભિક્ષાન્ન દેહિ " આ શબ્દો સાંભળતાંજ તેના હૃદયમાં દયાનો ઝરો ફૂટ્યો. લાલબાઇને માટે જગતનાં કઠોર કષ્ટ તે આનંદપૂર્વક સહન કરી શકે તેમ છે. તેનું મ્લાન મુખકમળ જોતાં રાજાને દશે દિશા અંધકારમય જણાવા લાગી ! કઠોર દુઃખ વધારે કઠોર થતું ગયું. રાજાએ વ્યથિત્ હૃદયે કહ્યુંઃ " પણ તું ખરેખર ગાંડી જણાય છે. એક જરા જેટલી વાત માટે આટલો બધો ગુસ્સો શા સારૂ ? કોઇનું મન ન દુખાય અને આપણું કાર્ય સિદ્ધ થાય એવો કોઇ એક સરળ ઉપાય તું મ્હને બતાવશે કે ? જા, હું તે પ્રમાણે ખુશીથી કરીશ. પ્રિયે ! ત્હારા સુખને માટે તો મ્હેં મ્હારા ગૃહસંસારને તિલાંજલિ આપી છે તે તું ક્યાં નથી જાણતી ? કહે, સત્વર કહે જોઇએ વારૂ ? "

લાલબાઇના હૃદયમાં આજ આ કંઇ નવી વાત ઉપસ્થિત ન્હોતી થઇ. ઘણા દિવસથી એજ વિચારોનાં બીજ તેના હૃદય ક્ષેત્રમાં રોપાયાં હતાં. તેથી આજ તેનું એક પ્રચંડ વૃક્ષ થયું હતું. એ વૃક્ષનાં મૂળ, અંતઃકરણના ઊંડા ભાગમાં ફેલાઇ ગયાં હતાં. જ્યારથી રાજાએ ચંદ્રાવતીના શયનાગારમાં જવાનું બંધ કર્યું; અને લાલબાઇને પહેલો પુત્ર ઉત્પન્ન થયો, ત્યારથીજ લાલબાઇને રાજમાતા થવાની પ્રબળ મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ હતી. એકાદ યુક્તિ બતાવવાની રાજાની માગણી સાંભળી લાલબાઇ સ્મિત હાસ્ય સહિત નેત્રકટાક્ષ ફેંકતી બોલીઃ " મહારાજ ! યોદ્ધા પુરૂષ સમરાંગણમાં અશ્વ અને અસ્ત્ર ચલાવવામાં નિપૂણ હોય, અને બુદ્ધિ—ચાતુર્યના કામમાં મંદ હોય એ કેવી દુઃખદ વાત ! આ એક ન્હાની વાતમાં રાજા રઘુનાથસિંહની બુદ્ધિ ચાલતી

નથી ? મહારાજ ! હું શરૂવાતથીજ જાણું છું કે: જેમ આ વાતની કલ્પના મ્હારે કહેવી પડશે, તેજ પ્રમાણે તેનો ઉપાય પણ મ્હારેજ બતાવવો પડશે. તેથી મ્હેં તેનો ઉપાય પણ અગાઉથીજ શોધી રાખ્યો છે. હું જે ઉપાય બતાવું તે પ્રમાણે કરવાથી સૌ સારૂં થશે. આપ અને આપની પ્રજા ચૂસ્ત વૈષ્ણુવ ધર્મી છો. આપનો અને પ્રજાનો ધર્મ સરખોજ છે, પરન્તુ જે ધર્મ આપ સ્વીકારશો, તે પ્રજાને પણ સ્વીકારવોજ પડશે. આજે આપ હિન્દૂ છો તો તે પણ હિન્દૂ છે. આપની ઇચ્છાથી કાલ આપ મુસલમાની ધર્મ સ્વીકારશો તો પ્રજા પણ તે ધર્મજ અંગિકાર કરશે. આપ મ્હારા ધર્મની દિક્ષા લેશો તેની સાથેજ સઘળું પરિવર્તન થઇ જશે ! અને ત્યાર બાદ આપણી ઇચ્છા પ્રમાણે કાર્ય થવામાં કંઇજ હરકત આવીને વચ્ચે ઉપસ્થિત થશે નહિ. સૌથી સરળ—સુલભ માર્ગ તો કેવળ એ એકજ છે કે: આપે મુસલમાની ધર્મ અખત્યાર કરવો. કહો હવે કંઇ ? ”

## (૪)



દુરાચરણી સ્ત્રીઓની બુદ્ધિ જેટલી તિક્ષ્ણ, તેટલીજ પ્રલયકારક હોય છે. ઘણી વખત પુરૂષોને તે અગમ્ય અને અચિંતનીય હોય છે. પ્રેમાસક્ત અને ઇન્દ્રિયપરાયણ અધમ મનુષ્યો સ્ત્રીઓના હાથમાં રમકડાં જેવા થઇ પડે છે. જેવી રીતે મદારી મર્કટને ગળામાં દોરી નાંખી પોતાને મન ફાવે તેમ નચાવે છે, તેમ ચતૂર—કાબેલ સ્ત્રીઓ બુદ્ધિહીણ મનુષ્યોને પોતાની હથેળીમાં નૃત્ય કરાવે છે ! જે સમયે લાલબાઇએ વાત કહાડી તેજ વખતે વાદવિવાદ કરતાં એકદમ હા કહી હોત અને પછીથી ધીમે ધીમે યુક્તિ પ્રયુક્તિથી તેને બધું સમજાવ્યું હોત તો જેવું જોઇએ તેવું થઇ જાત, પરન્તુ આ સમયે સમયસૂચકતા નહિ વાપરવાથીજ તે લાલબાઇના કોપાગ્નિનો ભોગ થઇ પડયો છે. વૈષ્ણુવ ચૂડામણી વીર હમીરના ઉજ્વળ અને નિષ્કલંક કુળમાં તેનો જન્મ થયો છે. તેનું એજ કર્તવ્ય છે કે: પોતાના પ્રાણ જાય તો પણ ધર્મ રક્ષણ કરવામાં પાછી પ્હાની ન કરવી જોઇએ;

પરન્તુ ખેદની વાત એ છે કેઃ તેમ કરવાનું તો એક બાજુએ રહ્યું પણ ઉ-લટો પોતાની સાથે પોતાની પ્રજાનો ધર્મ નષ્ટ કરી તેને મુસલમાન બનાવ-વાની યુક્તિ શોધવાના પ્રપંચમાં પડ્યો ! તેને પોતાના કર્તવ્યાકર્તવ્યનું ભાન રહ્યું નહિ. તેણે લાલબાઇને પૂછ્યુંઃ “ પ્રિયંવદે ! મ્હારી પ્રજાને મુસ-લમાન બનાવવાને શું કરવું ? શું તમે કંઇ યુક્તિ શોધી કહાડી છે કે ? ”

લાલબાઇ તત્કાળ બોલી ઉઠીઃ “ તમારા હિન્દુઓમાં સર્વશ્રેષ્ઠ બ્રા-હ્મણો કહેવાય છે. જો એ લોકોને કોઇ પણ રીતે તમે મુસલમાન બનાવી શકો, તો અન્ય જાતિની ચિન્તા કરવાનું કંઇજ કારણ નથી ! પછી તો સૌ એની મેળે બ્રાહ્મણોની પાછળ તણાતા આવવાના ! જેણે બ્રાહ્મણ વશ કર્યા તેણે જગત વશ કર્યું ! આપણે તેને માટે એક દિવસ નક્કી કરવો જો-ઇએ, અને તે દિવસે બ્રાહ્મણોને અહિં ભોજન કરવાનું આપણે આમંત્રણ કરવું. હું અમારા વાસણોમાં મુસલમાનો પાસે ભોજન તૈયાર કરાવીશ. અમારા લોકોએ બનાવેલું ભોજન તેઓ જમશે એટલે તેઓ પોતાની મેળેજ ધર્મભ્રષ્ટ થશે,—મુસલમાન બની જશે. તેમ થવાથી આપણા બન્નેની મનો-કામના પૂર્ણ થશે ! ”

લાલબાઇનું આવું વિલક્ષણ બુદ્ધિ—કૌશલ્ય જોઇને રાજા વિસ્મિત થયો. તેણે તેની અત્યંત પ્રશંસા કરી. મૂઢ અને મંદ બુદ્ધિનો રાજા સમ્મત થયો. બ્રાહ્મણોને જમાડવાને માટે એક દિવસ મુકરર કરવામાં આવ્યો. બ્રા-હ્મણોને અને બીજી જ્ઞાતિના પ્રતિષ્ઠિત મનુષ્યોને જમવાનું આમંત્રણ મોકલ્યું. નક્કી કરેલે દિવસે અસંખ્ય બ્રાહ્મણો અને બીજા સરદાર તથા શેઠીઆઓનાં ઝૂંડનાં ઝૂંડ મહાલય સમિપ આવીને ઉપસ્થિત થયાં. કેટલાકને કાને આ વાતની અગાઉથી ખબર આવી હતી. ગમે તેમ પણ મહેલ આગળ લગભગ ચૌદ—પંદર હજાર મનુષ્યો એકઠાં થયાં હતાં. તે સઘળામાં ધર્મભ્રષ્ટ થવાની વાત પ્રસરતાંજ બધા ગભરાઇ ઉઠ્યા ! ધર્મભ્રષ્ટ થવાના ભયને લીધે સઘળાનાં મન અત્યંત ક્ષુબ્ધ થઇ ગયાં. ભયચકિત્ બ્રાહ્મણો એક બીજાના સ્હામે જોતા પરમાત્માનું સ્મરણ કરતા આર્તનાદ કરવા લાગ્યા—પરસ્પર તર્કવિતર્ક કરવા લાગ્યા; પરન્તુ ધર્મ સંરક્ષણનો એક રસ્તો હાથ લાગ્યો નહિ—કંઇ સૂઝ્યું

નહિ. અન્તે નિરૂપાય થયેલા સઘળા મનુષ્યો રાણી ચંદ્રાવતીને સમસ્ત કથા નિવેદન કરવાના ઇરાદાથી રાણીના મહેલ તરફ ચાલ્યા.

રાણીને આ વાતની કંઇજ ખબર ન્હોતી. એકાએક કિલ્લામાં આટલાં બધાં માણસો જોઇને તેણે એક દાસીને ખબર કાઢવા મોકલી. દાસીએ બ્રાહ્મણોની જણાવેલી સઘળી હકિગત રાણીને જણાવી દીધી. આ ભયંકર બીના સાંભળતાંજ રાણીના હૃદયમાં વિજળી પડવા જેવો ધકકો લાગ્યો! દાસીના કહેવા ઉપર તે એકદમ વિશ્વાસ કરી શકી નહિ. તેણે પોતાના દિયર ગોપાળસિંહને બોલાવી બધી ખાત્રી કરી લીધી. ગોપાળસિંહ હકિગત કહેતાં કહેતાં રડવા લાગ્યો. વડિલ બંધુની ધર્મભ્રષ્ટ ભાવના તે સારી રીતે જાણતો હતો. તે ન્હાની ઉમ્મરનો હતો તો પણ ધાર્મિક વૃત્તિવાળો—ચૂસ્ત વૈષ્ણવ હતો. પોતાની પ્રજાનો ધર્મનાશ થવાની વાત સાંભળી તેણે આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો. ગોપાળસિંહ રાણીના ચર્ણમાં માથું મૂકી બોલ્યોઃ" "બ્હેન! આ અણીના પ્રસંગે ઉતાવળથી કોઈ પણ પ્રકારે—કોઇ પણ યુક્તિ વડે આપણા ધર્મનું આપણે રક્ષણ કરવું જોઇએ. નહિ તો—"

એટલું કહેતાંજ તેના નેત્રમાંથી આંસુ પડવા લાગ્યાં.તેનો કણ્ઠ રૂંધાઇ ગયો. તે આગળ કંઇજ બોલી શકયો નહિ. મ્હોટા ભાઇના અનુચિત કાર્યની સ્હામે થવાનું ન્હાના ભાઇનું ગજું શું?

રાણી પણ ઘણીજ ગભરાઇ ગઇ. તેને એક પણ યુક્તિ જડી નહિ. રાજા તેનું મુખ જોતો ન્હોતો, અને તેથીજ રાજા સમ્મૂખ જઇ કંઇક બે શબ્દ કહેવા એ તેને વસમું લાગ્યું. રાજાનું મન ફેરવવાની ચંદ્રાવતીમાં કંઇજ શક્તિ ન્હોતી! કદાચિત્ હિમ્મત અને સાહસ કરી રાજાની સાનિધ્ય જઇ, તેણે બે શબ્દ કહ્યા તો તેથી શું વળ્યું? તે બિચારી સારી રીતે જાણે છે કેઃ રાજા કોઇનું માને એવો નથી. એ કોઇ કાળે પોતાનો દુષ્ટ વિચાર ફેરવે તેમ નથી. રાણીએ આવા આવા અનેક વિચાર કર્યા અને અન્તે તેણે રાજાને મળવાનોજ નિશ્ચય કર્યો. ગોપાળસિંહને તેણે કહ્યુંઃ "દિયરજી! હું ઘણા દિવસથી રાજાને મળવાનો વિચાર કરૂં છું—પતિનાં દર્શનની ઇચ્છાએ મનમાં ઝુર્યા કરૂં છું! લગ્ન થયાં ત્યારથી મ્હેં તેમના મુખાર્વિંદનાં દર્શન કર્યાં નથી.

દર્શન કર્યાં હશે તો તેમના નિર્મળ પ્રેમનું પાત્ર થઈ નથી. હું તો તેમના નેત્રનો કાંટો થઇ પડી છું; પરંતુ ધર્મ–રક્ષાની ખાતર આજે હું સાહસ હિમ્મત અને શ્રમ કરીશ. આજે હું અવશ્ય તેમની સમક્ષ જઇશ. તેમનાં છેલ્લાં દર્શન કરીને મ્હારા આ પાપી દેહને પવિત્ર કરીશ. જો હું પાછી ન આવુ, અને તમારા વડીલ બંધુના પ્રજ્વલિત ક્રોધાગ્નિ વડે બળીને ભસ્મ થાઉં તો ગુસ્સે થતા નહિ. પત્નીને માટે આ સંસારમાં પતિ એ એકજ માત્ર પ્રભુ છે. પતિ એજ ઇશ્વર છે. પતિ એજ આશા–ભરોસો છે. સ્ત્રીએ પોતાનું જીવન–સર્વસ્વ પતિના હાથમાં સોંપવું જોઇએ. હું આજે મ્હારા પતિના હાથમાં મ્હારૂં સર્વસ્વ સમર્પણ કરવા જાઉં છું. તે મ્હને ચ્હાય તેમ કરવા મુખત્યાર છે. હું વીર પત્ની છું. બ્રાહ્મણોના ધર્મનું રક્ષણ કરતાં આ પાપમય દેહનું બલિદાન થશે તો તેના જેવી આનંદજનક બીજી એકે વાર્તા નથી ! જેણે સ્વપ્નેય પતિ–પ્રેમ જોયો નથી તેણે જીવન ધારણ કરવું શા ઉપયોગનું છે ? તમે મ્હારી ચિન્તા કરશો નહિ. ભાઇ ! તમે પવિત્ર કુળમાં જનમ્યા છો. તમારા જીવતાં બ્રાહ્મણોનો ધર્મ ભ્રષ્ટ થાય તે તમે જોશો નહિ. જાઓ ! બંધુ ! એક વખત રાજા પાસે જાઓ ! તેમને પગે લાગો ! ધર્મ ભિક્ષા માગો ! તેમ કરતાં યશ પ્રાપ્ત ન થાય તો પ્રજા અને સૈન્યની સહાયતાવડે ધર્મની રક્ષા કરો. રાજાનો દુષ્ટ હેતુ જાણી સૌ કોઇ ક્ષુબ્ધ થયા છે. તેમ છતાં પણ કોઇ સહાય કરે નહિ તો સ્વયં હાથમાં તલવાર પકડી બન્ધુ સાથે લડાઇ કરી ધર્મસંરક્ષણ કરો ! સ્વધર્મનું સંરક્ષણ કરવાથી કોટિ કોટિ પૂણ્ય મળશે. પરલોકમાં તમારૂં મંગળ થશે. જાઓ બન્ધુ ! જાઓ ! ” એટલું બોલી રાણી તુરતજ રાજા પાસે જવા ચાલી નિકળી.

લાલબાઇના મહેલમાં ધામધુમ થઇ રહી હતી. લાલબાઇ અસંખ્ય દાસ–દાસીઓ સાથે નાના પ્રકારનાં પકવાન્ન તૈયાર કરતી હતી. આજ તેના આનંદનો પાર ન્હોતો. મ્હોટો પુત્ર રાજા થશે ! એ સુખપ્રદ વિચારથી તે ગાંડી–ઘેલી બની ગઇ હતી. તે આજે મહા પરિશ્રમ કરતી હતી. મુસલમાન રસોઇયાને જોઇતી વસ્તુઓ તે પોતાને હાથે પુરી પાડતી હતી. આજે તેને ભૂખ–તરસનું પણ ભાન ન્હોતું. દાસ–દાસી આજ હજારો અપરાધ

કરે તો પણ તત્કાળ તે ક્ષમા કરતી. પૂર્વ જન્મે સંચિત કરેલાં સર્વ પૂણ્ય આજે સફળ થનાર છે, એમ તેને નિશ્ચય થયો હતો. આ જગત અનંત સુખનો ભંડાર છે એમજ તેને જણાતું હતું. જરાક વારમાં જમવાનો સમય થયો. મધ્યાહ્ન થઇ ગયા, પણ હજી બ્રાહ્મણો વગેરે આવ્યા નહિ; તે જોઇ લાલબાઇ રાજાના દિવાનખાનામાં જઇ બોલી: " મહારાજ ! બ્રાહ્મણો ક્યાં છે ? રસોઇ તૈયાર છે. તેમને બોલાવી મંગાવો."

રાજા: " સઘળા લોકો મહાલયમાં આવીને બેઠા હશે. હું જઇને તેમને તેડી આવું છું."

રાજા વસ્ત્રો પહેરી મહાલય તરફ ચાલ્યા. મૂર્ખ અને પ્રમાંધ રાજા ધર્મ ભ્રષ્ટ કરવા તત્પર થયો. મહાલયમાં આવતાંજ હજારો બ્રાહ્મણોએ રાજાને જોઇ ઉભા થઇ આશિર્વાદ આપ્યો. રાજા સર્વને પ્રણામ કરી અંતઃપુરમાં ચાલતો થયો. " પંચતાલ " નામના ભોજન ગૃહમાં તે જમવા બેસતો હતો. ભોજનાદિ સર્વ સામગ્રી રાણીજ કરતી હતી; પરન્તુ રાજા જમવા બેસે તે વખતે રાણીને ત્યાં આવવાની સખ્ત મનાઇ હતી. આજે રાજાએ ભોજનગૃહમાં આવતાંજ ત્યાં રાણીને ઉભેલી જોઇ. રાણીને જોતાંજ અત્યંત ગુસ્સામાં આવી જઇ તેણે કહ્યું: " આજ તું આ સ્થળે શા સારૂ ઉભી રહી છે ? "

રાણીએ સવિનય ઉત્તર આપ્યો: " કુળવાન સ્ત્રીઓને પતિ સમક્ષ ઉભા રહેવાને કંઇજ હરકત નથી, હું ઉભી છું આજ રાજરાજેન્દ્રનાં મન ભરીને દર્શન કરવા ! "

રાણીના પ્રીતિ યુક્ત શબ્દોની વ્યર્થ ટાયલાંમાં ગણના કરનાર રાજા તેથી સવિશેષ ગુસ્સે થઇ બોલ્યો: " સાધારણ માણસોની વાત જૂદી છે, પણ વીર પુરૂષો સમક્ષ બોલાવ્યા વગર સ્ત્રીઓએ આવવું યોગ્ય નથી. "

રાણી: "વિરાંગનાઓને તો પતિ સમક્ષ આવવાને કંઇ હરકત નથી ને ?"

રાજા: " તને કોણ કહે છે કે: તું વીર પુરૂષની કન્યા છે? તું તો નામર્દની નાલાયક છોકરી છે; અને તેથીજ તું વિરાંગના એ નામને લાયક નથી. "

રાણીઃ "પ્રભુ! કદી વીર પુરૂષની કન્યા નથી તો તેથી શું થયું? હું યથાર્થ વીર પત્ની છું! અને તેથી તો હું વિરાંગના અવશ્ય છું."

રાજા એક પળ વાર વિચાર કર્યા પછી બોલ્યોઃ "હું ધારૂં છું કેઃ વિરાંગનાની ઇચ્છા યુદ્ધ કરવાની હશે?"

રાણીઃ "મહારાજ! આપ મ્હારા પૂજ્ય—પતિ છો; નહિ તો આજે આપે આરંભેલા—પ્રજાને ધર્મભ્રષ્ટ કરવાના કાર્ય માટે ધર્મદ્રોહી મનુષ્યો સ્હામે થઇ યુદ્ધ કરવું એજ વિરાંગનાનો ધર્મ છે."

રાજાઃ "આ સમય પતિ અને પત્ની સંબંધી કંઇ વિચાર કરવાનો છેજ નહિ. યુદ્ધમાં જે જય પામશે તે પતિ અને જેનો પરાજય થાય તે પત્ની."

રાણીઃ "દેવ! ક્ષમા કરજો. કદાચ આપનો પરાજય થશે તો?" રાણી આગળ બોલી શકી નહિ."

રાણીઃ "મહારાજ! દાસીને માફ કરજો. શ્રેષ્ઠ વૈષ્ણવ કુળમાં જન્મેલા વીર પુરૂષ આજ કેવળ એક મુસલમાન સ્ત્રીના કહેવા ઉપરથી અસંખ્ય દેવ—બ્રાહ્મણોનો ધર્મ નષ્ટ કરવા પ્રવૃત થયા છે, તો તે વીર પુરૂષ હોવા છતાં એક કમ અક્કલની સ્ત્રી કરતાંય કાયર નહિ કે?"

રાજાનાં નેત્રો એકદમ લાલચોળ થઇ ગયાં. તેનું સર્વાંગ સંતાપ વડે કંપવા લાગ્યું. રાણીના મર્મ ભેદક શબ્દો તે સહન કરી શકયો નહિ. એક હાથે રાણીના શીરોકેશ પકડયા અને બીજે હાથે તેણે તલવાર ઉગામી. રાણી તેથી જરા પણ ભય પામી નહિ. તે શાન્ત ચિત્તે બોલીઃ "સ્વામિન્! હવે એક પળ પણ વિલંબ કરશો નહિ. આ ક્ષણેજ આ પાપમય દેહથી માથું જૂદું કરી નાખો. મ્હારે માટે આજ સ્વર્ગનાં દ્વાર ઉઘાડાં થયાં છે તે જાણી મ્હને પરમાનંદ થાય છે, હું તે આજ જોઇ શકું છું પણ મ્હને દુઃખ માત્ર એટલુંજ થાય છે કેઃ બાલ્યાવસ્થાથીજ હું અસ્ત્ર—શસ્ત્ર ચલાવતાં શીખી છું, છતાં આજે એક બ્હીકણ—નામર્દને હાથે મ્હારા પ્રાણ જાય છે—એક ઇન્દ્રિય લોલૂપ મનુષ્યને હાથે શુદ્ધ હિન્દુ ધર્મનું સત્યાનાશ વળી જાય છે! હાય! જીવમાં જીવ છતાં એ હું કેમ જોઇ શકું! પ્રીય! આપ મ્હારા પતિ, મ્હારા પરમ ગુરૂ, મ્હારા પરમેશ્વર છો! જો તેમ ન હોત તો આપના

હાથની તલવાર મ્હારા—રમણીના હાથ વડે કેટલી યશસ્વી થઇ હોત, તે આપને સ્પષ્ટ જણાઇ આવત.”

રાણીના એ વિરત્વ ભર્યા ઉદ્‌ગાર સાંભળી ગર્વિષ્ટ રાજાએ રાણીની વેણી પકડેલી એકદમ છોડી દીધી; અને બોલ્યોઃ “ વિરાંગને! યુદ્ધ કરવા માટે તૈયાર થા. હાથમાં તલવાર લે. તું વીર છે. યુદ્ધ કર્યા વગર વીર મનુષ્યનો પ્રાણ લેવો એ વીર મનુષ્યોનો ધર્મ નથી—એ વીરતાનાં લક્ષણ નથી.”

રાણીઃ “ કૃપાનાથ ! હું આપની સમક્ષ વીર નથી. આપની નજર સ્હામે માનો કેઃ હું તો આપની એક ક્ષુદ્ર ચરણરજ દાસી છું. નાથ ! દાસીનો આજનો અપરાધ ક્ષમા કરી આજનો અઘટિત સંકલ્પ ત્યાગ કરો. પ્રાણેશ્વર ! દાસીની એટલી મનોકામના પૂર્ણ કરો. પિતાના પવિત્ર કુળને કલંક લગાડવાનું એ વિશ્વનિંદ્ય કાર્ય કરતાં સહજ વિચાર કરો—અચકાઓ ! અનાદિ કાળથી વીર મનુષ્યોની વીરતાનો ઉપયોગ સ્વધર્મના સંરક્ષણમાંજ થતો આવ્યો છે. આપ એ વીરતાને લજાવો નહિ—ગેર ઉપયોગ કરો નહિ. સ્વામી ! તમારા વિરત્વની જગતમાં એકવાર મુક્ત કંઠે વાહ ! વાહ ! કહેવરાવો. તમારી જન્મદાત્રિ—જન્મભૂમિને ધન્ય કહાવો ! ”

પ્રાર્થના કરતી રાણી રાજાના ચર્ણમાં પડી, પરન્તુ તે નરરાક્ષસે એ કોમળ લતિકાને કચડી નાંખી—તેને લાત મારી વેગળી ફેંકી દીધી. ઉલટો નરાધમ ક્રોધિત્ થઇને બોલી રહ્યોઃ “ પાપિણી ! મ્હને સ્પર્ષ કર નહિ. હમણાંને હમણાંજ અહિંથી ચાલીજા, ત્હારૂ કાળુ કર, નહિ તો આ તલવાર વડે આ પળે ત્હારા રાઇ રાઇ જેટલા કકડા કરી નાખીશ. ”

રાણી પુનઃ એકવાર પતિની પાસે જઇ બેઉ હાથ જોડી પ્રાર્થના કરવા લાગી. જીવનપ્રભુ ! તમારા તે કાર્યથી તમને વિમૂખ કરવા અત્યારે માનો કેઃ હું એક પહાડ જેવી વચ્ચે આવીને ઉભી છું, પરન્તુ મ્હારા રાઇ રાઇ જેવડા કકડા કરતાં એ રાઇનો પર્વત તમારા એ નિચ કાર્યમાં અજાયબ રીતે મહા વિઘ્ન ઉપસ્થિત કરશે ! પ્રાણનાથ ! માની જાઓ. છેક અજ્ઞાન થાઓ નહિ. સાત સાત પહેડીને રૈ રૈ નર્કમાં નાખવાના અધમ કાર્યમાંથી હાથ ઉઠાવી લ્યો. કીર્તિને કલંક લગાડો નહિ. આ દુર્ભાગિનીનો એકવાર શિરચ્છેદ કરી, પછી

આપને ફાવે તેમ કરો. આ દેહ છે ત્યાં સુધી તેમ નહિ થવા દઉં. ”

રાજા અતિશય ગુસ્સે થઇ બોલી ઉઠયોઃ “ ચાંડાલિની ! ત્હારી જબાન એકવાર બંધ કર, નહિ તો મ્હોંમાંથી જીભ સરખી બહાર ખેંચી નાંખીશ. તું કંઇ સમજે છે–કંઇ વિચાર કરે છે કેઃ કોના સ્હામે ઉભી રહી આજ મન ફાવે તેમ બકવાદ કરી રહી છે ? બે સમજ કુલટા ! અવિલંબે અહીંથી ચાલતી થા–મ્હારા માર્ગમાંથી અલગ થા. વીર પુરૂષે એક વખત જે નિશ્ચય કર્યો છે તે કદી ફરનાર નથી. તું ચ્હાય તેમ કહે પણ આજ કદી સર્વે પિતૃઓ સ્વર્ગમાંથી નરકમાં જઇને પડે, કદાચ આજે આસમાન–જમીન ઉલટ–પાલટ થઇ જાય તો પણ મ્હારી કરેલી પ્રતિજ્ઞા કદી ભંગ થશે નહિ. જાય છે કે ? ”

રાણીઃ “ હા, દેવ ! હા. હમણાંજ ચાલી જઉંછું. આપે કહ્યું તે યથાર્થ છે. હું પણ તેજ કહું છું કેઃ વીર પુરૂષોએ પોતાની પ્રતિજ્ઞા ભંગ કરવી ઉચિત નથી, પરન્તુ આવા જગ–નિંદાના કામમાં પ્રતિજ્ઞાનો ભંગ થાય તો તો ઉલટી આપની કીર્તિ વધશે. પ્રિયતમ ! તે સાથે આપના કુળ–ધર્મનું અને સત્ય પરાયણતાનું સંરક્ષણ થશે. ” રાણીએ આક્રંદ કરતાં ફરી રાજાના પગમાં પોતાનું માથું મૂકી દીધું.

રાજા દૂર ખસી ગયો–રાજાએ રાણીને સ્પર્શ કર્યો નહિ. સ્પર્શ કરે શાનો ! પતિવ્રતા સતી રૂપ પારસમણીનો જો સહજ સ્પર્શ થાય તો તો તે લોહ સૂવર્ણજ બની જાયને ! પણ એ ગરવું ગૌરવ તેના નસિબમાં લખાયેલું હોય કયાંથી ? નસિબનોજ વાંક છે ને ! તે વેગળો ઉભો ઉભો કહેવા લાગ્યોઃ “ તું ત્હારૂં એકદમ કાળુ કર. પુનઃ જો આવી રીતે વચમાં ગડબડ કરશે તો નક્કી સમજજે કેઃ આ સઘળા બ્રાહ્મણો અને મલ્લવંશ એક પળમાં નષ્ટ કરી મ્હારો માર્ગ નિષ્કંટક કરીશ. ”

રાણીએ નિશ્ચય–ખાત્રી કરી લીધી કેઃ રાજા તદ્દન મતિભ્રષ્ટ થયો છે. અનેક યત્ન વડે પણ તેની બુદ્ધિ ઠેકાણે આવે તેમ નથી–તેની બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. તે બિચારી આખર નિસાસા નાંખતી–રડતી પાછે પગલે અંતઃપુરમાં ચાલી ગઇ. ગોપાળસિંહ રાણીનીજ રાહ જોતો હતો. રાણીએ

તેને સઘળી હકિકત કહ્યા પછી પૂછ્યું: “ ભાઇ ! હવે કુળ—ધર્મની રક્ષા કરવા શું યુક્તિ કરવી ? મતિભ્રષ્ટ રાજા વિરૂદ્ધ થઈ, ધર્મ—રક્ષા કરવાનું કાર્ય અતિશય દુર્ઘટ છે. ધર્મ—રક્ષાનો પરમ યશ પ્રાપ્ત કરવાનું વિધાતાએ તમારાજ પ્રારબ્ધમાં લખેલું જણાય છે. એ અનુપમ યશ પ્રાપ્ત કરી પિતાના કુળ—નામને ધન્ય કહેવરાવો. ”

રાણીનાં ઉત્તેજીત વાક્યો સાંભળતો ગોપાળસિંહ ભ્રમિત ચિત્ત થઇ સ્તબ્ધ રીતે ઉભો હતો એટલામાંજ બહારથી બ્રાહ્મણોએ બૂમો પાડવા માંડી: “ માતા ! રાજ મહિલા ! આ ઘોર યાતનાથી અમને બચાવો ! ”

રાણીનું ચિત્ત વિહ્વળ થઈ ઉઠ્યું—ખળભળી ઉઠયું. તેણે મહાલયમાંથીજ ઉત્તર આપ્યો: “પૂણ્યાત્મા બ્રહ્મદેવો ! એવા કયા યત્ન વડે હું આપના ધર્મનું રક્ષણ કરૂં ? મ્હને કંઇજ સુઝતું નથી. ભૂદેવો ! સત્ય કહો કે: આપનો ધર્મ નાશ થતો હું મ્હારી નજરે જોઉં તો તેને માટે મ્હારે શું પ્રાયશ્ચિત્ત કરવું પડશે ? ”

બ્રાહ્મણો એકદમ મ્હોટી ગર્જના કરીને બોલી ઉઠયા: “ નહિ, નહિ ! ધર્મનું રક્ષણ કરવાનું શરીરમાં સામર્થ્ય હોવા છતાં જે ધર્મનો નાશ થવા દે છે તેને માટે કંઇ પ્રાયશ્ચિત્તજ નથી—ધર્મનો નાશ થવા દેવામાં ભયંકર પાપ છે ! તેને માટે ચિર—કાળ નરકવાસ એજ પ્રાયશ્ચિત્ત ! ”

રાણી: “ કહો, કહો. ધર્મનાશ થતો અટકાવવાનો કંઇ ઉપાય ? ત્વરાથી કહો. ”

બ્રાહ્મણો: “ સતી ! મહાદેવી ! કરૂણામયી ! પતિહત્યા ! રાજાના પ્રાણનાશ કર્યા વિના છૂટકો નથી. ” રાણીના માથા ઉપર જાણે વજ્રપાત થયો હોય તેમ તે અરધી વાંકી વળી ગઇ; અને બન્ને કાને હાથ દઇ બોલી: “ શું પતિ હત્યા ? ભયંકર પાતક ! પ્રભો ! દિનબન્ધુ ! ધર્મ સંકટમાંથી રક્ષણ કર ! ધરતી માતા ! માર્ગ આપ. બ્રહ્મદેવો ! ફરીથી એવું કૃપા કરી બોલશો નહિ. ”

બ્રાહ્મણો એકદમ પોકાર કરવા લાગ્યા. “ ધર્મનાશ ! ધર્મનાશ ! બચાવો ! બચાવો ! ”

કેટલોક સમય નિસ્તબ્ધતા પ્રસરી રહી. એક વૃદ્ધ બ્રાહ્મણે સતી સમિપ ધસી આવીને કહ્યુંઃ "સાધ્વી સ્ત્રી પતિ હત્યા કરે તો તે એક મ્હોટું પાતક છે એ સત્ય, પરન્તુ તે પરત્વે હમણાં વિચાર કરવાનો સમય નથી. હજારો મનુષ્યોના ધર્મની રક્ષા કરતાં એક પાતક વ્હોરી લેવું એ શ્રેયસ્કર છે. આ પ્રસંગે પતિ—હત્યાનું પાતક લાગશે નહિ. અને તેમ થશે તો તેનું પ્રાયશ્ચિત્ત છે."

રાણીએ ઉતાવળથી પ્રશ્ન કર્યો. "કહો, તે પ્રાયશ્ચિત કયું ?"

તેજ વૃદ્ધ બ્રાહ્મણે ઉત્તર આપ્યો. "જીવન વિસર્જન ! પતિ **સહગમન** !"

રાણીઃ "નિર્ભય રહો ! કૂળવતી સ્ત્રીઓ ધર્મ—રક્ષા માટે મરવાથી કદી બ્હીતી નથી."

વૃદ્ધઃ "ત્યારે દેહ—ત્યાગ રૂપી પ્રાયશ્ચિત્ત દ્વારા સ્વધર્મ—રક્ષણ કરો."

રાણીઃ "જુવો, દેવ ! તે માટે હું તૈયાર છું પરન્તુ પતિ હત્યા કરવાથી જે પાતક લાગશે તેનું પ્રાયશ્ચિત્ત દેહ ત્યાગ કરવાથી પૂર્ણ નહિ થાય તો તે માટે તમે સઘળા મ્હારા પાતકના ભાગીદાર થશો, એ લક્ષ્યમાં રાખજો."

ગોપાળસિંહ તરફ દ્રષ્ટિ કરી રાણીએ કહ્યુંઃ "દિયરજી ! આ ક્ષણે તમે તીર મારનાર લોકોને બોલાવવા મોકલો. સત્વર થાઓ. રાજા "પંચતાલ" માં ભોજન કરવા બેઠા છે, એજ સમયે તિરંદાજ લોકો બાણ વડે તેમનો ધ્વંસ કરશે—તેમના પ્રાણ લેશે."

કાને બે હાથ દેતાં ગોપાળસિંહે કહ્યુંઃ "માતા ! તમે આ શું બોલો છો ? રાજા કોણ ? મ્હારા વડિલ બન્ધુ ! તે મ્હારા પિતા જેવા છે. તેમનો વધ કરવાની વાત મ્હને ન કહો ! હું તે નથી સાંભળી શકતો. એ અનુચિત કાર્ય કરવા હું કેવી રીતે તત્પર થાઉં ? હું તમને પુનઃ પુનઃ પ્રાર્થના કરું છું કેઃ મ્હને એવું ઘોર કૃત્ય કરવાની આજ્ઞા કરશો નહિ."

રાણીઃ "ભાઇ ! બ્હીકણ—ભિરૂ થાઓ નહિ. કાયર કહેવાઓ નહિ. રાજા તમારા વડિલ બન્ધુ છે; પરન્તુ મ્હારા તો પતિદેવ છે. મ્હારા તો તે ઉપાસ્ય દેવતા છે. પરમેશ્વર સ્વરૂપ છે. મ્હારૂં જીવન સર્વસ્વ છે. છતાં પણ પ્રસંગ દુઃસહ છે. શું કરવું ? અન્ય કંઇજ ઉપાય નથી. કેવળ ધર્મને માટેજ

હું આવું ઘોર પાતક કરવા તત્પર થઇ છું. તમે લેશપણ ચિન્તા કરો નહિ. એ પાપ તમારે ભોગવવાનું નથી, એ હું એકલીજ મ્હારે માથે વ્હોરી લઉં છું. જુવો, હવે તમે વિલંબ કરો નહિ. આ સમય જો હાથથી જશે તો પછી કુળ–ધર્મ નાશ થયો સમજજો. મલ્લવંશ અને બ્રાહ્મણ–સનાતન ધર્મનું નામ–નિશાન જડમૂળથી ઉખડી જશે, તેને ઠેકાણે મુસલમાન વંશની ઇસ્લામ ધર્મ પતા ફરકશે. માટેજ આપના વંશને ઉચિત છે કે તે કાર્ય કરવામાં પૂર્ણ હિમ્મત રાખો. હું તમારી માતા સ્વરૂપ છું. તમે મ્હારા પુત્ર તુલ્ય છો. મ્હારે પુત્ર છે કે? બાલ્યાવસ્થામાંથીજ મ્હેં તમને પુત્ર પ્રમાણે ઉછેર્યા છે; અને તેથીજ તમને આજ આ છેલ્લી વખત હું આજ્ઞા કરૂં છું. ભાઇ ! માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરો નહિ. જાઓ ભાઇ ! ”

ગોપાળસિંહ બાળક હતો ત્યારથીજ તેની માતા મૃત્યુ પામી હતી. ચંદ્રાવતીએજ તેને ઉછેરીને મ્હોટો કર્યો હતો. ગોપાળસિંહ પણ ચંદ્રાવતીને માતા તુલ્ય જાણી તેની ભક્તિ કરતો હતો. રાણીની ભયંકર આજ્ઞા પાળવા તે તત્પર થયો. જોત જોતામાં તીર–કામઠાં મારનાર લોકોને તેણે ભેગા કર્યા. ગોપાળસિંહનો હુકમ થતાં તીર કાંમઠાં વાળા મનુષ્યો કિલ્લા ઉંપર આવી ચઢયા. રાણીની આજ્ઞા થતાંજ એક તિરંદાજ માણસે રાજાના કપાળ ઉપર લક્ષ્ય રાખી બાણ ફેંકયુ. કમાનમાંથી બાણ છૂટતાં સૂં સૂં કરતું એ બાણ રાજાના કપાળને ભેદી આરપાર નિકળી ગયું. રાજાને અતિશય કષ્ટ થયું. કપાળમાંથી રક્તની ધારા વહેવા લાગી, છતાં પણ પોતાના ઉપર તીર ફેંક-નાર એ કોણ છે તે જાણવા ચારે તરફ તેણે નજર ફેંકી. ઉંચે દ્રષ્ટિ જતાંજ તેણે જોયું કે: પોતાનાજ આધિન તિરંદાજ માણસોજ પોતાપર નિશાન તાકીને ઉભા છે. તુરતજ હાથમાં ખડ્ગ લઇ તે તરફ દોડયો, પણ બાજુમાં વાંસનું એક પિંજરૂં હતું તેની સાથે અથડાતાં ચકરી ખાઇ તે એકદમ ભોંયપર પડયો. એટલામાં ચારે બાજુથી તેના ઉપર બાણનો વરસાદ વરસી રહ્યો ! તેનું શરીર છીન્ન–ભિન્ન થઇ ગયું ! રાજા રઘુનાથસિંહનો પ્રાણ–પંખી પાપી દેહનો ત્યાગ કરીને એ શરીર રૂપી પિંજરામાંથી ઉડી ગયો ! પ્રજા નચિંત થઇ. બ્રાહ્મણોના ધર્મનું આ પ્રકારે **ધર્મપરાયણ–સતી ચંદ્રાવતી**એ રક્ષણ કર્યું ! ધન્ય રમણી ! ધન્ય ત્હારી ધર્મ પરાયણતા !



(૫)

રાજા રઘુનાથસિંહના મૃત્યુ સમાચાર ચારે તરફ ફરી વળ્યા. ગોપાળસિંહ આંસુની ધારાઓ પાડવા લાગ્યો. રાણીએ સમજાવી શાન્તવન આપ્યું. રાણીએ લાલબાઇને બોલાવવા મોકલ્યું. તેની ઇચ્છા હતી કે: તેના ભરણ–પોષણનો સારી રીતે બંદોબસ્ત કરવો; પરન્તુ લાલબાઇ આવી નહિ. પોતાના આનંદના દિવસે રાજાનું મૃત્યુ થયુ સાંભળી લાલબાઇ ભયચકિત્ થઇ ગઇ. ચંદ્રાવતીના બોલાવવાને નહિ ગણુકરતાં તે નાસી ગઇ. રાણી ચંદ્રાવતીએ પોતાના કૂળ–ધર્મ પ્રમાણે પોતાનેજ હાથે ગોપાળસિંહને રાજતિલક કરી રાજસિંહાસન પર બેસાડયો. ત્યારબાદ પોતાના શરીર ઉપર ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કર્યા. બીજી તરફ આમ જનોને રાજાના પ્રેતને અગ્નિ દાહ કરવાની આજ્ઞા કરી. વાજીંત્રોના નાદ વચ્ચે રાજાના મૃતક દેહ અને તેની સાથે રાણીએ પણ ચાલવા માંડયું. સ્મશાનમાં રાજાના દેહને ચિતાપર મૂકયો. રાણીની આજ્ઞાથી ગોપાળસિંહે અગ્નિદાહ કર્યો. સઘળાંને આશિર્વાદ આપી રાણી ચિતામાં જઇને બેઠી. પોતાના જીવન સંતાપ હારક, જીવન સર્વસ્વ, જીવિતેશ્વરને હૃદય સાથે દબાવી, ઉચ્ચ સ્વરે રૂદન કરતાં તે બોલી: " હે ! પ્રાણેશ્વર ! આ દુષ્ટ પાપિણીને આપના પવિત્ર ચર્ણમાં સ્થાન આપો. કુળવતી સ્ત્રીઓની દ્રષ્ટિ આગળ હું આજે મહા પાતકી છું. ભારતવર્ષમાં આજ પર્યંત આવું ભયંકર પાપ કોઇપણ કુલિન્ સ્ત્રીએ કર્યું નથી. પ્રાણપતિ ! જીવન સ્વામી ! આપની કૃપા વિના કપાળે ચોંટેલુ નરક દુઃખ કદાપિ ટળે તેમ નથી ! પ્રભો ! આપને જીવતાં આલિંગન કરવાનું સુખ આ દુષ્ટા–અભાગિનીના લલાટમાં લખાયેલું ન્હોતું. આપના મૃતક દેહનેજ હૃદય સાથે વળગાડવાનું નિર્માણ થયું હશે તે પ્રમાણે કરી આજ હું ચિર કૃતાર્થ થાઉં છું–સંતોષ માનું છું. હે નાથ ! હે પ્રભુ ! " કહેતાં રાણીનાં નેત્રો બંધ થઇ ગયાં ! સતી ચંદ્રાવતી નિશ્ચેષ્ટ બની ગઇ ! તેના શરીરમાંથી

અપૂર્વ તેજ પ્રકટી રહ્યું, એ જોઇ સૌ, જય ! સતી માતાની જય ! એવા પોકાર વડે સ્મશાન ભૂમિને ગજાવી–પવિત્ર કરી રહ્યાં. નીચા વળી વળી અનેક નર–નારી નમન સહ પ્રાર્થના કરવા લાગ્યાં–સતીના આશિર્વાદની આકાંક્ષામાં સૌ કોઇ હાથ જોડી ચિતા–મઢુલિમાં પતિના શિરને ખોળામાં લઇ બિરાજેલી સતીની તેજસ્વી મૂર્તિ સ્હામે એક ચિત્ત વડે–અપૂર્વ ભક્તિ ભાવ વડે જોઇ પ્રાર્થના કરી રહ્યાં.

ગોપાળસિંહે રડતાં રડતાં ચિતાનો અગ્નિ પ્રદીપ્ત કર્યો. ક્ષણે ક્ષણે ચિતામાં ઘીની આહૂતિઓ અપાવા લાગી. અગ્નિ પણ જાણે સતીના દેહને સ્પર્ષ કરવામાં પોતાની જાતને મહાભાગ્યશાળી સમજતો હોય તેમ અધિક પ્રજ્વલિત થતો ગયો. વાજીંત્રોના ભિષણ નાદ વડે તથા ભેગાં થયેલાં હજારો–મનુષ્યોના આર્તનાદ વડે ચારે દિશા ગાજી ઉઠી. ભાવિક આસ્તિક સ્ત્રી–પુરૂષો ચિતાની પ્રદક્ષિણા કરવા લાગ્યાં. પ્રત્યેક મનુષ્ય સતી ચંદ્રાવતીની ધર્મ પરાયણતાનાં યશોગાન ગાઇ રહ્યાં. જોત જોતામાં **રાજા–રાણી** અને કાષ્ટ એ સઘળાની ભસ્મ થઇ ગઇ ! અહંકારી–દુર્મતિ રાજાનું નામ–નિશાન ભસ્મિભૂત થયું ! થોડીવારમાં તેનો પાપી દેહ પંચ તત્ત્વમાં ભળી ગયો. દેવને નામે પાષાણુ પૂજાય છે તેવી રીતે આજ સતી ચંદ્રાવતીની સાથે રાજા રઘુનાથસિંહને પણ સંસાર યાદ કરે છે.

કેવળ સ્વધર્મના સંરક્ષણને અર્થે જીવન સમર્પણ કરનાર **વીરાંગના–ધર્મ પરાયણ–સતીરત્ન ચંદ્રાવતી !** તમારા જેવી ધર્મનિષ્ઠ સતી–સાધ્વીઓને અમારા સાષ્ટાંગ દંડવત્ હજો !

**સમાપ્ત.**



# ५-सती राजपूत रमणी.




દમી શતાબ્દિનો અંત કાળ નજીક આવ્યો છે. પંદરમી શતાબ્દિએ સમયનો ભયંકર વિચિત્ર સ્વભાવ બતાવવા માટે સકળ સંસારમાં પ્રવેશ કર્યો છે. પરાધિન—પરપિડિત્ ભારતવર્ષ તૈમૂરલંગના આક્રમણથી વિશાળ વિષાદપૂર્ણ સ્મશાન જેવું થઇ રહ્યું છે! દિલ્લીનો બાદશાહ મહમદ તઘલખ જીવતો છતાં મૃતક સમાન એજ મહા સ્મશાનના એક ખુણામાં પડયો છે. તેની શક્તિ અને પ્રભાવ આદિ સઘળું આ સમયે તો અદ્રષ્ટ નષ્ટ થઇ ગયું છે. તેની રાજધાની મહાનગરી દિલ્લી નિષ્ઠુર આક્રમણ કરનારાઓના ઘોર અત્યાચારથી, શોભાહિન, પ્રભાહિન થઇને શોક, દુઃખ અને દારિદ્રતાનુ—હ્રદયને કમ્પાવી નાખે એવું દ્રષ્ય બતાવી રહી છે. ભારતવર્ષની આવી દુર્દશાના સમયમાં પણ વીરભૂમિ રાજપૂતસ્થાન પોતાની પ્રાચીન વીરતાના ગૌરવ વડે જગદ્વિખ્યાત થઇ રહ્યું હતું. રાજસ્થાનના અનેક વીર પુરૂષોની પેઠે એક વીરબાળાએ આ સમયે પોતાના અસાધારણ ચારિત્ર્ય, ગુણ અને અપૂર્વ અદ્વિતીય તેજસ્વીતા બતાવીને પતિનો સંકલ્પ પૂરો કરવા માટે પોતાના પ્રાણની આહૂતિ આપી હતી. રાજસ્થાનની એ તેજસ્વીની વીરબાળાનું નામ કર્મદેવી હતું.

રાજપુતાનામાં જેસલમીર નામક એક નગર છે. એ નગર મરૂભૂમિ—મારવાડના મધ્ય ભાગમાં આવેલું છે. તેની ચારે બાજુએ રેતીનાં મહાન્ ભયંકર રણ હોવાથી પથિકોના હ્રદયમાં અત્યંત ભય ઉત્પન્ન થાય છે. તેમાં પ્રવેશ કર્યા પહેલાંજ પગ નરમ થઇ જાય છે! પ્રકૃતિના એવા ભયાનક રાજ્યમાં માત્ર જેસલમીર નગરીજ લીલી તરૂલત્તાઓથી શોભાયમાન થઇ રહી છે. પંદરમી શતાબ્દિના પ્રારંભ સમયમાં જેસલમીરના તાબાના પુંગલ

વિભાગમાં રાજા અનંગદેવ રાજ્ય કરતા હતા. તેના પુત્રનું નામ સાધુ હતું. સાધુ ભટ્ટી જાતિમાં સઉથી પ્રધાન વીર પુરૂષ હતો. તેની શક્તિ અને વીરતા સ્હામે સઘળા મસ્તિષ્ક નમાવતા હતા. તેનો પ્રતાપ મારવાડથી લઇને ઠેઠ સિંધ પર્યંત છવાયો હતો. તેની એટલી બ્હીક હતી કેઃ આસપાસના રાજાઓમાંથી કોઇ ઉંચુ માથું કરી શકતું ન્હોતું. મારવાડની આવી ભયાનક ભુમિમાં પુંગલ રાજકુમારે પોતાના અટલ પ્રતાપ અને અલૌકિક સાહસ વડે પોતાની પ્રભૂતા એવી દ્રઢ જમાવી રાખી હતી કેઃ અન્ય રાજાઓ પણ તેનાથી કમ્પતા હતા.

એક દિવસ પુંગલ રાજકુમાર સાધુ એક યુદ્ધમાં વિજય મેળવી રાજ્ય તરફ પાછો આવતો હતો. માર્ગમાંજ ઉંટ, ઘોડા અને યોદ્ધાઓ સહિત અરિન્ત નગરમાં આવીને ઉતર્યો. અરિન્ત નગરમાં મહિલવંશી રાજા માણિકરાવનું રાજ્ય હતું. માણિકરાવે ૧૪૪૦ ગામો ઉપર પોતાની પ્રભૂતા જમાવી હતી. માણિકરાવે અત્યંત ઉત્સાહપૂર્વક પુંગલ રાજકુમાર સાધુનું યથેષ્ટ રીતે આદરાતિથ્ય કર્યું. વીરવર સાધુએ પણ અતિશય પ્રસન્નતાપૂર્વક મહિલ રાજાના આતિથ્યનો સ્વીકાર કર્યો. આ સમયે રાજકુમાર સાધુના વીરત્વનો મહિમા રાજ્ય મંદિરમાં પ્રભાવપૂર્વક પ્રસરી રહ્યો. સૌન્દર્ય—લીલામયી ઉદ્યાનલત્તાએ અતિ દ્રઢ વનના વૃક્ષનો આશ્રય લેવાની ઇચ્છા કરી. મહિલરાજા માણિકરાવની સુકુમાર બાળા કર્મદેવી પુંગલ રાજકુમાર સાધુની વીરતા ઉપર મોહિત બની ગઇ. ગુપ્ત રીતે વીરકુમાર સાધુનાં દર્શન કરતાની સાથેજ તેની વીરતાનો પ્રભાવ તેના સુકોમળ—પ્રેમી હૃદયમાં સવિશેષ બરાબર ઠસી ગયો. રૂપ અને ગુણના સુક્ષ્મ રૂપમાં તેજસ્વી રાજકુમારે કર્મદેવીના હૃદયમાં અદ્રષ્ય રીતે પ્રવેશ કર્યો. કર્મદેવીએ મનપૂર્વક એકજ દ્રઢ સંકલ્પ કર્યો કેઃ "રાજકુમાર સાધુ એ કેવળ એકજ અખિલ વિશ્વમાં કર્મદેવીના પ્રેમનો અધિકારી થઇ ચૂક્યો છે. મનથી આ આત્મા એ પતિને વરી ચૂક્યો છે. પતિ—પરમાત્મા ચૌદ બ્રહ્માંડમાંય એકના બે હોઇ શકેજ નહિ. સાધુ વ્યતિત અન્યની સાથે પરણવું એ પરમેશ્વરનો મ્હોટામાં મ્હોટો અપરાધ કરવા બરાબર છે. તે વિશ્વવ્યાપિ પરમાત્માએજ મ્હારી આંતરવૃત્તિને તેની તરફ પ્રેરી છે. તેના મોહમાં

ફસાવી મ્હને તે સાધુ રત્નની અજબ રીતે લગની લગાડી છે ! ઇશ્વરપરની મ્હારી અટલ ભક્તિ–શ્રદ્ધાનું પૂણ્ય–પવિત્ર ફળ આજ મ્હને સંપૂર્ણ રીતે મળી ચૂક્યું છે. હૃદયમાં ઘણા સમયથી રૂપ અને ગુણમાં સમાન હોય એવા રાજકુમાર સાથે લગ્ન ગ્રંથિથી ગુંથાવાની જે જીજ્ઞાસા હતી તે એક રીતે જોતાં તો આજે પૂરી થઈ છે." સાધુના રૂપ અને ગુણમાં અંજાઇ ગયેલી માણિકતનયા–કુમારી કર્મદેવીનું હૃદય આનંદસાગરમાં નૃત્ય કરવા લાગ્યું. પરન્તુ દુઃખની વાર્તા એ હતી કે: આમ બીજી તરફ રાઠોડ વંશીય મંદારના રાજકુમાર અરણ્યકમળ સાથે કર્મદેવીનો વિવાહ લગભગ નક્કી થઇ ચૂક્યો હતો. રાજા માણિકરાવે અરણ્યકમળ સાથે કર્મદેવીનો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો હતો. પરન્તુ કર્મદેવીના હૃદયે તે સંયોગ કબૂલ કર્યો ન્હોતો. આજસુધી પુગલ રાજકુમારની અનુપમ વીરતા અને સાહસની ખ્યાતિ તેણે માત્ર કાનથી સાંભળી હતી, પરન્તુ આજે તે વીર શિરોમણીની વીરતાને પ્રકટ કરનાર તેની અદ્વિતીય દ્રઢતા ભરી મનોહર મૂર્તિ પ્રત્યક્ષ જોવાથી તેને તેની પ્રતિજ્ઞાનો વિશેષ પરિચય થયો. વીરબાળા કર્મદેવીએ વીરતાની કીર્તિનું અપમાન કર્યું–વીરતાની નિર્મળ કીર્તિને દાગ લગાડ્યો નહિ. અરણ્યકમળને હૃદય–નંદન વનમાં સ્થાન ન આપતાં, નંદનવનને યોગ્ય એ પારિજાતક સ્વરૂપ વીરશ્રેષ્ઠ રાજકુમાર સાધુને હૃદય–નંદનવનની ઉંડી–ગેબી ગુફાઓ–કુંજોમાં કોણ જાણે ક્યાંય ઉતારી દીધો–એ દુર્લભ સ્થાનમાં વગર હરકતે વિહાર કરવાનો સાધુને સત્કારપૂર્વક પરવાનો મળ્યો ! તેનો આત્મા તો સાધુને એજ સૂચવી રહ્યો:—

" મ્હને વાંધો નથી વ્હાલા હૃદયમાં ઘર કરી બેસો; "
" તમારો દેશ છે આખો, ભલેને સર કરી બેસો. " ( અમૃત. )

રાજબાળા કર્મદેવીએ સાધુ સાથે લગ્ન કરવાને પ્રતિજ્ઞા કરી. તેના વિશાળ હૃદય–દેશનો માલિક થવાને તેણે કેવળ સાધુનેજ પૂર્ણ અધિકારી–લાયક ગણ્યો. દુનિયા ગમે તેમ કરે પણ આથી અંતિમ એજ સિદ્ધ થાય છે કે:—

" મન માને ત્યાં નવ જૂવે, પ્રેમી–હીરા–હેમ; "
" બાંધ્યા, રૂંધ્યા નવ રહે, પાણી–પવન ને પ્રેમ. "

આ ગુપ્ત વાત સાધુને કાને પહોંચી. “ એક રજપૂત રાજકુમારી વીરશ્રીની અર્ધાંગના થવા ચ્હાય છે. રણસંગ્રામમાં બ્હીકણુ અને નામર્દ જેવું દ્રષ્ય બજાવનાર સાથે લગ્ન કરવા કરતાં ઉછળતી–વ્હેતી નદીના અગાધ જળમાં આત્મઘાત કરવો એજ ઉચિત છે. ” રાજકુમારી કર્મદેવીના ઉપરોક્ત શબ્દો વીરકુમાર સાધુને કાને પહોંચતાં તેણે તેની એ માગણીનો પ્રેમપૂર્વક સ્વીકાર કર્યો. રાજકુમાર અરણ્યકમળના ભયથી તેના હૃદયમાં જરા પણ ભયનો સંચાર થયો નહિ. સાધુએ તો પોતાના સાહસ અને બાહૂ બળના વિશ્વાસ ઉપર દ્રઢ રહીને તે લાવણ્યમયી કામિનીનું પાણી–ગૃહણ કરવાને કબૂલ કર્યું. આ વાત જ્યારે રાજા માણિકરાવને કાને પહોંચી ત્યારે તેણે અપૂર્વ પ્રસન્નતા બતાવી લગનનો દિવસ નક્કી કરી અરિન્ત નગરમાંજ શ્રેષ્ઠ કન્યા કર્મદેવી, રાજકુમાર સાધુને અર્પણ કરી દીધી. વાટિકાની નવીન કોમળ લતિકાએ યૌવનપૂર્ણ કદમ્બ વૃક્ષના ભૂજપાશમાં આશ્રય લઇ પોતાના શરીરની શોભાના અને પ્રીતિના પરમ ગૌરવને વધાર્યું.

ઉક્ત લગ્ન થવાથી અરણ્ય કમળના હૃદય પર વજ્ર પ્રહાર જેટલું દુઃખ થયું. તેના હતાશ હૃદયમાંથી આશાનું આનંદદાયક દ્રષ્ય અંતર્ધાન થઇ ગયું ! જે નવ યૌવન ચંદ્રિકા તેના હૃદયાકાશમાં સુખ–શાન્તિ અને પ્રીતિનું રાજ્ય ફેલાવી રહી હતી તે અચાનક કોણ જાણે ક્યાં અદ્રષ્ય થઇ ગઇ ! અરણ્યકમળ શસ્ત્ર પરિચાલનથી પોતાના નાસિપાસ થયેલા હૃદયને શાન્ત કરવા માટે અધિર થઇ ઉઠયો. આશાના મુગ્ધકર દ્રષ્યના સ્થાને–મોહિની કલ્પનાના અત્યંત ઉત્સવમય રાજ્યને સ્થાને–રાજકુમાર અરણ્યકમળ, સાધુની હિંસાની તિવ્ર હલાહલ ભરી વિકટ મૂર્તિ જોવા લાગ્યો. જે કર્મ દેવીની હૃદય મંદિરમાં પ્રેમપૂર્વક પ્રતિષ્ઠા કરી અનન્ત સુખનો અનુભવ લેવા ચ્હાતો હતો તેને પણ હવે શત્રુની માફક જોવા લાગ્યો ! જે કર્મદેવીની સુંદર મૂર્તિને નેત્રો સમક્ષ દેવી સમાન પ્રેમ–ભાવથી જોતો હતો તેનેજ તે અનંતકાળની વૈરી સમાન ક્રુર મૂર્તિ જોવા લાગ્યો ! રાજકુમાર અરણ્યકમળ સાધુને જેટલા પૂજ્ય ભાવથી જોઈ નમન કરતો હતો, તેટલાજ શત્રુ ભાવથી વૈરનો બદલો લેવાનો નિશ્ચય કર્યો ! તેણે પ્રતિજ્ઞા કરી કે: આ વૈરનો બદલો લેતાં મરવા–

મારવાથી સહજ પણ ડરીશ નહિ. જ્યાં સુધી શરીરની નસોમાં લોહીનું એક પણ ટીંપુ રહેશે ત્યાં સુધી સાધુને જીવતો રહેવા દઇશ નહિ. "બ્રહ્માએ નિરાંતને સમયે જગતનું સઘળું સૌન્દર્ય એકઠું કરી રચેલી સૌન્દર્ય પ્રતિમા સમાન નવયૌવના કર્મદેવી ન મળવાથી અરણ્યકમળના હતાશ હૃદયમાં આ પ્રકારે કાલિમા ભરાઇ ગઇ. દ્રઢ પ્રતિજ્ઞા અને દ્રઢ સંકલ્પે એને એક આવા ભયંકર કાર્ય કરવામાં ઉત્તેજીત કર્યો. પુંગલ રાજકુમારના સુખમાં એક નવયૌવના કમલ સમાન કામિની મળ્યાથી અતિ વૃદ્ધિ થઇ.

અરિન્તરાજ માણિકરાવે પોતાના જમાઇ રાજકુમાર સાધુને પહેરામણીમાં અમૂલ્ય ઝવેરાત, સોના, ચાંદી તથા એક રત્ન જડિત પર્યંક અને તેર કુમારિકાઓ આપી પ્રેમપૂર્વક વિદાય કર્યો, વળી તેની સાથે ચાર હજાર મહિલ સેના મોકલવાને ઇચ્છા બતાવી, પરન્તુ રાજકુમાર સાધુએ તે લેવા ના પાડી. પોતાના ૭૦૦ ભટ્ટિ જાતિના યોદ્ધાઓ અને પોતાનાજ બળ ઉપર વિશ્વાસ રાખીને તે વિવાહિતા પત્નીને પોતાના રાજ્યમાં લઇ જવા તૈયાર થયો. અરિન્ત રાજાના અત્યાગ્રહથી તેણે માત્ર ૫૦ મહિલ યોદ્ધાઓને સાથે લીધા. તે પચાસ યોદ્ધાઓનો સરદાર કર્મદેવીનો ભાઇ મેઘરાજ હતો.

અરિન્ત નગરથી સૌએ આનંદપૂર્વક પ્રયાણ કયુ. સઘળાં એકજ પ્રકારના આનંદ–ઉત્સવમાં મગ્ન થઇ પુંગલ નગરી તરફ ચાલવા લાગ્યા. માર્ગમાં ચન્દન નામના નગર આગળ સાધુએ લશ્કર સહિત પડાવ નાખ્યો. થોડોક સમય વિશ્રામ લીધો એટલામાં વેગળેથી મરૂભૂમિની ધૂળના ગોટે ગોટ આકાશ પર્યંત ઉડતા જણાયા. કોઇ એક લશ્કર આવતું જણાયું. થોડીવારમાંજ રેતીના ડુંગર ઓળંગતું સઘળું સૈન્ય–દળ સાધુની સેનાની નજીક આવી પહોંચ્યું. સાહસી સાધૂએ જોયું કેઃ પુષ્કળ સૈન્ય તેની સમિપ આવી ઉપસ્થિત થવાની અણી ઉપર છે. અરણ્યકમળ તલવાર ઘૂમાવતો સૈન્યના અગ્રભાગમાં ચાલે છે. એ જોતાંજ વીરપુત્ર સાધૂ પણ ધીરતાથી યુદ્ધ કરવાને તૈયાર થઇ ગયો. શત્રુ સાથે પૂર્ણ વીરતાથી બાથ ભીડવાને તેણે પોતાના સઘળા યોદ્ધાઓને પૂર્ણ ઉત્તેજીત કર્યા. રણમાં વિજય મેળવવાને માટે તેણે ઉત્સાહ પૂર્વક લડવાની અગત્ય જણાવી. સ્હામી બાજુએ રાઠોડોના ચાર

હજાર સિપાહિઓ આવીને ઉભા છે. તેજસ્વી અરણ્યકમળે શત્રુઓના લોહીથી પોતાનો ક્રોધ તૃપ્ત કરવા દ્રઢ સંકલ્પ કર્યો છે. પોતાની તલવારનો શત્રને સ્વાદ ચખાડવા તે પૂર્ણ ઉત્સુક છે. આ સઘળું જાણવા છતાં પણ સાધુએ તેની દરકાર કરી નહિ. ધીરતાની સીમા ઉલ્લંઘન કરી પોતાની અધીરતા ન દેખાડી. ધીરતાના અભિમાની વીર યુવાનો વીર ધર્મની પ્રતિષ્ઠા જાળવવા તૈયાર થઇ ગયા. જોત જોતામાં રાઠોડોના પાંચ હજાર સિપાહિઓ, ભટ્ટિસેના ઉપર મ્હોટા પરાક્રમ સાથે તૂટી પડયા! સાહસિક રાઠોડો ગણત્રીમાં અધિક હતા. થોડીક ભટ્ટિ સેના ઉપર તેઓએ છાપો માર્યો નહિ. અનુચિત આક્રમણને તેઓ સદા ધીક્કારની દ્રષ્ટિથી જોતા હતા. દુશ્મનો સાથે વિશ્વાસ-ઘાત કરી કપટથી તેમના ઉપર વિજય મેળવવો એ બળહિન, બાયલાઓનું કામ તેઓ ગણતા હતા. તેથી પ્રથમ એક એક યોદ્ધાઓનું યુદ્ધ થયું. એક એક યોદ્ધો સ્હામ સ્હામા લડી પોતાની વીરતા અને સાહસ બતાવવા લાગ્યો. ઇ. સ. ૧૪૦૭માં રાજસ્થાનની મરૂભૂમિ સમક્ષ ચન્દન નામના ભાગમાં એક રજપૂત બાળાને માટે આ એક ભિષણ સંગ્રામ થયું હતું. અન્તે સાધુ પોતેજ ઘોડા ઉપર સવાર થઇને રણભૂમિમાં ઉપસ્થિત થયો, તેણે અસ્ત્ર ચલાવતાં ચલાવતાં બે વખત રાઠોડ સૈન્યમાં પ્રવેશ કર્યો. બન્ને વખત બળ—વિક્રમશાળી સાધૂના અસ્ત્ર પ્રહારથી અનેક પરાક્રમી રાઠોડો વીરશય્યા ઉપર ચિર નિદ્રા લેવા સૂઇ ગયા. અસમયે અચાનક આવો યુદ્ધ પ્રસંગ આવી પડવાથી રાજનંદિની રજે બ્હી ગઇ નહિ. પ્રાણ બચવાની શંકાથી તે લેશપણ વ્યાકૂળ થઇ નહિ. પોતાના સુખ—દુઃખના અદ્વિતીય આશ્રય, પ્રાણથી પણ અધિક પ્રીય સ્વામી શત્રુઓમાં ઘેરાઈ ગયા છે—જીવિતેશ્વર ભયનું જીવન મારવાડની ભયાનક ભૂમિમાં સંકટમાં પડી ગયું છે, તેમ જાણી કર્મદેવી ગભરાઇ નહિઃ પરન્તુ તે ધીર ભાવથી પતિની વીરતાનું શાન્તચિત્તે એકાગ્ર દ્રષ્ટિ વડે અવલોકન કરતી પળે પળે ધીર ભાવથી પતિને ઉત્સાહિત કરવા લાગી. પ્રાણનાથની અદ્દભૂત ચાતુરી અને અલૌકિક સાહસ જોઇ પોતાના મનમાં તેમને ધન્યવાદ આપવા લાગી, પતિની વીરતા જોતાં તેનો આત્મા મુગ્ધ બની ગયો. સમરાંગણના એ વીર મૃત્યુની પણ તે વાહ વાહ ઉચ્ચારવા લાગી.

**"દેશને માટે–ધર્મને માટે રણક્ષેત્રમાં આત્મ સમર્પણ કરનાર પરાક્રમી યોદ્ધાઓનો વાસ સ્વર્ગમાંજ થાય છે."** એ મહાન સૂત્ર આજના પ્રત્યક્ષ દ્રષ્યથી તેને સર્વાંશે સત્ય જણાવા લાગ્યું. સાધૂના પરાક્રમથી લગભગ ૬૦૦થી પણ અધિક રાઠોડો રણભૂમિની સોડમાં શાન્તિપૂર્વક સૂઇ ગયા. સાધુની પણ અર્ધ ઉપરાંત સેના કપાઇ ગઇ તેમ છતાંય કર્મદેવી અટલ ભાવ રાખી અગાઉની માફકજ સ્વામીને કહેવા લાગી: "નાથ ! હું તમારી રણચાતુરી જોઇશ, અને તેમ છતાં તમે રણમાં મૃત્યુ પામશો તો હું પણ તમારી સાથેજ આવીશ."

પોતાની પ્રીયતમાના આવા શબ્દો સાંભળી–એક બલિકાની આવી તેજસ્વીતા અને દ્રઢતા જોઇ સાધુ ઘણો પ્રસન્ન થયો, અને પરમ પ્રીતિ સાથે સ્નેહભરી દ્રષ્ટિથી બાલિકાની આવી તેજસ્વીતાનું સન્માન કરતાં અરણ્યકમળને યુદ્ધ માટે બોલાવ્યો, અરણ્યકમળ પણ યુદ્ધને સમાપ્ત કરવા ચ્હાતો હતો.. તેજ સમયે સૌથી અધિક શત્રુ પોતાની અપ્રતિષ્ઠાના કલંકને ધોઇ નાખવા સાધુની સ્હામે આવીને ઉભા. આ પવિત્ર યુદ્ધમાં અપવિત્ર વિશ્વાસઘાતકતાનું બિલકૂલ નામ–નિશાન પણ ન્હોતું, ચતુરાઇ-કપટની આ સ્થળે મલિનતા ન્હોતી–અધર્મ પ્રપંચની છાયા સરખી ન્હોતી, ઉભય ક્ષત્રિય કુમારોએ પોતાની પ્રધાનતા અને પોતાની પ્રતિષ્ઠા જાળવવા માટે થોડોક વખત વિનય પૂર્વક વાતચિત કર્યા પછી તલવારો પકડી.

ક્ષણવારમાં તલવારો ચમકવા લાગી. વિજળીની માફક તલવારોના કડાકા થવા લાગ્યા. એક બીજા ઉપર સિંહની માફક ઉછળવા લાગ્યા. પરસ્પર તલવારોના અથડાવાથી અગ્નિની ચિણગારીઓ ઉડવા લાગી. સાધુએ અરણ્યકમળના ખભા ઉપર તલવારનો એક ઘાવ કર્યો. અરણ્યકમળે પણ તાકીને સાધુના મસ્તિષ્ક પર તલવાર ચલાવી. બન્ને યોદ્ધાઓ એક બીજાના સામા પ્રહારથી બેહોશ થઇને જમીન પડયા. થોડાક સમય બાદ રાઠોડ રાજકુમાર અરણ્યકમળને ચૈતન્ય આવ્યું. પરન્તુ પુંગલ રાજકુમાર સાધુ રણભૂમિમાથી ફરી ઉઠયો નહિ. તેજસ્વી રાજકુમાર સાધુ પોતાની પ્રતિષ્ઠાના સમ્માનની ખાતર આનંદ પૂર્વક સ્વર્ગમાં સિધારી ગયો. કર્મદેવીની સઘળી

આશાઓનો અંત આવી ગયો, જે મનોરથના ઉમંગમાં પિતાનું ઘર છોડયું હતું, તે મનોરથ અને તે ઉમંગો ચીરકાળને માટે અદ્રષ્ય થઈ ગયા ! આશા ભરેલી રાજકુમારીનું જીવન સર્વસ્વ મારવાડની–મરૂભૂમિના રણમેદાનમાં લૂંટાઇ ગયું. તેમ થવા છતાંય આદર્શ રાજપૂત બાળા લેશપણ ગભરાઇ નહિ; પરન્તુ ધીરતા ધારણ કરી તલવાર ખેંચી, તે વડે પોતાનો એક હાથ કાપી એક વિશ્વાસુ યોદ્ધાને આપી કહ્યું કે: " આ હાથ મ્હારા સસરાજીને આપી કહેજો કે: તમારી પુત્ર–વધૂ આવી હતી," એક બીજા યોદ્ધાને કહ્યું કે, "આ બીજો હાથ પણ કાપી નાંખ!" તે આજ્ઞાનું તુરતજ પાલન થયું વિવાહ સમયે મણી–મુક્તાનાં આભરણોથી ભરેલો બીજો હાથ મહિલ કવીને અર્પણ કરવા કહ્યું. ત્યારબાદ તે પતિ પ્રાણા "**સતી રાજપૂત રમણી**" રણભૂમિમાંજ ચિતા સળગાવી પતિના દેહને પોતાના ખોળામાં લઈ તેજ જીવનસર્વસ્વ હૃદયેશ્વરનું નામ સ્મરણ–ચિન્તવન કરતાં પરલોકની અધિષ્ટા-રિણી બની–પતિ સેવા કરવા સતી સ્વર્ગે સંચરી ! કર્મદેવીનો કાપેલો હાથ પુંગલમાં રાજા સમક્ષ પહોંચ્યો. વૃદ્ધ રાજાએ અતિશય ખેદ કરતાં તે હાથને અગ્નિદાહ કરવા કહ્યું. જે સ્થળે એ હાથને બાળવામાં આવ્યો ત્યાં એક રમણીય વાવ ખોદાવી તેને "**કર્મદેવી સરોવર**" એવું નામ આપ્યું. અરણ્યકમળને પડેલો ઘાવ પણ રૂંઝાયો નહિ, તે પણ છ માસ દુઃખ ભોગવી સાધુની પાછળજ પરલોકવાસી થયો. કેવળ સત્ય પ્રેમની ખાતર " સતી રાજપુત રમણી " કર્મદેવી જગતની પચરંગી સ્ત્રીઓને પોતાનું કર્તવ્ય સમ-જાવી ગઇ–પતિની પાછળ પરમ વંદનીય સતી થઇ ગઈ !

વાંચક: કહો, ભારતવર્ષ સિવાય જગતના કયા ભાગમાં આવી પતિ-પ્રાણા સતી–બાળાઓનાં ચરિત્ર જોવામાં–સાંભળવામાં આવે છે ? ધન્ય ! ધન્ય ભારત માત ! આવાં સ્ત્રી રત્નોની જન્મદાત્રિ તો કેવળ વિશ્વમાં તુંજ છે.

**" ધન્ય ! ધન્ય ! અમારી ભારત ભૂમિ !**
**પદ રજ ચહીએ તુજ ચરણ ચૂમી: "**



**સમાપ્ત.**

# साहित्य-सत्कार.

નીચે લખેલાં પુસ્તકો, માસિકપત્રો વગેરે અમને મળ્યાં છે જેની પ્હોંચ ઉપકાર સહિત સ્વીકારવામાં આવે છે. જે ગ્રાહકોને નીચલાં પુસ્તકોમાંથી મંગાવવાં હોય તેમણે તેના કર્ત્તા કે પ્રકાશકને પરભાર્યો પત્ર લખવો.

**૧–માનવ શાસ્ત્ર** અથવા મસ્તક વિદ્યા અને મુખ સામુદ્રિક શાસ્ત્ર–લેખક–રા. રા. ગિરધરલાલ ગોવિંદજી મહેતા. ( ફ્રેનોલોજિસ્ટ અને ફીઝીઓનોમીસ્ટ. ) ઠે૦ ફ્રેનોલોજિકલ હૉલ નં. ૩૧૪ બજારગેટ સ્ટ્રીટ–કોટ મુંબઈ. ગ્લેઝડ કાગળ, મ્હોટું કદ, પૃષ્ઠ ૪૪૮, પાકું સુંદર ભાવપૂર્ણ પૂઠું, **મૂલ્ય રૂ. પાંચ.** આ બૃહદ્ ગ્રન્થની પહોંચ સ્વીકારતાં અમને અત્યાનંદ થાય છે. કારણ કે: આપણાં આર્યશાસ્ત્રોનો દિવસે દિવસે લોપ થતો જાય છે તેવા વખતમાં પણ કેટલાંક અંગ્રેજી પુસ્તકોને આધારે પણ આર્યશાસ્ત્રોને મળતુંજ આ પુસ્તક પ્રકટ થાય છે. આર્યશાસ્ત્રોમાં કોઇ પણ પુસ્તકની ખોટ નથી. ખોટ છે માત્ર તેના શોધક અભ્યાસીઓની ! પરંતુ આજે તેને બદલે અંગ્રેજી પુસ્તકોનાં ભાષાંતર પ્રકટ થાય છે તે પણ ઇષ્ટજ છે. પ્રસ્તુત પુસ્તકના બે વિભાગ પાડ્યા છે. તેનાં પ્રથમ વિભાગના સાત પ્રકરણમાં એ વિદ્યાના સામાન્ય સિદ્ધાંતો, મસ્તકની રચના અવયવ વિભાગ, તેનું કાર્ય, ભિન્ન ભિન્ન પ્રાણીઓનાં મગજની સરખામણી, અને ખોપરી તથા મગજની સારૂપ્યતા, માનસ શક્તિઓનાં સમૂહવાર વિભાગ, વગેરે વિષયોનું વર્ણન, મસ્તક વિદ્યાના સામાન્ય સિદ્ધાંતો બહુ સારી રીતે આપવામાં આવ્યાં છે. બીજા વિભાગમાં પ્રત્યેક માનસ શક્તિની ક્રમવાર વ્યાખ્યા, સ્થાન, શોધ અને ઉપયોગ આદિનું વિસ્તારપૂર્વક વિવેચન આપવામાં આવ્યું છે. આ વિભાગમાં ૪૪ પ્રકરણો છે

અને તે બહુ મ્હોટા છે. મુખ સામુદ્રિક શાસ્ત્રનું વિવેચન બહુ ટુંકમાં આપવામાં આવ્યું છે. આ વિશાળ ગ્રંથમાંથી શરીર રચના જાણી શકાય છે. એમાં જૂદી જૂદી મનુષ્યાકૃતિની મસ્તક વિભાગની મળીને ૯૦) છબીઓ પ્રકટ કરી છે. તેમજ બીજી ન્હાની મ્હોટી મળી કુલ્લ ૨૦૦) છબીઓ છે. મસ્તક પરીક્ષા કરવાની સગવડ થાય તે માટે તેની છબી સાથે મસ્તકના જૂદા જૂદા વિભાગ ઉપર નંબરો નાંખી તેમાં રહેલી શક્તિનું સુંદર—સરલ રીતે વર્ણન કર્યું છે જેથી કોઇને આ વિદ્યાનો અભ્યાસ કરવો હોય તો તેને સહેલું થઇ પડે એમ છે. લેખકશ્રી લખે છે કે: “ આ માનવ શાસ્ત્રનો ગ્રંથ જનસમુહની શારીરિક, આત્મિક તથા સામાજિક ગતિ, સ્થિતિ અને કૃતિ વિગેરેને સુધારવામાં તથા મનુષ્યના મૂળ સ્વરૂપ કે શક્તિને સ્પષ્ટ કરવામાં યત્કિંચિત્ પ્રમાણમાં પણ સહાયભૂત થશે તો હું મ્હારો પ્રયત્ન સફળ સમજીશ. “ અમે વાંચક વર્ગને ભલામણ કરીએ છીએ કે તેઓએ બંધુશ્રી ગિરધરલાલભાઇના મહાન્ પ્રયત્નને વધાવી લઇ આ ગ્રંથ પોતાની લાયબ્રેરીમાં રાખવો કે જેથી એક કિમતિ ગ્રંથને ઉત્તેજન મળે. વિદ્વાનો પુનઃ એવા પ્રયત્ન કરે અને ગુર્જર ગ્રંથ સમૃદ્ધિમાં વૃદ્ધિ થાય. લેખકશ્રીએ આ ઉત્તમ ગ્રંથ પ્રકટ કરી ગુર્જર વાંચકો ઉપર ઉપકારજ કર્યો છે. લેખક પોતે મસ્તક વિદ્યા સારી પેઠે જાણે છે. આ પુસ્તકમાં તેમના બહોળા વાંચન ઉપરાંત અનુભવનો ઉલ્લેખ છે. આશા છે કે ગુર્જર વાંચકો બંધુશ્રી ગિરધરલાલભાઇના જ્ઞાનનો અને તેમના પુસ્તકનો લાભ અવશ્ય લેશે. પરિશ્રમના પ્રમાણમાં પુસ્તકનું મૂલ્ય અધિક નથી.

**૨—મસ્તક વિદ્યા**—કર્ત્તા રા. રા. જોશી ગોવિંદરામ હિરાભાઈ, મુ. કડી. અને પ્રસિદ્ધ કર્ત્તા રા. રા. શુકલ માણેકલાલ રેવાશંકર મુ. મહેસાણા. પૃષ્ઠ ૬૨, ૧૮ ચિત્રો. મૂલ્ય ૦—૮—૦ લાઇબ્રેરીઓ માટે ૦—૫—૦.

**૩—અલોપ રત્ન અથવા જતું રહેલું જવાહીર**—લેખક રા. રા. રામચંદ્ર અધ્વર્યુ. શ્રીમાન વાંસદા નરેશના પ્રાઇવેટ સેક્રેટરી, મુ. **વાંસદા.** ( બીલીમોરાથઇને ) ગ્લેઝડ કાગળો, પૃષ્ઠ ૧૬૪. પાકુ પુંઠું મૂલ્ય રૂ. ૧—૦—૦. આજે સારા નાટકોનો દુકાળ પડ્યો છે તેનું કારણ વાંચકો તરફથી જો-

ધએ તેવું ઉત્તેજન નથી તે છે. પ્રસ્તુત પુસ્તક ખરવાણી નરેશ શ્રીમંત રણજીતસિંહજી બહાદુરના "The lost Jewel" નામક અંગ્રેજી નાટકનું ભાષાંતર છે. પરંતુ લેખકશ્રીએ તેને એવી ખુબીથી લખ્યું છે કે તેનાથી વાંચકવર્ગની રસવૃત્તિને બહુ ઉમદા પોષણ મળે છે. પુસ્તકમાં એક ખૂબી તો એ છે કે પાત્ર રચના બહુ ભાવપુર્ણ રીતે ગુંથાઇ છે. લેખન શૈલીમાં કાવ્યકળા, શૃંગાર, કરૂણા, વીર અને હાસ્યરસ સાથે ઝડઝમકનાં દર્શન થાય છે. સંસ્કૃત ભાષાની બલિહારી છે. તેના અભ્યાસકોની લેખિનીમાંથી વહેતા રસ પ્રવાહને અમૃતનો પ્રવાહજ કહેવો પડશે. સંસ્કૃત વિદ્યાના સંસ્કારી લેખકશ્રીના ગદ્યમાં જેમ બોધ અને આનંદ ભર્યો છે તેજ પ્રમાણે કવિતાઓમાં પણ ઉચ્ચ આકર્ષક શક્તિ જણાય છે. અમારા વાંચકોને આ પુસ્તક વાંચવાની ભલામણ કરીએ છીએ. "વાર્તામાળા"ના ગ્રાહકોને આ પુસ્તક ૦-૧૨-૦ માં આપવાની લેખકબંધુએ કૃપા દર્શાવી છે. આશા છે કે ગુણજ્ઞ વાંચકો તેનો અવસ્ય લાભ લેશે.

**૪-તાજીકસાર સંગ્રહ**—(શુદ્ધ ગુજરાતી ટીકા અને સ્પષ્ટ ઉદાહરણ સહિત) લેખક-રા. જોશી વૃંદાવન માણેકલાલ ઠે. કાલુપુર, નવા દરવાજા, કણસારાવાડ-અમદાવાદ. ગ્લેઝડ કાગળ, પાકુ પુઠું, પૃષ્ઠ ૧૭૫, મૂલ્ય રૂા. ૧-૦-૦ મૂળ સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર લેખકશ્રીએ સરલ ભાષામાં લખ્યું છે. જ્યોતિષ શિખનારાઓ માટે તેમજ જ્યોતિષનો શોખ ધરાવનારાઓ માટે આવું ઉપયોગી પુસ્તક પ્રકટ કરવા જોશીજીને ધન્યવાદ છે. એમાં ગણિતાધ્યાય, ભાવાધ્યાય અને ફળાધ્યાય નામક ત્રણ અધ્યાય છે. પ્રથમાધ્યાયમાં વર્ષપત્રિકા બનાવવાનું ગણિત સવિસ્તર ઉદાહરણ સાથે પ્રકટ થયું છે, બીજાધ્યાયમાં ચળિ ગયેલા ગ્રહોનું ફળ આપવામાં આવ્યું છે, ત્રીજા અધ્યાયમાં વર્ષ પત્રિકાનું ફળાદેશ આપવામાં આવ્યું છે. જોશીજીએ ગ્રંથ પાછળ સારી મહેનત લીધી છે, અભ્યાસીઓએ તેને ઉત્તેજન આપવું ઘટે છે.

**૫-મોહન-માળા** પુસ્તક બીજું કાવ્ય-પ્રયોજક રા. રા. મોહનલાલ ગરબડભાઇ પંડ્યા. ઠે. પાંજરાપોળ ચકુભાઇનો માળો, સી. પી. ટેંકરોડ-મુંબઇ નં. ૪. ગ્લેઝડ કાગળ, મજબુત પુઠું. મૂલ્ય ૦-૧૨-૦ આજકાલ

ઉત્તમ કવિનાઓનો લોપજ થઇ ગયો છે ! કેટલાક સારા સારા કવિયો કોણ જાણે શા કારણથી પોતાની કૃતિ પ્રસિદ્ધિમાં લાવતા નથી ! પ્રસ્તુત પુસ્તકમાં કેટલીક કવિતાઓ લખાઇ છે. જેમાંથી વાચકોને બોધ મળે એમ છે.

૬-**આર્ય નારીધર્મ** અને **સતી અનસૂયા** વૃતાંત-સચિત્ર. પ્રકાશક શ્રી પ્રજાબંધુ ફ્રી લાઇબ્રેરી-જામ ખંભાળીયા તરફથી રા. રા. કેશવજી વેલજી ઠે. મૂળજી જેઠા મારકીટ-નવી સ્ટેશન ગલી મુંબઇ. આ ન્હાનકડા પણ સુંદર અને ઉપદેશક ચરિત્ર-ચિત્ર યુક્ત પુસ્તક પ્રત્યેક આર્ય નારીએ વાંચવા જેવું છે. સતી અનસૂયાનાં જીવન વ્રતને લગતાં આઠ ચિત્રો બહુ સુંદર અને આકર્ષક છે. મૂલ્ય માત્ર ૦-૨-૦ આ પુસ્તકની ઉપજ શ્રી પ્રજાબંધુ ફ્રી લાયબ્રેરીને મળવાની હોવાથી વાંચક બંધુઓએ સ્વાર્થ સાથે પરમાર્થની દ્રષ્ટિથી પણ આ પુસ્તક ખરીદવા ભલામણ છે.

7-Advertising Celendar 1917—પ્રકાશક રા. રા. વ્રજલાલ વી. મોદી, રાજકોટ.

8-The Advertisers Annual Album—પ્રકાશક રા. રા. વ્રજલાલ વી. મોદી, રાજકોટ.

9-The Indian Home Rule League—Bombay Branch પ્રસ્તુત અંગ્રેજીમાં લખાયલું પુસ્તક અંગ્રેજી જાણનારાઓએ વાંચવા યોગ્ય છે. હોમરૂલ-સ્વરાજ્ય-પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ્ય પણ ટુંકમાં આપ્યો છે. મહાત્મા તિલકનું એક વાક્ય મનન કરવા જેવું અને ભારત વર્ષનો ભાગ્યોદય કરવા જેવું છે. તેઓશ્રી કહે છે કે: " Home Rule is my birth-right and I want it " આ મહા વાક્ય અમારા ગુજરાતના પ્રત્યેક મનુષ્યનો જીવનમંત્ર થઇ રહેશે ત્યારેજ તેઓ ઉન્નતિના શિખરપર ચઢશે. હોમરૂલ લીગના ગુજરાતી ધારા-ઉદ્દેશ પણ ઉપલેજ સ્થળેથી મળશે. પ્રત્યેક મનુષ્યે વાંચી તેના સભાસદ થઇ તેમાં મદદ કરવી જોઇએ.

૧૦-**લો. તિલકનાં સ્વરાજ્યપરનાં વ્યાખ્યાનો**—ભાષાંતર કર્તા રા. રા. તાપીદાસ દુ. સંઘવી. પ્રકાશક-હોમરૂલ લીગ, ગીરગામ-મુંબઇ. મૂલ્ય ફક્ત ૦-૦-૬ સુપ્રસિદ્ધ દેશભક્ત મહાત્મા બાલગંગાધર તિલકના

નામથી હવે કોઇ અજાણ્યું નથી. એ મહાવીરે હિંદુસ્થાન આર્થીક સુખ પ્રાપ્ત કરે તે માટે કાયદેસર હક્કો માંગવા "કેસરી" પત્ર તથા ભાષણોદ્વારા જે ભગીરથ પ્રયત્ન કર્યો છે તેની પ્રશંસા કરવા માટે અમારી પાસે શબ્દોજ નથી. અર્થાત્ તેની પ્રશંસા જેટલી કરીએ તેટલી ઓછી છે. એ મહાત્મા અને ભારતવર્ષના અન્ય આગેવાનો કાયદેસર રીતે, બ્રિટીશ રાજ્યના શિતળ છત્ર નીચે સ્વરાજ્ય માંગે છે. કેટલાક અંગ્રેજો કહે છે કેઃ હિંદની પ્રજા હજી તે માટે લાયક નથી. આ નહાનકડા પુસ્તકમાં સ્વરાજ્ય એટલે શું અને તે માટે હિંદની પ્રજા કેવી લાયક છે તે બતાવ્યું છે. પ્રત્યેક વાંચકોએ અવશ્ય વાંચવું જોઇએ.

**૧૧-મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડો** યાને **સ્થાનીક સ્વરાજ્ય**-(ગુજરાત સભા તરફથી તા. ૩૦-૧-૧૭ના રોજ અપાયલું વ્યાખ્યાન.) મૂલ્ય બે આના. લેખક રા. રા. કાળીદાસ જશકરણ ઝવેરી બી. એ., એલ એલ. બી. હાઇકોર્ટ વકીલ. અમદાવાદ-બહુ આનંદની વાર્તા છે કેઃ અમારા દેશના સુધરેલા, કેળવાયલા ગ્રેજ્યુએટ બંધુઓ સ્થાનિક સ્વરાજ્યની બાબતમાં વ્યાખ્યાનો આપી દેશની પ્રજાને જાગ્રત કરવા લાગ્યા છે. એક તરફથી હોમરૂલ-સ્વરાજ્ય ઉપર સર્વત્ર જાગૃતિ ચાલી રહી છે. ત્યારે બીજી તરફથી સ્થાનિક સ્વરાજ્ય માટે જાગૃતિ ચાલતી રહે એ ઇષ્ટજ છે. લેખકશ્રીએ ઘણાં અંગ્રેજી પુસ્તકોનો બહુ ઉંડો અભ્યાસ કરી મ્યુનિસિપાલિટીઓ અને લૉકલબોર્ડો સંબંધી ઉમદા લેખ લખ્યો છે. તે સાથે પ્રજાને પણ પોતાની ફરજ સમજાવી છે અને "વૉર્ડ કાઉન્સીલ" નિમવાની ભલામણ કરી છે તે ઉપર પુરતુ લક્ષ્ય અપાવું જોઇએ. હમણાં તો મ્યુનિસિપાલીટીના મેમ્બરો ગમેતેમ કાલાવાલા કરી વોટ મેળવવા માટે આતુર જણાય છે, પણ પાછળથી પોતાને વોટ આપનારાઓના લત્તાની કેવી સ્થિતિ થાય છે તે તરફ ભાગ્યેજ લક્ષ્ય આપે છે! આશા છે કે લેખકશ્રી એવો કોઇ ઉદ્યોગ કરશે કે જેથી મ્યુનિસિપલ મેમ્બરો પોતાની ફરજ સમજતા થાય.

**૧૨ મૃણાલિની**-લેખક-રા. રા. "બાળકવિ" બાળકૃષ્ણ કાશિનાથ વિદ્વાંસ. મુ. જામનગર. ગ્લેઝડ કાગળ, મજબૂત પુઠું, પૃષ્ઠ ૧૮૭ મૂલ્ય

રા. ૧-૦-૦ પ્રસ્તુત પુસ્તક કવિશ્રીએ બંગ સાહિત્ય સમ્રાટ સ્વર્ગસ્થ. બંકિમચંદ્ર ચટર્જીના બંગાલી પુસ્તકનો અનુવાદ કર્યો છે આ પુસ્તકને માટે સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ. સાહેબના અભિપ્રાયજ અમે રજૂ કરીએ છીએ. તેઓશ્રી લખે છે કેઃ " * મૃણાલિની સરખી પરમ સાધ્વી, પતિવ્રતા, દ્રઢપ્રેમી, આત્મભોગ આપનારી, દુઃખને ન ગણકારનારી સ્ત્રીનું ચરિત્ર ગુજરાતી સ્ત્રીમંડળ પાસે મુકી આપ (લેખકે) તેની સન્મુખ જે નવું આદર્શ ખડું કર્યું છે તે માટે આપનો ખરેખર ઉપકાર માનવો જોઇએ, × × વગેરે" વાંચક વર્ગને આ નવલકથા વાંચવા ભલામણ છે.

૧૩-**દંપતી વાર્તાવિહાર**-જૂદા જૂદા લેખકોની લખેલી ટુંકી છ વાર્તાઓનો સંગ્રહ. પ્રકાશક રા. રા. ભીખાભાઇ છો. ચોધરી ઠે૦ જમાલપુર, અમદાવાદ. વાર્ષિક મૂલ્ય દશ આનામાં પ્રકટ થતી " દંપતીધર્મ પુસ્તકમાળા " ના ગ્રાહકોને ૯ થી ૧૦ પુસ્તક તરીકે અપાયલા આ ન્હાનકડાં પણ ૧૭૯ પાનાનાં પુસ્તકમાં ગુંથાયલી વાર્તાઓ વાંચવા જેવી છે. છુટક મૂલ્ય ૦-૧૦-૦ કાગળની મોંઘવારીના વખતમાં વિશેષ નથી.

૧૪-**નરેન્દ્ર-એ વિદ્યાર્થી**-" દમ્પતી હિતેચ્છુ " માસિકપત્રના ગ્રાહકોને પ્રથમ વર્ષની પ્રથમ ભેટ તરીકે અપાયલું આ ન્હાનકડું અને સામાજિક નવલ કથાનું પુસ્તક પણ રા. રા. ભીખાભાઇ છો. ચોધરીએ પ્રકટ કર્યું છે. વાંચવા યોગ્ય છે છુટક મૂલ્ય ૦-૧૨-૦ વિશેષ છે.

૧૫-**દંપતી ગઝલમાળા**-( ભા. ૧ લો) લેખક. રા. રા. મુસાફર તે ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠી. પ્રકાશક-રા. રા. ભીખાભાઇ છો. ચોધરી. આ ૭૨ પાનાના ન્હાનકડા પુસ્તકમાં લેખકશ્રીએ કેટલીક ગઝલો લખી છે. વાંચવા જેવી છે. મૂલ્ય ૦-૮-૦ વિશેષ છે.

૧૬-**સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ**-પાલીતાણા-ખાતાનો ૧૯૧૩ ના નવેમ્બરથી ૧૭૧૫ ના અકટોબર સુધીનો રિપોર્ટ. જૈનભાઇઓ વિદ્યાર્થીઓ ઉપર કેવા ઉપકાર કરે છે તે રિપોર્ટ વાંચવાથી સમજાઇ જાય છે. ધન્ય છે પરોપકારી જૈન ભાઇઓને !

૧૭-નડીઆદ હિંદુ અનાથાશ્રમનો ૧-૮-૧૫થી ૩૧-૭-૧૬ સુધીનો

વાર્ષિક રીપોર્ટ. આ અનાથાશ્રમ હવે પગભર થઇ ગયું છે. તેમાં આશ્રય લેનાર અનાથોમાં જેઓ વિદ્યાર્થી હોય તેઓ ભવિષ્યમાં સ્વતંત્ર ઉદ્યોગ કરી જીવન વ્યતીત કરે એવી યોજના થવી જોઇએ. ઉદ્યોગ હુન્નરવડેજ દેશ સજીવન રહેશે. અમેરિકાના બુકર ટી. વૉશિંગ્ટનના મહદ્ કાર્ય જેવું કાર્ય થાય ત્યારે અનાથોની સ્થીતિ સુધરે !

૧૮–**આર્ય નીતિ વચન**–લખનાર. સ્વ. માવજી હરિદાસ ચાડ. પ્રકાશક રા. રા. દામોદર હરિદાસ ચાડ. મુંબઈ. મૂલ્ય ૦–૧–૦ પ્રત્યેક નીતિ વચન મનન કરવા જેવાં છે. ( એ ઉપરાંત અમને કેટલાંક માસિકપત્રો મળ્યાં છે. અભિપ્રાય હવે પછી ).

---

**"સતી ત્રિવેણી"** માં " સતી લચ્છમા ' નાં ૧૯૨ પૃષ્ઠ તથા બીજી સતીઓનાં ૧૪૩ પૃષ્ઠ મળી કુલ્લે ૩૩૫ થવાથી આ પૃષ્ઠ ૩૩૬ નંબરથી ચાલુ કર્યુંછે.

---

# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

૧. મુંબઇ-મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કુા. બુકસેલર્સ કાલબા-
દેવીરોડ પ્રિન્સેસ સ્ટ્રીટ. (છુટક પુસ્તકો મળી શકશે.)
૨. ,, એલ. એમ. ઠક્કર. બુકસેલર પ્રિન્સેસ સ્ટ્રીટ.
૩. ,, નારૂશંકર હરિપ્રસાદ દેસાઈ શાન્તાક્રુઝ (મુંબઇ).
૪. રા. રા. હરિલાલ જીવણલાલ ઠે. મસ્જીદના પુલ સામે, પહેલે માળે
ભરૂચ સ્ટ્રીટ–માંડવી.
૫. સુરત–શા. રંગીલદાસ કાશીદાસ જનરલ મરચન્ટ–બરાનપુરીભાગોળ
૬. બારડોલી–ઔદિચ્ય યુવક મંડળના સેક્રેટરી.
૭. નાંદોદ–લલ્લુભાઈ સોમાભાઇ. ઠે. દરબાર રોડ.
૮. ભરૂચ–રા. રા. ગણપતરામ દુર્ગારામ દેસાઈ.વિમાકંપનીના એજન્ટ.
૯. વડોદરા–મોહનલાલ મનસુખરામ બુકસેલર (છુટક પણ મળશે).
૧૦. નડીઆદ–રા. રા. મણીલાલ લલ્લુભાઇ દેસાઇ.
૧૧. ,, રા. રા. મગનલાલ દામોદરદાસ પંડયા. લખાવાડને નાકે
૧૨. ભાવનગર–રા.અબદુલહુસેન આદમજી બુકસેલર(છુટક પણ મળશે)
૧૩. કરાંચી–રા. રા. મોહનલાલ ત્રિભુવન દવે. ઠે. ધી મુંબઇ કં. લી.
૧૪. અમદાવાદ–મેસર્સ જે. એન. વકીલ અને કુા. રીચીરોડ નં. ૪૩૩
૧૫. ,, રા. રા. ચંદુલાલ સાંકળચંદ શાહ. માંડવીની પોળ
વીંછીની પોળ સ્હામે મેડા ઉપર.
૧૬. ,, રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર.
૧૭. ,, ગુજરાત સ્વદેશી સ્ટોર, રીચીરોડ–કુવારા સામે.
૧૮. ,, રા. રા. રામનારાયણ કેશવલાલ દેસાઇ. રંગના વેપારી
૧૯. ,, અંબાલાલ શંકરલાલ દવે. ખાડીઆ શ્રીરામજીની શેરી.
૨૦. ઠઠ્ઠા–રા. રા. ચાંદુમલ સુખાનંદ ભાટીયા.

## શું સનાતન ધર્મરક્ષકોને ખુશી થવા જેવું નથી ?

### જો હોય તો તેનું રક્ષણ કરવા

# सिद्धपुर श्री गोपाळकृष्ण ब्रह्मचर्याश्रम संस्थामां.

દયાની લાગણીથી ઉદાર દાની હાથ લંબાવી સનાતન ધર્મનું અને વિદ્યાનું પાલન કરવા યથાશક્તિ દાન આપો.

સનાતન ધર્મથી ચાલતું આખા ગુજરાતમાં આ પહેલું અને એકજ **બ્રહ્મચર્યાશ્રમ** છે. આ આશ્રમમાં સદ્ય જનોઇ દીધેલા ગામ પરગામના દ્વિજ બટુકોને દાખલ કરી નિત્યકર્મ સાથે દંડ ધારણાદિ પ્રાચીન વેશમાં રાખી સાયંપ્રાતઃ હોમ કરાવવામાં આવે છે, ને વેદ સંસ્કૃત, ને ગુજરાતી, શિક્ષણ સાથે વ્યાયામ ને સંગીતની પણ યોજના કરાય છે. તેમજ **અનાથાશ્રમ** તથા **અશક્તાશ્રમ** તરીકે અનાથો રાંક જનોનું તથા આંધળા, લુલા, અશક્તોનું રાખીને પોષણ થાય છે, તથા તેવા આબરૂદાર જનોને ગુપ્ત મદદ પહોંચાડાય છે. તેમજ ગરીબો માટે દવા અપાય છે. વ્યવસ્થા પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં રહે છે. રૂ. ૧) અથવા વધુ દાન આપનારને વાર્ષિક રીપોર્ટ તથા પાવતી મોકલવામાં આવે છે. આવા શુદ્ધ બ્રાહ્મણ બટુકોને તથા ગરીબોને એક દિવસ ભોજન કરાવ્યાનું મહાન ફળ લેવા કયો પુરૂષ ચુકશે ? કોઇજ નહિ. તો બનતી મદદ મોકલો.

લખો:—

**મંત્રી શ્રી ગોળકૃષ્ણ સંસ્થા.**

**સિદ્ધપુર. ( ઉત્તર ગુજરાત. )**

# બસો રૂપૈઆમાં અન્નદાન

# સાથે અમર નામ

દાનવીર સજ્જનો, અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો !! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ !! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. ૨૦૦ બસો દાનમાં મળશે, તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દિવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે અને તે દાતાના નામની આરસની તખ્તી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખો:—

**મંત્રી—હિંદુ અનાથાશ્રમ,**

**નડીઆદ.**

સસ્તી વાર્તામાળાના [illegible] ગ્રાહકોને આ પુસ્તકના
[illegible] આમારી [illegible] છે.

ઉઠો ! ઉત્તમ થવું હોય ! તુર્ત ગ્રાહક થવા પત્ર લખો !



જગત્‌પ્રસિદ્ધ સ્વામી વિવેકાનંદના સદ્ગુરૂ શ્રી

# શ્રી રામકૃષ્ણ —પરમહંસ.

( એમનું વિસ્તૃત, રંગીન ચિત્રો સહિત જીવનચરિત્ર, ઉપદેશામૃત સહિત, ચિકણા જાડા કાગળ, પાકું પૂંઠું પૃષ્ટ ૬૦૦-૬૫૦. લેખક—ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. )

મૂલ્ય— આસો સુદ સુધીમાં અગાઉથી નામ નોંધાવનાર પાસેથી રૂ. ૨-૦-૦ પાછળથી રૂ. ૨-૮-૦. પોષ્ટ ખર્ચ જુદું.

---

અવતાર ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસ—જેઓ જગપ્રસિદ્ધ સ્વામી વિવેકાનંદના સદ્ગુરૂદેવ હતા તેમનું, પ્રત્યેક ગુજરાતીને અત્યંત બોધક અને ઉપકારક થઈ પડે એવું વિસ્તૃત જીવનચરિત્ર હજી સુધી પ્રકટ થયું નહોતું, તે ઘણાં બંગાળી પુસ્તકો તથા જૂનાં અંગ્રેજી બંગાળી માસિકપત્રોને આધારે લખવામાં આવ્યું છે. સરલ અને રસીલી ભાષામાં લખાયલા આ પુસ્તકમાં, ભગવાન શ્રીરામકૃષ્ણના જન્મસમયથી તે અંતપર્યંત બનેલા અલૌકિક ચમત્કારિક બનાવોનું વર્ણન ઘણું સુંદર રીતે લખાયું છે. આફ્રિકા માટે મૂલ્ય—શીલીંગ ૩ પેન્સ ૬ નો પોસ્ટ ઓર્ડર મોકલવો. સર્વ પત્રવ્યવહાર:—

**ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.**

વ્યવસ્થાપક—સસ્તી વાર્તામાળા, હાજાપટેલની પોળ, **અમદાવાદ.**